તેમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા,
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



પાય પડી વિનવું પાલવડો પાથરી
લેઉં વેરણ આ શૈલાવ

# મુકુર

વર્ષ પ્હેલું : જાન્યુઆરી, ૧૯૩૪ : અંક પ્હેલો

## જીવનમન્ત્રની શોધમાં

રા. કનૈયાલાલ મુન્શી

### સિદ્ધિ

(૧)

**ભાવના.** અનેક વખત મેં ભાવના વિષે લખ્યું છે. ભાવના, ભાવના-પ્રધાન, ભાવનાવૃત્તિ, ભાવનાત્મક શબ્દોનો ઉપયોગ કર્યો છે.

ભાવનાસિદ્ધિમાં મને મોક્ષ દેખાયો છે; ભાવનાત્મક અપૂર્વતામાં સરસતા જણાઈ છે, ભાવનાબલમાં માનવતા મેં જોઇ છે. અનેક વાર ભાવનાનું પૃથક્કરણ આરમ્ભ્યું છે.

મારાથી સ્પષ્ટ ભલે ન થાય, પણ એ મને સ્પષ્ટ સમજાય છે એનું બળ મને ક્ષણે ક્ષણે પ્રત્યક્ષ થાય છે જીવનમાત્રનો એ એક નિયમ છે, જે એને સમજે છે તે અનુસરે છે. જે અનુસરે છે તે ઉદ્ધરે છે

ભાવના એ જ જીવનનો નિયમ- પરમ ને સર્વવ્યાપી. એમા જીવમાત્રના પ્રયત્નનું રહસ્ય છે. એમા સફળતા સમાઈ છે એના વિકાસમાં જ શક્તિને શૈથિલ્ય બન્ને છે- સ્વર્ગ ને નર્ક- બંધ ને મોક્ષ.

સ્વયંનિર્ણિત ભાવના એ સ્વર્ગ, એ મુક્તિ, પરનિર્ણિત ભાવના એ નર્ક- અધમગતિ.

મનુષ્ય ને જીવમાં ભેદ શો ? એક જ છે, નાનો છે, પણ સદાય અનુલ્લંઘનીય. મનુષ્યમાં ધારેલી ભાવના સિદ્ધ કરવાની વૃત્તિ છે. પશુમાં ને જંતુમાં તે નથી.

એ વૃત્તિ હાથમાં લઇ પરનિર્ણિત વિકાસમાંથી મનુષ્ય ઉદ્ધરી શકે છે, ઉદ્ધારી શકે છે. એ વૃત્તિ હાથમાં લઈ, વજ્રધારી સમો દુર્ધર્ષ તે સદાય સિંહાસનસ્થ છે. એની દૃષ્ટિ જ્યોતિર્માલાની પાર પેખી શકે છે. એનું શીર દિશાગોની પાર ધૂર્જટિના તાંડવને તાલ આપી શકે છે. વિશ્વકર્માની સકલકૃતિ માપવાને તત્પર એવા એને સૃષ્ટિ, આજ્ઞા ઉઠાવવાને આતુર, પ્રણિપાત કરી રહે છે.

( ૨ )

**ભાવનાશક્તિ.** ભાવનાવૃત્તિ એકલી વિકાસ સાધવા અસમર્થ છે. એને તાપી, ટીપી વજ્ર બનાવે તે ઇન્દ્રાસને ચઢે. ભાવનાવૃત્તિની શક્તિ બને ત્યારે મનુજનો મહાત્મા થવા માંડે.

જેની ભાવનાશક્તિ દુર્જેય તે જીતે, તે ધાર્યો વિકાસ સાધી શકે. તેની બુધ્ધિ વ્યવસાયાત્મિકા થાય. **व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन।** એમ ભગવાન વાસુદેવે અર્જુનને કહ્યું હતું.

મનુષ્ય તડફડે છે કારણ કે તેની આ શક્તિ ડગમગે છે. તે હારી ખાય છે કારણ તે તેની બુદ્ધિના શતખણ્ડ થાય છે. **बहु शाखा हि अनन्ताश्च बुद्धयो व्यवसायिनाम्।**

મારામાં ભાવનાશક્તિ છે એવો આડમ્બર બહુ સહેલો છે. કોઈ ચંચલ તરંગ પર તણખલું નાચતું હોય તો તેનામાં ભાવનાશક્તિ આપણે માનીએ; કીડી પણ આમ ફરે, તેમ ફરે ને રસ્તો શોધે, ને આપણે તેને આત્મનિર્ણિત પન્થે જતી માનીએ.

મારી વાંછના અકસ્માતથી સફળ થાય ને હું ભાવનાશક્તિનો દાવો કરું. નિર્બલ પર બલ ચલાવું ત્યારે પણ ભાવનાશક્તિનું પ્રદર્શન મને દેખાય. કોઈ ધન્ય પળે કોઇ છેક ભાવનાભ્રષ્ટને પણ વિકાસ સાધતો જોઉં છું. પણ ભાવનાશક્તિ – Will to Become નથી; તેના સ્વરૂપનો આભાસ છે.

જેનામાં ભાવનાશક્તિ છે તે અણુદબ છે, અણનમ છે. બહુ શાખામય ભાવનાવૃત્તિ એ સેવી શકતો નથી. એ ખુશીથી મરી જઈ શકે છે. વીજળી બાળી ન શકે તો ભોંયમાં સમાય– પોતાપણું કદી છોડતી નથી.

જગતને જીતનારાઓ નથી શૌર્યથી થતા, ને નથી થતા સમૃદ્ધિથી. જેની પાસે ભાવનાશક્તિ છે તેજ છે રાજવી, ને તેજ– જગન્નાથ.

( અપૂર્ણ )

# આત્મ દર્શન

## ( તન્ત્રીનું નિવેદન )

> "નિજ રૂપ દર્પણે દેખી કાર્ય સહુ કરજો,
> લઈ આંખી આપની પ્હેલી, અન્ય ભણી વળજો."
>
> રાઈનો પર્વત.

સ્યાસ્પદ પાત્રોની પ્રાસંગિક, વિચિત્ર લાગતી ઉકિતઓમાં ઘણી વાર ડહાપણ ભરેલું હોય છે, અને સાહિત્યમાં વાચકવર્ગને કે શ્રોતાવર્ગને આથી જેટલો ઉપદેશ આપી શકાય છે તેટલો કદાચ લાંબાં ઉપદેશાત્મક પ્રવચનોથી પણ ન આપી શકાય. ઘણા જગવિખ્યાત લેખકોએ પોતાના વિદુષકનો આ રીતે ઉપયોગ કર્યો છે. નાટ્યસમ્રાટ શેકસ્પીઅરનાં પાત્રો માટે કહેવાય છે કે એના વિદુષકો ખરા ફીલ્સુફ છે. શેકસ્પીઅરે વિદુષકોનો ઉપયોગ પોતાનું તત્ત્વજ્ઞાન પ્રદર્શિત કરવા કર્યો એમ આ દૃષ્ટિએ કહેવું ખોટું નથી. સ્વ. સર રમણભાઇએ પણ દર્પણદર્શીઓના મુખમાં ઉપરની પંકિતઓ મૂકી સર્વ કાલના સર્વ લોકોના જગત પ્રત્યેના વર્તન માટે એક સૂચક સત્ય દર્શાવ્યું છે. બીજા એનો ઉપયોગ કરે ન કરે એ પ્રશ્ન અહીં અસ્થાને છે, પણ મુકુરનો પ્રથમ અંક સાહિત્ય રસિકો સમક્ષ ધરતાં એ પંકિતઓનું વિસ્મરણ કરવું હમને પરવડે નહિ આ સ્થળે બીજી કાંઇક એવા જ મર્મની પંકિતઓનું સ્મરણ થાય છે.

> નિરવધિ અવકાશ વિષે ધૂમે
> સતત, શ્રદ્ધાતણા દીવડા ઝીણા.
> રવિ સમાં શિશુ અંગુલિએ ધરી,
> ભ્રમણ એ કરતા અવકાશમાં.
>
> અમિત આ જગ તે દિસતું હશે
> અપરને લઘુ બિન્દુ થકી ખરે.
>
> નયન અન્તર લોપી શકે નહિ,
> અપરને નિરખો નિકટે જઇ.
> ઉર વિવેક ધરી નિજ જાતને,
> અપર નેનથી મુકત નિહાળવી.

—આમ પ્હેલાં આત્મસમીક્ષા કરી, પછી જ અન્ય તરફ વળીશું. આત્મવિકાસ અને પ્રગતિ માટે આત્મનિરીક્ષણ આવશ્યક છે એ બાળક મુકુર નહિ વીસરે એટલી હમને શ્રદ્ધા છે.

પ્હેલો જ પ્રશ્ન ઊઠે કે મુકુરનું પ્રયોજન શું ? આ સવાલનો જવાબ દેખીતો જેટલો સ્હેલો છે તેટલો આપવો અઘરો છે. આ નવી પ્રવૃત્તિ શરુ કરવાનો વિચાર છે, એ જાણતાં જ

એક શુભેચ્છક વયોવૃદ્ધ સાક્ષરના મુખમાંથી "ઝંપીને ભાઈ!" એ ઉદ્‌ગારો સરી પડ્યા.. બીજે સ્થળેથી, લેખની માગણી કરતાં, જવાબ મળ્યો, "આ અધમાધમ ધંધો છે, એમાં ત્હમે તે શીદ પડ્યા?" આ બન્ને જવાબો શુભેચ્છકના છે એ ખરું; બન્નેમાં સત્ય છે એ પણ ખરું. છતાં, હમે વિચાર કેમ ન માંડી વાળ્યો? એ અંગત બાબતોની લાંબી ચર્ચામાં નહિ ઉતરું.

યુવાનોને ઝંપ નથી હોતો, ન હોવો જોઇએ. સ્પષ્ટ રીતે મૂકું તો અઝંપો યુવાનોને આવશ્યક છે; યુવાનીનો એ સહજ અને વ્યાપક સ્વભાવ છે. ઝંપીને બેસે ત્હેને માટે વિકાસ કે પ્રગતિ નથી, અને વિકાસ અને પ્રગતિ યુવાનીના ધર્મ છે. વૃદ્ધ થઈશું ત્યારે ઠરીને બેસીશું, કારણ એ સર્વનો અધિકાર છે; પણ યુવાનીમાં ઝંપીને ન બેસ્યા હોઈએ તો જ. કાળક્રમે સર્વ વૃદ્ધ તો થાય છે, બાળપણ કે યુવાનીમાં યમનાં તેડાં ન આવે તો. મુકુરને સૌની જેમ સદા યુવાન રહેવાના કોડ છે, પણ એ કોડ કોઇના યે પૂરાયા છે?

બીજા પ્રશ્નનો ઉત્તર સહુને નહિ સંતોષે પત્રકારના ધંધા તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવાય છે એ સત્ય. પત્રકારનો ધંધો અધમ છે એ અમુક વસ્તુસ્થિતિમાં કે અમુક પત્રો માટે સત્ય હશે, પણ એ સામાન્ય સત્ય નથી. અને એક વાત તરફ ગુજરાતી સાહિત્ય-રસિકોનું લક્ષ ખેંચીએ. મુકુર હમે ધંધાર્થે શરુ કર્યું નથી, શુદ્ધ સેવાભાવે શરુ કરેલી આ પ્રવૃત્તિ છે. ગુજરાતી સામયિકોની આર્થિક પરિસ્થિતિથી હમે છેક અજાણ નથી. પોતાનો ખર્ચ નીકળવાના સાંસા હોય ત્યાં ધંધાનો પ્રશ્ન જ બાજુ ઉપર મૂકવાનો. એક સેવાભાવી યુવકને આર્થિક મદદ કરી ગુજરાતી સાહિત્યની સેવા કરવાની ઇચ્છા થઈ. બીજાને માનસિક મદદ કરી સેવા કરવાના કોડ હતા. આ વિજાતીય સેવાભાવમાંથી મુકુરનો જન્મ. બન્નેનો સમન્વય કરતાં હમને આ માર્ગ સારો લાગ્યો. બીજાને ના પણ લાગે. દૃષ્ટિ દૃષ્ટિમાં એટલો ભેદ તો હોય જ ને?

પ્રયત્ન કરતાં ગભરાય તે યુવાન નહિ. સફળતા અફળતાનો પ્રશ્ન નિરાળો છે. અપૂર્ણ અને પરિમિત શક્તિવાળાં એવા આપણે પ્રયત્ન કરીએ એટલું જ આપણે માટે બસ છે. ફળ માટે શક્ય તેટલી નિષ્કામ વૃત્તિ રાખી સતત યત્ન કરવો એ જ માનવધર્મ. આવી વૃત્તિ રાખનારને નિષ્ફળતાનો શોક નહિ સ્પર્શી શકે. એથી ઉલટું નિષ્ફળતા નવું બળ ને નવીન પ્રેરણા આપશે. મુકુર આવું આશાવાદી બાળક છે. જગતના કડવા મીઠા અનુભવોથી ઘણે અંશે અપરિચિત છે, છતાં અડગ શ્રદ્ધા અને અભંગ પ્રયત્ન એ એનું બળ છે.

લાંબા વિષયાન્તરનો દોષ ટાળવા પ્રસ્તુત વિષય તરફ વળું. "ગુજરાતને નવા માસિકની જરુર છે?" આ પ્રશ્ન પણ એક શુભેચ્છક વડીલે જ પૂછ્યો હતો. આ પ્રશ્નનો જવાબ હમારે આપવાનો ન હોય. ગુજરાતી ન્હાનાં-મ્હોટાં, સારાં-ખરાબ, સામયિકોની સંખ્યા અત્યારે ૨૭* જેટલી છે. 'ફરફરીઆંની ફોજ'ના આ જમાનામાં એક મિત્રે કહ્યું હતું તેમ દરરોજ એક સામયિક જન્મે છે, અને બીજું મૃત્યુ પામે છે. એવાં સામયિકોના ગુણ-દોષમાં ઊતરવું એ અપ્રસ્તુત છે, પણ એમાં શુદ્ધ સેવાભાવથી ચાલતાં અને ધંધાર્થે ચાલતાં

*ગ્રન્થ અને ગ્રન્થકાર પુસ્તક ચોથું.

સામયિકોની સંખ્યા વિચારતાં ગુજરાતી સાહિત્યપ્રેમી વર્ગ આ પ્રશ્નનો જવાબ જાતે જ આપી શકશે. હું એમ કહેવા નથી ઇચ્છતો કે સેવાભાવનાથી કાઢેલાં સામયિકોજ સારાં હોય છે, પણ સામયિકોના જીવનમાં સેવાની ભાવના અગત્યની છે એટલુંજ નહિ પણ આવશ્યક છે. એ સાથે બીજી દા. ત. ધધાનો ભાવના સંલગ્ન થાય તો અનિષ્ટ નથી પણ બધું હદમાં હોય તો જ શોભે. ભૂખે મરીને, આકાશવૃત્તિ રાખવી બધાને ના જ પરવડે.

ગુજરાતી સામયિકોનો ઇતિહાસ બહુ લાંબો નથી, છે એટલો બધો જ ઉજ્જવલ પણ નથી, પણ એનું પ્રાસ્તાવિક પ્રકરણ તો સદા સુવર્ણ રંગે ચળકતું જ રહેશે. ૧૯ મી સદીની અધવચમાં પશ્ચિમના સંપર્કે ભારતવર્ષના જીવન સમસ્તનો પ્રવાહ બદલાવા માંડયો; ત્યાં સુધી આપણે બ્હારનું જગત બરાબર જોયું ન હતું, એટલે આપણી જાતને જ સુન્દર અને ઉત્તમ માની બેસવાની ભૂલ આપણે કરી શકયા હતા. બીજી પ્રજા, બીજી સંસ્કૃતિ જોતાં આપણે આપણી નબળાઇઓ સ્હમજી શકયા. એ આત્મદર્શને આપણાં દિવ્યચક્ષુ ખોલ્યાં, અને પ્રભાતનો સુભગ સુવર્ણ પ્રકાશ આપણે આવતો જોયો. એ પ્રકાશે વ્હેમ અને કુરુઢિ, નિર્બળતા અને પરતન્ત્રતાનાં ઘેરાઈ ગએલાં વાદળાંની આપણને ઝાંખી કરાવી. આ આત્મભાનમાંથી જન્મેલી આત્મસુધારણાની ધગશે અનેક નવીન પ્રવૃત્તિઓને જન્મ આપ્યો. ટૂંકમાં, આપણે જાગ્યા–આપણને કોઇએ જગાડયા, અને જાગીને જોયું ત્યાં પ્રભાતનો આછો પ્રકાશ ફુટવા માંડયો હતો.

આ જ્ઞાનપ્રકાશને ઝીલવો અને ફેલાવવો એ સામયિકોનો ધર્મ થઈ પડયો. એને પરિણામે બુદ્ધિપ્રકાશનો જન્મ. ત્યાર પછી નર્મદ અને નવલરામનાં મુખપત્રો; જ્ઞાનસુધા, સુદર્શન અને વસન્ત પણ સમયની જરુરીઆત પ્રમાણે અસ્તિત્વમાં આવ્યાં. પછી સાહિત્ય યુગધર્મ, ગુજરાત, કૌમુદી અને પ્રસ્થાન, આ સર્વે પોતાના બીજા સહયોગી સાથે પોતપોતાની રીતે ગુજરાતી સાહિત્યની ને તે દ્વારા ગુજરાતની સંસ્કૃતિની સેવા કરતાં કે કરી રહ્યાં છે. એમાં પ્રતિબિમ્બિત થતું ગુજરાતનું માનસ્ હર્ષ ઉપજાવે છે. છતાં જગતના અને હિન્દના જ બીજા પ્રાન્તોમાં વિકસેલું પ્રજામાનસ્ જોતાં અને ગુજરાતના પોતીકા વ્યક્તિત્વમાં જે ગૂઢ શકિત છૂપાએલી છે તેનું ભાવનાદર્શન થતાં, આપણે કેટલા પાછળ છીએ, અને આપણે કેટલું કરવાનું બાકી છે ત્હેનો આપણને ખ્યાલ આવે છે, અને ત્યારે આપણને એમ લાગ્યા વગરના જ રહે કે જો સાહિત્ય પ્રજાજીવનના ઘડતરનું સાધન હોય તો હમારા આ અલ્પ પ્રયાસ જેવા કેટલાએ પ્રયાસોની ગુજરાતને આવશ્યકતા છે.

ગુજરાતી માસિકોની આર્થિક સ્થિતિ કેવી હોય છે, તેનો ખ્યાલ ઘણા સાહિત્યરસિકોને તો હશે. ગુજરાતી આલમના આત્મઅંધાર ફેડવા માટે આવા જ્ઞાનદીપોની ઉપયોગિતા આથી ઘટતી નથી. દીપક તો પોતાના જ ભોગે પ્રકાશ પાથરતો રહ્યો. હમારો આશય અને આદર્શ સરળ અને સીધા છે. જો કે સ્પષ્ટ શબ્દોમાં એને હમે સંપૂર્ણપણે કદાચ વ્યકત કરી ન પણ શકીએ. મુકુરનું ધ્યેય દૂરથી સ્પષ્ટ રીતે દેખાય છે, એનો માર્ગ યોજ્યો તો છે, પણ એમાં હમારા કરતાં લેખકવર્ગ અને વાચકવર્ગ ઉપર વિશેષ આધાર રાખવો રહ્યો. શકય

એટલા સ્પષ્ટ શબ્દોમાં મૂકું તો કૌમુદી અને પ્રસ્થાન એ ગુજરાતનાં બે અગ્રગણ્ય માસિકોની વચ્ચે ક્યાંક હમારું ધ્યેય છે. બંધ થએલા ગુજરાતને પણ ધ્યેય નક્કી કરતી વખતે વીસરી તો ના જ શકીએ. ગુજરાત લાંબી ઊંઘમાંથી ઊઠે એમ આપણે સહુ ઇચ્છીએ, પણ જ્યાં સુધી ગુજરાત જાગવાની ઇચ્છા ન કરે ત્યાં સુધી ગુજરાતની ખોટ મહાગુજરાતને ન પડવા દેવી, એવા મુકુરને કાંઇક કોડ છે ખરા.

હિન્દ આજે પુનર્જન્મની વેદનામાંથી પસાર થઈ રહ્યું છે. વીસ વર્ષ પૂર્વે જે ચેતન કે જાગૃતિ ન હતી તે છેલ્લાં ચારેક વર્ષમાં આવતી આપણે જોઈ છે. હજી એ મન્થન અધૂરું છે. ભારતવર્ષે એક સ્વાશ્રયી રાષ્ટ્ર તરીકે જગત સમક્ષ ઊભા રહેવું હશે તો તેવું આત્મમન્થન –તેથી યે ઊંડુ ને સર્વતોમુખી– હજી સહેવું જોઇશે. આ જાગૃતિના યુગમાં દેશમાં જેનામાં વિચારવાની શક્તિ છે તે આ જીવન વિષે વિચાર કરતા થઈ ગયા છે. આ મન્થનદ્વારા પ્રજાજીવન કોઇક અગમ્ય રીતે ઘડાઇ રહ્યું છે. એ પ્રજાના મનોરથો અને પ્રયત્નો, સ્વપ્નાં, સાધન અને સિદ્ધિ, આચાર અને વિચાર, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આજનું સાહિત્ય–જગત નોંધી રહ્યું છે. આજે ત્રાજવું ગમે તે બાજુ નમતું લાગે, પણ ગુજરાત અને ભારત સમસ્તનું ભાવી આજના આ સ્વપ્નદ્રષ્ટાઓના હાથમાં જ છે એ તો નિઃશંક છે.

આ વિલક્ષણ માનસ ઝપાટાભેર આપણા સાહિત્યમાં પ્રતિબિમ્બિત થવા માંડયું છે. ચન્દ્રવદન મ્હેતા, સુન્દરમ્, બેટાઈ, ઉમાશંકર જોશી વગેરે યુવાન કવિઓની કૃતિઓને ૧૯૨૦ પ્હેલાંની કવિતા સાથે સરખાવતા છેલ્લા દસકામાં આપણા કવિતાસાહિત્યનાં ઝરણાં કેમ અને કેવા સ્વરૂપમાં આવિર્ભાવ પામ્યાં, એનાં કેવાં રૂપાન્તર થયાં એનો ખ્યાલ આવી શકશે. સાહિત્યનાં બીજાં ક્ષેત્રો કેવી રીતે ખેડાઈ રહ્યાં છે ત્હેની સમાલોચના કરવાનું આ સ્થાન નથી. આ નવીન યુગના માનસને મુકુર વિવિધ સાહિત્યદ્વારા ઝીલી ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવાનો અભિલાષ રાખે છે. 'મુકુર' એનું નામ સૂચવે છે તેમ આધુનિક ગુજરાતના માનસિક જીવનને ઝીલી પ્રજાને ત્હેનું દર્શન કરાવવા ઇચ્છે છે. આધુનિક ગુજરાતને આત્મ-દર્શન કરવાનુ મુકુર એક સાધન બને એવી હમારી ભાવના છે. એ ભાવના સિદ્ધ કેમ અને કેવી રીતે થશે એ નિર્ણય સમય ઉપર જ મૂકી દઇએ.

આમ સાહિત્યદ્વારા સેવા કરવાના મુકુરના અભિલાષ છે. સાહિત્ય પ્રજાના માનસિક જીવન વ્યાપારનું પ્રતિબિમ્બ છે. સાહિત્ય જેટલે અંશે પ્રજાજીવનને સ્પર્શી શકે છે તેટલેજ અંશે પ્રજાજીવન સાહિત્યને સ્પર્શી શકે છે. સાહિત્યનો વિસ્તૃત અર્થ કરતાં માનવ સંસ્કૃતિની – સમાજજીવનની – દરેક પ્રવૃત્તિ સાહિત્યદ્વારા આવિર્ભાવ પામે છે એ કહેવું સત્ય છે. આમ સાહિત્યને કેન્દ્રસ્થાને સ્થાપી સમાજજીવનને શિષ્ટ અને સંસ્કારી બનાવવામાં ઉપયોગી એવા દરેક વિષયને લગતા લેખો અને ચર્ચાઓ જ્ઞાન પ્રચારના ઉદ્દેશથી દરેક માસે આપવાની હમને ઉમેદ છે. અમુક વિષયો કે સંસ્થાઓ માટે આજનો અમુક વર્ગ કેવા વિચારો ધરાવે છે તે તટસ્થ અને પ્રામાણિક દૃષ્ટિએ મુકુરમાં દર માસે પ્રતિબિમ્બિત થતાં રહેશે.

ઇચ્છા અને પ્રયત્ન એક વસ્તુ છે, સિદ્ધિ બીજી વસ્તુ છે. અતિ આશે ઊંચા તો ઊડવું, છતાં દૃષ્ટિ ધરતી ઉપરજ રાખવી એ હમને ઇષ્ટ લાગે છે. સ્વપ્નાં સેવતાં શક્યતાનો વિચાર અવગણવો કાર્ય કરનારાઓને ન પરવડે. જનસમુદાયને દોરવો એ સામયિકોનો ધર્મ છે; દોરતાં દોરતાં પોતે દોરાઈ, પોતાનું ધ્યેય તજી, સામાન્ય કક્ષાએ જઈ ન બેસે એ પણ વ્યવસ્થાએ જોવું રહ્યું. પ્હેલેથી જ નીચું ધ્યેય રાખી ધીમે ધીમે ઉપર ચઢવું–અને જન સમુદાયને ચઢાવવો એમ કેટલાક માને છે. એમાં વ્યાવહારિક ડહાપણ હશે, એ હમને શક્ય લાગતું નથી એટલું જ નહિ, પણ વધુ નીચે પડવાનો એમાં ભય રહે છે. એમાં સેવાના આદર્શની પણ સમાપ્તિ નથી.

## લેખકોને :

આ હમારી ઉમેદો, આશાઓ અને સ્વપ્નાઓ. પણ એકલે હાથે આ કાર્ય પાર ઊતારવું માત્ર કઠિન નથી પણ અશક્યજ છે. આ કાર્યસિદ્ધિ માટે વિવિધ પ્રકારનાં અનેક માનસ એકઠાં થાય એ જરુરનું છે. એટલે વૃદ્ધ વડીલો અને યુવાનમિત્રોના સહકારની હમને અપેક્ષા હોય જ. મુકુર કોઈપણ વિષય ઉપરના લેખોને સ્થાન આપવા તત્પર રહેશે. વિષયની વિવિધતા એ હમારી વિશિષ્ટતા બને એમ હમે ઇચ્છીએ છીએ. કારણ પ્રત્યેક વ્યક્તિને (આચારમાં કદાચ નહિ) સ્વતન્ત્ર વિચાર કરવાનો ને દર્શાવવાનો સમ્પૂર્ણ હક્ક છે. આમ કહી હમે કંઇક અંશે હમારી જવાબદારી ઓછી કરતા હોઇશું–પણ અમુક પ્રકારના જ વિચારોનો પ્રચાર કરવાના રોગથી હમે દૂર રહેવા માંગીએ છીએ. વ્યક્તિ સ્વાતન્ત્ર્યના આ યુગમાં તન્ત્રીના ખાસ હક્કો પણ ઓછા થવા ઘટે ને? એટલે મુકુરમાં પ્રકટ થતા અમુક વિચારો મુકુરની વ્યવસ્થાનાજ છે, એમ માનવાની પણ ભૂલ કોઈ ન કરે. હમે વિચારો સાથે સંમત થઇએ કે ન થઇએ પણ અમુક વિચારો, વિચારપ્રેરક હોય, જનસમુદાયને ઉપયોગી થઈ પડે એવા હોય તો તેને હમારે સમ્પૂર્ણપણે પ્રગટ થવા દેવા એ હમારો ધર્મ છે. વસ્તુસ્થિતિ સ્હમજાવવા એકજ દાખલો આપું. (વાર્તા નથી કહેતો— )

એક હતા તન્ત્રી. એમના માસિક માટે અમુક એક પુસ્તક અવલોકનાર્થે આવ્યું. તન્ત્રીઓને કામનું દબાણ વિશેષ, અને તે અંગે ચિત્તશાન્તિ અને ફુરસદ ઓછી. આથી એ પુસ્તક અવલોકનાર્થે બીજા ભાઇને આપવામાં આવ્યું. અવલોકન માટે પુસ્તકો મોકલનાર અને અભિપ્રાય માટે અતિ આતુર રહેનારમાં જેવી સહિષ્ણુતા જોઇએ તેવી સહિષ્ણુતાનો આ લેખકમાં અભાવ હતો. સમાલોચકે પોતાના દૃષ્ટિબિન્દુથી સમાલોચના લખી, અને લેખક છેડાયા. બીચારા તન્ત્રી ઉપરજ ગાળોનો વરસાદ. કારણ એમણે તન્ત્રી થવાનો ગુન્હો કર્યો હતો. સમાલોચકને કાંઇ ન લાગે કે વળગે.

આવા અનેક અનુભવ દરેક તન્ત્રીને થયા છે. કોઇકને તો કોઇક સાથે આજીવન અબોલા પણ થયા છે. વિનમ્રભાવે શરુવાતમાં જ સ્પષ્ટ કરીએ કે મુકુરમાં પ્રકટ થએલા સર્વ વિચારો સાથે હમે સંમત છીએ, એવું માનવાની કોઇ ભૂલ ન કરે. આપણે સર્વ એક વા અન્ય રીતે અમુક મનુષ્ય, સંસ્થા કે સમાજની ટીકા કર્યા કરીએ જ છીએ, એ રીતે

આપણા ઉપર ટીકા કરવાનો બીજાનો પણ એટલો અધિકાર છે એ આપણે સ્વીકારવું જ રહ્યું.

જે કોઈ સાહિત્યમાં રસ લેતા હશે તે આપણું સાહિત્ય બીજા સાહિત્યના મુકાબલે કેટલું ગરીબ છે તે જાણે છે. કવિતા કે નાટક, નવલકથા કે ટૂંકી વાર્તા, જીવનચરિત્ર કે ઇતિહાસ, વિવેચન કે તત્ત્વજ્ઞાન એ સાહિત્યના સર્વ અંગોપાંગના સમગ્ર અવલોકને આપણને આપણું સાહિત્ય વામન સ્વરૂપ જ જણાશે. આ દરેક ક્ષેત્રમાં શક્ય હોય તે સર્વ કરવાને ગુજરાતનું લેખક મંડળ હમને સંપૂર્ણ સહકાર આપશે એવી આશા રાખીશું.

મુકુર એટલે, ટૂંકાણમાં, આધુનિક ગુજરાતને આત્મદર્શન કરવાનું સાધન. એમાં એની ભાવનાઓ અને આકાંક્ષાઓ, સ્વપ્નાં અને સિદ્ધિ, હર્ષ અને દર્દ, પ્રત્યક્ષ કે પરોક્ષ સ્વરૂપે પ્રતિબિમ્બિત થતાં દેખાશે. જેને ગુજરાત અને ગુજરાતી સાહિત્ય માટે અસ્મિતા હશે એ સર્વ મુકુરને પોતાનું ગણી અપનાવશે, જેવું છે તેવું પોતાનું ગણી, વખતો વખત સૂચના કરી કે બીજી રીતે સહકાર આપી એને ઊંચે ઊંચે લઇ જવામાં મદદ કરશે એટલી હમારી નમ્ર વિનન્તિ. અસ્તુ.

જે જે લેખકોએ હમારું કાર્ય સરળ અને સફળ બનાવવામાં એક વા અન્ય રીતે મદદ આપી છે, અથવા વચન આપ્યું છે તે સર્વના હમે ઋણી છીએ.

## લેખકો અને પ્રકાશકોને વિનતિ

શ્રી ગૂજરાત સાહિત્ય સભા કરાચી, એ ૧૯૦૦ ને પછીના વરસોમાં જન્મેલા કવિઓની કૃતિઓનો અભ્યાસ કરી 'વર્તમાન ગૂજરાતી કાવ્યસાહિત્ય' ઉપર નિબંધ લખવાનું મને સોંપ્યું છે.

હું સર્વે કવિબંધુઓને અને કાવ્યપ્રકાશકોને વિનતિ કરું છું કે જો તેઓની કૃતિઓ પુસ્તકાકારે બહાર પાડી હોય તો તે અને નહિ તો જે જે સામયિકમાં તે પ્રગટ થઈ હોય તેની નોંધ કરી મને મોકલવાની કૃપા કરે; જેથી દરેક કવિને પુરો ન્યાય થઈ શકે અને તે ઉપરાંત છેવટના નિર્ણયો પૂર્ણ ચર્ચા પછી કરી શકાય.

સરનામું: ડી. જે. સિંધ કોલેજ કરાચી.

લી. સેવક,
ભવાનીશંકર વ્યાસ.

# સાગર સુદર્શન

(૧)

નિહાળું શૃંગેથી દૂર લહરતો સાગર મહા,
ઊભાં વચ્ચે તેમાં વનઉપવનો, ગ્રામ મનુનાં;
છતાં ન્હેલી લ્હેરે રવિ રસળતો સાંધ્ય કિરણે-
રચે રેખાચિત્રો તહીં ઝૂકી રહું ભાવિસૂચને-

(૨)

ગિરિનારે હુકે સિંહ-વનમહીં દૂર ખીણમાં-
ટહૂકે કુંજોમાં મધુર મયૂરો કોકિલ ઘણા:
ઘૂમે ઉંચી ટોચે ગરૂડ ચિચિયારી ગજવતા:
તરંગે તોરીલો ઘુઘવી ઉછળે અર્ણવ સદા!

(૩)

વહે થંડો વાયુ લહરીગીત સંગીત ગજવે:
ધ્વનિયોગે હૈયે જીવિતસુરતા મસ્ત મચવે:
મીચું આંખો ઘેને ઘુંટુંજ સૂર ધ્યાને સમરવે:
પછી નાચું તાને લલિત લલકારૂં અવનવે!

(૪)

મહા કાલાબ્ધિ તો ભરતી રસછોળે છલકતો-
રસાત્માએ મ્હારો પ્રકૃતિ ચમકે તો પુલકતો:
વિભૂતિને ન્યાળી અભય હું અશોકે મલપતો:
કલા સિધ્ધિયોગે પ્રબલ મુજ પ્રાણે સળકતો!

(૫)

અનેરા લાવણ્યે જીવતર ભરે પ્રાણ લહરી!
તરંગે અબ્ધિના ઉર શીતલતાની અમી ઝરી!
ભર્યો પૂરેપૂરો! તુજ શરણ મેં ભાવ પરખ્યા:
સલૂણા! તું તારે ભવજીવન, વંધાર્ણવ સખા!

(૬)

ગિરિશૃંગે જન્મ્યો, જીવિત જીવતો અબ્ધિ તટ હું-
ચ્હડી છોળે છોળે ભવ રમણનો પાર તર્યું હું-
વિશાળાં વિશ્વોને પૃથિવિપટથી નીરખી રહ્યું-
દૂરેથી દેખાતા પ્રણયપ્રભુને અન્તર વર્યું!

જુનાગઢ

# દૂર જાજે જાજે

તિમિરલોક આહિં, તાત, જાજે જાજે,
હો દૂર જાજે જાજે.
સૂર્યની પ્રકાશપાંખ સ્હાજે સ્હાજે,
હો દૂર જાજે જાજે.
વાયુના વંટોળ ઉગ્ર માંહે વીંટાતો,
વીજના પ્રકોપ વિશે દગ્ધદેહ થાતો,
મેઘના પ્રશાન્તિવાસ છાંડી જાજે,
હો દૂર જાજે જાજે.
સૂર્યની પ્રકાશપાંખ સ્હાજે સ્હાજે,
હો દૂર જાજે જાજે.
ઊંચા ઊંચા અનન્ત ઘેરા આકાશને,
તરતા તમિસ્રનીર તારકપ્રકાશને,
ધૂમકેતુના વિલાસ છોડી જાજે,
હો દૂર જાજે જાજે.
તિમિરલોક આહિં તાત ! જાજે જાજે,
હો દૂર જાજે જાજે.
સાથીની શોધમાં લગીરે થોભીશ ના,
શકુન મુહૂર્ત કશાં જોવા અટકીશ ના,
કાલગરુડ પાંખે સદ્ય જાજે જાજે,
હો દૂર જાજે જાજે.
ઊર્ધ્વ ઊર્ધ્વ ઊર્ધ્વ તાત ! જાજે જાજે,
હો દૂર જાજે જાજે.
તિમિરલોક આહિં તાત ! જાજે જાજે,
હો દૂર જાજે જાજે.
સૂર્યની પ્રકાશપાંખ સ્હાજે સ્હાજે,
હો દૂર જાજે જાજે.

સુંદરજી બેટાઈ

# મને સ્વપ્નાં આવે*

( શિખરિણી )

મને સ્વપ્નાં આવે જીવનજલ ઝોલે નિંદરમાં,
નિશાના અંધારા પટ વિંધી વિંધી, તારક સમાં
મીઠું હૈયાહારી પલપલ કરંતાં વળી વળી;
પરંતુ નિદ્રાનાં નયન—દમતાં ધારણ બળી
સરી રે ના જાતાં; નયન મુંઝવાતાં; હૃદયના
તણાયેલા તારે કરુણ વિલપી સૂર અદના
ધીરે ધીરે કાળી અરવ રજનીમાં ગુમ થતા.

છતાં સામે પાછાં પલપલ મધુ સ્વપ્ન કરતાં,
અનેરી આશાએ ઉર નચવતાં, રાત ભરતાં;
અને પેલી પારે લસબસ કરંતા ભુવનના
અદીઠાં દર્શનોના સુભગ પટ ખુલ્લા કરી કરી,
પ્રભાના રંગોના મનહર વિલાસો ઝરી ઝરી,
અજાણી વીણાના અમૃતમય સૂરે શ્રુતિ ભરી,
મને લોભાવે આ નિશિ નિશિ મધુ સ્વપ્ન સરણી.

પોંડીચેરી
તા. ૨૧-૩-૧૯૩૩

રા. પૂજાલાલ



---

# ભવ—ગાન

( સવૈયા એકત્રીશા-સૉનેટ )

વિશ્વવાદ્યના વાદક ગાયક ! નિત્ય નૂતન છે ગુંજન ગાન,
પંચતત્ત્વથી સ્હોતી સૃષ્ટિ, આલાપે ભવગાન મહાન;
ચંદ્ર-સૂર્યને ઉડુગણ સૌએ, વિસ્તારે સૂર સાથે તાન,
તરલ અનિલના તરંગ તાલે, ગૂંજે ઘૂમી રાગ અજાણ.

મેઘ મૃદંગ બની જો વાજે, નદી નૂપુરનાં રુમઝુમ તાન,
સમીર વીણા ધીર કરમાં ધારી, દે તરુવર ડોલંતા તાલ;
સિંધુ સંતરી ગર્જી રહ્યો છે, અધરે અગણિત ઉર્મિગાન,
નર્તે તેજ સભર જગ ભાસે, ગાયે પંખી પંચમ ગાન.

* પ્રકટ થનાર ' પારિજાત ' નામના કાવ્યસંગ્રહમાંથી.

કાળ ખંજરી ઝણુણુણુ ગાજે, ડોલાવે દિક્‌દિક્‌નાં ધ્યાન,
અંધ પિછોડી ઓઢી સૂતા, માનવને દે ચેતન પ્રાણ;
સુંદર સાજ સજાવી કુદરત, વાઇ રહી કેં ગાન અમાપ,
સ્વર સાગર મંથનથી પામી, કરો અમર સુધારસ પાન.

અનાદિથી ભવ–ગાન ગુંજારવ, નવ રવ ભંગ કદિ થનાર,
સુરકુલ ફૂલફૂલ એ રસ ઝીલે, તો કાં માનવ રે અજ્ઞાન?

રા. ભગવત્ ભટ્ટ

---

# વેરણવેણુ

વાયે કાં મોરલી મધુર
કાનુડાં! વાયે કાં મોરલી મધુર?

મોરલી વાગે ને મ્હારું તનડું તોડાય રે,
હૈયાના તાર તૂટી જાય.... .... ....કાનુડાં૦

હૈયાને સરવર ઉર્મિઓ ઊછળે
નીર આ નીતરાં ડ્હોળાય.... .... ....કાનુડાં૦

ઉરહારી નાદ સૂણી થંભે છે વાયરા
ઉન્હા ઉકળાટ શે સે'વાય.... .... ....કાનુડાં૦

આભભાલ ચન્દ્ર કેરાં તેજડાં હોલાય ને
અન્ધારે ચિત્તડાં અથડાય.... .... ....કાનુડાં૦

ઉર વેધી, ચિત્ત ઘેરી, દેહ ખેંચી જાયરે
દુનિયાનું ભાન સૌ ભૂલાય ... .... ....કાનુડાં૦

પાય પડી વિનવું પાલવડો પાથરી
વેણુ વેરણ આ શોભાવ.... .... ....કાનુડાં૦

પુષ્પા ર. વકીલ

# રજકણ

## રા. ધૂમકેતુ

આકાશી તારાઓ! તમારામાં કોઈપણ એવો નથી જેણે એકલી મુસાફરી કરી હોય?

ત્યારે તો તમે પણ અમારા જેવા સાધારણ તત્ત્વના જ બનેલા છો.

□ • □

મુશ્કેલી મેળવવામાં નથી, સાચી રીતે વાપરવામાં છે.

□ • □

વૈભવ શબ્દ ઘણી વખત સાંભળ્યો હતો, પણ એનો અર્થ તો એક દિવસ અચાનક જ સમજાયો.

હિમાલયની પગદંડી – સૌન્દર્યની રેખા જેવી – લાંબે લાંબે પન્થે દોરી રહી હતી. 'હજી ચાલ્યો આવ, હજી ચાલ્યો આવ' એમ આમન્ત્રી રહી હતી.

જરાક વધારે – જરાક વધારે – એવી મોહનિન્દ્રાએ તો કેટલાંયનાં જીવન વેડફી નથી નાંખ્યાં?

– પણ પગદંડી આમન્ત્રી રહી, અને લાંબે પન્થે પ્રયાણ થતું જ ગયું.

અન્તે થાક લાગ્યો. ભૂખ લાગી. ગિરિશૃંગને છાંયે – સાદા ઝરણા પાસે બેસી ગયો.

એક પહાડી નીકળ્યો. તેની પાસેથી એકાદ ફળ માગી લીધું.

એ ફળમાં એટલો સ્વાદ હતો – કે એવો સ્વાદ ઘણાને આખા જીવનમાં પણ નહિ મળતો હોય,

ત્યારે જ લાગ્યું કે વૈભવ માત્ર સાચી જરૂરીયાતમાંથી જ જન્મે છે, વસ્તુસંગ્રહમાંથી નહિ.

ત્યારે જ લાગ્યું કે વસ્તુસંગ્રહ – વસ્તુઓનો ઢગારો – જેને લોકો વૈભવ કહે છે, એ તો હલકા પ્રકારનો વિલાસ છે.

અને ત્યારે જ સમજાયું કે વૈભવ જેટલો એક ફળની પ્રાપ્તિમાં હોય, તેટલો રત્નલાભમાં ન પણ હોય.

□ • □

મિત્રો! તમે જ જગતતાપની ઉષ્માનાં દરેક અગ્રબિન્દુ છો?

તમે જ હજારો યુગનાં ધ્વનિ ઝાલ્યો છો?

પરમસત્યમાં રહેલી સંતોની શ્રદ્ધાએ તમને અજવાળ્યા કે તમે એમને માર્ગ દેખાડયો?

તમને પૂછું છુ – અંધારી રાતના આકાશી તારાઓ! તમને પૂછું છું.

□ • □

જરુરિયાત વિનાનો શબ્દોચ્ચાર એ કેદખાનું નથી, કે લોકો સળિયાનાં કેદખાનાં કરતાં હશે?

□ • □

શક્તિમાં જ માનનારાઓને ઉપહાસ તરફ નજર કરવાની ફુરસદ પણ હોય?

□ • □

મ્હેં અંધાપો માગ્યો હતો, ધ્યેય શિવાય બીજે દૃષ્ટિ જાય નહિ માટે.

અને ત્હેં આપ્યો, ધ્યેયનું જ દર્શન થાય નહિ માટે.

હવે ધ્યેય ન દેખાય તો કાંઇ નહિ, મારી નજર આગળનું એક પગલું સ્પષ્ટ દેખાય એટલું તો કરી દે.

અને તે હસ્યો: ભલા માણસ! એક એક કરીને અનંત પગલાં ભરવાની શક્તિ એનું નામ જ ધ્યેયદર્શન. અનન્ત પગલાં-ને છેડે ધ્યેય છે, એવું ખોટું ત્હને કોણે બતાવ્યું? ધ્યેય તો પહેલા અને બીજા પગલાની વચ્ચે જ છે."

□ ● □

અરે! ગુલાબની પાંખડી જેવા પંખી! ત્હારે પણ વિરહનાં આંસુ ને વિયોગની રાત્રી છે? –

ત્હારી ન્હાની સૃષ્ટિમાં પણ પ્રેમની ભસ્મ અને આશાનું રુદન ભર્યા છે?

ત્હને ડોકું હલાવી હા પાડતું જોઇ મ્હને કેટલો આનન્દ થાય છે!

આવા એકાકી અંધારઘેરા જંગલમાં તું પણ ત્હારી અનોખી સૃષ્ટિ જાળવી રહ્યું છે? ત્યારે તો તું મ્હારા કરતાં પણ વધારે અનુભવી હશે.

ત્યારે તો તું જ મ્હને કહે કે આ લાંબી લાંબી પગદંડી – જ્યાં હું ઊભો છું ત્યાં જ વધારે મઝાની કે છેડે?

□ ● □

'મિત્રો! પ્રશંસા નહિ કરો કાં?

'અને પ્રોત્સાહન પણ નહિ?

'ત્યારે મૌન રાખશો?

'એ પણ નહિ કાં?

'ત્યારે તો એક જ માગણી રહી. થોડીક નિન્દા કરશો? મ્હને એટલા માર્ગદર્શનની જરુર છે.'

□ ● □

જાગ્રતિની એક પળ માગી હતી. નિદ્રાધીન જીવનનાં હજારો વર્ષો નહિ.

□ ● □

'મ્હેં મૃત્યુ મોકલ્યું પણ નથી. મ્હારે ત્યાં મૃત્યુ છે પણ નહિ. જમરાજા એ તો તમારી કલ્પના છે.'

ત્યારે?

'તમારે ત્યાં જે જૂલ્મ છે, તેણે જમની કલ્પના કરાવી, એણે જ મૃત્યુનું નામ ફેલાવ્યું.'

'જમથી ડરવાનું છોડી દો. તમારે ત્યાં જે જૂલ્મ હોય–જૂલ્મી હોય, એને દૂર કરો. એ જ જમ છે. મારે ત્યાં જમ નથી."

શક્તિ વિના કેળવેલો એનો સંયમ જોઇને કેટલાંક ગધેડાં હસ્યાં: 'અરે ભાઈ! તમે પણ ઠીક છો! અમને જ નાતબહાર રાખો છો!

□ ● □

વિશ્વક્રમમાં અશક્તિ નામે શબ્દ નથી: અજ્ઞાન છે.

□ ● □

પ્રગતિનું માપ–મનુષ્ય જીવનમાં કેટલો 'અર્થ' રહેલો છે–એના ઉપર છે. ઘણા ખરાના જીવનમાં આકાર, રચના, રૂપ હોય છે, પણ 'અર્થ' હોતો નથી.

'અરે પ્યારા ફુલ! તું તો સાંજ પહેલાં ખરી જાશે!

અંદરના આનંદથી સ્મિત કરતું હોય તેમ હસીને ફુલ બોલ્યું: 'પણ જીવનની સુગંધ ફેલાવીને નાં?'

□ • □

ચારે તરફનાં ઘોર અંધારાં જ્યારે શાંત ઉભાં રહી જાય છે, ત્યારે અનંત માર્ગના એકાદ છેડેથી, જાણે ધીમો શાંત, મૃદુ અવાજ આવે છે: 'ભાઇ! તું ઉભો છે ત્યાં જ રહેવાનો હો તો તો અમારામાંજ આવી જા, કે વિશ્વની અનંત રચનાઓમાં આપણે પણ ક્યાંય વણાઇ જઇએ. આગળ જા, અથવા અદશ્ય થા, કે બીજાને માર્ગ મળે.

□ • □

કુદરતમાં નિરવધિ પ્રેમ ભર્યો છે, માટે જ એ પોતાના નિયમનું કડકમાં કડક પાલન માગે છે.

□ • □

લાખો માણસ હણાઈ જાય એવું લોહીભીનું યુદ્ધ, એ પણ એક વખત તો માત્ર ભાવનાના બીજ રૂપે જ હતું.

મનમાં આવેલા હરકોઈ વિચારને પરિશુધ્ધ કરીને જીવનમાં વણી લેવાની તાલીમ એનું નામ કેળવણી. એનું નામ સંસ્કાર. અર્થવિહીન અનેક શબ્દોનો ભંડાર એ કેળવણી પણ નથી, અને સંસ્કાર પણ નથી.

□ • □

સંસ્કારી મનુષ્ય શબ્દને પવિત્ર સહમજે છે. એનું બળ જાણે છે, અને એને બ્હાર પાડતા પ્હેલાં, હૃદય સરોવરમાં શુધ્ધ કરે છે. જે માણસ આવા અનેક પવિત્ર તેજસ્વી શબ્દો પ્રજાને આપે છે–વાપરવા માટે–ને વ્યવહારમાં ચલાવવા માટે–તે માણસ કવિ છે. કારણ કે તે પોતાનું આંતરજીવન પણ બીજાને માટે જીવે છે.

જીવનનો સાચો મર્મ સમજનાર મનુષ્ય હરકોઈ પળે મૃત્યુને માટે તૈયાર હોય છે.





# શિક્ષણના પ્રશ્નો

રા. ચંદુલાલ જટાશંકર ભટ્ટ
(પ્રિન્સિપાલ, અંધેરી હાઈ સ્કૂલ)

લેખાંક પ્હેલો :

## બાલકનું બંદીખાનું

એ કબીજાની ઈર્ષ્યા, પરસ્પર દ્વેષ અને આન્તરિક કલહને લીધે રજપૂતોની તુર્કો સામે છેલ્લી હાર થઇ ત્યારથી જ ભારતની દરેક દિશામાં અવનતિ થવા માંડી; અને એ મહાન રાજ્યક્રાન્તિ સાથે આ દેશની અતિવિસ્તૃત આશ્રમશાળાઓ, પાઠશાળાઓ અને શારદાપીઠોનો કીર્તિસૂર્ય અસ્ત પામ્યો. સ્ત્રી કેળવણી તો સદંતર બંધ જ થઈ અને પુરુષ કેળવણી માટે છુટાછવાયાં શહેરોમાં શાસ્ત્રીવર્ગનો અવશેષ ન્હાની ન્હાની શાળાઓ સ્થાપી શિક્ષણની પ્રવૃત્તિમાં રોકાયો: પરંતુ એ શાળાઓને રાજ્ય કે પ્રજા તરફથી કંઈજ ઉત્તેજન ન મળવાથી તે અલ્પવિસ્તૃત અને અતિદરિદ્ર સ્થિતિમાં જ રહી.

જ્યારથી અંગ્રેજ લોકોએ હિન્દુસ્તાનનું રાજ્યતંત્ર હાથમાં લીધું, ત્યારથી હિન્દી પ્રજાની કેળવણીનું મહત્કાર્ય તેઓએ જુદીજ પદ્ધતિ ઉપર અને જુદાજ આશયથી સ્વીકારી લીધું. અન્ય ભાષા બોલનારી પ્રજા ઉપર તંત્ર ચલાવવા માટે અહીંના જ માણસોની જરુર પડવાથી પોતાને ખપપૂરતા સસ્તા કારકુનો તથા થોડા નીચેની પાયરીના નોકરો મેળવવા માટે નવીન કેળવણીની સંસ્થાઓ સ્થપાવા લાગી. પરંતુ શિક્ષણનો અંતિમ ઉદ્દેશ-આત્મોન્નતિ-આ સંસ્થાઓ મારફત સાધી શકાય એમ ન હોવાથી તે શાળાઓ માત્ર નોકરો પૂરા પાડવાનાં કારખાનારૂપ બની ગઈ. અત્યારે હિન્દુસ્તાનમાં હજારો શાળાઓ છે, સેંકડો પાઠશાળાઓ છે, ઘણી શારદાપીઠો છે, પણ તે બધાં કારકુન બનાવવાનાં કારખાનાં જ છે એમ કહેવામાં અત્યુક્તિ ગણાશે નહિ. જેમ જેમ સમય વીતતો જાય છે, તેમ તેમ આ કારખાનાંઓમાંથી જરુરીઆત કરતાં પેદાશ વધતી જાય છે અને અત્યારની મીલોના કાપડની સ્થિતિ છે તેના કરતાં પણ વિશેષ શોકકર સ્થિતિ આપણા નવા સ્નાતકોની ( Graduates ) છે.

હવે આ વિદ્યાપીઠો બંધ થઈ શકે એમ નથી. દર વર્ષે તૈયાર થતા અનેક સ્નાતકોને નોકરી મળી શકે એમ નથી, આ ગંભીર મુશ્કેલીનો ઉકેલ તેનાથી પણ વિશેષ મુશ્કેલ છે.

અમુક દેશ સંસ્કૃતિમાં કેટલો આગળ વધેલો છે તેનું માપ કાઢવા માટે ઘણાં સાધનો જુદી જુદી દૃષ્ટિએ બતાવવામાં આવે છે. કેટલાક એમ કહે છે કે કોઈપણ દેશમાં વપરાતા સાબુ ઉપરથી ત્યાંની સંસ્કૃતિનું પ્રમાણ જાણી શકાય. કેટલાક એમ કહે છે કે ત્યાં રમાતી સુધરેલી રમતો ઉપરથી એ પ્રમાણ જાણી શકાય. જ્યારે કેટલાક તો માત્ર ત્યાં વપરાતા બુટપોલીશ ઉપરથી પણ ત્યાંની સંસ્કૃતિનું માપ કાઢી શકાય એમ કહેવા તૈયાર છે. આવાં સાધનોમાં મતમતાંતર થવા સંભવ છે; પણ દેશની કેળવણીને જો સંસ્કૃતિમાપક સાધન તરીકે સ્વીકારીએ તો મતભેદ રહેશે નહિ. કેળવણીનો વિકાસ ઊગતી પ્રજાની માનસિક, નૈતિક અને શારીરિક ઉન્નતિનો પોષક થઈ શકે છે; પરંતુ જે ઉદ્દેશ ઉપર હાલની કેળવણીનું ધોરણ ઘડાયલું છે, તે ઉદ્દેશ ખામી ભરેલો અને સંકુચિત હોવાથી અહીંની અત્યારની સંસ્કૃતિ ખામી ભરેલી, નિરાશાજનક અને ચેતનહીન હોય તેમાં આશ્ચર્ય શું? જો માનવજાતની બુદ્ધિના વિકાસ માટે તથા તેની શક્તિઓને સબળ કરવા માટે કેળવણી અપાતી હોય તો જ પરિણામ સંતોષજનક આવે; પરંતુ જ્યાં એ આશય ભૂલાય અને શિક્ષણ માત્ર કમાણી કરવાના સાધન તરીકે જ આપવામાં આવે ત્યાં પરિણામ નિરાશાજનક જ હોઈ શકે.

નબળા પાયા ઉપર રચેલી હાલની શિક્ષણ પદ્ધતિરૂપી ઈમારતનું અવલોકન કરવા આપણે પ્રથમ પગથીઆથી–બાલવર્ગથી–શરુઆત કરીએ, પગ મૂકતાં જ તે ખામીવાળું લપસણું લાગે છે. બાલકોને રમતગમતમાંથી જ આનંદ કરતાં કરતાં જ્ઞાન મેળવી લેવાની કુદરતી બક્ષીસ હોય છે. ઈશ્વરે તેને જન્મની સાથેજ જ્ઞાનના પ્રવેશ માટે પાંચ ઇન્દ્રિયોરૂપી પંચદ્વાર આપેલાં છે. બાલક શાન્ત પડયું રહેતું જ નથી; તેનામાં અજબ ચાંચલ્ય છે, જે જે વસ્તુ તે જોશે તેને સ્પર્શથી, દૃષ્ટિથી, સ્વાદથી કેવી છે તે જાણી લેવા સતત પ્રયત્ન કર્યા કરશે. જરા મોટું થતાં, બોલતાં શીખ્યા પછી પોતાનાથી મોટી ઉમરનાંને દરેક બાબત ઉપર પૂછી પૂછીને પોતાના જ્ઞાનમાં ઉમેરો કર્યા જ કરશે. જ્ઞાન માટે અનંત પ્રયત્ન–એજ એના જીવનનો મંત્ર છે. અંગ્રેજ કવિ વર્ડઝવર્થના શબ્દોમાં કહીએ તો—

"As if its whole vocation,
Were but an endless imitation"

(જાણે કે તેની (બાલકની) અખંડ પ્રવૃત્તિ, અનંત અનુકરણ કરવાનીજ હોય એમ જણાય છે.) બીજાં બાલકોની સાથે રમત રમવામાં પણ એજ પ્રવૃત્તિ ચાલુ હોય છે. પરંતુ આ સર્વવિદિત અનુભવને તિરસ્કારીને આપણે સુકુમાર બાલકને હાલની કહેવાતી સુધરેલી શિક્ષણ પદ્ધતિએ ચાલતી નિશાળમાં મૂકીએ છીએ. પહેલે જ દિવસથી તેનું છ કલાકનું બંદીખાનું શરુ થાય છે. અગીઆર વાગ્યે નિશાળે આવી પાંચ વાગ્યે તેને ઘેર જવાની રજા મળે છે. ન્હાનાં બાલકને આરંભમાં આટલા કલાકો વર્ગમાં રહેવાનો બિલકુલ જરુર નથી, તેને માત્ર બે કે ત્રણ કલાક ભણાવી બાકીના કલાકો રમતને માટે, ખુલ્લી હવામાં ફરવા માટે, અને તેને પસંદ હોય–ચિત્ર, સંગીત વગેરે–તેવા વિષયોની સગવડ કરી આપવી જોઈએ. પણ આ બધા સુધારા થવા જોઈએ એમ માનવા છતાં શિક્ષક–અથવા તો **જેલર** તેને વર્ગની વ્યવસ્થાના નામથી, નિયમનના (Discipline) નામથી, અને બાલકો પ્રભુના

પયગંબરો નહિ, પણ મકાન ચણવાની ઈંટો હોય તેમ સમદશ્ય (Symmetry) ની ખાતર અમુક નિર્ણીત સ્થાને જ બેસાડી રાખે છે. શિક્ષકની અનુજ્ઞા વિના વિદ્યાર્થીથી એક શબ્દ પણ બોલાય નહિ, આમથી તેમ ફરી શકાય નહિ, અન્ય વિષયમાં મન પરોવાય નહિ—આવી રીતે વ્યવસ્થાને નામે, નિયમનને નામે અને સમદશ્યને નામે જેમ ક્રૂર માળી વૃક્ષની કુદરતી વિકસતી શાખાઓને કાપી નાખે છે તેમજ શિક્ષક બાલકના કુદરતી વિકાસની શક્તિઓને ક્રૂર નિયમોરૂપી કાતરથી કાપી નાખે છે.

શિક્ષકના ભયથી મુંગા પણ આમતેમ ચપલ આંખો ફેરવતા બાલકનું અંતર તપાસીએ તો તેમાં સમુદ્રના મોજાના કરતા પણ વધારે વેગથી જીજ્ઞાસાના તરંગો ઉઠતા હશે; પરંતુ આ **બાલકબંદીની** જીજ્ઞાસા કોણ તૃપ્ત કરે? આવા ૭ કલાકના બંદીખાનામાંથી છૂટયા પછી ઘેર આવતાં જ તેને આવતી કાલના ૭ કલાક યાદ આવે છે, અને એ ચિન્તામાં ને ચિન્તામાં જ તેની તન્દુરસ્તી પાયમાલ થતી જાય છે.

બીરબલ અને બાદશાહનું એક દ્દષ્ટાંત અહીં અસ્થાને નહિ ગણાય. એક વખત બાદશાહ કોઇપણ કારણથી બીરબલ ઉપર ગુસ્સે થયો, અને તેને તરતજ નગર છોડી જવાનો હુકમ કર્યો. રાજકોપથી સુપરિચિત બીરબલ છૂપી રીતે એક મિત્રને ત્યાં રહ્યો. ઘણા મહિનાઓ વીત્યા પછી બાદશાહને ફરી બીરબલને પાછો બોલાવવાની ઇચ્છા થઈ અને તેણે સ્થળે સ્થળે સીપાઇઓ મોકલી તેની તપાસ કરાવી, પણ દુષ્કલશંકી બીરબલને જાહેર થવાની ઇચ્છા ન થઇ. પછી બાદશાહે તેને શોધી કહાડવાની એક યુક્તિ અજમાવી. તેણે એવો ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ માણસ બાદશાહની એક બકરીને ૭ અઠવાડીઆં પોતાને ત્યાં રાખી તેટલા જ વજનવાળી પાછી દરબારમાં લાવશે તો તેને એક લાખ અશરફીનું ઈનામ મળશે. ઘણાએ આ ઇનામ મેળવવા પ્રયત્ન કર્યો. કોઇએ ત્રણ અઠવાડીઆં બકરીને ખવરાવ્યું અને ત્રણ અઠવાડીઆં ભૂખી રાખી, કોઇએ પહેલાં ત્રણ અઠવાડીઆં ભૂખી રાખી અને પછીના ત્રણ અઠવાડીઆં ખવરાવ્યું; તો કોઇએ અડધો દિવસ ખવરાવી બાકીનો અડધો દિવસ ભૂખી રાખી. પરિણામે કાં તો તે બકરીનું વજન વધ્યું અથવા તો ઘટયું. છેલ્લો જે મિત્રને ત્યાં બીરબલ રહ્યો હતો તેના ઉપકારનો બદલો વાળવા તેણે એક યુક્તિ બતાવી, એક મોટા કાગળ ઉપર આબેહુબ વાઘનું ચિત્ર દોર્યું અને તે બકરીની સામે મૂકી રાખ્યું. ખોરાક સારો આપવા માંડયો, આ ખોરાકથી બકરીને પોષણ મળ્યું, પણ વાઘના ભયથી તેનું વજન તેટલું જ રહ્યું.

આપણા બાલ વિદ્યાર્થીની પણ આ બકરીના જેવી જ સ્થિતિ છે, તેને ઘેર માતા તરફથી પોષણ મળે છે, પણ નિશાળમાં વાઘ નહિ પણ વાઘના ચિત્રસમાન શિક્ષકનો ભય તેના શારીરિક વિકાસને અટકાવે છે.

(અપૂર્ણ.)

# तमसः पारम्

## રા. ન્હાનાલાલ દલપતરામ કવિ

**कच्चिद्गुरुकुले वासं ब्रह्मन्! स्मरसि नौ, यत:**
**द्विजं विज्ञाय विज्ञेयं तमसः पारमश्नुते:**

શ્રીમદ્ ભાગવત, દશમ, અ. ૮૦, શ્લો. ૩૧.

કદિ ગુરુકુલે વાસ સાંભરે એહ આપણો?
જાણ્યા શું દ્વિજ જ્યહાં જાણી અન્ધારપાર ઉતરે.

મા! મ્હને ચાંદલિયો વ્હાલો.
ચાંદલિયો વ્હાલો,
મા! મ્હને રમવાને આલો;
નવ લખ તારા વીણી, મા!
મ્હારા ગજવામાં ઘાલો:
મા! મ્હને ચાંદલિયો વ્હાલો.

## સુદામાપુરીના મહાજનો, અને વિદ્યાર્થી બંધુઓ!

એકદા રાત્રી પડતી હતી, જગતે અન્ધકાર ઉતરતા હતા, અને આંગણબેઠાં યશોદામૈયાના ખોળામાં આનન્દમૂર્તિ બાલકૃષ્ણ રમતા હતા. માયાસાગરમાં પરબ્રહ્મ તરે છે એમ ઉપર અન્ધકારની લહરીઓમાં ચન્દ્રમા તરતો હતો. એ લાડસોહામણા ગીતમાં નરસિંહ મહેતા કહે છે કે એ દૈવી બાળુડાની આંખો એ ચન્દનીભર્યા ચન્દ્રમા ઉપર પડી. ક્ષણેક તો કૃષ્ણજી એકીટશે એ તેજબિમ્બને નિરખી રહ્યા. પછી હરખ્યા, આનન્દને ઉછાળે ન્હાયા, ફુલડાંની માળા સમા હાથ ઉછાળ્યા–જાણે ચન્દ્રમાને ઝાલવાનું કરતા ન હોય! પણ ચન્દ્રમા ઝાલ્યો ઝલાયો નહિ, ને બાલકૃષ્ણ રઢે રોવા લાગ્યા, વલોપવા લાગ્યા. જસોદા મૈયાને જાણે કહેતા હોય ને કે એ આકાશી રમકડું ઉતારી દ્યો તો જ હા, નહિ તો ના. લકટીઓજેવડજેવડા તારલા મ્હારે ગજવે ઘાલો, ને એ તેજનો લખોટો મ્હને રમવાને આલો. મ્હારે તેજને ખેલણે ખેલવું છે.

આપણા ભક્તકવિ નરસિંહ મહેતાનું ભગવાનના બાળભાવનું એ પ્રભાતિયું. રાવણહથ્થો ગજવતા 'ભરથરી'ને મયૂરટહુકારે લલકારતું, પ્હરોડનાં પ્રથમ કિરણોની સંગાથે ઘરઘરમાં વરસતું, આંગણનો સારો ચોક ભરી છલકાતું, એ ગીત અનેક વેળા ન્હાનપણમાં સાંભળ્યું છે. એમાં પ્હરોડના બાળભાવ છે, તેમ પ્રૌઢ ભાવ છે. નરસિંહ મહેતા કહે છે કે ચોમેર ઘેરી પડેલી રાત્રીના અન્ધકારના શિખરસ્થાને ચમકતા જ્યોતિર્બિમ્બની ભગવાને એમ રઢ લીધી. મહાજનો! એ રઢમાંનો ભગવાનનો અન્તર્ભાવ શો હતો? બાલકૃષ્ણ ત્ય્હારે શાને કાજે તલસતા હતા? એ દૈવી બાલક ત્ય્હારે વાંચ્છતું હતું **तमसः पारम्**–અન્તરિક્ષમાં ચોમેર ઘેરી પડેલા અન્ધકારનો પાર.

ચાંદલિયો વ્હાલો,
મા! મ્હને રમવાને આલો,
મા! મ્હને ચાંદલિયો વ્હાલો.

નરસિંહ મહેતા કહે છે કે બાળલીલા કરન્તા ભગવાનને અન્ધકાર નહિ, એ અન્ધકારને અજવાળતો ચન્દ્રમા વ્હાલો હતો.

કાવ્યપૂરવણીની બીજી કડી આધુનિક છે.

અરધો ધરે, મુગટ આખો ધરે, મા!
આવે ન કદી ઠાલો;
તેજ ત્હેનાં મ્હારી આંખોમાં આંજે,
મા! ઉડતો ઝાલો:
મા! મ્હને ચાંદલિયો વ્હાલો.

જસોદા મૈયાએ પછી શું કર્યું? રડતાં બાલકને કદિ છાનુ રાખી જોયું છે? વાણી જેની જીભે આવી બેઠી નથી, હાથપાંદડીના ઉછાળા અને આંખપાંદડીનાં મટકાંથી ઉચ્ચારાતી ભાષા સ્હમજો છો? પ્રોફેસર હશો, પ્રિન્સિપાલ હશો, શાળાઓના ઇન્સ્પેક્ટર હશો, યુનિવ્હર્સિટિના પરીક્ષક હશો, ત્હોય નપાસ થશો. મુંગાની બોલી માતા સ્હમજે છે. જગતનો પરમ શિક્ષાગુરુ માતા છે. બાળ કૃષ્ણચન્દ્ર તો મુંગા હતા; કવિઓએ કવિતામાં ગાયા છે એ બાળભાવ કૃષ્ણચન્દ્ર બોલતા હોત તો તો વાત વહેલી સરળ થાત. અન્તે જસોદા મૈયાએ વણબોલ્યા ભાવ સ્હમજ્યાં ને ઉપાય આદર્યો. નિર્મળ જળ ભરેલો થાળ આણ્યો ને આંગણચોકમાં મુક્યો. પાણી ઠર્યાં ને મહીં પ્રતિબિમ્બ પડ્યું. બાળકૃષ્ણે એ પ્રતિબિમ્બ–ચન્દ્રમા થાળમાં નિરખ્યો ને હરખ્યા. ને એ પ્રતિબિમ્બચન્દ્રમા સંગાથે રમવા લાગ્યા. જસોદા મૈયાએ એમ ચન્દ્રમાને પૃથ્વી પર ઉતાર્યો.

ઉત્તમ શિક્ષક થવું હોય, ઉત્તમ દિવાન થવું હોય, ઉત્તમ સન્ત થવું હોય, ત્હેમણે પિતૃભાવ કરતાં માતૃભાવ વિશેષ કેળવવો ઘટે. હૈયાનાં હીર પાઈ પાઈ માતાઓ બાળકને ઉછેરે છે ને રોતાં રાખે છે. આદ્ય પ્રકૃતિ શક્તિ, જગતજનની અંબા નવનિધિ ને અષ્ટમી સિદ્ધિ સમાં હૈયાનાં ધાવણ ધવરાવી માનવવંશને પાળેપોષે છે.

જૂના કાળમાં આપણી પંડ્યાશાળાઓ બાળપ્રજાને ઉછેરતી. મ્હેં તો ધુડી નિશાળમાં પાટી ઉપર ધુળી નાંખેલી છે. આજ બાળમન્દિરો બાળપ્રજાને ઉછેરે છે. રગશિયું ગાડુ ને આગગાડી, દીવેલના દીવા ને વીજળીના દીવા જેવો ફેરફાર પ્રથમ દર્શને નથી દેખાતો, પણ આજ તો કોટ ઉજળા ને મહીંનાં પહેરણ મેલાં હોય. અન્તરબાહર બન્નેય ઉજળાં હોય. પ્રજાજનો! એ પારખજો. અન્તરબાહર બન્ને ઉજળા હશે તો તો ધુડી નિશાળોને સ્થાને બાળમન્દિરો જાણે રથને સ્થાને મોટરો આવ્યા જેવું નીવડશે.

મ્હારા પ્રથમ ધન્યવાદ આ બાળમન્દિરના પોષિન્દાઓને છે, બાળમન્દિરના સંચાલકોને છે. ને મ્હારા બીજા ધન્યવાદ ના. મહારાજા સાહેબને છે કે પોરબંદરની પ્રજામાં એવા દીર્ઘદર્શી પ્રજાજનો છે. પ્રજા તે વૃક્ષ છે, ને બાળક તે બીજ છે. બીજ જેટલું વર્ચસ્વી

ને તેજસ્વી, વૃક્ષ એટલું વર્ચસ્વી ને તેજસ્વી. ખંતીલો ખેડૂત ખેતરને નીંદે છે, ખાતર પૂરે છે, ઉંડુ ખેડે છે; પણ એ બધું કરતાં પૂર્વે ગતવર્ષના પાકમાંથી ઉત્તમોત્તમ દાણો વીણી વીણી બી કાજે સંઘરે છે. પોરબંદરના મહાજનો ! આ બાલમન્દિરના કાર્યવાહકો પોરબંદરની ભાવિ પ્રજાનાં બીજ વીણી વીણીને ઉછેરે છે. આજે નહિ ઓળખાય; એનાં મૂલ કાલ ઉતર્યે પ્રીછાશે.

મહારાજા સયાજીરાવ ગાયકવાડને એકદા વાર્તાલાપમાં કહ્યું હતું કે કેળવણીકારનાં મૂલ અતિ મોડાં અંકાય છે. આજ ૧૦૬° તાવ હોય તે કાલે ઉતારે-દાક્તરનાં મૂલ એક તિથિમાં-પરખાય. ઓણુ સાલ એક કરોડની વસુલાત ઉપજી ને આવતી કાલે સવાકરોડ ઉપજે: વસુલાતી અધિકારીનાં મૂલ એક બે વર્ષમાં પરખાય. આઠેક વર્ષની વયે ભણતો બાળક ભણી ગણી બાવીશેક વર્ષે ધંધે વળગે પછી આઠ દશ વર્ષે જામે, પછી પાંચેક વર્ષે ધન સંઘરી વતનમાં આડત્રીશ-ચાળીશેકની વયે ઘર બન્ધાવે ત્હારે જનતા જાણે કે ગુરુ આશીર્વાદે બાળક સારો નીવડ્યો. એમ ત્રણેક દાયકે શિક્ષાગુરુનાં મૂલ લોકઅંકાતાં થાય. સ્વયં શિક્ષાગુરુ તો ત્હારે નરલોકમાં હોય કે પરલોકમાં હોય પણ એક વેલા પ્રીછાયાં, પછી સાચાં હોય તો એ મૂલ ચિરંજીવ રહે છે. રામગુરુ વસિષ્ઠજીને, પાંડવગુરુ દ્રોણાચાર્યને, કૃષ્ણસુદામાગુરુ સાંદીપનિને જગત આજ પાંચ હજાર વર્ષેયે સંભારે છે.

સુદામાપુરીના મહાજન ! આવો, ત્હમને ત્હમારી એક ઇતિહાસગાથા શિખવાડું; જાણો છો કે જગતની એક પ્રાચીનમાં પ્રાચીન નગરીના આપ નગરવાસી છો ? આ પોરબંદર તો રાણા સુલ્તાનજીએ ૧૭૨૧ માં વસાવ્યું પણ સુદામાપુરીની જૂનવટ શ્રી કૃષ્ણપુરાણી છે. યુરોપની પ્રાચીન નગરીઓ રોમ ને એથેન્સ – રોમ આજથી ૨૭૦૦ વર્ષ પૂર્વે સ્થપાયું હતું, એથેન્સ આજથી ૩૫૦૦ વર્ષ પૂર્વે સ્થપાયું હતું. લંડન, પેરિસ, બર્લિન તો એ ઘેડિયાઓ કને રમતા કુમારો. ન્યૂયોર્ક ને વોશિંગ્ટન, કેનેડાનું ઓટાવા, આફ્રિકાનું કેઈપ ટાઉન, ઓસ્ટ્રેલિયાનું સીડની; એ તો પચ્ચાસ વર્ષનાને પાયે રમતા એકાદ બે વર્ષનાં બાળકડાં. હિંદમાંની – ને દુનિયામાંની – અતિ પ્રાચીન નગરીઓમાંની તો અયોધ્યા, હસ્તિનાપુર, ભૃગુકચ્છ, પ્રભાસપાટણ, ગિરિનગર, દ્વારકા, સુદામાપુરી – કુરૂક્ષેત્રનો મહાસંગ્રામ ખેલાયો ત્હારે પણ્યાં-ખરાં એ જાહોજલાલીમાં હતાં. ને કુરક્ષેત્રનો પાંડવકૌરવી મહાસંગ્રામ ખેલાયો ઈ. સ. પૂર્વે ૩૧૦૨ માં, આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે સુદામાજી સુદામાપુરીમાં વિરાજતા હતા. રાણા સાહેબ જગતની એક મહાપ્રાચીન નગરીના મહારાજા છે; મહાજનો ! દુનિયાની એક અતિ જુની નગરીના આપ મહાજનો છો. શ્રી સુદામાજીના ભક્તિપ્રતાપે ને શ્રી કૃષ્ણચન્દ્રના દેવ આશીર્વાદ ઉજળા છો, લાખોપતિ છો, સુજનતાસંપન્ન છો. એ અદ્ભુત વારસો વધુકરમાયેલો ને મ્હોર્યોપ્રફુલ્લાવેલો સન્તાનોને સોંપતા જજો.

સજ્જનો ! ઓક્ષફર્ડનો વ્યુત્પત્તિ અર્થ છે Ox+Ford. ઓક્ષફર્ડની શારદાપીઠ સમીપે નદી વહે છે; બળદિયા એ નદીને ઉતરીને પાર જતા એ ઉતરાણઘાટ તે Ox+Ford. આજ બુદ્ધિના બળદિયા યે ત્હાં જાય તે ય વિદ્વાન થઈ પાર ઉતરે. કેમ્બ્રીજનો પણ એવોજ વ્યુત્પત્તિ અર્થ છે Cam + bridge કેમ નદી ઉતરવાના પૂલનું સ્થાન તે કેમ્બ્રીજ. ૧૫૦-

રૂપે એ શારદાપીઠોનાં નામ મહાઅર્થવાહી ને સાચાં છે. પણ શ્રીમદ્ ભાગવતમાંનો ભગવાન-ભાખ્યો ગુરુકુલનો અર્થવિસ્તાર તો એથીયે સાચો છે, ને સ્પષ્ટાર્થભાવે યે સાચો છે.

**कच्चिद्गुरुकुले वासं ब्रह्मन्! स्मरसि नौ, यत:**
**द्विजं विज्ञाय विज्ञेयं तमसः पारमश्नुते:**

શ્રી કૃષ્ણચન્દ્ર કહે છે કે ઓક્ષને નહિ, કેમનો નહિ, તમસ્‌નો પારે એ ગુરુકુલ-દ્વિજબ્રહ્મ જન્મ પામેલાં ઉપનયનસંસ્કારી બાળપંખિડાંને જ્યહાં પાંખો ફુટે, ઉડવાની પ્રેરણા પ્રગટે, ને સંસારનો સાગર, માયાના પટાન્તરો, અન્તરિક્ષના અન્ધકાર પગથાર ઓળંગાવી, **तमसः पारमश्नुते**–અન્ધાર પાર ઉતરાવે એ ગુરુકુલ; શ્રી કૃષ્ણચન્દ્ર શ્રીમદ્ ભાગવતમાં સુદામાજીને કહે છે કે અન્ધારપાર ઉતારે એ ગુરુકુલ એટલે The Ford of Darkness, **तमसः पारम.**

મહાજનો! મુંડકોપનિષદ્‌માંનો એક ઉપનિષદ્‌મન્ત્ર છે:

મહાસ્ત્ર ઉપનિષદનું ધનુષ્ ધરી,
ઉપાસનાથી ઘષ્યું બાણ સાંધીને,
ખેંચી જ તદ્‌ભાવવિલીન ચિત્તથી
વીરા! વીંધો અક્ષરરૂપ લક્ષ્ય તે.

એજ સકળ શિક્ષણુ શાસ્ત્રનો સારોદ્ધાર: **तमसः पारम** અન્ધકારના પથરાઈ પડયા પગથાર ઉતરી પ્રકાશની ભેખડે જઈ ઉભવું. જ્ઞાનનો સૂર્ય ઉગે ત્યહાં અન્ધકાર કેવા?

પ્રજાના મહાજનોને શિક્ષાગુરુની મહત્તા હવે સરલતાથી સ્હમજાશે. બાળકનો પુરૂષ સરજે તે શિક્ષાગુરુ; અન્ધકાર-ધોઈ અજવાળાં કરે તે શિક્ષાગુરુ.

Soldier સંહારક છે; છતાં પ્રજાના સંરક્ષણહાર લેખે સંસારનું અણમોલ અંગ છે. વૈશ્ય Distributor છે, Creator of Values નથી, પણ દેશકાળબદ્ધ સંસારમાં આઘેથી આંગણે આણી આપનારનાં સંસારમૂલ ઓછાં અંકાવાં ન જોઇએ.

Creator–નવપેદા કરનાર, સરજનહારો તો આદિ કાળથી એક છે ખેડુત. પરસેવાનાં ટીપાં વરસી વરસી એકના સોગણા ખેડુત સરજે છે; પાંચનું વાવી પાંચસોનું લણે છે.

કણબી પાછળ ક્રોડ, કણબી કોઇની કેડે નહીં.

અન્ન સરજી પીરસી ખેડુત કરોડોને નિભાવે છે પણ એ ખેડુત તો પ્રજાદેહને પોષે છે; આત્માને સરજે છે એક મહેતાજી. Husbandry builds up the body; Teacher builds up the soul of a Nation.

મનુષ્યાત્માનો સરજનહારો પ્રભુ કાં ગુરુ છે.

જગતમાં ધર્મધુરન્ધર એક જ છે. મહેતાજીથી મ્હોટો; એ મહેતાજીની મહત્તા.

પ્રજાનો શિક્ષક એટલે પ્રજાના બાલાત્માનો ઘડનારો, બાળકનો પુરુષ સરજનહારો. પુરુષનો દેવ ધર્મધુરન્ધર સરજે છે, પણ બાળકનો પુરુષ શિક્ષક સરજે છે, શિક્ષક એટલે નવપ્રજાનો સરજનહાર.

દુનિયાં દેવોના છે, પણ પ્રથમ માનવવંશની છે.

મ્હારો એક અનુભવ કહું ? સાંભળજો રમૂજ પડશે, ને શોધ્યે મહીંથી સાર જડશે. કાઠિયાવાડના કેળવણી ખાતાના અધિકારી એક પ્રાન્ત ભાગમાં શાળાનિરીક્ષણે ગયા હતા. શિક્ષકોનો ત્હાં સમૈયો ભરાયો હતો ને એક તિથિની શિક્ષણ પરિષદ મળી હતી. ઈન્સ્પેક્ટર સાહેબને પ્રમુખપદે સ્થાપ્યા હતા, દરબાર સાહેબ પડખે વિરાજ્યા હતા. શિક્ષકોનાં ઉજળાં અંગરખાં, મલકાતાં મુખડાં, અંગમાંનો ઉમંગ–એ સહુ એમની પગાર સંપત્તિથી અધિકાં હતાં; સાહેબ પ્રત્યેનો સૌજન્ય ભાવ એ બોલતાં હતાં. ઝવેરી સન્મુખે લોક હીરા દાખવે તેમ સહુ નિજનિજનું ઝવેરાત દાખવતા, પણ એ ઝવેરી યે ખેટ્ટો હતો ને દાખવાતું ઝવેરાત એ ઝવેરીના જેવું હતું. વાંક એમનો ન હતો, પ્રણાલિકાવાદની દુર્વ્યવસ્થાનો હતો. એક જોમવન્તા જુવાન ઉછરતા ઉમંગી શિક્ષક આવ્યા ને કથિતપાઠ આપવાને બેઠા. શિક્ષણ ભાષણનો એમનો વિષય હતો નગારાનો ન. એ શિક્ષકબન્ધુએ તો લાગલાને નગારાના નના ચાર ભાગલા પાડયા; આગળનું મીંડું, પછીની સીધી લીટી, તે પછીની કાના જેવી ઉભી લીટી ને છેડાનો અર્ધચન્દ્ર. ચાર સળીઓના એવા ચાર આકાર કીધા હતા; એકે એકે એ આકાર દાખવી, પછી સહુને સંયોજી, નગારાનો ન શીખવતા હતા. અડધોક કલાકેક એ શિક્ષણ ઉપક્રમ ચાલ્યો. એ શિક્ષણ પ્રયોગમાંથી બાળકો કેટલુંક શીખ્યા એ તો બાળકો જાણે. શિક્ષકબન્ધુનો શિક્ષણક્રમ પદ્ધતિસરનો હતો. પછી ત્હાંજે પરિષદ વિખેરાણી, ને ફરતા ચાર ચાર પાંચ પાંચ ગાઉથી આવેલો શિક્ષકસમાજ નિજનિજને થાનકે પધાર્યો, અને તે પછી અમારી ત્હાંજની ચર્ચાવાર્તા ચાલી. 'દરબાર સાહેબ! નગારાનો ન આમ ચાર કકડે શિખવાય છે આજ?' મ્હોં મલકાવી દરબાર સાહેબે કહ્યું: 'શાળાઓમાં તો નહિ હોય એમ. આ તો પ્રયોગશાળા હતો ને, એટલે પ્રણાલિકા શાસ્ત્રને ચીલે સહુ ચાલે.' પ્રત્યુત્તર થયો કે 'આ ચીલો તો લાંબો પડે. એક એક મૂળાક્ષરના આમ ભાગલા પાડી શિખવાય તો કેટલેક અઠવાડિયે બધા મૂળાક્ષરો શિખવાઈ રહે?' પાસે એક ભજનિક બેઠા હતા, લાલદાસ બાવા એમનું નામ, રસથી વાર્તાલાપ સાંભળતા હતા. રાત્રીએ વાળુ પછી એકતારાનાં ભજનો એમણે સંભળાવ્યાં, અને એક નવું જોડેલું જોડકણું પણ ગાયું. આખું હવે સ્મરણે નથી, પણ પહેલું ને છેલ્લું ચરણ આજ દોઢ દાયકે યે વિસરાયાં નથી.

નગારાનો ન થાય,
છોકરા! નગારાનો ન યે.

× × ×

કેળવણી કરમાય,
છોકરા! નગારાનો ન યે.

સજ્જનો! શિક્ષણશાસ્ત્રીઓ! નવતર કેળવણીના ઝંડાધારીઓ! ડાલ્ટન શિક્ષણશૈલી, કીન્ડર ગાર્ટન, મોન્ટેસરી પદ્ધતિ–એ સહુ પ્રણાલિકાઓ છે, ચીલાઓ છે, શિક્ષણની શૈલીઓ છે. હિસાબની રીત આવડયે બધા હિસાબ ખરા પડતા નથી. શૈલીઉપાસકો! જૂના કે નવા પ્રણાલિકાવાદિઓ! પદ્ધતિપૂજકો! શૈલીને સજીવ રાખજો, પ્રણાલિકામાં પ્રાણ પૂરજો. પદ્ધતિઓને શબવત નિર્જીવ કરશો મા, કેળવણીને કરમાવશો મા. ચેતનવન્તાં શિક્ષણે ચેતનિયાઓ જન્મશે.

નવશિક્ષણ પદ્ધતિઓના બે ભય મ્હને તો રહે છે; ખોટા પડે તો સારૂં. એક ખર્ચાળપણું ને બીજું સુખાળવાવેડા. વિદ્યાદાન ખર્ચાળ થઈ જાય એ ગરીબ હિન્દને પાલવે એમ નથી; શિક્ષણક્રમ રહેલો કરવા જતાં રખેને પ્રજાપ્રકૃતિ સુખાળવી થઈ જાય. સુખી સહુ થાવ, સુખાળવા કોઈ મા થશો. કહેવત છે કે There is no royal road to learning. યૂક્લિડના પાંચમા સિદ્ધાન્તને Ass'es Bridge કહેતા. ખર્ચાળ પ્રણાલિકાઓથી જ ભણાતું હોત તો જગતમાં લક્ષ્મીપુત્રો જ વિદ્વાનો હોત. તેજ ને હવા જેવું વિનામૂલ્યનું નહિ, ત્હોય અન્નપાણી સમું શિક્ષણ સસ્તું રાખજો. સાંદીપનિ ઋષિના અવન્તી ગુરુકુળમાં આકરીઆણ ફ્રી હોત તો શ્રીકૃષ્ણ ભણ્યા હોત ને સુદામાજી અભણ રહ્યા હોત. નવશિક્ષણ પદ્ધતિઓથી ખર્ચાળવેડા ને સુખાળવાવેડા વધી ન પડે એટલી બેકની ચાંપ જબરદસ્ત રાખજો. બોખાને ગળથૂથી હોય કે રાબ હોય; જુવાનજોધને તો પાણકા યે પચવા જોઈએ. .સુદામા ને શ્રીકૃષ્ણ ઈંધણાં વીણવા જતા; સ્પાર્ટાના મંદિરમાં ગેરબન્ધ મારતા. શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર જીતાડ્યું હતું; સ્પાર્ટન પ્રજા જેવી વીર પ્રજા યૂરોપે કોક દીઠી હશે.

મ્હારી ભૂલ હશે. પણ હું તો માનું છું કે ખીલા ચાપડા ઢીલા, એટલું જ્હાજ ઢીલું; જેટલી Discipline ઢીલી, એટલી કેળવણી ઢીલી.

બાળ ભરત સિંહણબચ્ચાની દન્તુડીઓ ગણતો; બાળ લવકુશે રામસેનાને મૂર્છા ખવરાવી હતી; બાળ રામલક્ષ્મણને વિશ્વામિત્ર ઋષિ આશ્રમરક્ષણાર્થે તેડી ગયા હતા. એ આપણાં પ્રાચીન શિક્ષણનાં ભારતીય સન્તાનો. નવશિક્ષણનાં સન્તાનોએ સત્ત્વ ને પરાક્રમ હજી સાબીત કરવાનાં છે. The new systems are, yet, on their trial. એ છેલ્લા વાક્યનો અવળો અર્થ ન થવો ઘટે કે નવશિક્ષણ શૈલીઓને પ્રયોગનો યે અધિકાર નથી. વહેતાં પાણી નિર્મળાં. પ્રયોગમાંથી જ પ્રગતિ પ્રગટે છે.

અધિકારધર્મને અંગે મ્હારે બાળશાળાઓનાં નિરીક્ષણે જવું થતું. મ્હારા નિરીક્ષણની સફળતા કે નિષ્ફળતાની કસોટીનો કસોટી સિદ્ધાન્ત મ્હેં મ્હારા મન શું ત્હારે ઘડી રાખ્યો હતો. નિરીક્ષણના એકેક ક્લાકને અન્તે શાળા છોડું ત્હારે બાળસંઘ જો હસતો હોય તો હું મ્હારૂં નિરીક્ષણ સફળ માનતો, નહિ તો નિષ્ફળ માનતો. બાગમાં માળી ફરી જાય; માળીને પગલે ફુલડાં પ્રફુલ્લે ને પરિમલના ફુવારા ફુટે, તોજ માળીનું ફુલક્યારીઓમાં ફરવું સફળ, નહિ તો નિષ્ફળ છે. સજ્જનો! રાજાની પરીક્ષક પ્રજા છે, ને પરીક્ષકોના યે પરીક્ષકો બાળકો છે.

શિક્ષાગુરુ ને શિષ્યના પરસ્પર સંબંધનો પાયો અનભે છે: અણસંકોચ એકૈક્યનાં મન બીપ્રયલાં ન હોય, દિલનાં દ્વાર સદાનાં ઉઘાડાં. સાંભળ્યું છે–ને રાજ્યો ફરતી કંઈ એવી દીવાલો નથી કે સુગન્ધ કે દુર્ગન્ધ રાજ્યસીમાઓમાં જ સમાઈ રહે, કે વાયરા વાત પરમુલ્કમાં લઈ ન જાય.—સાંભળ્યું છે કે પોરબંદરમાં રાજપ્રજાનો એ અનભેભાવ છે; માર્ગે દોડતી જતી રાજમોટરને થંભાવીને પણ પ્રજાજન રાણા સાહેબને અરજી આપે. એનું નામ અનભેભાવ. સાચા સન્તને કે રાજવીને બારણે સાંકળ ન હોય. જ્હાં સન્ત ઉભે ત્હાં મન્દિર, જ્હાં રાજા ઉભે ત્હાં કચેરી. પરિવારને પિતાના સંકોચ શા? જેમને નિહાળીને પરિવાર આનન્દે એ સાચો પિતા, એ સાચો રાજા. એ સાચો સન્ત, એ સાચો શિક્ષાગુરુ.

વનવન અગર ન સાંપડે હો બહુચરી! જળજળ કમળ ન હોય. પણ એવા શિક્ષાગુરુ વિરલા–સુદામાપુરીના મહાજન! પચ્ચીશેક વર્ષ પૂર્વે ત્હમારે આંગણે એવો એક શિક્ષાગુરુ હતો. પૂછજો, વયોવૃદ્ધ ગોવિન્દજીભાઈ મ્હારી સાક્ષી પૂરશે. ધર્મનો ભસ્મધારી, આયુષ્યનો ઉજમાળો, અન્તરનો ચન્દનસુવાસી, એ પોરબંદરની બાળપ્રજાને ત્હારે ઉછેરતો હતો. ત્હમારો ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતો. અહીંથી વાનપ્રસ્થ થઈ રાજકોટમાં એણે ગીતાજીનું ને ગીતાજીના શાંકરભાષ્યનું ભાષાન્તર કીધું, અને ચતુર્થાશ્રમની આયુષ્યઘડિયાળ વાગ્યે પછી એણે સન્યાસ લીધો. પોરબંદર! પચ્ચીશી પૂર્વે ત્હારે આંગણે એક શિક્ષાગુરુ આવી ગયો–સાધુપુરુષ. વિશ્વનાથ સદારામ પાઠક.

મહાજનો! બાળકેળવણીનો પરમ સિદ્ધાન્ત મ્હને તો જૂનાગઢ સંસ્થાનની ઘોડાહારે શિખવાડ્યો હતો, ને મિત્રમંડળમાં અનેક વેળા એ ઉચ્ચારેલો છે. આપણા ના. મહારાજા સાહેબ એ પ્રસંગ જાણે છે. વર્ષે વર્ષે રાજકુમાર કૉલેજ ક્રિકેટ ખેલવાને જૂનાગઢ જતી. થનગનતા તેજસ્વી અશ્વરાજ સમા ડૉ. મૂળચન્દ જૂનાગઢની ઘોડાહારના ઉત્સાહઉછળતા અધિકારી હતા. કો પ્રિન્સિપાલને પોતાની પાઠશાળા બતાવતાં થાય એટલો ઉમંગ મહેમાનોને અશ્વશાળા દાખવતાં ડૉ. મૂળચન્દને થતો. અશ્વશાળા જોવાને અમને ન્હોતર્યા હતા. ચાર–ચાર સાંકળે દોરેલો ને ચારે પગે નાચન્તો વાલી ઘોડો ત્હાં દીઠો. સિંહલંકી સોરઠિયાણી સરિખડી તેજસ્વી ત્વચાવાળી સિંહલંકી સોરઠી ઘોડીઓ ત્હાં જોઈ. શાળાછૂટ્યા બાળસંઘ સમું ધડબડતું પચ્ચાસપોણોસોક વછેરાવછેરીઓનું છોડી મૂકેલું ધણ ત્હાં નિરખ્યું. આપણી અશ્વલક્ષ્મી નિહાળીને આંખ ઠરી. બાળશિક્ષણનો પરમ સિદ્ધાન્ત હું ત્હાં શીખ્યો. વછેરાઓનાં ધણના વિશાળ, ખુલ્લા, રમવાના પટસમા વાડા હતા, ને વાડા ફરતી છાતીપૂર દીવાલો હતી; પણ એકકેયને ગળે દોરડું ન હતું. પુરના મહાજનો! શાળાઓના શિક્ષણશાસ્ત્રીઓ! સર્વ કેળવણીનો પરમ સિદ્ધાન્ત એ છે: દીવાલ ખરી, પણ દોરડું નહિ.

નગરનગરની નગરરચના યે એવી જ હોય છે ને? કોરેલા રાજમાર્ગ ખરા; પણ રાજમાર્ગના રાહવટિયા સૌને સ્વતન્ત્રતા.

આદર્શ શિક્ષાગુરુ હોવાનો મ્હારો દાવો છે નહિ. હતો નહિ. હું હતો ત્હેના કરતાં શિક્ષાગુરુનો મ્હારો આદર્શ મ્હોટો હતો. રાજકોટમાંના ઇતિહાસ પ્રસિદ્ધ પરમ શિક્ષાગુરુઓ તો થઈ ગયા દુર્ગારામ મહેતાજી, નવલરામભાઈ, ગીબી સાહેબ, ને એસ્ટર મેકનોટન, પણ મ્હારા શિષ્યોને કેળવવાનો એ સિદ્ધાન્તાનુસાર મ્હારો શિક્ષણપ્રયત્ન હતો કે દીવાલ ખરી, પણ દોરડું નહિ.

અશ્વશાળાનો, બાળશાળાનો, પ્રજાપાઠશાળાનો પરમ સિદ્ધાન્ત એજ હોય કે દીવાલ ખરી, પણ દોરડું નહિ. નગર ફરતો ગઢ ખરો, કલ્યાણકારી કોરેલા રાજમાર્ગ ખરા, પણ રાજમાર્ગના રાહવટીને પૂરી સ્વતન્ત્રતા.

અને સુદામાપુરીના બાલસંઘ! યાદ રાખજો, માનવી સ્વયં નિજના ભાવીનો ઘડનારો છે. ત્હમે ત્હમારા ભાવીને કેવુંક ઘડશો? ભણી ગણી મ્હોટા થશો, બાળક મટી પુરુષ થશો; પછી શું કરશો? જીવનનો જંગ કેવીક રીતે જીતશો? બાલસંઘ! ત્હમારા આયુષ્યનો ધ્યેય શો ઘડવાના છો.

બાળકડાંઓ! ત્હમે પર્વતતળેટીમાં નથી, પાણીપગથારને કંઠે છો; ત્હમે નદીતીરે નથી, ભર્યાભર્યા સાગરના તીરવાસી છો. એ ખરૂં છે કે સ્હામો ધાર અહીંથી દુરબીને ય દેખાતો નથી; એ ખરૂં છે કે આરેથી **તમસઃ પારમ્** અગોચર છે. પણ ભગવાને ભાખ્યો છે, જીવનલક્ષ્ય તો એ જ રાખજોઃ **તમસઃ પારમ્.** શ્રદ્ધાથી સુકાન હાથ ધરજો, સાગર ખેડજો, સ્હામે પાર પાય મંડાશે. કોલમ્બસે પૃથ્વીપરક્રમ્મા કાજે લંગર ઉપાડ્યું ત્હારે સ્હામો કાંઠો સાવ અદૃશ્ય હતો. અખૂટ શ્રદ્ધા હતી. ને એણે મહાસાગરે ઝુકાવ્યું. દુનિયાને નવો ખણ્ડ શોધી આપ્યો. બાલસંઘ! ત્હમે સાગરવાસી છો, સાગર ખેડજો; જીવનના જહાજના કપ્તાન થજો. અગાધ સાગરનો, અતલ અન્ધકારનો પાર પામશો, ઝૂકાવજો, તારણહારા શ્રી હરિ છે. નાવના કપ્તાન થજો, સુદામાપુરીના માનવવંશને શ્રી હરિનું અનભેનું વરદાન છે. પોરબંદરમાં એક શાળા હજી નથી, સ્થાપવાની છેઃ તે Marine School, સુકાનીશાળા. એક ગીત કહેતો જાઉં છું. બાળવૃદ્ધ સહુ વિચારજો, વાગોળજો, આયુષ્યભર ગોખજો, રસના ઘૂંટડા ઝીંદગીમાં ઉતારજો. તમ સાગરવાસીઓને બીજો શો આદેશ હોય? જીવનના જાહાજના કપ્તાન થજો. બાલસંઘ! આવો, એક કવિતા શિખવું. આયુષ્યનો સાગર ખેડતાં ખેડતાં, લંગરને ઉપાડતાં ને સુકાનને વાળતાં, સદા લલકારજો ને આનન્દજો. પાયમાં જોમ ભરશે, પ્રાણમાં પ્રેરણા પૂરશેઃ આજથી જ નિર્ધાર કરી લેજો, શ્રી હરિ તમ નિર્ધાર પાર પાડશે.

નાવનો કપ્તાન થઈશ હું નાવનો કપ્તાનઃ
કહું છું તે કરીશ નિદાન,
થઈશ હું નાવનો કપ્તાન
થઇશ હું નાવનો કપ્તાનઃ
આગ્રહ દૃઢતા ખંત ખરાં ત્હાં ધાર્યાં પડે નિશાન;
જોજો! કહું છું, થઈશ ખરે! હું કોઈક દિન કપ્તાનઃ
થઈશ હું નાવનો કપ્તાન.
થઇશ હું નાવનો કપ્તાનઃ
આ નીકની નદીઓમાં મ્હારા શઢ જો! ઉડે સમાન;
એવા ઉછળતા સાગરનાં જીતીશ હું તોફાનઃ
થઇશ હું નાવનો કપ્તાન.
આનદી ઉત્સાહી થઈશ હું, નાવિકનો પ્રિય પ્રાણ;
ભરતી હો કે ઓટ ભલે હો, સિધ્ધું મ્હારૂં સુકાનઃ
થઇશ હું નાવનો કપ્તાન.
થઈશ હું નાવનો કપ્તાનઃ
ભલો થઈશ, બહાદુર થઇશ હું, પ્રભુમારગનો જાણ;
દુનિયાંના દરિયાઓ ઉપર ઘૂમશે મ્હારૂં વ્હાણઃ
થઈશ હું નાવનો કપ્તાન.

બાલસંઘ! ગુરુકુલે વાસ પૂરો થાય, જાણ્યા શું જાણી લ્યો, બાળક મટી મનુષ્ય થાવ, દુનિયાના સાગર ખેડો, ત્હારે **તમસઃ પારમ્** પામજો!*

* પોરબંદરમાં તા. ૩-૧૧-૧૯૩૩ ને દિવસે બાલમન્દિરના પ્રથમ વાર્ષિકોત્સવ વખતે અપાયેલું વ્યાખ્યાન.

# છેલ્લું ગીત

રા. વસન્ત ગૌ. ઉપાધ્યાય, એમ. એ.

સૌ તેને સંગીતઘેલો કહેતા: જ્યાં સંગીત ત્યાં અપૂર્વ: કોઈ નામધારી ગવૈયાની મહેફીલ તેના વગર જામે જ નહિ. ભલભલા ગવૈયાના કંઠની તાસીર તે પીછાનતો, તેની પાસે ગાવું એ સંગીતદેવતાને રીઝવવા જેવું લેખાતું.

તે અનાથ હતો: અપૂર્વને જગતમાં કોઈ ન હતું. નગરજનો કહેતા: અપૂર્વ સંગીતને વર્યો છે: સંગીત તેના જીવનમાં વણાઇ ગયું હતું. બેપરવા અપૂર્વ સંગીતની ધૂનમાં જ રાતદિવસ વહાવતો. એટલે અટૂલો તે કેટલીય વાર ગામના શ્મશાનને કાળી રાતે જગવતો. રોહિણી નદીની ઊંચી ભેખડ તેનું પ્રિયસ્થાન: ત્યાં બેસી કેટલીય સંધ્યા તેણે રાગરાગિણીના ચિન્તનમાં વીતાવી હતી.

નગરના ચોકમાં આજે વિરાટ જલસો છે. સંગીતક્ષેત્રને સર કરવા નીકળેલી નામચીન કર્ણાટકી મનોરમા નગરઅસાધ્ય સંગીતકલાનો પરિચય કરાવવાની છે. કર્ણાટકી સંગીતની મૌજ ઝીલવા સારું નગર આજ ઉલટ્યું છે. મિત્રો સાથે અપૂર્વ પણ ત્યાં ઉતરી પડ્યો છે. રંગમંડપ માનવસમુદાયથી ઉભરાય છે. સૌ કોઇએ રંગમંચ ઉપર આંખો ઠેરવી: મનોરમાને નિરખવા નગરજનો આતુર હતા. બધાના હોઠ ઉપર મનોરમાનું નામ: કેટલાક પ્રેક્ષકો તેની આગલી પાછલી સંભારી તેની પીછાન આપવાને સરસાઇ કરતા.

સાજીંદાઓએ સાજ મેળવ્યા: ઘોંઘાટ શમ્યો. મંચ ઉપર સંગીત સામ્રાજ્ઞીની અદાથી મનોરમાએ બેઠક લીધી. બાજુમાં મુખ પર સખ્ત રેખાવાળો તેનો પાલકપિતા ગોઠવાયો. મનોરમાએ એક દૃષ્ટિક્ષેપમાં સારાય મંડપને માપી લીધો.

વાતાવરણમાં 'યમન'ના સૂરો ઉડયા: સૌ કોઇએ શ્વાસ થંભાવી તેના તરફ કાન દીધા. મનોરમાએ ઉન્નત મુખે 'યમન ખ્યાલ' છેડયો. વિલંબિત લયમાં ગમકમીંડ યુકત ગવાયલી તે ચીજને પ્રેક્ષકોએ સવા કલાક ઝીલી. ચીજ ખતમ થઈ: યમનના સૂરો સૌના કાનમાં ગુંજતા હતા. વળી પાછો ઘોંઘાટ: મનોરમાના કંઠમાં 'દરબારી'ના સ્વરો ઘૂંટાતા હતા. 'દરબારી' જેવા ભવ્યરાગને તેણે અચ્છો ન્યાય આપ્યો. મનોરમાના જનાની અવાજે એ પ્રૌઢ રાગને ગાઈ આજસુધીના ગવૈયાઓની કલાને ઝાંખી પાડી. અપૂર્વ અવનત મસ્તકે મનોરમાના સ્વરોનું પાન કરી રહ્યો હતો. આવા સુન્દર સ્વરો જીંદગીમાં તેણે પ્રથમ સાંભળ્યા હોય એમ તેને થયું: એ સૂરોમાં તેને કૈં નાવિન્ય લાગ્યું. 'દરબારી'ની ભવ્યતામાં રંગત આણવા મનોરમાએ એક તે જ રાગનો 'તિલ્લાનો' ગાઈ વાતાવરણમાં વિનોદ પ્રેર્યો.

મનોરમાના પાલક પિતાએ નગરજનોને સંબોધ્યા.

" નગરવાસીઓએ આજે મનોરમાની કલાની સુપેરે કદર કરી તે તેમની ઉચ્ચ સંગીત વૃત્તિ સૂચવે છે.

સારાય દેશમાં નગરે નગરે સંગીતવાંછુઓ પાસે મનોરમાની કલા સાદર કરવી એ અમારું ધ્યેય છે. પ્રભુ કરશે તો સંગીતપ્રદેશમાં દિગ્વિજય મેળવી મનોરમા તમારા નગરમાં ફરી પગલાં કરશે. હમણાં તો આટલું જ કે નગરમાંથી કોઈ જાણકાર કોઈપણ રાગરાગિણી ગાવાની ' ફરમાયશ ' કરે...... "

સર્વત્ર શાન્તિ.

' આશા છે કે નગર સંગીતવિહોણું નહિ હોય,' ફરી એ જ કર્કશ ધ્વનિ પ્રેક્ષકોના કાને અથડાયો.

ભયાનક શાન્તિ .....કૈંક વિમાસણ......સહજ લજ્જા. કેટલાંય પ્રફુલ્લ મુખડાં વિલાઇ ગયાં. આ માર્મિક પ્રહારે સૌના મુખપર કાળિમા છવાઇ. સૌ નિરુત્તર થઈ આજુબાજુ નજર નાખી પાછી ખેંચી લેવા લાગ્યા.

એક ખુણામાંથી ' અપૂર્વ ' નામ ઓચરાયું. મુખડે મુખડે તે નામ રમી રહ્યું. મિત્રોએ અપૂર્વને સંગીતમૂર્છામાંથી ઢંઢોળ્યો.

' અપૂર્વ, નગરની લાજ તારા હાથમાં છે.'

નગરજનોએ તેના તરફ આશાભરી મીટ માંડી.

માંસલ ગરદન પર વાળની લટો બેદરકારપણે વિખરાયલી છે, એવો શામળા વર્ણનો એક યુવાન " દુર્ગા " બબડ્યો. બરાબર નહિ સંભળાયું હોય એવી આશંકાથી " દુર્ગા સુનાઓ " બોલી બેસી ગયો. અપૂર્વે ' દુર્ગા ' જેવી ગંભીર રાગિણી સૂચવી મનોરમાના પિતાના પ્રહારનો જવાબ વાળ્યો. રંગમંડપ ' દુર્ગા ', ' દુર્ગા ' ના શોરથી શબ્દાયમાન થયો.

' દુર્ગા ' નો સ્વરમેળ મનોરમાના કંઠમાં રમી રહ્યો: દ્રુતલયમાં ' દુર્ગા ' નો થોડીવારમાં અન્ત આવ્યો. મનોરમા શાથીય તેને ન્યાય ન આપી શકી. સાજીન્દાઓનું પ્રોત્સાહન નિષ્ફળ ગયું. પ્રેક્ષકો બગાસાં ખાવા લાગ્યા,

' કર્ણાટકમાં ' દુર્ગા ' આ તોરથી ગવાય છે? આવી ભવ્ય રાગિણીનો આવો નીરસ અન્ત? આ તમારો દિગ્વિજય! " નગરવાસીઓ સંભળાવવા લાગ્યા.

' તે ફરમાયશ કરનાર તેને ન્યાય આપે,' ફરી એજ કર્કશ ધ્વનિ ઊઠયો.

અપૂર્વે પોતાનું બીન મંગાવ્યું : કોઇ અજબ તોરથી તેણે ' દુર્ગા ' છેડી. દોઢ કલાક સુધી મનોરમાએ અને પ્રેક્ષકોએ મટકું માર્યા વિના ને સાંભળી. મનોરમાની આંખો ભરાઇ: તેના પિતાના મુખપર કાલિમા છવાઇ.

' આ બિલાવલ ધાટની દુર્ગા : મનોરમાએ ગાઈ તે ખમાચ ધાટની. નગરજનો કહેશે કે કંઈ વધુ એક્સ્પ્લેનેશન? ' અપૂર્વે ભવું ફરકાવ્યા વગર ઠંડે કલેજે બધાને શાસ્ત્રીય સંગીતની બારીકાઇનો ખ્યાલ આપ્યો.

અપૂર્વની 'દુર્ગા'એ નગરવાસીઓને ગાંડા કર્યા: મનોરમાની કલા પડી ગઇ.

× × × × × ×

દિવસો વહ્યા, મહિનાઓ વીત્યા...અપૂર્વ મનોરમાને અને તેના પિતાને પોતાના ઘેર લાવ્યો છે. અઢાર વર્ષની વયે મનોરમાએ અપૂર્વ જેવા સંગીતકારને પારખ્યો: તેની કલા પાછળ તે મુગ્ધ બની.

'અપૂર્વ, તારી 'દુર્ગા' તો કેમે કરીને મારા ગળામાં આવતી જ નથી. તારા સૂરોની હરક તો અજબ છે.'

'મનોરમા, તેની પાછળ કેટલાય વર્ષનું તપ છે, તે કળા સાધ્ય કરવામાં મારા કથ્થક ગુરુએ મારા વાંસા પર માછલાં ધોયાં છે.'

અપૂર્વ મનોરમાનો સંગીતગુરુ બન્યો હતો: હૃદયગુરુ બનવાની તૈયારીમાં હતો. બન્ને અહોનિશ સંગીતચર્ચામાં મગ્ન રહેતાં, તેમને કોઇની પડી ન હતી. મનોરમાના પિતાના દિગ્વિજયના કોડ પૂરા ન થયા. સંગીતક્ષેત્રને સર કરવાની તેની મોંઘી ખ્વાહીશ અપૂર્વે ધૂળમાં મેળવી. તેને ખૂબ સાલતું હતું. ડંખીલા હૃદયે કીનો શોધ્યો.

'અપૂર્વ, મનોરમાને નવો અવતાર મળ્યો: તેની ત્રુટીઓ તેં સાંધી પણ...તારી કળા મારી મનોરમાને કદિ...ઝુંટવી લે.'

'હું તે કોણ માત્ર!'

'પણ ભલા,...એ તો કહે તારો પ્રિય રાગ કયો? કયો રાગ ગાવાથી તારું હૃદય ફરી ન ધબકે?' મનોરમાના પિતાએ ભોળા અપૂર્વ પાસેથી મારણમંત્ર કઢાવવા પ્રશ્ન મૂક્યો.

'કેવો ભયંકર પ્રશ્ન! કેવી વિચિત્ર જિજ્ઞાસા!' મનોરમાથી ન રહેવાયું.

'એ પ્રશ્ન પાછળ રહેલો આશય હું જોઈ શકું છું; મનોરમાના પિતાને મારે સત્ય ઉત્તર આપવો જોઇએ...ગુરુઆજ્ઞા છે કે 'ભૈરવ'નો આલાપ મારા હૃદયને આઘાત...નહિ નાડીના બંધ તોડશે: શરીર સંગીતધામમાં જશે.'

'પ્રભુ તમને દીર્ઘાયુષ્ય આપે.' મનોરમા કંપી ઉઠી.

× × × × × ×

બસ, હવે હદ થઈ. અપૂર્વ-મનોરમા અહોરાત સંગીત મગ્ન રહે તે તેના પાલક પિતાને કેમ પાલવે? કયા ઉપાયે આ સંબંધ અટકે?

'મનોરમે, કાલે તારી જન્મગાંઠ છે. અપૂર્વને હું તારો હાથ સોંપવા માગું છું.'

'હૃદય ઐક્ય હોય ત્યાં એવા દુન્યવી ઉપચારની શી જરુર છે?'

'તારા હિતને માટે: દુનિયામાં રહી દુન્યવી થવું છે.'

'મનોરમે, હું બધું જોઈ રહ્યો છું. હું તને મારા હાથમાંથી ગુમાવવા નથી માગતો. તારા પાલકપિતાની એક અંતિમ ઇચ્છા પૂરી કરી સુખે તું તારા સંગીતગુરુ સાથે માણજે.'

'શું ?'

'તારી જન્મગાંઠ નિમિત્તે અપૂર્વને પેટભરીને 'ભૈરવ' ગાવાની ફરમાયશ

'પિતાજી!'

'ન બને તો આ દુનિયામાંથી હું કાયમની વદાય લઇશ. મારી વાસના પ
છુટકો.'

મનોરમા કારમી ચીસ પાડી બેસી ગઇ.

× × × × ×

'અપૂર્વ, આજે મારો જન્મદિવસ છે.'

'શતાયુ ભવ, મનોરમે, આપણે તારી કેટલી ય જન્મગાંઠ ઉજવીશું. યુવ
અભિલાષ અખૂટ હોય છે. હજુ તો દુનિયાને ચરણે આપણી કળા ધરવાની મ
છે. તારા પિતાની ઇચ્છા પૂર્ણ કરવી જ જોઇએ.'

'મારા પિતાની ઇચ્છા......' મનોરમાએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

'મનોરમે, આ શું ? આટલી નિરાશા! આજ તો આનન્દનો દિવસ છે.'

'કેવળ આનન્દ નહિ, સ્વર્ગનો આનંદ માણવાનો છે.'

'બરાબર છે.'

'તા ..રુ, અપૂર્વ, 'ભૈરવ' સંભળાવ!'

નિરુત્તર થઈ તે સામું જોઇ રહ્યો. મનોરમાને શું કહેવું તેની સૂજ ન

'ભૈરવની' ફરમાયશ! મનોરમે, વિચાર કર'

'લાચાર, અપૂર્વ, સમજું છું...પણ...'

'તું જાણે છે...'

'જાણું છું છતાંય કહું છું કે 'ભૈરવ આલાપ, હૃદય ફાટી જાય ત્યાં સુ

'મનોરમે, જીવનમાં આ છેલ્લું સગીત આલાપી લઉં : હવે તો સંગીતધામ:

પ્રભાતના સૂર્યે હજુ કોર કાઢી છે : 'ભૈરવ' નો બરાબર સમય છે. પ્રભ
જીવન સંધ્યાને જોઈ રહ્યો છે. ગળું મોકળું કરી તેણે છાતીફાટ ભૈરવ આલાપ
ફરી ઉલટયાં. આજે અપૂર્વે શું માંડયું છે? બે કલાક સતત આલાપ પ
નગરજનોએ 'વાહ, વાહ' ની કીકીયારી મારી: અપૂર્વ ધબ દઇને પડી ગ
જીવડો સંગીતધામમાં સીધાવ્યો.

મનોરમાને હવે ગમ પડી.

'થઈ ચૂક્યું, સર્વ નાશ, અપૂર્વ ભૈરવનો થયો; હવે મારાથી કેમ રહે

વીખરાયલા વાળવાળી એક યુવાન અબળા ઝરુખામાંથી કૂદી પડી.
રાજા વચ્ચે તે જીવનમૃત્યુ વચ્ચે ઝોલાં ખાતી હતી.



# દુનિયાની આર્થિક પરિષદ્

લેખકઃ—પ્રો. સી. એન. વકીલ

ઘણા લાંબા સમયથી ચાલતી આર્થિક ભીડથી પીડાતું અને સંપૂર્ણ આર્થિક અંધાધુંધીમાં આવી પડેલું જગત, ઇ. સ. ૧૯૩૩ ના જુન અને જુલાઇ માસમાં, લંડનમાં ભરાયલી દુનિયાની આર્થિક પરિષદ્‌ને આશાપૂર્ણ નયને નિહાળી રહ્યુ હતું. એક દ્રષ્ટિએ આ મીલન અપ્રતિમ હતું, કારણ કે સારી આલમના ઇતિહાસમાં પહેલી જ વેળા ૬૭ જુદા જુદા દેશોના પ્રતિનિધિઓ સૃષ્ટિનાં આર્થિક સંકટો દૂર કરવા એકઠા થયા હતા. એક બાજુ પ્રજાસંઘે ( League of Nations ) અને બીજી બાજુ બ્રિટિશ સરકારે પરિષદ્ સફલ નીવડે એ હેતુથી ભારે તૈયારીઓ કરી હતી. થોડા વખત માટે પ્રજાસંઘના સેક્રેટરીયટના આર્થિક અને નાણાં પ્રકરણી વિભાગે પોતાની બેઠક લંડન ખાતે ખસેડી હતી. આ ઉપરાંત દેશદેશના પ્રતિનિધિઓ સાથે તેઓનો રાબેતા મુજબનો રાચરચીલો પણ હતો. આ અવસરે ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણવાળા પત્રકારો પણ ભેગા થયા હતા, અને તેઓ તાર મારફત પરિષદ્‌ના સમાચાર ચોતરફ ફેલાવી શકે તે માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. ટૂંકમાં સાઉથ કેન્સિંગ્ટનમાં ચાલી રહેલી પ્રવૃત્તિઓ પર, વિચારતી દુનિયાની દૃષ્ટિ કેન્દ્રિત કરવામાં બાકી રાખી નહોતી.

પરંતુ જગતને કમનસીબે પરિષદ્‌ના મીલન પહેલાંની અને તે પછીની વસ્તુસ્થિતિ વચ્ચે કોઇપણ જાતનો શુભ ફેરફાર થયો હોય એમ જણાતું નથી. દુનિયાના અગ્રગણ્ય દેશોની, મુખ્ય મુદ્દાઓ પર સંમત થવાની અશક્તિને લીધે જ પરિષદ્ કોઇપણ ઉપયોગી કાર્ય કરી ન શકી. આંતરરાષ્ટ્રીય શાંતિ માટે મહેનત કરતા પ્રજાસંઘના દૃષ્ટિબિંદુથી જોતાં તેમજ આવી પરિષદોની મદદથી દુનિયાના મહાન પ્રશ્નોનો ઉકેલ આણવાના આદર્શના દૃષ્ટિકોણથી નિહાળતાં આપણે કહેવું પડશે કે ઉભયને આથી સખત ધોકો પહોંચ્યો છે. અર્થશાસ્ત્રના અભ્યાસીની દૃષ્ટિએ જોઇએ તો આમાં નવું નોંધવા જેવું કંઈ જણાતું નથી કારણ કે કંઈ નવીન થવા પામ્યું નથી. દેશદેશના પ્રતિનિધિઓએ, એક પછી એક, જકાતની દિવાલો તોડી પાડવા માટે આંતરરાષ્ટ્રીય નાણાંની વ્યવસ્થિત સ્થાપના માટે અને સાધારણ ભાવોની સપાટી ઉંચી લાવવાની તરફેણમાં એકસરખી, છાલી, વાગ્જાળ વ્હેવરાવી. પણ દરેકે પોતાના મગજની અંદર રાખી મૂકેલી, સુવ્યવસ્થિત આર્થિક સ્થિતિ ઉપજાવવાની વ્યવહારુ રીતો, ઇરાદાપૂર્વક, બીજાંઓથી છૂપી રાખી હતી. જુદી જુદી સરકારના પ્રતિનિધિઓનાં આગળથી ઘડી રાખેલાં ભાષણો પણ પ્રશ્નોની મૂલ મુશ્કેલીઓ ઝાઝો સમય છૂપાવી ન શક્યાં. બે મંડલો ( Commissions ) કે જેમાં પરિષદ્ વ્હેંચાઈ ગઈ હતી, તેની જાહેર બેઠક પણ મુલતવી રાખવામાં આવી, અને

પાછળથી મળ્યાં તે તો ફક્ત ઉત્તરક્રિયા કરવા સારું જ. આર્થિક અંધાધુંધી કે જે સારાયે જગતને હેરાન કરી રહી છે તેનાં મુખ્ય તત્ત્વોમાં કોઈપણ જાતનો ફેરફાર થયો નથી.

પ્રજાસંઘે આટઆટલા પ્રયત્નો કર્યા છતાં દુનિયાના મુખ્ય દેશોમાં લડાઈના જુસ્સાનો પ્રવાહ અસ્ખલિત વહે જાય છે એમ કહેવામાં પુરાવાની જરૂર રહેતી નથી. શસ્ત્રબંધી પરિષદ્‌ની નિષ્ફળતા આ કમનસીબ ભાવનો એક પડછાયો જ છે. આ ભાવના કેવી રીતે ટકાવી રાખવામાં આવી છે તે જોવું હોય તો યુરોપનાં મુખ્ય શહેરોમાં ભ્રમણ કરવાથી માલમ પડશે, અથવા એ ભાવનાનો ભવિષ્ય ઘડવામાં શો ફાળો છે એ જાણવું હોય તો હાલના રાજકીય બનાવોનું માત્ર નિરીક્ષણ કરવાની જ જરૂર છે. જ્યારે શાબ્દિક અર્થમાં યુદ્ધનો અર્થ – એકબીજાને મારી નાખવાનો પ્રયત્ન – એમ થાય છે – અને એવો પ્રયત્ન ગમે તે ઘડીએ થાય ત્યારે અન્ય દૃષ્ટિબિંદુએ સુધરેલી દુનિયામાં ક્યારનોએ વિગ્રહ શરૂ થઇ ગયો છે. જે આર્થિક અવ્યવસ્થા જગતને પીડી રહી છે તે, છેલ્લાં કેટલાંક વર્ષોથી આગળ પડતાં રાષ્ટ્રો વચ્ચે ચાલતી વિગ્રહની સ્થિતિનેજ તે માટે જવાબદાર છે એમ કહી શકાય.

આ પ્રકારના યુદ્ધમાં વિગ્રહ કરતા દેશોને બે હથિયાર સાંપડયાં છે. એક જકાતમાં વધારા કરવાનું, અને બીજું નાણાંકિંમત કમી કરવાનું. કોઈ એક દેશમાં જકાતના દરમાં કરેલા ફેરફાર અથવા અમુક રાષ્ટ્રે નાણાં કિંમતમાં કરેલા ઘટાડાની થોડીઘણી આવશ્યક્તા પુરવાર કરી આપવી અઘરી નથી; આર્થિક વ્યૂહરચનામાં, એકબીજા સામું, આ શસ્ત્રોનો ઘણો સારો અને અસરકારક ઉપયોગ કરી શકાય એમ ઘણાખરા દેશો સારી રીતે સમજી ગયા છે એ સત્ય પણ સાથે સાથે તરી આવે છે. પ્રથમ પંક્તિની પ્રજાઓમાં પ્રવર્તતા જકાતના ઉંચા દરનું અને નાણાંકિંમતના ચાલુ ક્ષયનું પૃથક્કરણ દરેકના સંબંધમાં, થોડાંક સ્થાનિક, આર્થિક કારણો આપણી આંખ આગળ જરૂર આવે; આર્થિક ઉદ્દેશ સિદ્ધ કરવા આવી પરિસ્થિતિનું સાતત્ય ઇચ્છવા જોગ છે—બીજું સત્ય પણ તેનીજ જોડે બહાર આવશે. બીજા શબ્દોમાં કહીએ તો, ક્યાં તો આ બાબત સાથે સંબંધ ધરાવનારા દેશોમાં ખરેખરી લડાઈ લડવાની તાકાત નથી તેથી કે ક્યાં તો યુદ્ધની તાત્કાલિક ભીષણતા એવી છે કે આટલા થોડા અવકાશમાં પુનરાવૃત્ત કરવી તદ્દન અયોગ્ય છે તેથી વિગ્રહભાવના આર્થિક યુધ્ધરૂપે વ્યક્ત થવા મથે છે. દરેક દેશ આમ જકાતની મદદથી બીજાંઓને નુકશાન પહોંચાડવા પ્રયત્ન કરે છે, પરંતુ તેનો આર્થિક સદુપયોગ કરવાની પોતાની શક્તિના ભાવાભાવ પર વિચાર કરવાની તેને જરાયે જરૂર જણાતી નથી. જકાતના સાધનનો આવો દુરુપયોગ બીજા દેશોને પણ વિરુદ્ધ વર્તન કરવા પ્રેરે છે, અને જ્યારે આમ કરવું કઠણ યા અશક્ય થઈ પડે છે ત્યારે નાણાં – કિંમતમાં ઘટાડો કરી, અને આ વડે સામા પક્ષની જકાતની દિવાલોની અસર નાબુદ કરી, ઉત્તર અપાય છે. જ્યારે મોટા પાયા પર, મોટી સંખ્યામાં, આ ક્રમ ચાલે ત્યારે તે સ્થિતિને આર્થિક આક્રમણની અવસ્થા તરીકે વર્ણવ્યા વિના છૂટકો થતો નથી.

જ્યાં સુધી આ વસ્તુસ્થિતિની કદર નહિ થાય અને જ્યાં સુધી અગ્રગણ્ય દેશો આર્થિક આયુધોનો, ઉપર વર્ણવેલો, દુરુપયોગ કરવાથ દૂર રહેવા તૈયાર ન હોય ત્યાં સુધી જગત

પુનરોદ્ધાર પામવાની પરિસ્થિતિ પ્રાપ્ત કરવાનું નથી. વિવિધ રાજ્યના પ્રતિનિધિઓ (જેઓ દુનિયાની આર્થિક પરિષદ્ માટે લંડનમાં મળ્યા હતા) તેઓ આ આર્થિક આયુધોનો અન્ય હેતુઓ માટે ઉપયોગ કરવાનું ત્યજી ન શક્યા; અને પરિષદ્‌ની નિષ્ફળતાનું મુખ્ય કારણ આ જ હોઈ શકે. વેપારના બંધ તોડવા અને આંતર રાષ્ટ્રીય નાણાંની સંગીન વ્યવસ્થાનું પુનઃ સ્થાપન કરવા માટે જ, ખાસ કરીને, આ પરિષદ્ ભરવામાં આવી હતી તેથી પરિષદ્‌નું કાર્ય બે મુખ્ય મંડલો વચ્ચે વ્હેંચી દેવામાં આવ્યું હતું, અને તેમાંના દરેકને આ બેમાંથી એક પ્રશ્ન સોંપવામાં આવ્યો હતો. પણ આગળ કહ્યા પ્રમાણે આ આર્થિક આયુધો, આર્થિક યુદ્ધમાં, પ્રથમ કોટીનાં સાધનો થઈ પડયાં છે; અને તેનો ઉપયોગ કરતા દેશો, સામાન્ય હિત માટે, સ્વાર્થ ત્યાગ કરવા તત્પર નહોતા. પ્રજા પ્રજાનાં વિવિધ અને વિરુદ્ધ હિતોનો, જો ભૂમિકા સંગીન હોત તો, ક્રમેક્રમે નિકાલ લાવી શકાત, પણ ત્યારના સંજોગો કંઈ જુદા જ હતા: પરિષદ્‌ના ઉપઃકાલમાં જ અમેરિકાએ સોનાનું ધોરણ છોડયું હતું. ડૉલરની કિંમત ઘટાડવા માટે સ્થાનિક યથાર્થતા ભલે હોય પરંતુ તેનાં માઠાં પરિણામો સારી દુનિયામાં પથરાયાં. આથી દુનિયાના અગ્રગણ્ય દેશોના બે મુખ્ય ભાગલા પડી ગયેલા માલમ પડતા હતા: સોનાના ધોરણ પર ટકી રહેલા દેશોનું એક મંડલ; અને બીજું તે ધોરણથી છૂટા થએલાઓનું. નાણાંવિષયક પ્રશ્ન પર સંવાદ (agreement) ના અભાવે ભાવોની કક્ષા ઉંચી લાવવાની સામાન્ય ઇચ્છા અમલમાં મૂકી ન શકાઈ; અને જ્યાં સુધી નાણાંનો કોયડો ઉકેલાય નહિ ત્યાં સુધી જકાતના પ્રશ્નને છેડવા કોઈ તૈયાર નહોતું. આ અનન્ત વર્તુલમાં એક સામટો અનેક જગ્યાએ કાપ મૂકવાની આવશ્યકતા હતી, પણ તેમ કરવા જેટલી હિંમત કોઇએ બતાવી નહિ.



पत्नी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા

# પરદેશી પ્રતિનિધિ મંડળો

રા. ગમનલાલ પ્રેસવાલા, બી. કૉમ.

આપણે આંગણે પરદેશી પ્રતિનિધિ મંડળની પધરામણી થાય એ આપણા રાષ્ટ્રીય જીવનમાં જરૂર અસાધારણ બનાવ લેખાય; ગયા સપ્ટેંબરમાં ઇંગ્લંડ અને જાપાન, એમ બે દેશના પ્રતિનિધિઓ વેપાર સંબંધી મંત્રણા કરવા હિંદને કિનારે ઉતર્યા.

જ્યારે હજુસુધી જાપાન સાથે કોઇ ચોક્કસ વેપારી સંધિ થઇ નથી ત્યારે લેંકેશાયર પ્રતિનિધિ મંડળ અને મુંબાઇના મીલમાલિકોના સંઘ વચ્ચે કેટલાક કરાર થઈ ચૂકયા છે. આ કરાર પ્રમાણે, પરદેશી કાપડપર અત્યારે પડતો દશ ટકાનો વધારાનો કર (*Surcharge*), હિંદી સરકારની નાણાં પ્રકરણી સ્થિતીમાં સુધારો થતાં કાઢી નાંખવામાં આવે ત્યારે મુંબઇના મીલમાલિકો તેના બદલામાં બીજું વધારાનું રક્ષણ માગી ન શકે; સાથે સાથે લેંકેશાયર પ્રતિનિધિ મંડળે, હિંદને પોતાના મીલ ઉદ્યોગનો ઉત્કર્ષ સાધવા બ્રિટિશ કાપડ અને સુતર પર જકાત નાંખી ઉત્તેજન આપવાના હક્કની વાસ્તવિકતા કબુલી; વિલાયતી સુતર પર કિંમતના પાંચ ટકા યા ઓછામાં ઓછા એક પાઉંડ સુતરપર સવા આનાના દર લેખે જકાત નંખાય તો તે વિરુદ્ધ (તેથી વધારે દર રાખવા માટે) હિંદી પક્ષ વાંધો નહિં ઉઠાવે; બ્રિટિશ સામ્રાજ્યના અને પરદેશના, કાપડ અને સુતરના, બજારોમાં બ્રિટિશ માલને માટે જે કંઈ ખાસ ગોઠવણ થાય તેનો લાભ હિંદી માલને પણ આપવો અને જે બજારમાં હિંદનો સ્વતંત્ર ફાળો (quota) ન હોય તેમાં બ્રિટનને આપવામાં આવેલા ફાળામાં હિંદને ભાગ દેવો; પરદેશી બજારોમાં હિંદી મીલોનો સંબંધ જૂજ છે અને તેથી માન્ચેસ્ટર ચેમ્બર ઑફ કૉમર્સે, સ્થાપેલી બ્રિટિશ પેઢીઓ સાથે સંબંધ બાંધી આપવા મદદ કરવી; અને બ્રિટિશ મીલોમાં હિંદી રૂનો ઉપયોગ વધુ પ્રમાણમા થવો જોઇએ એમ હિંદી પક્ષે ભારપૂર્વક દલીલ કરી હતી તેમજ બ્રિટિશ પક્ષે એ દિશામાં અસરકારક પગલાં લેવા ભલામણ કરવા માથે લીધું હતું.

મુંબાઇના મીલમાલિકોએ કરેલા કરારના ફાયદા પરત્વે બે મત છે: હિંદના બીજા મીલમાલિકો – ખાસ કરીને અમદાવાદના – એમ માને છે કે આ કરારથી દેશી મીલોને ઉલટી હાની થવાનો સંભવ છે, કારણ કે આપણા દેશની એકંદર વાર્ષિક ખપત ૩૬૦ કરોડ વાર જેટલી અંકાય છે જ્યારે ૧૯૩૨ – ૩૩ માં આપણી મીલોની પેદાશ ૩૨૦ કરોડ વાર હતી; આથી હિંદી બજારમાં, જ્યાંસુધી દેશી મીલોની પેદા કરવાની શક્તિ કરતાં ખપત ઘણા મોટા પ્રમાણમાં વધે નહિં ત્યાં સુધી પરદેશી કાપડ માટે ખાસ સ્થાન નથી. આવી પરિસ્થિતિમાં દશ ટકાનો કર કાઢી નાંખવામાં આવે ત્યારે તેની જગ્યાએ બીજું રક્ષણ ન માંગવા બંધાવું – અને તે પણ મુંબાઇના મીલમાલિકોએ કે જેઓની કંપનીઓ સખત

ભીડમાંથી પસાર થઈ રહી છે – એ જરા સમજશક્તિને અપચો કરે એવી વાત છે; આ ઉપરાંત બ્રિટિશ પક્ષે આપેલી કબુલતોમાંથી ચોક્કસ શો લાભ થશે તેનું અત્યારથી માપ કાઢવું મુશ્કેલ છે.

× × × × ×

પાઉંડે સોનાનું ધોરણ છોડયું અને થોડા જ સમયમાં યેન પણ તેમાંથી મુક્ત થયો. ત્યારપછી યેનની કિંમતનો ક્ષય ( depreciation ) થવા માંડયો, અને તેથી જાપાનના વેપાર ઉદ્યોગને તેટલા પ્રમાણમાં ઉત્તેજન મળવા માંડયું; જાપાનીસ મજુરી સસ્તી છતાં વધારે કાર્યકુશળતા ( efficiency ) ધરાવનારી છે; તેના સંચા છેલ્લી ઢબના છે જેથી પેદાશનો ખર્ચ ઓછો આવે છે; અને બનાવેલો માલ વેચવાની વ્યવસ્થા પણ અત્યંત અસરકારક તેમ જ કસરપૂર્ણ ( economic ) છેઃ આ સર્વ કારણોને લીધે છેલ્લા કેટલાક માસ થયાં જાપાનીસ માલની આપણાં બજારોમાં રેલમછેલ થઈ રહી છે, અને તેથી દેશી હુન્નર ઉદ્યોગને ભારે ધોકો પહોંચી રહ્યો છે. આ સંજોગોમાં અન્ય માર્ગ ન જડવાથી, હિંદી સરકારને જાપાન સાથેની ૧૯૦૫ની વેપારી સંધિમાંથી છૂટા થવાનું જાહેર કરવું પડયું.

હિંદી સરકારના વર્તન વિરુદ્ધ જાપાને સખત ગુંએશ ઉઠાવી, અને હિંદી રૂનો બહિષ્કાર કરવાની ધમકી આપી. પરંતુ એ દેશના વેપારી સંબંધમાં સુધારો કરવાના ઈરાદાથી જાપાનીસ સરકારે હિંદી સરકાર સાથે મંત્રણા ચલાવવા અને નવી સંધિ કરવા એક પ્રતિનિધિ-મંડળ મોકલ્યું; આ પ્રતિનિધિ મંડળ સાથે ત્યાંના મીલ માલિકોનું ખાનગી પ્રતિનિધિ-મંડળ પણ આવ્યું છે. અત્યાર સુધી કંઈ ચોક્કસ પરિણામ આવ્યું નથી; પરંતુ એક સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો છેઃ હિંદે જાપાનનું કાપડ અમુક જથ્થામાં લેવું અને જાપાને મુકરર કરેલી રૂની ગાંસડી હિંદ પાસેથી ખરીદવી. આ સિદ્ધાંતનો સ્વીકાર થયો છે એટલે પ્રમાણ નક્કી કરવાનો પ્રશ્ન જ બાકી રહે છે; અને બન્નેને માન્ય પ્રમાણ શોધી કાઢવું તદ્દન અસંભવિત તો નથી જ.

તા. ૭-૧૧-૧૯૩૩.



# ક્ષ-કિરણો
## (X-RAYS)

રા. યશવન્ત નાયક, એમ. એસસી.

વિજ્ઞાને છેલ્લા એક સૈકા દરમ્યાન અત્યંત વિસ્મય પમાડે એવી ઝડપે પ્રગતિ કરી છે, અને એ જ પ્રગતિને પરિણામે જગત્ અનેક જાતની સગવડો ભોગવી રહ્યું છે. નાની પ્રગતિઓ બાદ કરતાં થોડે થોડે વખતે ક્રાન્તિકારક શોધોએ જગતને વિજ્ઞાનની પ્રતિભાની કંઈક ઝાંખી કરાવી છે ગેલીલીઓના સમયથી મનુષ્યને પોતાનાં ચક્ષુની જોવાની શક્તિથી અસંતોષ ઉદ્ભવ્યો અને વિશ્વનાં ઉંડાણ ખોળવા દૂરબીનો (Telescope) શોધ્યાં અને પરમાણુના ભેદ ઉકેલવા સૂક્ષ્મદર્શક યંત્રો (Microscopes) નિયોજ્યાં. આમ છતાં મનુષ્યની દૃષ્ટિને અપારદર્શક વસ્તુઓ હંમેશ અવરોધતી આવી હતી. ક્ષ-કિરણની શોધથી અપારદર્શક વસ્તુ પારદર્શક બની અને જીવંત પ્રાણીઓના ભીતરના ભેદો ઉકેલવા એક નવીન સાધન હાથ આવ્યું.

ક્ષ-કિરણની પ્રથમ શોધ આકસ્મિક હતી, પરંતુ ત્યાર પછી ક્ષ-કિરણોના અનેક પ્રદેશમાં થયેલા ઉપયોગથી એના પ્રથમ શોધકની મહત્તા સ્હેજ પણ ઓછી થતી નથી. રોંજ્જન નામનો જર્મન વૈજ્ઞાનિક વાયુમાંથી વિદ્યુત્ પસાર કરવાના પ્રયોગો કરતો હતો. એક દિવસ છબી પાડેલી ફોટોગ્રાફિક પ્લેટ કાગળના ડબ્બામાં રાખી હતી. એ કાગળના ડબ્બા ઉપર એની ચાવીની ચાંપ પડી હતી. વિદ્યુતનો પ્રયોગ ચાલુ રાખી એ ખાણું લેવા ગયો અને પાછા આવ્યા બાદ ફોટોગ્રાફિક પ્લેટ રસાયણથી ધોવા લઈ ગયો. પ્લેટ તૈયાર થયા બાદ એણે જોયું તો છબીની અંદર એક ચાવીનું ચિત્ર આવી ગયું હતું. પોતાની ચાવી સાથે સરખાવતાં એને માલમ પડ્યું કે બન્ને સરખા કદનાં જ હતાં. પ્રથમ તો આ વસ્તુથી એને બહુ જ નવાઈ લાગી, કારણ કે એની ચોક્કસ ખાત્રી હતી કે ચાવીની છબી એણે લીધેલી છબીમાં કોઈપણ રીતે આવી નજર શકે. આથી એણે પોતાનો વિદ્યુતનો પ્રયોગ ચાલુ કરી એક ફોટોગ્રાફિક પ્લેટ અને ચાંપ પ્રથમ સ્થિતિમાં ગોઠવી એ પ્રયોગનું પુનરાવર્તન કર્યું. એ પ્રયોગના પરિણામથી એને ચોક્કસ લાગ્યું કે વિદ્યુતની નળીમાંથી જ કોઇ એવાં કિરણો નીકળતાં હોવાં જોઇએ કે જે ચાંપના ચામડામાંથી અને કાગળમાંથી પસાર થાય છે જ્યારે ધાતુમાંથી પસાર થતાં નથી. એ કિરણો કેવી જાતનાં છે અગર શાથી ઉદ્ભવે છે એ પ્રથમ ખબર ન હોવાથી એને ક્ષ કિરણો (X-ray) નામ આપ્યું. ઘણા એને રોન્ટ્જન કિરણો નામે પણ ઓળખે છે.

એક કાચની બંધ નળી લઇ તેના બન્ને છેડામાં નાના નાના તારના ટુકડા દાખલ કર્યા બાદ એ બન્ને તારને વિદ્યુતની બેટરી સાથે જોડીએ તો હવામાંથી પ્રકાશિત કિરણો

એક બાજુથી બીજી બાજુ જતાં માલમ પડે છે. એ વિદ્યુત્ કિરણો પસાર થાય એ પહેલાં બે વસ્તુની જરુર પડે છે. એક તો એ કે નળીમાંની હવા બને એટલી બહાર કાઢવી પડે છે અને બીજું એ કે વિદ્યુત્‌નું દબાણ બહુ જ ભારે જોઇએ. પ્રથમ એમ મનાતું કે નળીમાં પસાર થતાં પ્રકાશિત કિરણો, સૂર્યના પ્રકાશના જેવાં જ કિરણો હોવાં જોઇએ, પરંતુ પાછળથી માલુમ પડ્યું કે એ વિદ્યુતના સૂક્ષ્મ અણુ તારના એક છેડા ઉપરથી બીજી બાજુ જતા હતા. સૃષ્ટિનું દરેક દ્રવ્ય વિદ્યુત્‌મય છે, અને વિદ્યુતના ઋણકણુ ( electron ) અને ધનકણુ ( proton ) ના વિવિધ પ્રકારના સંયોજન રૂપે જ છે. કાચની નળીમાં ભારે દબાણ થતાં એ દ્રવ્ય વિભક્ત થાય છે અને ઋણકણો ( electron – particles of negative electricity ) પ્રકાશમય સ્થિતિમાં અત્યંત વેગથી એક છેડાથી બીજા છેડા તરફ જાય છે જ્યારે ધનકણો ( particles of positive electricity ) વિરૂદ્ધ દિશામાં ગતિ કરે છે. આ ઋણકણો જ્યાં અથડાય ત્યાંથી ક્ષ-કિરણો ઉદ્‌ભવે છે. એ કેવી રીતે ઉદ્‌ભવે એ સમજવા માટે મોજા અને આંદોલન વિષે કંઇક સમજવું પડશે.

પાણીની અંદર પત્થર પડે તો ચારે બાજુ મોજા ઉત્પન્ન થાય છે. જો પત્થર થોડી ગતિથી પડે તો મોજા થોડે દૂર જશે અને તે જ પત્થર જો ઘણા વેગથી પડે તો મોજા બહુ દૂર સુધી જઇ શકશે. આ જ પ્રમાણે અવકાશમાં ઇથર નામના એક જાતના સૂક્ષ્મ વાયુમાં પ્રકાશના મોજા દ્રવ્યના પરમાણુની ગતિ અને વિક્રિયાથી ઉત્પન્ન થાય છે. ક્ષ-કિરણો પણ એવી જ રીતે અત્યંત વેગથી જતા ઋણકણોના અથડાવાની જગાએથી ઉત્પન્ન થાય છે. સાધારણ પ્રકાશનાં કિરણો અને ક્ષ-કિરણોમાં એટલો જ ભેદ છે કે ક્ષ-કિરણોના મોજાની લંબાઈ બહુ જ સૂક્ષ્મ હોય છે. આંખે દેખાતા પ્રકાશના ૨૫,૦૦૦ મોજા એક ઈંચમાં સમાઈ જાય છે, જ્યારે ક્ષ-કિરણોના ૨૫,૦૦૦,૦૦૦ જેટલા મોજા એક ઈંચમાં સમાઈ શકે. આ ઉપરથી ક્ષ-કિરણોના મોજાની લંબાઈની સૂક્ષ્મતાની કંઇક ઝાંખી થશે. મોજાની સૂક્ષ્મતાને લઇને જ ક્ષ-કિરણો હલકાં પરમાણુ ભારાંકવાળાં તત્ત્વો ( elements of low atomic weight ) માંથી પસાર થઇ જાય છે

ક્ષ-કિરણે ખાસ કરીને વૈદકશાસ્ત્રમાં અને શસ્ત્રક્રિયામાં ક્રાન્તિકારક ફેરફારો કર્યા. શરીરશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર અને એને લગતી અનેક બાબતોમાં ક્ષ-કિરણે મહાન ફાળો આપ્યો છે. હાલ તો જગતની કોઇપણ સારી હોસ્પીટલમાં ક્ષ-કિરણનું જુદું ખાતું હોવાનું જ.

પ્રાણીના સ્નાયુ, ચામડી, માંસ વગેરે વસ્તુના પરમાણુ હલકા ભારાંકવાળા હોવાથી ક્ષ-કિરણો અંદરથી પસાર થઈ શકે છે, જ્યારે હાડકાંમાંથી પસાર થઇ શકતાં નથી કારણ કે એમાં ભારે ભારાંકવાળાં તત્ત્વો હોય છે. આથી કરીને મનુષ્યના શરીરની છબી ક્ષ-કિરણો વતી લેવામાં આવે તો ખાસ કરીને હાડકાંની જ છબી પડશે. ક્ષ-કિરણનો પ્રથમ ઉપયોગ ભાંગેલાં હાડકાંની ચોક્કસ સ્થિતિનો અભ્યાસ કરવામાં થયો. ઘણી વખત હાડકું કેવી રીતે ભાંગ્યું છે અથવા કેટલે ઠેકાણે ભાંગ્યું છે એ ચોક્કસ ખબર પડતી નથી અને ક્ષ-કિરણથી એ નિ:સંશય દેખાઈ આવે છે. એ ઉપરાંત હાડકાં ઉપર આવેલો સોજો, અગર હાડકું

સડી ગયું હોય એ, હાડકું સ્થાનાન્તર થયું હોય એ સર્વ બહુ જ ચોક્સાઇથી કોઇપણ જાતની શસ્ત્રક્રિયા કરવા પહેલાં ચોક્સ થઈ શકે છે.

ગયા જગદ્વ્યાપી યુદ્ધ વખતે ક્ષ-કિરણનો અતિશય ઉપયોગ થયો હતો. ઘાયલ થયેલા સિપાઈનાં શરીર બૉંબ અગર બંદુકની ગોળીમાંથી અસંખ્ય ધાતુના ટુકડા વડે ભેદાઈ જાય છે, અને એ સર્વ બહાર કાઢવામાં ન આવે તો જીવનભર પીડા કરે છે. ઘણી વખત તો એ ટુકડાઓ ક્યાં પેઠા હોય એ ખબર પણ પડતી નથી. ક્ષ-કિરણના ચિત્રથી તુરત જ ધાતુના ટુકડાનું સ્થાન જણાઈ આવે છે અને એ કેટલી ઉંડાઈએ હશે એ જાણવાને માટે બે ત્રણ દિશામાંથી છબી લેવામાં આવે છે.

શરીરમાં ચાલતી કેટલીક વિક્રિયા પણ ઘણી સહેલાઇથી જોઈ શકાય છે. હૃદય કેવી રીતે કામ કરે છે એ પણ ચોક્સ પ્રકારનાં ક્ષ-કિરણ વાપરવાથી દેખાય છે. ફોટોગ્રાફિક પ્લેટની જગાએ એક જાતની ફોસ્ફરસથી રસેલી પ્લેટ ઉપર જો ક્ષ-કિરણનો પડછાયો પાડવામાં આવે તો દરેક હલન ચલન, હાડકાંના સાંધાનું કાર્ય વગેરે ચાલુ જોઇ શકાય. આંતરડાંની વિક્રિયાનો અભ્યાસ કરવા ફક્ત સાદા ખોરાકની અંદર બીસ્મથ નામની ધાતુના રસાયણની મેળવણી કરવી પડે છે, અને આખી પાચનક્રિયા પહેલેથી છેલ્લે સુધી જણાય છે. આથી આંતરડામાં ક્યાં વિકાર છે એ પણ સ્હેલાઇથી શોધી કઢાય.

ક્ષય રોગ ઘણે ભાગે અસાધ્ય ગણાય છે, પરંતુ જો ક્ષયરોગનાં લક્ષણ પહેલેથી પારખવામાં આવે તો એ સાધ્ય છે. એને માટે પણ ક્ષ-કિરણની મદદ લેવામાં આવે છે. ફેફસાંની અંદરના સ્નાયુને ક્ષય રોગ ઘટ્ટ બનાવે છે અને એથી ક્ષ-કિરણની છબીમાં કાંઇક ફેરફાર શરુ થવા આવ્યો હોય એ તરત માલમ પડી આવે છે. ક્ષય રોગે એક વખત ઘર કર્યું કે પછી એ આત્મા સાથે જ જાય છે. ક્ષ-કિરણ શિવાય બીજી કોઇપણ રીતે ક્ષયની શરુવાતની પ્રથમ માહિતી મળી શકતી નથી, ક્ષય અને કેન્સર, રોગોના રાજા કહેવાય છે એટલે ક્ષયને હઠાવવામાં ક્ષ-કિરણનો ફાળો અદ્વિતીય જ ગણાશે.

દાંતના સડામાં અને ખાસ કરીને દાઢની અંદર ગર્ભમાં લાગુ પડેલા રોગ પારખવામાં પણ ક્ષ-કિરણનો બહુ જ વિસ્તૃતપણે ઉપયોગ થાય છે.

કોઈપણ જાતની શસ્ત્રક્રિયા કરવા પહેલાં કયી જગા શસ્ત્રક્રિયા માટે સુગમ પડશે એ જાણવા ક્ષ-કિરણની છબી તદ્દન આવશ્યક છે. વધુ પડતા અને બીનજરુરી ભાગો ઉપર નાહકની શસ્ત્રક્રિયા ન કરવી પડે એવી સાવચેતી લઈ શકાય છે, અને કાર્ય જલદી અને સુગમતાથી થઈ શકે છે.

ક્ષ-કિરણનો ચામડી અને રોગો ઉપર ઉપયોગ હજી જોઇએ તેવો થયો નથી, પરંતુ એવું માનવામાં આવે છે કે, જેમ જેમ ક્ષ-કિરણને ઉત્પન્ન કરવાની રચનામાં અને જુદી જુદી જાતનાં કિરણોને જુદાં પાડવામાં સુધારો થશે તેમ તેમ જરુર ચામડીના રોગો ઉપર ઉપચાર માટે પણ એનો ઉપયોગ થશે જ. હાલ તો ક્ષ-કિરણને જો લાંબો વખત ચામડી ઉપર પડવા દેવામાં આવે તો ઘણું નુકશાન થાય છે.

ઘણી વખત ન્યાય આપવામાં પણ ક્ષ-કિરણનો પુરાવો બહુ જ કિંમતી થઈ પડે છે. ગર્ભાવસ્થાનો પુરાવો, ગર્ભની ઉંમરનો પુરાવો, અગર તો કોઈ જાતની શારીરિક, આંતરિક ઇજાના પુરાવા માટે એનો ઉપયોગ થાય છે.

ઉચ્ચાર કરવામાં, હસવામાં, છીંક ખાવામાં, અથવા શ્વાસોચ્છ્વાસમાં ગળાની અંદર કેવા ફેરફાર થાય એ સર્વનો અભ્યાસ થઈ શકે અને ખાસ કરીને ઉચ્ચાર કરવામાં શું ખામી છે તે સ્હેલાઇથી પકડી શકાય છે.

આ સર્વ વૈદકીય ઉપયોગ ઉપરાંત ઉદ્યોગમાં પણ ધાતુની મજબુતાઇ અથવા ધાતુનાં પતરાંમાં ખામી હોય એ ક્ષ-કિરણથી પકડી શકાય છે. અત્યારે ઊન અને રૂના તાંતણાનો બારીક અભ્યાસ કરવા એનો ઉપયોગ થવા લાગ્યો છે.

વિજ્ઞાનની શોધોમાં ક્ષ-કિરણનો ફાળો અદ્દભુત જ ગણી શકાય. ખાસ કરીને પરમાણુની રચના અને પાસાવાળી રસાયણનાં પરમાણુની આંતરિક વ્યવસ્થિત ગોઠવણની ઉપર ક્ષ-કિરણે ઘણો જ પ્રકાશ પાડ્યો છે.

જગતની ગણીગાંઠી સર્વદેશીય શોધો જેવી કે, વરાળયંત્ર, વિદ્યુત્, ટેલીફોન, ટેલીગ્રાફ, રેડીઓ, ફોટોગ્રાફી વગેરેમાં ક્ષ-કિરણ પણ વિશિષ્ટ સ્થાન ભોગવે છે. જનતાના હિતને માટે અને એના શારીરિક સ્વાસ્થ્યને માટે જેટલું ક્ષ-કિરણે કર્યું છે એટલું કોઇપણ શોધે નહિ જ કર્યું હોય. અપારદર્શક દેખાતી વસ્તુની ભીતરમાં મનુષ્ય જોઇ શકે એ વસ્તુ એકાદ સૈકા ઉપર જરૂર હાસ્યજનક જ લાગત, પરંતુ આજે તમારી ચાંપમાં અગર ખીસામાં કેટલા સીક્કા છે એ વગર જોયે ક્ષ કિરણથી જણાઈ શકે છે. ખાસ કરીને મનુષ્યના હાડપીંજરમાં જીવંત ક્રિયાઓ કેમ ચાલે છે એ જાણવાથી બીજી કેટલીયે વૈદકીય શોધોને પ્રગતિ મળી છે. ખરેખર કાંઇક રીતે આકસ્મિક થએલી શોધે રોન્જનનું નામ જગતના ઇતિહાસમાં અમર કર્યું છે.



# જ્વાળા

### રા. સ્નેહરશ્મિ

જાગ રે! જાગ સુનારા,
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!

સઘન ગગન ઘન ગંભીર ગાજે,
ડમક ડમક જગ ડમરૂ બાજે,
દિશ દિશ ગાજે તેજ–પખાજે!
ગાજે આભ–મિનારા!
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!

વહ્નિ–શિખામાં ફેણો માંડી
નાગિણી ડોલે ફેટિક ગાંડી,
જૂના જગની કંપે દાંડી–
મારે ક્રાન્તિ ફુંફાડા!
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!

જૂલ્મ તણી ઝાડીઓ સળગે,
પાપતણી કંઇ પાંખો સળગે,
દૈન્ય દાસતા ધ્રુજે સળગે
સળગે જગ–અંધારાં!
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!

વેર ઝેર હોમાયે કાળાં,
ખંડ ખંડનાં તૂટે તાળાં,
વિશ્વ–મુક્તિનાં લ્હેરે વ્હાણાં–
મારે પ્રાણ ઝગારા!
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!

ત્રિભુવન ગાજે ભીષણ ત્યાગે,
સ્વાર્પણ–જ્વાળા ઉર ઉર જાગે!–
આપે નવયુગ દીપક રાગે!–
જાગે યુગ અજવાળાં!
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!

જાગ રે જાગ સુનારા,
જો પ્રસરે સ્વાર્પણ–જ્વાળા!*

---

* લેખકના–ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર–અર્ધ્ય નામના કાવ્ય સંગ્રહના યજ્ઞ વિભાગમાંથી.

આ [illegible]

શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# વિશ્વામિત્ર ઋષિ[1]

## રા. કનૈયાલાલ મુનશી

### પાત્રો

**વિશ્વરથ :** આર્યોનો પ્રતાપી રાજા, ભરતજાતિનો જનપતિ. (પાછળથી વિશ્વામિત્ર)
**લોપામુદ્રા :** ઋષિ ભરદ્વાજની પુત્રી, અને દેવોને પ્રિય એવી ઋષિ-ને મન્ત્રદ્રષ્ટા.
**દિવોદાસ અતિથિગ્વ :** તૃત્સુઓનો જનપતિ, રાજા.
**સુદાસ્ :** દિવોદાસનો પુત્ર.
**પ્રતર્દન :** વિશ્વરથનો સેનાપતિ.
**અગસ્ત્ય :** દેવ મિત્રાવરુણના પુત્ર, વસિષ્ઠના મ્હોટાભાઈ, વિશ્વરથના પુરોહિત.
**રોહિણી :** અગસ્ત્યની કન્યા, વિશ્વરથની બીજી પત્ની.
**કાલી :** એક અનાથ દસ્યુબાલા.
**શક્તિ :** તૃત્સુ બાલક.

**સમય : ઋગ્વેદકાલ** — **સ્થળ : તૃત્સુગ્રામ**

### અનુસંધાન

(ભરતોના યુવાન રાજા ને અગસ્ત્યના માનીતા શિષ્ય, પ્રતાપી વિશ્વરથનું હરણ આર્યોનો દુશ્મન, દસ્યુરાજ, શમ્બર કરી જાય છે. અગસ્ત્ય યુધ્ધે ચઢે છે. દરમ્યાન જેના વ્યક્તિત્વ અને સૌંદર્યપર સારો સપ્તસિંધુ મુગ્ધ છે તેવી લોપામુદ્રાનું પણ હરણ થાય છે. આથી સર્વ આર્યો ઉલટે છે. શમ્બરની રાજધાનીમાં, દસ્યુરાજની પુત્રી ઉગ્રા, તેના સ્નેહ અને સ્વાર્પણથી વિશ્વરથની પ્રીતિ મેળવે છે. લોપામુદ્રા તરફથી તિરસ્કાર પામેલો દસ્યુપુરોહિત. ભૈરવ, આ આર્યોને જીવતા બાળી મૂકવાની તૈયારી કરે છે. તેજ ક્ષણે પોતાના વિશ્વરથને બચાવવા, ગઢનાં દ્વાર ખોલી, ઉગ્રા આર્યસેનાને દાખલ કરે છે.

વર્ણભેદમાં દેવોની આજ્ઞા દેખતા અગસ્ત્ય વિશ્વરથને પ્રાતઃકાળ પહેલાં ઉગ્રા આપી દેવા આજ્ઞા કરે છે. ગુરુ શિષ્ય વચ્ચે ભયંકર ભેદ પડે છે. મહર્ષી લોપામુદ્રા રસ્તો કાઢવા ભગીરથ પ્રયત્ન કરે છે, અને તેના હૃદયનાથ અગસ્ત્યને મધ્યસ્થને હસ્તે છે; તેજ સમયે, ભૈરવ ઉગ્રાનું ખૂન કરી, લોપામુદ્રાને ઘાયલ કરે છે.

વિશ્વરથ અનાર્યોને આર્ય કરવા ઇચ્છે છે. વસિષ્ઠ જે આર્યોની શુધ્ધતાનો સતત આગ્રહ રાખે છે તે તૃત્સુઓના જનપતિ દિવોદાસ અતિથિગ્વનું પુરોહિતપણું છોડી જાય છે. હઠીલો સુદાસ્ ઇર્ષ્યાથી નગુરો થઈ વિશ્વરથને પોતાની રાજધાનીમાં જવા કહે છે. વૃધ્ધ દિવોદાસ કંઈ બોલી શકતા નથી, અને અગસ્ત્ય ને વિશ્વરથનાં ભરત અને તૃત્સુકુલને એક કરવાનાં સ્વપ્નાં નાશ પામતાં લાગે છે.)

[ [1]નોંધ : શ્રી. કનૈયાલાલ મુનશીએ 'લોપામુદ્રા' શીર્ષક નીચે એક નવલકથા અને ત્રણ નાટકો લખ્યાં છે. એમાંથી પહેલાં ત્રણ પ્રગટ થયાં છે, અને ચોથું 'વિશ્વામિત્ર ઋષિ' થોડા સમયમાં પ્રગટ થશે. એ નાટકમાંથી થોડો ભાગ 'સુદર્શન' માટે અમે મેળવી શક્યા છીએ તે અહીંઆં પ્રગટ કરીએ છીએ. તંત્રી.]

દિવોદાસ : મૈત્રાવરુણ ! તમે પણ એકદમ જવાનો નિશ્ચય કર્યો.

અગસ્ત્ય : [કડવાશથી] હું હજી કૌશિકનો પુરોહિત છું ને તમે ભરતોને મોકલી આપો પછી મારે પણ એમની સાથે જવું જોઇએ.

દિવોદાસ : મોકલી આપ્યા – અંહ – એમ કહો છો ?

સુદાસ્ : કોઈ વખત તો ભરતશ્રેષ્ઠને પોતાને ગ્રામ જઇ રાજ્ય કરવાનું જ ને.

અગસ્ત્ય : [ઉગ્રતાથી] હમણાં – આજે – ને આવી રીતે ?

વિશ્વરથ : ગુરુવર્ય ! મને જવાનો જરા ય વાંધો નથી. સુદાસ્ સત્ય કહે છે. કોઇ વાર તો મારે જવાનું જ ને. પણ આજે મારા દુઃખનો પાર નથી.

અગસ્ત્ય : વત્સ ! હું સમજું છું.

વિશ્વરથ : [દિવોદાસને] રાજન્ ! અત્યારે મારું દુઃખ હું કોને કહું ? મેં તૃત્સુઓ માટે કર્યું તે ધનની લાલચે કર્યું; હું આ દાસોને સાથે લઇ જાઉં છું તે ખરીદી લઈ જાઉં છું ! મને તમે પણિથીએ નીચ ધાર્યો એ મને સાલે છે.

દિવોદાસ : [વિશ્વરથને વાંસે હાથ મુકી] વત્સ ! વત્સ ! એવું મનમાં ન લાવ. મેં તને પુત્રતુલ્ય લેખ્યો છે.

અગસ્ત્ય : મહર્ષિ સમો મારો શિષ્ય ન હોત તો આ અપમાન માટે તૃત્સુઓના પ્રાણ લેત !

વિશ્વરથ : [ખેદથી]—પણ આજે પરાયાની માફક મને ધકેલી દો છો.

દિવોદાસ : પુત્રક, તું જાણે છે ને ! હું વૃદ્ધ ને દુર્બલ થયો છું, અને સુદાસ્‌ની એ ઇચ્છા છે.

વિશ્વરથ : [વેદના થતી હોય એમ] હું જાણું છું–સારી રીતે. એને લાગે છે કે તૃત્સુઓનાં હૈયાં મેં એની પાસેથી ચોરી લીધાં છે, એનું યુવરાજપદ હું લઇ લેવા માગું છું. રાજન્, હું તમને કેમ કરી ખાત્રી આપું કે મારું હૃદય શુદ્ધ છે ?

દિવોદાસ : હું નથી માનતો – નથી માનતો.

વિશ્વરથ : [ખેદ ભર્યો] રાજન્ ! ગુરુવર્યને પ્રતાપે, બાલ્યકાલથી મેં તૃત્સુગ્રામ મારું ઘર ગણ્યું છે. તમને મેં પિતાને સ્થાને ગણ્યા છે, તૃત્સુઓને મેં ભરતોથી પ્રિય માન્યા છે,–તમારા ને ભગવાનના પ્રયત્નો સફલ કરવા.

દિવોદાસ : [ભાવથી] ના – ના – પુત્રક ! તેં અમારાં સ્વપ્નાં મૂર્તિમાન કર્યાં છે.

વિશ્વરથ : [ખેદથી]–અને આજે – હું તમને દોષ નથી દેતો – મને દૂર કરો છો. સુદાસ્‌ની વાત ખરી છે. બે યુવરાજો કેમ સાથે રહે ? પણ રાજન્ ! –રાજન્ ! [આક્રંદ કરીને] અમે બે છોકરાઓની ઇર્ષ્યામાં ભરતતૃત્સુઓના ભાગલા પડી જાય છે.

દિવોદાસ : ના – ના – ના.

સુદાસ્ : [ગર્વથી] વિશ્વરથ, મને તારી ઈર્ષ્યા નથી.

વિશ્વરથ : ના કહેવાથી ખરું કે ખોટું થાય છે, ભાઇ ?

અગસ્ત્ય : કે નહીં વત્સ ! સમસ્ત માનવકુલ રાજાઓના કામક્રોધનાં હવિ થવા સર્જાયું છે. જ્યારે મેં આર્યોને એક કરવા ધાર્યા ત્યારે એ સત્ય મારી ધ્યાન બહાર ન હતું.

દિવોદાસ : હું વચન આપું છું, મૈત્રાવરુણ, મારા જીવતાં હું ભરતતૃત્સુઓ જુદા નહીં થવા દઉં.

વિશ્વરથ : રાજન્, ભરતતૃત્સુઓ વચ્ચે ધનની આપલેની બાકી કાઢી, મને ભરતગ્રામ જવાનું કહ્યું. હવે શું બાકી રહ્યું ? હું અપમાન ગણી યુદ્ધ કરું કે આજ્ઞા ગણી માથે ચઢાવું-પરિણામ એકનું એક જ.

દિવોદાસ : [ગળગળો થઇ] વત્સ !

સુદાસ્ : પિતાજી, થોડીવારમાં પાછા વિશ્વરથને વદાય કરવા આવવું છે ને? ચાલો જઈ આવીએ.

દિવોદાસ : [નિરાધારીથી] ચાલ ભાઇ. [સુદાસ્ સાથે જાય છે]

વિશ્વરથ : [આક્રંદ કરી] ગુરુદેવ ! ગુરુદેવ ! સંસ્કાર વિદ્યા ને સદ્ભાવ ત્રણેનાં બંધનો બધાંને બાંધે છે, પણ રાજાઓને કેમ સ્પર્શતાં નથી? એમનો દ્વેષ એ જ એમની સમૃદ્ધિ, જનપદ માત્ર એ દ્વેષની અભિવૃદ્ધિ કરવાનાં સાધન !

અગસ્ત્ય : પુત્રક, અત્યારે આ બધા વિચાર કરવા છોડી દે; ભરતગ્રામ જઇને ફરી વિચાર કરીશું. ચાલ, તૈયારી કરી લઉં.

વિશ્વરથ : જેવી આજ્ઞા. [અગસ્ત્ય જાય છે. સ્વગત] દેવ ! દેવ ! મને જંપીને સુખી થવા દેવો જ નથી ?

[સુદાસ્ ઉતાવળો પાછો આવે છે]

સુદાસ્ : વિશ્વરથ, હું એક વાત કહેતાં ભુલી ગયો.

વિશ્વરથ : બોલ, ભાઈ.

સુદાસ્ : પેલા ગયના શક્તિને સાથે નહીં લઈ જતો.

વિશ્વરથ : શક્તિ? અરરર—એ નબાપાના આજે ફરી બાપ મરી જશે.

સુદાસ્ : [છિદ્રથી] એ અમારો તૃત્સુ મઘવન છે. તૃત્સુઓના પિતા રાજા દિવોદાસ બેઠા છે.

વિશ્વરથ : ખરી વાત. [નીસાસો મુકીને] સુદાસ્ ! સુદાસ્ ! આપણે કદી ભાઇઓ થઇને રહેવાના જ નહીં.

સુદાસ્ : થઈશું, એક દહાડો, [તોછડાઈથી] જ્યારે તૃત્સુઓ શ્રેષ્ઠ થશે ત્યારે, જ્યારે મારે તેજે તું ઝલકશે ત્યારે. [જાય છે]

વિશ્વરથ : તેજ! તેજ! – ગાંડા તેજનો દાતા તો દેવ સવિતા બેઠો છે. માગ્યાં તેજ કોઈને મળ્યાં છે?... પણ એની વાત ખોટી નથી. એના બાપ મને મોટો પુત્ર ગણે, એના ગુરુ મને પટ્ટશિષ્ય ગણે, એની પ્રજા મને પોતાનો ગણે – એ એનાથી કેમ સહેવાય?... તે જો – દ્વેષ ન હોત તો દુનિયા કોણ જાણે કેવીએક હોત? ત્યારે તો માનવો, નિર્મલ રાત્રીના વ્યોમમાં તારાઓ ચમકે છે તેમ, એક બીજાનું તેજ વધારતા ચમકી રહેત... પણ દ્વેષ ન જ જીતાય? દેવ, શું તારી શક્તિને પણ સીમા છે?

[સેનાપતિ પ્રતર્દન આવે છે]

સેનાપતિ પ્રતર્દન : રાજન્, બધું તૈયાર છે. આપ રથમાં ચાલશો કે ઘોડા પર?

વિશ્વરથ : ઘોષામા ક્યાં છે? ને મહાઅથર્વણ?

સેનાપતિ પ્રતર્દન : ઘોષામા, સત્યાબા ને મહાઅથર્વણ ભરદ્વાજને આશ્રમે ગયાં છે. હમણાં પાછાં આવશે. આપ ઘોડાપર જ જશો ને?

વિશ્વરથ : [ખેદથી] હા .. પ્રતર્દન, જવાની બહુ ઉતાવળ છે?...

સેનાપતિ પ્રતર્દન : [અધીરાઈથી] દિવોદાસે અપમાન કરીને તો કાઢ્યા, હવે અહીંઆં રહ્યું કેમ સહેવાય? મારે તો રુંવે રુંવે આગ ઉઠે છે. જાણે ક્યારે બધાનો જીવ લઉં?

વિશ્વરથ : એક મૂર્ખના દ્વેષ માટે આ બિચારા તૃત્સુઓનો જીવ લેવો?

સેનાપતિ પ્રતર્દન : એમનો યુવરાજ છે ને?

વિશ્વરથ : તમારા જેવા અભિમાનઘેલાઓને પ્રતાપે બીચારી નિર્દોષ જાતિઓ વચ્ચે વેર વધે છે. દેવ! આવાઓથી ક્યારે ઉગારશે?

સેનાપતિ પ્રતર્દન : [હસીને] તમે તો ઋષિ થતા ચાલ્યા છો. અત્યારે એવા વિચાર મારે નથી કરવા.

વિશ્વરથ : તારો ઉત્સાહ માતો નથી.

સેનાપતિ પ્રતર્દન : શા માટે માય? આ પ્રસંગની વાટ જોતાં તો મારો અવતાર ગયો.

વિશ્વરથ : આ પ્રસંગમાં શું છે?

સેનાપતિ પ્રતર્દન : એવું કેમ પૂછો છો? કુશિકનો રાજ્યદંડ તેનાથી એ પ્રતાપી પ્રપૌત્રના હાથમાં આજે સોંપવાનું મને ભાગ્ય મળ્યું છે.

વિશ્વરથ : પ્રતર્દન! પિતાતુલ્ય પ્રતર્દન! એ રાજ્યદંડમાં એવી શી મોહની છે? ભગવતીએ

એકવાર મને પુછ્યું હતું, "મનુ ગયા-યયાતિ ગયા-કયાં છે એમનો રાજ્ય દંડ ?" એ તને આજે પૂછું ? કયાં રહ્યા છે કોઇના રાજ્યદંડ ?

સેનાપતિ પ્રતર્દન : હું મહર્ષિ નથી, માત્ર સેનાપતિ છું; એટલે શું કહું ? પણ પ્રતાપી રાજ્યદંડ વડે જ મનુષ્યો દેવોની સ્પર્ધા કરે છે.

વિશ્વરથ : પ્રતર્દન ! રાજ્યદંડ એટલે મદ, મોહ ને અહંકારની અવધિ; નહીં ? પોતાનાં કામક્રોધ માટે જનપદો જળાવી દેવાનો, મનુષ્ય માત્રને પોતાના અભિમાનચક્ર નીચે કચરવાનો અધિકાર; નહીં ? રાજ્યદંડોના ભાર નીચે વિદ્યા, તપ ને શાંતિ, સૌજન્ય ને સદ્‌ભાવ છુંદાઈ ગયાં તને નથી દેખાતાં ?

સેનાપતિ પ્રતર્દન : રાજ્યદંડ ન હોય તો સત્ય ને ઋતની રક્ષા કોણ કરે ?

વિશ્વરથ : રાજા વરુણનું સનાતન ઋત છેક એવું પ્રભાવહીણ છે કે ઉડતા પંખીની ચંચલ છાય સમા રાજાઓ વિના એ સચવાય જ નહીં ? પ્રતર્દન, રાજ્યદંડ ન હોય તો હું વિશ્વરથ મટી જાઉં ? ખરેખર ?

સેનાપતિ પ્રતર્દન : એ હું ન સમજું. ગાધિરાજાએ મને એમનો રાજ્યદંડ સાચવવા આપ્યો, આજે તેને વધારે પ્રતાપી ને તેજસ્વી બનાવી હું આપને સ્વાધીન કરું છું.

વિશ્વરથ : તું ક્યાંથી સમજે ? પ્રતર્દન, ભરતોનો રાજ્યદંડ સહાવાને યોગ્ય તો તારા હાથ છે; મારા નિર્બલ છે- નકામા છે.

સેનાપતિ પ્રતર્દન : [હસીને] જાઓ, જાઓ, એવું શું કહો છો ? અત્યારે આપ થાકી ગયા છો. જરા સ્વસ્થ થઈ બેસો. [જાય છે]

વિશ્વરથ : [રડતે રાગે સ્વગત] હા, થાકી ગયો છું – આ બધા રાજ્યદંડોના ભારથી ખરેખર થાકી ગયો છું.

[છેલ્લા શબ્દો આવતી રોહિણી સાંભળી જાય છે]

રોહિણી : હું પણ થાકી ગઇ છું—

વિશ્વરથ : શાથી ?

રોહિણી : કોઈ મને છોડતું જ નથી. સવાર ક્યારે પડે કે હું ને તમે રથમાં એકલાં પડીએ.

વિશ્વરથ : રોહિણી, મને સાચું કહેશે ? તું અગસ્ત્યની સત્યદર્શી કન્યા છે.

[તેને ખભે હાથ મૂકે છે]

રોહિણી : [બે હાથ વિશ્વરથને ખભે મૂકી] બોલો. પણ આટલા ગંભીર કેમ છો ?

વિશ્વરથ : રોહિણી, મારી આંખે અંધકાર વળ્યો છે. રાજા વરુણ ને પિતૃઓ મને કૈં પ્રકાશ બતાવી રહ્યા છે પણ મારાથી તે જોવાતો નથી. એ જોઇશ નહીં ત્યાંસુધી હું આવો જ રહેવાનો. પૂછું ? સખી, સાચું કહેશે ?

રોહિણી : પૂછો. ખરું કહીશ. પણ ખોટું લાગે તો ખાર નહીં, હોં!

વિશ્વરથ : તું કોને પરણી? તું ભરતોના રાજ્યદંડને પરણી કે સપ્તસિન્ધુના સુવિખ્યાત ધનુર્ધરને? કે તું વરી મારા વિશાલ જનપદોને? કે ધરણી કંપાવની મારી સેનાને? દેવ જેવા તેજસ્વી ને કમનીય પુરુષને વરી? કે લોકોનાં હૈયાં આકર્ષતા વિજયી વીરને? કોને વરી?

રોહિણી : [શરમાઇને] આવું તે પુછવાનું હોય? તમે જ કહોને કે તમે કેવે રૂપે મને પરણ્યા?

વિશ્વરથ : [નિરાધાર બનીને] મારે આ અંધકાર ભેદવો છે. તું મારી સહધર્મ-ચારિણી થઈ છે. મને સહાય કર... તું વિશ્વરથને પરણી તે કોને પરણી? મારો જીવ અત્યારે ગુંગળાય છે.

રોહિણી : વિશ્વરથ, હું આર્ય હૃદયથી અજાણી નથી. તમારે હૈયે રાજા વરણ વસવાની તૈયારી કરે છે.

વિશ્વરથ : [જીદથી] રોહિણી, મને વરી તેં શું જોયું?

રોહિણી : કૌશિક, રાજ્યદંડ ને ધનુર્વિદ્યા, સેના ને સમૃદ્ધિ મને અકારાં છે એમ કહું તો તો અસત્ય જ ઉચ્ચારું. તારી કાન્તિનાં શમણાંએ હું વિહ્વલ નથી બની એમ કેમ કહું? લોકભક્તિનાં ગંધપુષ્પ તને ચઢયાં ત્યારે હું ઘેલી બની છું એ પણ ખરું. પણ—

વિશ્વરથ : પણ—

રોહિણી : કૌશિક, એ છે તો હું રાચું છું. એ ન હોત તોપણ હું તને વરત. મારે તો સહધર્મચાર સાધવો છે – અમી દ્રવતા તારા હૃદય સાથે, દેવે પ્રેરેલી તારી બુદ્ધિ સાથે, સર્વગ્રાહી તારી – આર્યદૃષ્ટિ સાથે. મારો વિશ્વરથ તો એ બધાંનો ઘડ્યો છે.

વિશ્વરથ : આ પ્રસંગે આમ તને દુઃખી કરું છું તેનો અસંતોષ તો થતો નથી?

રોહિણી : ભરત, મને આત્મમંથનનો અસંતોષ નથી. સાથે કરેલી મોજ સહધર્મચાર, ત્યારે સાથે પાડેલાં આંસુ નહીં? સાથે માણેલા વિલાસ–વૈભવ સહધર્મચાર, ત્યારે સાથે કરેલાં તપ નહીં? કૌશિક, તારી આંતરવ્યથાએ વ્યથા અનુભવવી– તારાં પ્રેરણામય ઉડ્ડયનો સાથે ઉડવું– તારા તપમાં સાનુકૂલ થવું એનાથી સુંદર સહધર્મચાર બીજો કયો?

વિશ્વરથ : પણ હું મનસ્વી છું, આપખુદી છું ઘણીવાર હું ભમ્રાઇ થઈ જાઉં છું, મારો આત્મવિશ્વાસ જતો રહે છે, દેવો મને ગાંડો કરે છે ત્યારે હું અક્કલ-હીણો થઈ જાઉં છું. ને તેરે વખતે રાજ્યસિંહાસનનાં તેજ ન હોય, કે

વૈભવનાં આશ્વાસન ન હોય, તો એ સહધર્માચાર તારાથી સહ્યો જશે? ત્યારે આપણાં દુઃખનો પાર નહીં રહે. [નીચું જોઈ રહે છે]

રોહિણી : ના, વિશ્વરથ, [એનું મોં ઉંચું કરી] એ દિન કદી નહીં આવે. હું મારા માર્દવથી તને સાંત્વના ન દઉં – મારા પૂજ્યભાવથી તને પ્રભાવશાળી ન કરું – મારી અચલ શ્રદ્ધાથી તને આત્મવિશ્વાસ ન પ્રેરું તો ને? ગાંડા, પ્રિયતમાનાં પૂજ્યભાવ ને શ્રદ્ધામાં અદ્ભુત સંજિવની છે. એ મંત્ર વિના પુરુષ ભગ્નાશ ને અક્કલહીણા થયા છે. એ હોય,– ત્યાં કદી જોયા છે?

વિશ્વરથ : [ધીમે ધીમે] રોહિણી! તારી વાત ખરી છે. ભક્તની ભક્તિ ચળે તો દૈવ પણ દુર્બલ બને છે. તારી શ્રદ્ધા એ મારું બાહુબલ: તારો પૂજ્યભાવ એ મારું કવચ: તારી પ્રેરણા એ મારો જયઘોષ. મને એ બધાં દે: હું મહર્ષિ સિદ્ધ સંઘોમાં સ્થાન પામું.

રોહિણી : મારા ઋષિવર્ય! મને એક જ કોડ છે: તન્મય થવાના. કૌશિક—
[આગળ શક્તિ ને કાલી દોડતાં આવે છે. પાછળ એક તૃત્સુસૈનિક આવે છે. છોકરાંઓ વિશ્વરથને વળગી પડે છે.]

શક્તિ : ભરતશ્રેષ્ઠ! હું તમારી સાથે આવવાનો છું. – અહીંઆં નથી રહેવાનો, હોં.

કાલી : હું પણ આવવાની છું.

તૃત્સુ સૈનિક : યુવરાજે શક્તિને તેડાવ્યો છે.

રોહિણી : કેમ? એમને શું કામ પડ્યું?

વિશ્વરથ : [કડવાશથી] હું તૃત્સુ મઘવન્ ઉછેરી એનું રાજ્ય લઈ લેવા માગું છું.

રોહિણી : ઓહો – એટલું બધું?

શક્તિ : [પગ ઠોકીને] ના – ના – હું આવીશ – તમારી જ સાથે – બસ – તમારી જ સાથે. અહીંઆં નહીં રહું.

વિશ્વરથ : [સૌને] જા. સુદાસ્‌ને કહે, હજી જવાની તો વાર છે. હું જાતે વાત કરીશ.

શક્તિ : હું અહીંઆં નહીં રહું—
[જલદી જલદી સ્ત્રીઓ ને પુરુષો આવી પહોંચે છે અને બંનેને વીંટાઈ વળે છે.]

પહેલી યુવતી : હાય બા! એટલામાં જવાનો વખત થયો.

બીજી યુવતી : [આંસુ લુંછતાં, રોહિણીને વળગીને.] રોહિણી! જવાનાં?

રોહિણી : હસતી– ત્યારે અહીંઆં જ આખો અવતાર રહું?

ત્રીજી યુવતી : ને કૌશિકરાજ! પાછા ક્યારે મળવાનાં?

વિશ્વરથ : [ફીક્કું હસીને] દેવાના થશે ત્યારે.

[ત્રણ મઘવનો આવે છે]

ગૌતમ મઘવન્ : [વિશ્વરથને] વિશ્વરથ, આખરે ચાલ્યા ?

પહેલી સ્ત્રી : [બંનેને] તમારા વિના કેમ રહેવાશે ? એ જવાના છે સાંભળી મારા છોકરાઓ તો અકળાઇ ગયા છે.

અગસ્ત્યનો શિષ્ય : [રોહિણીને] અમે થોડા દહાડામાં ભરતગ્રામમાંજ આવીશું–

બીજો તૃત્સુ મઘવન્ : અમારા દુઃખનો તો પાર નથી રહ્યો–

ત્રીજી યુવતી : [રોહિણીને] પરણીને જરા રહ્યાં પણ નહીં.

ત્રીજો તૃત્સુ મઘવન્ : અમે આજે તેજહીણા થઈ ગયા.

વિશ્વરથ : [સ્નેહભર અવાજે] બધાં આ શું કરો છો ? ઉલટી મને હીંમત આપો; નાહીંમત શું બનાવો છો ?

ગૌતમ મઘવન્ : તમે તો ઘર ભણી જાઓ છો, અમે તો આજે રાંડીને રહ્યા.

વિશ્વરથ : [ખેદથી] મઘવન્ ! હું ઘર ભણી નથી જતો, ઘર ત્યજીને જાઉં છું. મારા હૈયાની વ્યથા કોને કહું ? મઘવન્ ! અહીંઆં મારું બાળપણ ગયું, અડધી યુવાવસ્થા ગઈ. અહીંઆં મેં હાસ્ય ને આક્રંદથી કેટલાંય દિન ને રાત ગજવ્યાં ? આ પગથીઓ પર કેટકેટલી મારી સુંદર કણિકાઓ વેરાઈ પડી છે ?

[દિવોદાસ, સુદાસ અને તૃત્સુ યોદ્ધાઓ આવે છે. ધીમે ધીમે અંધારું ઓછું થતું જાય છે]

દિવોદાસ : ઓહો ! એટલામાં જવાનો સમય થયો.

ગૌતમ મઘવન્ : રાજન્ ! તમેય કૌશિકરાજને જવા શું દો છો ?

વિશ્વરથ : મઘવન્, એ વાત જવા દો. રાજ્યદંડ એ તો રાજાની શૃંખલા છે. હવે કેમ રહેવાય ? હું રહું તો રાજ્યદંડો કટાઇ જાય – મારા ને રાજા દિવોદાસના. અમારાથી એને કેમ કટાવા દેવાય ?

સ્ત્રી : [અક્ષત ચઢાવી] પણ, કૌશિક, ફરી દર્શન દેશોને ?

વિશ્વરથ : માતા ! મારું ચાલે તો તમને બધાંને સાથે લઇ જાઉં. પણ ન મારાથી રહેવાય – ને ન તમને સાથે લઇ જવાય.

પહેલી યુવતી : [મોદું ચઢાવી] જેટલું તમને ભરતોનું લાગે છે તેટલું અમારું લાગતું જ નથી. અમે જાણીએ છીએ તો—

[આંસુ લુછે છે.]

વિશ્વરથ : રડો નહીં– રડો નહીં. હું પાછો આવીશ. [બધાંની આંખમાં આંસુ જોઇ] હું જાણું છુ:– ઘેરે ઘેર હું સ્વજનો છોડી જાઉં છું...

પહેલી યુવતી : [મડમાં] છોડી જાઓ– જાઓ.

વિશ્વરથ : [આર્તસ્વરે] હું તમને છોડી નથી જતો. બહેન, હું મારું હૈયું ચીરી કાઢીને અહીંઆં મુકી જાઉં છું.

ઋક્ષ : [ઉતાવળમાં આવીને] કૌશિક સાંભળ્યું કે?

વિશ્વરથ : શું?

ઋક્ષ : [આડંબરથી] મહર્ષિ વસિષ્ઠ તૃત્સુગ્રામ છોડી ચાલ્યા ગયા.

દિવોદાસ : [ચમકીને] શું બકે છે?

(અવાજે) હેં હેં... શું? હાય... અરે... કોણે કહ્યું?

ઋક્ષ : હે રાજા અતિથિગ્વ! ઋષિ મૈત્રાવરુણ તમારું ગ્રામ છોડી, સરસ્વતી પાર તરી, દૂર ને દૂર જંગલોમાં ચાલી ગયા છે એમ ધીવરો કહે છે, અને મહર્ષિ અગસ્ત્યે બહુ તપાસ કરી પણ આશ્રમમાં એમનો પત્તો ખાતો નથી.

દિવોદાસ : [ગભરાઇને] અરે રે! અમારા ઉપર શો કોપ થયો?

વિશ્વરથ : અકળાશો નહીં, અતિથિગ્વ! એમનો જીવ ઉચ્ચારમાં હતો. અમે જઇશું પછી પાછા આવશે– જરૂર.

સુદાસ્ : [કટાક્ષથી] એમને તો આ ભૂમિ પાપે લાદેલી જણાતી હતી.

ઋક્ષ : કૌશિકોમાં શ્રેષ્ઠ! હવે પ્રસ્થાનની તૈયારી કરવી છે કે નહીં? આ મારા શિષ્યો એક પગે થઇ રહ્યા છે.

વિશ્વરથ : મારે બીજી શી તૈયારીની જરૂર હોય? રાજન્ દિવોદાસની રજા જોઇએ. [ખોંખારીને] તૃત્સુશ્રેષ્ઠ! તમે પિતા તુલ્ય છો. જ્યારે પણ કામ હોય ત્યારે આજ્ઞા કરજો, હું હાજર થઇશ.

દિવોદાસ : [ભેટીને માથું સુંઘે છે] પુત્રક, ને હું ન હોઉં તો પણ સુદાસને ભાઇ ગણજે; ને તૃત્સુઓ [ચારે તરફ જોઇ] તો તારા છે જ.

વિશ્વરથ : અતિથિગ્વ! સુદાસ્ મારું તો નહીં માને, વખત છે તમારું માનશે. એને મારી વતી ખાત્રી આપજો: મેં એને માનો જણ્યો ભાઇ ગણ્યો છે ને સદાય ગણીશ અને તૃત્સુશ્રેષ્ઠ તૃત્સુઓ તો મારા જ છે, હું એમનો છું, સદાય. [આંસુ ગળું રોધે છે] ને, રાજન્, જતાં જતાં મારી એક યાચના સ્વીકારશો? ના નહીં કહેશો. મારી છેલ્લી પ્રાર્થના છે – પુત્રભાવે.

દિવોદાસ : બોલ, વત્સ, શી છે?

વિશ્વરથ : [ગળગળો થઈને] આ હર્મ્ય, જે મારું ધનધાન્ય અહીંઆં છે તે અને હીસાબ કરી તમે જે આપ્યું છે તે–

સુદાસ્ : [ગુસ્સામાં] તે ?

વિશ્વરથ : ગુસ્સે ન થનો. એમાં મારો કૈં સ્વાર્થ નથી. પણ મારા આ સ્વજનો છે- [હોઠ પીસી, સ્વસ્થ બની] રાજન્, એ બધાંને તૃત્સુઓમાં વહેંચી આપજો– [વધારે બોલી શકતો નથી]

દિવોદાસ : [ભેટી પડીને] કૌશિક! કૌશિક! તું તો દાનેશ્વરી છે.

સુદાસ્ : [ગુસ્સામાં] પણ–

વિશ્વરથ : (કરગરીને) ભાઈ, જતાં જતાં મને જરા સુખી કર.

સુદાસ્ : –પણ તૃત્સુઓ–

ગૌતમ મઘવન : યુવરાજ, વિશ્વામિત્ર અમને આપે છે ને અમે લઇશું; અમને શરમ નથી. ભરતોનું અમે શું નથી લીધું ?

વિશ્વરથ : (હાથ જોડી) મઘવન્, અનુગ્રહ કર્યો.

દિવોદાસ : ભાઇ, હું તારું આપ્યું સ્વીકારું છું– (શંખ ફુંકાય છે)

વિશ્વરથ : અરે! જવાનો વખત થયો. ભાઇઓ! બહેનો! માતાઓ! હવે મને રજા આપો. (શક્તિ આવીને વળગે છે.)

શક્તિ : ના–ના–ના, હું તમારી સાથેજ આવવાનો– આવવાનો–

કાલી : (વળગીને) હું પણ–

વિશ્વરથ : (સમજાવીને) જો, ભાઈ, તું તો તૃત્સુ મઘવન્ છે. મોટો થા, પછી મારી સાથે આવજે.

શક્તિ : (રડીને તોફાન કરી) ના– હમણાં જ !– હું નથી રહેવાનો. ના–ના– તમે કહેતા હતાને– –અં–અં– (રડે છે) હું નહીં રહું– હું નહીં રહું.

વિશ્વરથ : (દિવોદાસને) રાજન, આ બાલકનો જીવ અત્યારે શા માટે દુભવવો ? હું ભરતગ્રામથી એને પાછો મોકલી આપું તો ?

સુદાસ્ : [દૃઢતાથી] કૌશિક, શકિત તો તૃત્સુઓમાં શ્રેષ્ઠ મઘવન્ છે – અમારું નાક છે. એને નહીં લઈ જવાય.

વિશ્વરથ : હું જાણું છું. [નિરાધારીથી] પણ આને હું શું સમજાવું ? શક્તિ, શક્તિ, જો યુવરાજ કહે છે તે સાંભળ. તારું ઘર અહીંઆં, આ તારાં દાદા – દાદી અહીંઆં –

શક્તિ : ના – ના. હું નહીં રહું – [પગ ઠોકી તોફાન કરે છે] બસ તમારી સાથે – હમણાં ને હમણાં – બસ —

દિવોદાસ : [શક્તિને સમજાવે છે] પુત્ર—

સુદાસ્ : [મીજાજથી] હું સમજાવું છું. ચાલ! ગાંડો નહીં થા. [શક્તિનો હાથ પકડે છે] તારાથી પારકા જોડે ન જવાય. [જોરથી વિશ્વરથ પાસેથી ખેંચી લે છે] લઈ જાઓ પેલી નકટીને, ઇચ્છા હોય તો!

વિશ્વરથ : [હોઠ પીસી સ્વાસ્થ્ય સાચવી] ના, એને શક્તિ જોડે જ રાખો.

કાલી : [શક્તિને વળગે છે] શક્તિ – શક્તિ – [બને છોકરાં તોફાન કરે છે.]

શક્તિ : [રડતો] નથી રહેવું – નથી રહેવું – બસ નથી રહેવું.
[સુદાસના હાથમાં ઉછળે છે, બુમો પાડે છે, ને સુદાસને કરડવા જાય છે]

સુદાસ્ : [શક્તિને છોડી દઇ] અરે તારું કાળું થાય—

શક્તિ : [છુટીને] કૌશિક! લઇ જાઓ – [વિશ્વરથને વળગે છે] હું તો જઇશ –

સુદાસ્ : [દોડીને શક્તિનું ચીચોટીયું પકડે છે] – હીણભાગી! મરવાનો થયો છે. [મારવા લાગે છે]

ગૌતમ મઘવન્ : [વચ્ચે પડીને] – યુવરાજ! શું કરો છો? –

વિશ્વરથ : સુદાસ્! ખબરદાર —
[વચ્ચે આવી શક્તિને બચાવે છે, એની આંખમાંથી તણખા ખરે છે. અડધી પલ બધા પાછા હઠે છે. સુદાસ્ અસિપર હાથ મુકે છે. સેનાપતિ પ્રતર્દન ઉતાવળો હાથમાં રાજ્યદંડ લઇને આવે છે.]

સેનાપતિ પ્રતર્દન : ભરતશ્રેષ્ઠ! લો આપનો રાજ્યદંડ. બધા તૈયાર છે, આપની [રાજ્યદંડ વિશ્વરથને આપે છે] વાટ જુએ છે.

સુદાસ્ : [ધમકીથી] વિશ્વરથ! પેલા છોકરાને મુકી દે —

સેનાપતિ પ્રતર્દન : (ચકિત થઇને) શું છે?

વિશ્વરથ : (ઉગ્રતા કાબુમાં રાખીને) સુદાસ્! તને ખુશ રાખવા હું મુગે મોઢે તત્સુગામ છોડું છું, તત્સુઓ છોડું છું. પણ જોર જુલમે તું મારી પાસે કૈં નહીં કરાવે, હાં.

સુદાસ્ : (પાછો હઠીને) લઈ જા ત્યારે, મગદુર હોય તો! પછી હું અને તું છે.

ગૌતમ મઘવન્ : વિશ્વામિત્ર! તમે બોલશો નહિ, નકામું વેર વધશે.

રોહિણી : (કરગરીને) વિશ્વરથ છૂટ જવા દો.

વિશ્વરથ : (સ્વાસ્થ્ય મેળવીને શક્તિને) મારા પુત્રક! હું તને નથી લઈ જઇ શકતો. ના...ના... વત્સ, રડ નહીં. હીંમત રાખ. (ભેટે છે, ને આંસુ લુછે છે) જો હું પાછો આવીશ...પાછો આવીશ...
(શક્તિ રડે છે. વિશ્વરથની આંખમાં આંસુ આવે છે)

શકિત ને કાલી : (રડતાં) ના– ના– ના– ના.

વિશ્વરથ : (તેને વહાલ કરી) પુત્રક! પુત્રક!
(તેનો અવાજ રુંધાય છે. તે બન્ને છોકરાંને ભેટીને ઉભો છે. ઘોષામા, વૃદ્ધ, સ્થૂલ ને ગૌરવાન્વિત આવે છે.)

ઘોષામા : (આવતાં આવતાં) વત્સ! હવે ચાલ. અસુરું થાય છે, હોં.

વિશ્વરથ : (આક્રંદ કરીને) હું કેમ ચાલું? મા-મા! પગ ઉપડતો નથી. દેવ! (વ્યોમ તરફ જોઇને પ્રાર્થે છે) દેવાધિદેવ! મારાથી નથી જવાતું. અંધકારમાં ગુંગળાઉં છું. મને તારી તેજોમૂર્તિનાં દર્શન દે–માર્ગ બતાવ. (ઉંચી આંખો કરી, બેભાન જેવો જોયા કરે છે. બધાં સ્તબ્ધ બની જોયા કરે છે. પરોઢીઆનો સોનેરી પ્રકાશ વાદળને જગાવી મુકે છે.) દર્શન દે–દેવી.
(લોપામુદ્રા આવે છે, સોનેરી પ્રકાશમાં એનું મોઢું સુવર્ણરંગી ભભકે છે.

લોપામુદ્રા : (આવતાં) વત્સ! ચાલ, કેટલી વાર?

વિશ્વરથ : (અરધો બેભાન જેવો) દેવ! દેવ! હું અહીંઆંથી ડગ નથી ભરી શકતો. (એકદમ ભાનમાં આવીને કરગરે છે) ભગવતી! મારી માતા! તમે મને કહ્યું હતુંને? મનુ ગયા ને યયાતિ ગયા–ક્યાં છે એમના રાજ્યદંડ?

લોપામુદ્રા : (ન સમજતાં) વત્સ, શું છે? (પાસે આવીને વિશ્વરથને ખભે હાથ મુકે છે)

વિશ્વરથ : (પ્રેરણાથી તેજસ્વી મોં ઉંચું કરીને) મનુ યયાતિના રાજ્યદંડ કાળક્રમે ગયા, તો મારો સ્વેચ્છાએ કેમ ન જવા દઉં? (રાજ્યદંડ ફેંકી દે છે) ભગવતી! (લોપામુદ્રાને વીનવીને) રાજ્યદંડ તો શૃંખલા છે. (દંડ તરફ જોઇ રહે છે) જનપતિની, ને જનપદ બન્નેની. મારે નહિ જોઇએ. (લોપામુદ્રા આગળ ઘુંટણીએ પડી હાથ જોડી કરગરે છે.) ભગવતી, તમે મને વિશ્વામિત્ર કહ્યો હતો તો મને વિશ્વામિત્ર–આ બધાનો મિત્ર થવા દો...વિદ્યાને તપ જ મારી રાજ્યલક્ષ્મી. (બેભાન થઈ પડે છે. લોપામુદ્રા એને ઉંચકી લે છે.)

પડદો પડે છે.

# વિજ્ઞાનયોગની ભૂમિકા

રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

( શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ, તરફથી પ્રસિદ્ધ થનાર પૂર્ણયોગના છેલ્લા ખણ્ડની ભૂમિકા )

"A New light shall break upon the earth, a new world shall be born, things that were promised shall be fulfilled"

—*Mother*.

"પૃથ્વી ઉપર એક નવીન જ્યોતિ પ્રગટશે, નવીન સૃષ્ટિ આ પૃથ્વી ઉપર અવતરશે; અપાયલાં વચનો સાર્થક થશે"

—શ્રી માતાજી.

"વિજ્ઞાન" શી ચીજ છે? શા માટે માનવે તેને પ્રાપ્ત કરવી જોઇએ? અને તે જો પ્રાપ્ત કરવાની હોય તો કેવી રીતે પ્રાપ્ત કરવી જોઈએ? આ પ્રશ્નો અહિં વિચારવા અયોગ્ય નહિ ગણાય.

૧. **વિજ્ઞાનનું સ્વરૂપ:**—વિજ્ઞાનમય ચેતના એટલે સત્યની ચેતના, ઋત–ચેતના. વિજ્ઞાનની ભૂમિકા એટલે **सत्यं, ऋतं** અને **बृहत्**ની ભૂમિકા. ઋતં એટલે ક્રિયાત્મક સત્ય. સત્ય એટલે અસ્તિત્વમાં રહેલું સત્ય. ચૈતન્યની દરેક ભૂમિકા પેઠે વિજ્ઞાનનો, પણ એક લોક છે: એને આપણે "સૂર્યલોક" યાતો "સત્યલોક" કહી શકીએ.

ત્યારે વેદાંતમતવાળા જેને નિરંજન, નિરાકાર, અચિન્ત્ય બ્રહ્મ કહે છે–જે મહાન, અનંત, શૂન્યાકાર, શુષ્ક, નિરપેક્ષ હોઇ માનવથી દૂર, દૂર સુદૂર છે,–જેમાં પ્રવેશ કરતાં માનવની માનવતા ગુંગળાઇ જાય, મરી જાય,–તે જ ને એ વિજ્ઞાનમય ચેતના?—ના. વિજ્ઞાનમય ચેતના વિષેના એ ખોટા ભ્રમો છે. વિજ્ઞાનમય ભૂમિકા મનોમયતાથી ઉર્ધ્વ છે એ સાવ સાચું પરંતુ તે એવા અર્થમાં નહિ કે વિજ્ઞાનમય ચેતનાને અને મનોમય કે પ્રાણમય કે અન્નમય ભૂમિકા વચ્ચે કશોજ સંબંધ નથી. ઉલટું, વિજ્ઞાનનો ધર્મ તો એ છે કે જીવનનો, સ્થૂલ ભૂમિકાનો, સર્વે માનવ કરણોનો સ્વીકાર કરવો, અને પ્રાણની સંપૂર્ણ પ્રફુલ્લતા, પરિપૂર્ણતા, ભોગસામર્થ્ય અને આનંદને ધારણ કરવાની શક્તિની અનંત વિપુલતા પ્રગટાવવી. હમણાં તો માનવનાં એ કરણોમાં એ શક્તિ એટલી ઓછી છે કે તેને 'ક્ષુદ્ર' કહી શકાય.

તો, વિજ્ઞાનમય ભૂમિકાને પ્રાપ્ત કરવાથી માનવજીવનના આનંદનો, તેની પ્રાણશક્તિનો, શરીરનો વગેરેનો ત્યાગ કરવાની ફરજ નહિ પડે?—અત્યારે જે અવિદ્યાને વશ કરણો છે, જે અપૂર્ણ આનંદના સ્વરૂપો છે તથા જે મર્યાદિત શક્તિ પ્રાણમાં તથા શરીરમાં છે તેનો ત્યાગ તો થશે જોઇશે. પરંતુ એ ત્યાગ એટલે સમૂળો સન્યાસ નથી,–એ ત્યાગ એટલે તેમનો ઉચ્છેદ નહિ. અત્યારે માનવના પ્રાણમાં ભોગશક્તિ કેટલી છે વારુ? પ્રાણની

શીઘ્રકલાંત ઉત્તેજના અને નાડીઓની વિશિષ્ટ ગતિ–તે પણ કેટલી મર્યાદિત, અપૂર્ણ અને ક્ષણિક! તેને ઠેકાણે જ્યારે એનાં એ કરણોમાં વિજ્ઞાનમય ચૈતન્યનું અવતરણ થશે અને તેમનું રૂપાંતર થઈ જશે ત્યારે–! શરીરના એકેએક અણુ પરમાણુમાં, નાડીઓમાં, પ્રાણ-શક્તિમાં, માનસિક શક્તિમાં, અનંતગુણ શક્તિ, અનંતગુણ આનંદ ધારણ કરવાની ક્ષમતા પ્રાપ્ત થશે.

આટલા ઉપરથી વિજ્ઞાનની ભૂમિકામાં રહેલું ચૈતન્ય પ્રાપ્ત કરવાથી શા શા પરિણામો આવે તેનો કાંઇક આછો ખ્યાલ વાંચનારને આવશે. વિજ્ઞાનમાં ગતિ કરતી ચેતનાને બેવડું કાર્ય કરવાનું હોય છે: ૧. નિમ્નસ્તરોમાંથી ઉર્ધ્વમાં આરોહણ તથા ૨. વિજ્ઞાનની ચેતના સહિત નિમ્નસ્તરોમાં અવરોહણ: જેટલા પ્રમાણમાં આરોહણ વધારે ઉર્ધ્વ તેટલા પ્રમાણમાં અવરોહણ પણ તેટલુંજ નીચે અને વિશેષ સમ્પત્તિ સહિત થવાનું. અને ઉપર જણાવ્યા પ્રમાણે વિજ્ઞાનની વિશિષ્ટતા જ એ છે કે જ્યારે માનવના આધારમાં તેનું અવતરણ થાય છે ત્યારે તેની સાથે પ્રાણની, અન્નમય ભૂમિકાની સત્ય ચેતના અને સત્ય ધર્મો તે પ્રગટાવે છે.

ત્યારે વિજ્ઞાનની અંદર વસતી એ ચેતના ભીનંગત, વ્યક્તિત્વ વિહોણીજ હોય છે એવો પ્રશ્ન થવાનો સંભવ છે. આપણે માનસશાસ્ત્રની દષ્ટિએ અભ્યાસ કરીએ છીએ તેમાં બુદ્ધિની સમજૂતીની સગવડને ખાતર આપણને એ પ્રમાણે સઘળું ભિનંગત માની લેવાની ફરજ પડે છે. પરંતુ વાસ્તવમાં એ ચેતના ભિનંગત નથી હોતી. અલબત્ત, સદા પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વમાં રચ્યાપચ્યા રહેનાર માનવને વિજ્ઞાનમાં વસતા દિવ્ય વ્યક્તિત્વનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. તો પણ એ વિજ્ઞાનમાંની દિવ્ય ચેતના આપણાં સર્વે વિશ્વોથી ક્યાંયે પર હોવા છતાં "દિવ્ય માતા", "આદ્યશક્તિ" રૂપ છે. આદ્યશક્તિ એટલે પરમ ભાગવત ચેતના. ભગવાનની સર્વ શક્તિમાન, સર્વજ્ઞ અને સર્વવ્યાપી ચેતનાને કેવળ તે આદ્યશક્તિ જ પોતાનામાં ધારણ કરી શકે છે. જગતમાં ભગવાનના આવિર્ભાવો ક્ષર તથા અક્ષરદ્વારા તે "આદ્યશક્તિ જ" કરે છે. જગર્જનની રૂપે અનંત કોટિ વિશ્વોનું સર્જન એ જ કરે છે.

આ રીતે જોતાં ભગવાનની ચેતના, તેની શક્તિ તે જ આદ્યશક્તિ-તે જ વિજ્ઞાનમય ચેતના.

એ આદ્યશક્તિ પોતાની ઉર્ધ્વભૂમિકામાં ત્રણ પ્રકારે પ્રગટ થાય છે. ૧ પરાત્પર રૂપે, ૨ વિરાટરૂપે, અને ૩ વ્યક્તિરૂપે. પરાત્પર રૂપે તે વિશ્વોથી પર રહી ભગવાનના અપ્રગટ સ્વરૂપ સાથે વિશ્વોને સાંકળે છે. આદ્ય, પરાત્પર શક્તિ પોતાની સનાતન ચેતનામાં ભગવાનની પરમ ચેતનાને ધારણ કરે છે પ્રભુના અપ્રગટ સ્વરૂપમાંથી જે જે સત્યો વિશ્વમાં પ્રગટાવવાનાં હોય તે સર્વેને તે પોતાનામાં ધારણ કરે છે અને પોતાની શક્તિમાંથી તેમને પ્રાણ આપે છે તથા પોતાના રૂપમાંથી તેમને રૂપ આપે છે. એ આદ્યશક્તિમાં રમતી ભાગવત ચેતના સનાતન સચ્ચિદાનંદ મયી હોય છે

વિરાટ શક્તિરૂપે એ મહાશક્તિ સર્વે વિશ્વો ઉત્પન્ન કરે છે તથા પોતે તેમાં પ્રવેશીને નાની મોટી સઘળી ક્રિયા પ્રક્રિયાઓ–વિશ્વનિયમો–અનંત ગુણ પ્રવૃત્તિઓને પોતે ચલાવે છે. પ્રત્યેક 'લોક' એટલે મહાશક્તિની લીલા. એ વિરાટ લીલાનો વિસ્તાર પણ ક્યાં મર્યાદિત

હોય છે ? –સૌથી ઉપરની ટોચ પર અનંત-સત્, અનંત-ચૈતન્ય અને અનંત આનંદના લોક વિસ્તરી રહેલા છે અને સનાતન આદ્યશક્તિ તરીકે મહાશક્તિ તેમનાથી પણ ઉપર આવી રહી હોય છે. ત્યાં, ઉર્ધ્વ લોકત્રયમાં, સર્વે સત્પૂર્ણતા રૂપ જ હોય છે કારણ કે મહાશક્તિ પોતે તેમને પોતાના હાથમાં સલામત સંભાળે છે, તેનાથી નીચે આપણી માનવતાની વધારે સમીપ, વિજ્ઞાનમય સૃષ્ટિઓ આવી રહેલી છે. એમાં મહાશક્તિ પોતે દિવ્ય સર્વજ્ઞ તપઃશક્તિરૂપે તથા સર્વશક્તિમાન જ્ઞાનસ્વરૂપે હાજર હોય છે. એ ભૂમિકા સત્યની, સાહજીક પૂર્ણતાની ભૂમિકા છે. ત્યાં સઘળું સત્ય સ્વરૂપ જ હોય છે; ત્યાં સર્વે સત્ દિવ્ય જ્યોતિર્મય સ્વરૂપો જ હોય છે: ત્યાં સર્વે અનુભૂતિ આનંદમય જ હોય છે. માનવ જે જગતમાં ઉત્ક્રાંત થયેલ છે તે આપણી પાર્થિવ ભૂમિકા, શરીરની ભૂમિકાત્રય––અવિદ્યામાં આવી રહેલી છે. અને છતાં તેમને પણ દોરી તો મહાશક્તિ જ રહેલી છે. અવિદ્યામય મન, પ્રાણ અને અન્નમય ભૂમિકાઓ અને વિદ્યામય, સત્ય સ્વરૂપ વિજ્ઞાનની ભૂમિકા એ બેની વચ્ચે આપણી અવિદ્યામય ભૂમિકાઓની અધિષ્ટાત્રી તરીકે મહાશક્તિ જૂદી જ અંતરીયાલ ભમિકામાં વસે છે. સર્વે દેવતાઓથી તેની એ ભમિકા ઉર્ધ્વ છે, ત્યાંથી તે વિભૂતિઓ, પોતાનો પાદુર્ભાવ કરનારા અંશો વગેરેનો આપણી પૃથ્વી ઉપર આવિર્ભાવ સમયે સમયે કરે છે.

પરંતુ એ ઉર્ધ્વભૂમિકામાં રહીને જ મહાશક્તિ આપણા ત્રિલોકને ચલાવે છે એવું પણ નથી. એ તો આપણી પાર્થિવ ભમિકા ઉપર અવતરે છે પણ ખરી. વિશ્વની અનંત વિધ શક્તિઓમાં કાર્ય પણ તે મહાશક્તિ જ કરી રહેલી છે. પરંતુ એ સર્વસામાન્ય હકીકત ઉપરાંત વ્યક્તિ–સ્વરૂપે પણ મહાશક્તિ અવતરે છે અને માનવજાતિને ઉર્ધ્વ ભૂમિકાઓ પ્રત્યે દોરે છે. દિવ્ય પરાત્પર ભાગવત ચૈતન્ય અને માનવતા એ બેની વચ્ચે દૂતિ તરીકે મહાશક્તિ કાર્ય કરે છે.

વિજ્ઞાનની ભૂમિકામાં વસતી આદ્યશક્તિનાં ચાર વ્યક્તિ–સ્વરૂપો આપણા વિશ્વની ઘટનામાં આગળ પડતાં જણાય છે. એ ચાર સ્વરૂપો તે, ૧ માહેશ્વરી, ૨ મહાકાલી, ૩ મહાલક્ષ્મી, અને ૪ મહાસરસ્વતી*. પ્રથમ સ્વરૂપ છે શાંત, સર્વગ્રાહી, જ્ઞાનસામર્થ્યવાળું, પ્રશાંત માયાળુતા અને અખૂટ દયાવાળું. એ સ્વરૂપ સમ્રાટ્સમા અલૌકિક મહિમાભર્યું તથા સર્વશાસક પ્રભાવનું મૂર્તસ્વરૂપ છે બીજું છે તેના તેજસ્વી સામર્થ્યનું અને અપ્રતિહત દુર્ધર્ષ વેગનું,–મહાશક્તિનું ક્ષાત્રસ્વરૂપ. દુર્ધર્ષ અવિકારી તપઃશક્તિનું વિદ્યુતસમા વેગનું અને વિશ્વ સકલને કંપાવી મૂકે તેવી ઝંઝાવાત સમ શક્તિનું સ્વરપ. ત્રીજું છે મધુરતા અને વિશદતાવાળું, સૌંદર્ય તથા સંવાદના ગહન રહસ્યથી પૂર્ણ અને સૂક્ષ્મ વિધવિધ સંપત્તિ અને સિદ્ધિવાળું, તેના પ્રત્યે વળવાની ફરજ પાડે એવી લોહચુંબકસમી આકર્ષણશક્તિ ભર્યું, તથા મોહિની લગાડી પરવશ કરે એવું લાવણ્યમય. ચોથા સ્વરૂપમાં આત્મસંરક્ષક ઉંડુ જ્ઞાન તથા કાળજીભરી સ્ખલનરહિત ક્રિયાશક્તિ હોય છે. સર્વે પદાર્થમાં શાંત, અને ચોક્કસ કાર્ય કરી પૂર્ણતા પ્રગટ કરવાનું સામર્થ્ય તેનામાં હોય છે. ૧ જ્ઞાન, ૨ શક્તિ,

*આ સ્વરૂપોના નિરૂપણ માટે જુવો "મા"–શ્રી અરવિંદ કૃત મુળ કે અનુવાદ.

૩ સંવાદ અને ૪ સિદ્ધિ એ ચાર ગુણો એ ચાર સ્વરૂપોમાં અનુક્રમે પ્રધાન હોય છે.

વિશ્વમાં જે દેવતાઓ છે તે સર્વે આદ્યશક્તિથી સ્વતંત્ર શક્તિઓ નથી. ખરું જોતાં "દેવ" બધા એક જ ભૂમિકાના હોતા નથી. ચૈતન્યની જૂદી જૂદી ભૂમિકામાં દેવતાઓ હોય છે. ગામડામાં પૂજા થાય છે તે વેંરાઇ માતાજીથી આરંભીને, હનુમાન, ભૈરવ, ભદ્રકાળી, ગણપતિ, સૂર્ય, શિવ, બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવતાઓ ચૈતન્યની એક જ ભૂમિકાના નથી હોતા. સાચા દેવતાઓ વિજ્ઞાનની પૂર્વે આવતી 'દિવ્ય મનીષા' ની ભૂમિકામાં વસે છે. ત્યાં વસનારા સર્વે દેવો મહાશક્તિનાં જ વ્યક્તિસ્વરૂપો, તેની અંદરથી પ્રગટતા કિરણો અને અંશરૂપ હોય છે. એવાં અંશો જ્યારે પૃથ્વી ઉપર મહાશક્તિ પ્રગટાવે છે, ત્યારે તેઓ મહાશક્તિ સાથે અંતર ચૈતન્યવડે સતત સંબંધ રાખે છે અને જ્યારે વિશ્વમાં તેમના આવિર્ભાવનો હેતુ સિદ્ધ થાય છે ત્યારે તેવાં સ્વરૂપો પાછાં મહાશક્તિમાં લય પામી જાય છે.

વિજ્ઞાનની ભૂમિકામાં સર્વે દેવો મહાશક્તિના પોતાના જ અંશ હોઈ સર્વે પરસ્પર સંપૂર્ણ સંવાદમાં રહી કાર્ય કરે છે. વિરાટના કાર્યો ઉપર અધિષ્ઠાતા તરીકે સ્થાપન થયેલ 'દેવો' મહાશક્તિની આ વિરાટલીલામાં સનાતન અંશ તરીકે નિત્ય હાજર હોય છે

પરંતુ વાંચનારને લાગશે કે આ તો ભારે ખીચડો થઇ ગયો!– વિજ્ઞાનમય કોશ, વિજ્ઞાનમય ચેતનાને પ્રાપ્ત કરવાની વાત આ આખાય ખંડમાં આવે છે અને અહિં તો વિજ્ઞાનમયી શક્તિ તે જ આદ્ય શક્તિ, અને તે જ મહાશક્તિ, તેજ માહેશ્વરી, મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી,– એમ કહેવામાં આવ્યું. ત્યારે પછી માનવે તેને જ પ્રાપ્ત કરવાની ને ? ઉત્તરમાં કહી શકાય "હા"

પરંતુ આપણી બુદ્ધિથી સમજી શકાય તેટલા માટે આપણે એ વિજ્ઞાનની મનસાતીત ભૂમિકાનું માનસશાસ્ત્રની દૃષ્ટિએ નિરુપણ કરીશું.

પ્રાચીન કાળથી આર્ય માનસશાસ્ત્રમાં મનસાતીત અને અતીન્દ્રિય એવી ભૂમિકાઓનું અસ્તિત્વ સ્વીકારાતું આવ્યું છે. કેટલીકવાર ચૈતન્યનાં બે ગોલાર્ધ પણ માનવામાં આવેલા છે: એક ઉર્ધ્વ અને બીજો નિમ્ન. ઉર્ધ્વ ગોલાર્ધ ત્રણસ્તરોનો બનેલો હોઇ તેમાં અનંતતા વિલસે છે. એને "સચ્ચિદાનંદ"—એટલે કે સત્–ચિત્ અને આનંદના મૌલિક તત્ત્વોની અનંતતાનો બનેલો ઉર્ધ્વ ગોલાર્ધ કહેવામાં આવે છે. એ અનંતતાનો ઉર્ધ્વ ગોલાર્ધ અને મન, પ્રાણ તથા અન્નમય ચેતનાનો બનેલો આપણો માનવતાનો નિમ્ન ગોલાર્ધ એ એની વચ્ચે વિજ્ઞાનમય ભૂમિકા બેને જોડનાર આંકડા તરીકે આવી રહેલી છે.

પરંતુ આટલા ઉપરથી આપણી મનોમય ભૂમિકા અને તે પછી તુર્તજ વિજ્ઞાનમય ચેતના આવે છે એવું માની લેવાની ભૂલ કરવી ન જોઇએ. ખરું જોતાં, મનોમય અને વિજ્ઞાનની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા વચ્ચે ઘણી ઘણી પાયરીઓ, તબક્કાઓ, આવી રહેલા છે. ઉદાહરણ તરીકે, વિજ્ઞાનથી નિમ્નસ્તરોમાં "દૈવીમનીષા" ની ભૂમિકા આવી રહેલી છે. ઘણાં ઘણાં પ્રાચીન સાધકોએ તે ભૂમિકાની અનુભૂતિને જ ભૂલથી વિજ્ઞાનની ભૂમિકા માની લીધેલી જણાય છે!! દૈવી–મનીષાની એ ભૂમિકા પર કાર્ય કરતી શક્તિ Formative

Power-રૂપે ઘડનારી શક્તિ છે. ત્યાં અનેક શક્યતાઓ પરસ્પર આથડતી અને આપણી સ્થૂલ ભૂમિકાપર પ્રગટ થવા મથતી માલૂમ પડે છે; પરંતુ તેવી માંની કોઇક જ છેક સ્થૂલ સુધી પોતાનો આવીર્ભાવ કરવામાં ફ્તેહ મેળવી શકે છે. આમ હોવાથી દૈવી-મનીષાની ભૂમિકાને ચૈતન્યની ઉચ્ચમાં ઉચ્ચ અને સત્યતમ ભૂમિકા માની લેનારા ઘણા સાધકો એવા નિર્ણય ઉપર આવે છે કે એ દિવ્ય શક્તિ જ ઉચ્ચતમ સર્જક શક્તિ છે અને તે જ્યારે પોતાનાં ઘડતરો સ્થૂલભૂમિકામાં પ્રગટ કરી શકતી નથી-તે પણ જ્યારે પોતાનાં ઘડતરોને પ્રગટવા માગતી નથી કહો-તો પછી તે માયાશક્તિ નહિ તો બીજું શું ? એવી દલીલ કરી શકાય. આમ સત્ય આડે રસ્તે ચઢી જવાથી અપૂર્ણ માનવપ્રકૃતિનું વિજ્ઞાનમય સત્યમાં અને પૂર્ણતામાં રૂપાન્તર કરવાનું રહસ્ય તેઓ જોઇ શક્યા નહિ, અને આવી એકદેશીયતાની ભૂલ કરનારા સાધકો કાંઇ જેવા તેવા ન હતા. શંકરાચાર્ય જેવા પ્રખર બુદ્ધિશાળી અને ઉચ્ચકોટિના સાધકે પણ એ જ નિર્ણય બાંધ્યો! ખરું છે કે વૈષ્ણવ ધર્મમાં અને તન્ત્ર-માર્ગમાં માનવપ્રકૃતિનો સ્વીકાર કરી તેનું રૂપાન્તર કરવા માટે લગભગ સફળતાની સીમાએ પહોંચેલો પ્રયત્ન કરવામાં આવ્યો. પરંતુ છેવટનું રહસ્ય તેમના હાથમાંથી એ સરી ગયેલું લાગે છે. વૈષ્ણવધર્મમાં ભક્તિનું વિશુદ્ધ સ્વરૂપ પ્રાણના મિશ્રણને લીધે કલુષિત થયું અને પૃથ્વી પર પ્રભુનું વૈકુંઠ પ્રગટાવવાનો પ્રયત્ન કરવા જતાં પાર્થિવતાને 'દિવ્યતા'નું નામ આપીને સંતોષ માનવો પડ્યો !

ખરું જોતાં ભગવાનની પ્રાપ્તિ આપણે ત્યાં એક પ્રકારની નિષ્ક્રિય ચૈતન્યાવસ્થાની જ પ્રાપ્તિના પર્યાય રૂપ ગણાતી હોય એમ લાગે છે. ભગવાન એટલે વિશ્વવ્યાપી જાગતી જ્યોત, ભગવાન એટલે જીવનનું સક્રિય દિવ્ય સત્ય એ વિચાર જ લગભગ ભૂલાઇ ગયો છે, અને એમ થવાનાં અનેક કારણોમાંનું એક એ છે કે વિજ્ઞાનની પૂર્વે જે દૈવી-મનીષાની ભૂમિકા આવેલી છે તેમાં કાર્ય કરનારી શક્તિને ઘણા સાધકોએ સાચી વિજ્ઞાનની શક્તિ તરીકે સ્વીકારી લીધી જણાય છે, યા તો તેને પણ "માયા", "મિથ્યા" ગણી કાઢીને તેનો ત્યાગ કરીને અપૌરુષેય, નિરંજન, નિરાકાર અવ્યક્તમાં લય પામવાનો જ આદર્શ સેવ્યો છે. ખરીવાત એ છે કે એ "દિવ્ય મનીષા"ની ભૂમિકા મનોમયચેતનાનું ઉચ્ચતમ શિખર છે: ચૈતન્યના નિમ્નગોલાર્ધનું તે ઉચ્ચતમ શિખર છે. પરંતુ વિજ્ઞાનની ભૂમિકાને પહોંચવા માટે તો સાધકે એ દૈવી-મનીષાની ભૂમિકાને પણ વટાવી જવી પડે છે.

વળી એ પણ અહિં સ્પષ્ટ કરવું જોઇએ કે માનવની મનોમય ચેતના અને દિવ્ય-મનીષાની ભૂમિકા એ બેની વચ્ચે ઘણી ઘણી અંતરાલ ભૂમિકાઓ-મધ્યદશાઓ અને પગથીયાંઓ-આવી રહેલી છે. આ 'વિજ્ઞાનયોગ'નો આખો ખંડ એ અંતરાલ ભૂમિકાઓમાંની ફક્ત કેટલીકના જ ધર્મોનું વર્ણન કરવાનો પ્રયત્ન છે એમ કહીએ તો પણ ખોટું નથી. વાંચકે જાતે એ વિગતવાર વર્ણન વિજ્ઞાન ખંડમાંથી વાંચી લેવું. અહિં ચૈતન્યના ઉર્ધ્વગોલાર્ધ તથા નિમ્ન ગોલાર્ધની રૂપરેખા આપવાનો પ્રયત્ન કરીશું.

પ્રાચીન માનસ શાસ્ત્રની એક પ્રણાલિ પ્રમાણે ઉર્ધ્વ ગોલાર્ધમાં ૧ ઈશ્વર, ૨ શક્તિ અને ૩ જીવ, એમ ત્રણ તત્ત્વો ગણાય છે. જ્યારે બીજી પ્રમાણે ૧ સચ્ચિદાનંદ, ૨ માયા,

અને ૩ જીવ એ ત્રણુનો પણ સમાવેશ થાય છે. શ્રી. અરવિંદની વિજ્ઞાનયોગની પદ્ધતિમાં ૧ આનંદ – (સત્ અને ચિત્ એ બે તેના ઉપર પ્રતિષ્ઠિત ગણી લેવાનાં), ૨ વિજ્ઞાન, ૩ દિવ્ય – મનીષા ( over – mind plane ) એ ત્રણ તત્ત્વો ઉર્ધ્વ ગોલાર્ધમાં મૂકી શકાય.

દિવ્ય – મનીષાની નીચે વિજ્ઞાન – બુદ્ધિ, – દષ્ટિ, શ્રુતિ, અને સ્મૃતિ એ મનોમય ભૂમિકાથી ઉર્ધ્વમાં રહેલો પ્રદેશ અને તેની નીચે મનોમય ભૂમિકા – (જેમાં શુદ્ધ બુદ્ધિ વ્યવહાર લક્ષી બુદ્ધિ અને સમજણની શક્તિ તથા તે ઉપરાંત કલ્પના, નિર્ણય, વિવેક, વગેરે શક્તિઓ પણ આવી જાય છે તે) – તથા તેનાથી નીચે જતાં કપાળમાં ભ્રમર વચ્ચે સૂક્ષ્મદષ્ટિનું તથા તપઃશક્તિનું અને ગળામાં વાણીદ્વારા થતી અભિવ્યક્તિનું કેન્દ્ર આવે છે તેનાથી નીચે હૃદયની પાસે જ ઇન્દ્રિયાધિષ્ઠિત મનસ્ અને હૃદયની ઉપલી સપાટી પર ભાવપ્રધાન ચિત્ત અને ઉંડાણમાં ચૈત્ય-પુરુષ આવી રહેલ છે. હૃદયની નીચે નાભિમાં ઉર્ધ્વ પ્રાણનું કેન્દ્ર આવી રહેલું છે. ત્યાંથી નીચેના ભાગમાં નિમ્ન પ્રાણની અને કરોડના અંતમાં મૂલાધારમાં અન્નમય ચેતનાનું કેન્દ્ર આવી રહેલું છે.

**વિજ્ઞાન.** (Supermind)-સર્વ સમર્થ અને સર્વ શાસક જ્ઞાનશક્તિની અને આનંદની સૃષ્ટિ.

|

**દિવ્ય મનીષા** (Overmind)

|

**વિજ્ઞાન બુદ્ધિ** (Divine Reason)

|

**દૃષ્ટિ** (Revealation) અને **સ્મૃતિ વિવેકશક્તિ** (Intuitive Discrimination)

|

**શ્રુતિ** (Inspiration)-**સ્મૃતિ** (Intuit ion)

|

**મનોમય ભૂમિકા** (Mental being)

|

**ચિત્ત** (Emotional being)

|

**પ્રાણ** (Vital being)

|

**અન્ન** (Physical being)

પરંતુ માનવના માનસનાં કરણોના ભેદ – પ્રભેદ પાડવાની આ એક જ રીત સંભવિત છે એમ માની લેવાનું નથી. તેમની યોજના આપણે જૂદી જદી રીતે પણ કરી શકીએ. બધી યોજનાએ આપણી બુદ્ધિની સમજૂતિની સગવડને ખાતર છે એ વાંચનારે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ. વ્યવહારમાં એ કરણોના કાર્યમાં ઘણો ફેર પડી જાય છે અને તેમની ક્રિયા પરસ્પર સંમિશ્ર થઇ ઘણી અટપટી બની જાય છે. તેમની ગોઠવણીની બીજી પદ્ધતિમાં આપણે ચૈત્ય-પુરુષને કેન્દ્રમાં ગોઠવીને બાકીનાં બીજાં બધાંને તેની આજુબાજુ વર્તુળાકારે ગોઠવી શકીએ. આવી સર્વે ગોઠવણી આપણી બુદ્ધિની સગવડતાને ખાતર ઉપયોગી છે; વસ્તુતઃ સૂક્ષ્મ કરણોમાં તેને લઇને કશો ભેદ પડતો નથી.



સ્વ. બેસન્ટ, ૧૯૩૩

**સ્વ.** બેસન્ટ એક અનન્ય વક્તા હતાં. શ્રી. સરોજિની નાયડુને મ્હેં પ્હેલીવાર સાંભળ્યાં ત્યારે હું મુગ્ધ થયો, પણ જ્યારે મ્હેં ડૉ. બેસન્ટને ત્યારપછી સાંભળ્યાં ત્યારે શ્રી.સરોજિની-ની શૈલી મ્હને ડૉ. બેસન્ટની શૈલીના પડઘારૂપ જ લાગી. વ્યાખ્યાનપીઠ ઉપર એ સાક્ષાત સ્ત્રી-શક્તિ લાગતાં, જાણે આદ્યશક્તિ આપણા સમક્ષ જ ઊભી ન હોય! વૃદ્ધાવસ્થા અને અશક્તિ ત્યારે નાસી જતાં. યુવાનને પણ શરમાવે એવાં શક્ત તે ત્યારે લાગતાં.

કોઇનાં દોર્યાં તે જીવનભર દોરાયાં નથી. કોઈનાં ડાર્યાં તે ડર્યાં નથી. પોતીકા વ્યક્તિત્વને ટકાવી રાખવા, વિકસાવવા, પતિ, સ્વદેશ અને મિત્રોને છોડી દેતાં ત્હેમણે લેશમાત્ર આચકો ખાધો નથી, અને છતાં આવા કઠોર, પ્રતિભાશાળી વ્યક્તિત્વમાં પણ સ્ત્રીના–માતાના કોમળ હૃદયને સર્વદા સ્થાન તો હતું જ.

બેનરજી કે મ્હેતા સિંહ સમા ગર્જતા, શ્રી. નાયડુ કોકિલસ્વરે, રસિકતા પોષતાં. ડૉ. બેસન્ટનું વક્તૃત્વ સમુદ્રના સતત, એકધારા, ગંભીર ગર્જન જેવું હતું. એ વાગ્ધારા, એ શૈલી, એ ગંભીરતા, એ વિચાર પ્રેરકતા, પ્રવાહ અને પ્રસાદ સ્હમજવા ને માણવા સાગરનું ભવ્ય ગર્જન સ્હમજવા અને માણવાની સૂક્ષ્મ, અતિ રસિકતા જોઇએ.

# સ્વ. બેસન્ટનું વ્યક્તિત્વ

લે. પ્રા. એ. ઉપાધ્યાય, એમ. એ.

"સૌન્દર્યો પામતાં પ્હેલાં સૌન્દર્ય બનવું પડે" એ ઉક્તિ અનુસાર મહત્તા પારખતા પ્હેલાં મહત્તા પારખી શકવા જેટલા તો મહાન બનવું જ પડે. પરસ્પર પ્રશંસક મંડળનો હું સભાસદ નથી; મ્હને જેટલો પરિચય છે તેટલા ઉપરથી હું ચિત્ર આલેખવાનો પ્રયત્ન કરું તેમાં અભ્યાસ કે અનુભવના અભાવે અથવા બદ્ધમતને લીધે વાચક અસંમત થાય તેમાં હું શું કરું? આ જમાનામાં ગાંધીજી સાથે કોઇપણ બાબતમાં અસંમત હોય તેવી વ્યક્તિમાં મહત્તા હોઈ શકે જ નહિ એવો મત ધરાવનારાઓની સંખ્યા ઓછી નથી; એટલે સ્વ. એની બેસન્ટનો પરિચય કરાવવા પ્રયત્ન કરવો એ પણ ધૃષ્ટતાની પરાકાષ્ટા લેખાય તો નવાઇ નહિ. છતાં કડવું ઔષધ તેમ અણગમતું સત્ય પણ આખરે ગ્રહણ કર્યે જ છૂટકો છે એ વાત કેટલાક સ્હમજશે એમ માની લખવા પ્રેરાયો છું.

સ્વ. બેસન્ટને "મહાત્મા" પદની ઉપાધિ મળી ન હતી છતાં યે ત્હેમના જીવનકાળના મધ્યભાગમાં જ આન્તરરાષ્ટ્રીય સંસ્કૃતિ ઘડનાર વ્યક્તિઓમાંની એક તરીકે ત્હેમનું નામ પ્રખ્યાત થઇ ચૂક્યું હતું. જગતની ભાવી સંસ્કૃતિનો વેલ્સ જેવો કોઇ ઇતિહાસકાર એ સંસ્કૃતિનો ઇતિહાસ લખશે ત્યારે એની બેસન્ટનું સ્થાન પ્રથમ પંક્તિમાં આવશે એમાં મ્હને તો શંકા નથી. એ ક્યારે જન્મ્યાં, પરણ્યાં, ધણીથી છૂટાં પડ્યાં, સમાજસેવક, લેખક અને બ્રહ્મવિદ્યાનાં પ્રચારક થયાં એ વાત પ્રસિદ્ધ થઇ ચૂકી છે. છતાં થીયોસોફીના સત્ય સ્વરૂપથી અજાણ છતાં સ્વ. બેસન્ટને સ્હમજવાનો તથા તેમના કાર્ય અને શક્તિની મૂલવણી કરી શકવાનો મિથ્યા દાવો કરનાર વ્યક્તિઓને તેમના આન્તર જીવનનો પરિચય ભાગ્યે જ હશે. એ બાઇ વિદૂષી હતાં એ વિષે બે મત ન હોઇ શકે. એમણે રચેલાં વિવિધ પુસ્તકો એની સાક્ષી પૂરશે. એક અડગ સમાજસેવક તરીકે ફેબીયન સોસાયટીમાં ચાર્લ્સ બ્રેડલૉના સહ-કાર્યકર્તા તરીકે તેમનું નામ મશહૂર છે. પોતાની સ્હામે ચાલેલા કેસમાં એક ધારાશાસ્ત્રી જેટલી નિપુણતા તેમણે બતાવી હતી. નિરીશ્વરવાદી છતાં "સીક્રેટડૉક્ટ્રિન" ની સમાલોચના કરતાં પોતાના બદ્ધમતો ખોટા હોવાનું જ્ઞાન થયું ત્યારે સત્વર થીયોસોફીકલ સોસાયટીમાં જોડાવા જેટલી હૃદયની વિશાળતા ત્હેનામાં હતી. એ અંધશ્રદ્ધા નહિ પણ પૂર્ણ સાક્ષાત્કાર હતો. કેટલાક ભલે તેને ભ્રમ માને; આપણી શક્તિની ખામીને લીધે બીજાના જ્ઞાનને ભ્રમ કહેવો એ અનુભવ અને અભ્યાસની ખામી જ સૂચવે છે.

ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ સત્ય હોય તો મનુષ્યથી પર કોટિએ વિકાસ શક્ય અને સત્ય છે; માટે જ જીવન્મુક્ત વ્યક્તિઓનું અસ્તિત્વ છે. એ જ્ઞાન તેમને થયું અને પછી તેમાંના એક મહાત્માનું એમને દર્શન થયા પછી ત્હેના આદેશ પ્રમાણે હિન્દ અને જગતની સેવામાં

તેમણે જીવન ગુજાર્યું. સ્વતંત્ર હિન્દ જ ભાવી જગત સંસ્કૃતિનું કેન્દ્ર થઇ શકે માટે હિન્દ સ્વાતંત્ર્ય અર્થે રાજકારણના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. હોમરૂલ લીગદ્વારા તેમણે રચેલા પાયા ઉપર જ સ્વરાજ્ય સભાની પ્રાન્તિક સમિતિઓ ઉભી થઈ. તેમણે કરેલી સેવાની કદર માટે તેમને કૉંગ્રેસનાં પ્રેસિડેન્ટ નીમવામાં આવ્યાં. અસહકારની પ્રવૃત્તિમાં તેમને ગાંધીજી સાથે મતભેદ થયો અને છૂટાં પડયાં. કૉમનવેલ્થ ઓફ ઇન્ડિયા બીલનો પ્રયત્ન અધૂરો રહ્યો. આથી સ્વ. બેસન્ટનું જીવન એટલે નિષ્ફળતાની પરંપરા એવી વ્યાખ્યા કરનાર કોઈ એમ માનવાની ભૂલ ન કરે કે એક રાજકારણ જ એની સેવાનું ક્ષેત્ર હતું.

આર્ય સંસ્કૃતિને માટે જગતમાં માન ઉત્પન્ન કરવાનું માન સ્વ. બેસન્ટને છે. બનારસ હિન્દુ યુનિવર્સિટી થઇ તેમાં મોટો હિસ્સો સ્વ. બેસન્ટનો છે. સેન્ટ્રલ હિન્દુ કૉલેજનાં સંસ્થાપક એ જ હતાં. આર્ય સંસ્કૃતિની પુનર્ઘટનાનો એ પ્રથમ પાયો હતો. મદનાપલી નામના સ્થાનમાં તેમના આશ્રય નીચે સ્થપાયલી બીજી કૉલેજ હજી પણ ચાલે છે. સમાજ સેવા, રાજકરણ, શિક્ષણ અને બ્રહ્મવિદ્યાનો પ્રચાર આ સર્વ ક્ષેત્રોમાં કાર્ય કરતાં તેમણે બાહોશ સેવકો તૈયાર કર્યા છે. જીનરાજદાસ, પી. કે. તેલંગ, બાબુ ભગવાનદાસ, ડૉ. એરન્ડેલ, કૃષ્ણમૂર્તિ વગેરે વ્યક્તિઓનો જીવનવિકાસ સ્વ. બેસન્ટને આભારી છે એ વાત જાણનાર એના જીવનને નિષ્ફળતાની પરંપરા નહિ પણ સફળતાનીજ પરંપરા તરીકે કબુલ કરશે.

માંદગીને બિછાને ન હોય ત્યારે માત્ર ચાર કલાકની જ નિદ્રા લેતાં એ સેવિકાને અખંડ કામ કરતાં જોઇને પુરુષો પણ માન મૂકીને નમન કરતા. ન્યુ ઇન્ડિયાના અધિપતિ તરીકે કે થીયોસોફીકલ સોસાયટીના પ્રેસીડેન્ટ તરીકે ૨૫ થી વધારે વરસ તેમણે કરેલી હિંદ તથા જગતની સેવા અજોડ છે. લેખક તરીકે તેમનું તલસ્પર્શી છતાં સપ્રમાણ વ્યાખ્યાન અને વિવેચન ઘણા થોડા લેખકોમાં માલમ પડશે. પાને પાને વિદ્વતા નીતરી રહેતી જણાશે. પોતાને માલમ ન હોય તે બાબતમાં ભ્રાન્તિજનક મત તે કદી ન આપતાં. પોતે અસંમત હોય તો બેધડક જણાવી દેતાં. આ ગુણો તેમના વક્તૃત્વમાં પણ હતા. જેમણે એમને ૧૯૧૫ થી ૧૯૨૮ ના વર્ષોમાં સાંભળ્યાં હશે તેમને આની પ્રતિતી થઇ હશે. શ્રીમતી નાયડુમાં પણ સ્વ. બેસન્ટ જેટલું સર્વગ્રાહીપણું અને ગાંભીર્ય ન હતાં એ વાતની જાણ બન્નેને સાંભળનારાઓને હશે. હોમરૂલ લીગના સમયમાં વિલાયતની સમાજસેવા દરમ્યાન કે થીયોસોફીના પ્રચાર માટેનાં ભાષણો કરતાં હોય ત્યારે તેમનું વ્યક્તિત્વ પ્રતાપી સૌમ્યભર્યું અને આદરણીય હોઇ આંજી નાખતું, તોયે પ્રેમ અને સન્માન ઉત્પન્ન કરતું. પોતાની જનેતા સમાન એમને મ્હાતા જનોની સંખ્યા ઘણી મોટી છે. જગતમાં હાલ તો સ્વ. બેસન્ટ જેવા સર્વ દેશીય સેવકની ખોટ જ છે. હૃદયની વિશાળતા આ યુગમાં જેટલી જરુરની છે તેટલી જ વિરલ છે. લીગ ઓફ નેશન્સ જગતના બળના પ્રશ્નોનો નિકાલ નથી લાવી શકતો એનું કારણ હૃદયનું સાંકડાપણું જ છે; અને એ સાંકડાપણાનું કારણ અવિશ્વાસ તેમજ ધર્માંધતા છે. બાળપણમાં એ વિશાળતા કેળવાય એવું નવીન આદર્શોવાળું શિક્ષણ અપાય તથા સર્વે ધર્મો દેશકાલપરત્વે જૂદા બાહ્ય સ્વરૂપો ધારણ કરનારા છતાં મૂળમાં એક જ સત્યનાં સ્વરૂપો છે એ સત્યને જગત ચોક્કસ સ્હમજે તોજ જગતની ઉન્નતિ છે. એ સત્ય

એટલે જ બ્રહ્મવિદ્યા અથવા થીયોસોફી. આ વાત દરેક અભ્યાસીને માલમ હશે, અને ન હોય તો આ લેખથી થશે એવી આશા છે. સત્ય દેખાવા છતાં તેને હેતુપૂર્વક અવગણનારને તો નવ ગજના નમસ્કાર જ ઘટે. સ્વ. બેસન્ટના જીવનકાર્યની મૂલવણી કરવાનો દાવો કરનાર થીયોસોફીના સત્ય સ્વરૂપથી અજાણ હોય તો તેનો એ દાવો મિથ્યા છે, કારણ સ્વ. બેસન્ટ અને થીયોસોફી એ એક બીજા સાથે ઓતપ્રોત છે.

નવીન આદર્શોવાળા શિક્ષણશાસ્ત્રી સાથે ડૉ. બેસન્ટનું સ્થાન પણ ભાવી સંસ્કૃતિ મંદિરના શિલ્પી તરીકે અમર રહેશે. ચંદ્રની ચાંદની એટલી આલ્હાદક અને ઉપકારક હોય છે કે તેના કલંકને આપણે ભૂલી જઇએ છીએ. ડૉ. બેસન્ટની સેવા એટલી મહાન છે કે તેમની પાર્થિવતા ભૂલી જઇને ભવિષ્યમાં જનતા નિષ્પક્ષપાતપણે તેને સૉક્રેટીસ, પ્લેટો, રામ, કૃષ્ણ બુદ્ધ કે ક્રાઇસ્ટની પંક્તિમાં મૂકીને ભજે તો મ્હને તો નવાઈ ન લાગે. આર્યસંસ્કૃતિ જગત સમસ્તની ભાવી સંસ્કૃતિ છે—એ ઘોષણા કરનાર એ વિરલ શક્તિનું હિન્દ ઘણું ઋણી છે. પછી કેટલાક સ્વતંત્ર વિચારક હોવાને નામે પોતાના અજ્ઞાનનું પ્રદર્શન કરાવનાર વ્યક્તિઓ ભલે એ મત ન ધરાવવાનો ઢોંગ કરે. ભારતવર્ષના અસ્તિત્વ સુધી સ્વ. બેસન્ટની કીર્તિ પણ અમર રહેશે એ ગાંધીજીની અંજલી ડૉ. બેસન્ટ જેવા માટે ખરેખર યોગ્ય છે.



# નરસિંહરાવ : ગદ્યકાર

ગદ્યકાર અને પદ્યકારનો સંયોગ, શાથીય, વિરલ હોય છે. એકી સાથે બન્ને શસ્ત્રો લઇ ઘૂમનાર સાહિત્યકાર જગતભરના સાહિત્યમાં ક્વચિત્ નજરે ચઢે છે. આપણા વિવેચકોના મતે કવિ નર્મદાશંકરે સાહિત્યના અનેક ઝરણાંઓમાં ચંચુપાત કર્યો હતો; ગદ્ય – પદ્યનો કવિ સુમેળ સાધી શક્યા હતા. અલબત્ત કવિએ સાહિત્યક્ષેત્રમાં ઝંપલાવ્યું ત્યારે તેમની પૂર્વ તૈયારીનાં સાધનો એરણ પર હતાં, આથી ઉલટું નરસિંહરાવનો સાહિત્યપ્રવેશ ખૂબ પરિપક્વ દશામાં થયેલો : સંગીન અભ્યાસથી સજ્જ થઇ તેમણે સાહિત્યક્ષેત્રને સર કર્યું.

વંશપરંપરાગત સંસ્કાર, નિસર્ગદત્ત પ્રતિભા, સહજ અભ્યાસવૃત્તિ; એ નરસિંહરાવનાં ઘડતરનાં વિશિષ્ટ અંગો. દીવેટિયા કુટુમ્બ વિદ્યા-કલાશોખી ગણાય છે, તેમાંય ભોળાનાથભાઇનું આધ્યાત્મિક ભાવનાઓથી નીતરતું હૃદય, લલિતકલા તરફની સ્વાભાવિક અભિરુચિ, વગેરે પિતાના સદ્ગુણોએ નરસિંહરાવની સાહિત્યવૃત્તિ સંસ્કારી : આવતી કાલના આજન્મ સાહિત્યસર્જકનાં બીજ રોપાયાં. આરૂઢ અભ્યાસીની શ્રદ્ધાથી તે સરસ્વતીને ચરણે બેઠા : ઇતર વ્યવસાયોમાંથી ક્ષણો બચાવી તેઓ સાહિત્યસર્જન સાધી શક્યા.

સંગીન અભ્યાસ અને પૂર્વ તૈયારી પછી જ તે વિષયને છણવાની વૃત્તિનો અભાવ-એ આક્ષેપ આપણા ગદ્યકારો પર ઝઝુમે છે. એનો પરિહાર નરસિંહરાવનાં ગદ્યસર્જન સુપેરે કરી શકે છે. તેમની ગદ્યકૃતિઓની પાછળ તેમનો અથાગ પરિશ્રમ, ઊંડી ચિવટ અને સૌથી વધુ તેમની પ્રમાણભૂત આત્મશ્રદ્ધા પ્રતિત થાય છે, વિવેચન, ચરિત્રનિરુપણ; તત્ત્વદર્શન, સંગીતચર્ચા – ગદ્યના આ નિરનિરાળા પ્રદેશોમાં તેઓ સ્વેચ્છાએ વિહરી શકે છે; તે તે વિષયોમાં તેમનો ફાળો સંગીન છે. "અભિનયકલા" એમના આરુઢ અભ્યાસનું ફળ. અભિનયકલા જેવા દુર્ગમ વિષયને ન્યાય આપી આપણા ગદ્યકારોને હજુસુધી અજ્ઞાત એવા નવા પ્રદેશનું તેમણે દર્શન કરાવ્યું; અદ્યાપિપર્યંત તે પ્રદેશમાં આપણા ગદ્યકારોનો પ્રવેશ નહીવો છે. સંગીતશાસ્ત્રની અનેક ચર્ચાઓમાં નરસિંહરાવના જેટલા તલસ્પર્શી જ્ઞાનથી કોઇ સાહિત્યકાર તે વિષયને છેડી શક્યા નથી, બલ્કે, આપણા વિદ્વાનોમાં પ્રવર્તતી છંદ અને રાગની ભ્રમમૂલક માન્યતાનું નીરસન પ્રથમ તેમણે કર્યું. 'અસત્ય ભાવારોપણ' અને 'કવિતામાં અસંભવ દોષ' જેવા શાસ્ત્રીય વિષયની છણાવટ તેમના ધ્વનિશાસ્ત્રના પરિશિલનનાં પ્રતિક છે; તેમાંય Pathetic Fallacy જેવા વિવાદાસ્પદ વિષયને અનેક દષ્ટિકોણથી નિરખી નક્કર ગદ્યમાં તેમણે રમણભાઇના "વૃત્તિમયભાવાભાસ" ને ઉત્તર વાળ્યો છે.

ચરિત્ર નિરુપણ–Biography–એ સાહિત્યનું વિશિષ્ટ અંગ છે : ઇતિહાસ અને જીવનચરિત્ર પરસ્પર ઉપકારક અંગો છે. તે પરત્વે આપણા સાહિત્યનું દારિદ્રય શોચનીય છે. એ અંગ હજુ પ્રયોગદશામાં જ સબડે છે. ચરિત્ર નિરુપણની ભિન્ન ભિન્ન પદ્ધતિમાં

નરસિંહરાવે 'સ્મરણ મુકુર' માં નોખી ભાત પાડી કહેવાય; પરિચિત વ્યક્તિઓને સ્મરણ આદર્શમાં લાવી તે તે વ્યક્તિનું અનેક દૃષ્ટિએ સ્પષ્ટ સુરેખ દર્શન કરાવવું એ તેમની વિલક્ષણ કલા. કેવળ શબ્દ-વાક્યનાં ચોકઠાં નહિ: શસ્ત્રકલાભિજ્ઞ ડૉકટરની જેમ પ્રત્યેક વ્યક્તિના આંતર્-બહિર્ રંગોનું એક્સ રેની યાંત્રિક ઝીણવટથી સૂક્ષ્મ નિરીક્ષણ સાધવામાં નરસિંહરાવને અનેક કટુસત્ય અવશ ભાખવા પડયાં. જે પારદર્શકતા ગાંધીજીએ 'આત્મકથા' માં પોતા માટે ગ્રહણ કરી છે તેજ સ્થિતિ નરસિંહરાવે પરિચયકાર તરીકે નીડરપણે નિખાલસ માનસથી 'મુકુર' માં મૂર્ત કરી છે. ચરિત્ર નિરુપકને સહજ એવું મનુષ્ય પરીક્ષાનું જ્ઞાન તેમાં સાધેલો વિવેચન શૈલીનો આમેળ અને સૌથી ઉત્કૃષ્ટ તેમની કટાક્ષયુક્ત વિનોદવૃત્તિ 'મુકુર' ના સર્જકને જીવન આલેખન કલામાં વિશિષ્ટ પદ સહેજે અપાવે છે.

'વિવર્ત લીલા' જેવી તત્ત્વદર્શનની ગંભીર લેખ પરંપરામાંથી માર્મિક હાસ્ય જેવા વિનોદમય ક્ષેત્રમાં નરસિંહરાવ ઘૂમી શકે છે. 'એક અમૂલ્ય ગ્રન્થની શોધ' આપણા સાહિત્યમાં કટાક્ષકૃતિનો Satire-ઉત્કૃષ્ટ નમૂનો છે. અંગ્રેજ સાહિત્યકાર ડ્રાયડનપોપ જેવાઓ કટાક્ષ સાહિત્યને નિજનિજની મગદૂર અનુસાર બહલાવી શક્યા છે: આપણા સાહિત્યકારોએ શાથીય આ અંગને અસ્પૃષ્ટ રાખ્યું છે. 'ઉત્તમ ભદ્રંભદ્ર' સર્વોત્તમ હાસ્ય કોટિએ ન પહોંચતા, ગદ્યકારની તેના પૂર્વાર્દ્ધસમા "ભદ્રંભદ્ર" ની ઊનતા પૂરવા પ્રયોજાયું હશે એમ માનવા પ્રેરાઈએ; પણ વિષયના મૂળભૂત હાસ્યના ઉત્કૃષ્ટ અંશોથી ગદ્યકારને તેની સહજ વિનોદવૃત્તિના આવિષ્કરણ માટે તેમાં ઠીક ઠીક દિશા મળી,રહે છે.

અને સૌથી ઉત્તમ ગદ્યસર્જન, વિવેચન કલામાં અજોડ એવો "શૈવલિની" નો પ્રવેશક નરસિંહરાવને સમભાવિ વિવેચક તરીકે રજૂ કરે છે. સ્વ. ખોટાદકરની કાવ્યકૃતિઓની એક, સિદ્ધહસ્ત વિવેચનકારની જેમ સમીક્ષા કરી, તે પૂર્વે ગુજરાતી જનતાથી સહેજ અજ્ઞાત એવા કવિ ખોટાદકરને હાથ પકડી કવિવરોની પ્રથમ પંક્તિમાં બેસાડી તેમના સંબંધી ઉતાવળે બંધાયલા પૂર્વગ્રહોને એમણે પરિહાર કર્યો. રામનારાયણ પાઠકે 'પૂર્વાલાપ' ના પ્રવેશકમાં સ્વ. કાન્તનો પરિચય કરાવ્યો: નરસિંહરાવે 'શૈવલિની' માં સ્વ. ખોટાદકરની કાવ્યકૃતિઓનો ગુજરાતને રસાસ્વાદ કરાવ્યો.

નરસિંહરાવની સમગ્ર ગદ્યકૃતિઓનું અવલોકન કરવાનું અત્યારે પ્રાપ્ત થતું નથી, એટલે તે પરત્વે આ ખેચરદૃષ્ટિ બસ થશે; પણ જ્યારે શિષ્ટ–સંસ્કારી ગદ્યકારોની ખોજ માટે આપણા સાહિત્યમાં નાખી નજર ન પહોંચતી હોય, ત્યારે નરસિંહરાવ જેવા અભ્યાસીઓને ગુજરાતે પ્રીછવા ઘટે: જીવનના નમતા સૂર્યમાં ય તેમનામાં રહેલું શારદા સેવકનું ખમીર ગુજરાતને ચરણે ધરવાના તેમના મોંઘા અભિલાષને તૃપ્ત કરવા આપણું સાહિત્ય તેમને માટે ધન્ય પ્રસંગો યોજે. જીવનમાં અનેક કારમા ઘા વજ્રછાતીએ ઝીલતા, જીવનસંધ્યાનું ગૂઢ દર્શન કરતા એ ગદ્યસ્વામીનાં ચિરંજીવ સર્જનો ગુજરાતને માટે ઓછા ગર્વની વસ્તુ ન લેખાય.

चैतन्य.




## વિવર્તલીલા : એક દૃષ્ટિપાત.

( 'વિવર્તલીલા'—રચનાર તથા પ્રકાશક : નરસિંહરાવ ભોળાનાથ,
( મરીન વિલા, ખાર ) કિમ્મત રૂ. ૧-૮-૦ )

નિવેદનમાં જણાવ્યા પ્રમાણે 'જ્ઞાનબાલ'ની સંજ્ઞાથી 'વસન્ત'માં જુદે જુદે વખતે – છેક ઇ. સ. ૧૯૧૮ થી ૧૯૩૨ સુધી – 'વિવર્તલીલા' નામે પ્રગટ થએલી લેખનમાળાના ૧૯ લેખોનો આ સંગ્રહ છે. એ જોઇને તેના લેખોથી પરિચિત વાચકોને ગયા જમાનામાં ગુર્જર સાહિત્યમાં ચાલેલી અનેક ચર્ચાઓનું સ્મરણ થશે, અને ઘણી ભુલાઈ ગયેલી વાતો સ્મરણપટ ઉપર તરી આવી આ ગ્રન્થમાંની 'વિવર્તલીલા' કરતાં જુદીજ વિવર્ત–કે આવર્ત – લીલાનો અનુભવ કરાવશે. અને નવા વાચકને પ્રથમ દૃષ્ટિએ તે એક કુતૂહલવસ્તુ જણાશે, એ વિવર્તની લીલા અથવા એ લીલાના વિવર્તોનું રહસ્ય શોધવાનો પ્રયત્ન કરતાં આવર્તબુદ્બુદતરંગમયી એ લીલાનું સાચું સ્વરૂપ શું છે એવી એને મુંઝવણ કદાચ થશે, પણ એ મુંઝવણના વિવર્તમાંથી આપબળે નીકળી જે તટસ્થ રીતે તેના આવર્તબુદ્બુદતરંગોને નિહાળવાનો શ્રમ લેશે તેને આપણી નજીક છતાં વીસારી મૂકેલા ભૂતકાલના સાહિત્યવ્યાપારના ઘણા પ્રશ્નોનો અને તે દ્વારા તે સમયના સાહિત્યના વાતાવરણનો પરિચય થશે, ઘણાં નવાં દૃષ્ટિબિન્દુઓ એમાંથી જડશે અને તે તેને નવી દિશામાં વિચાર કરવા પ્રેરશે.

'વિવર્ત' શબ્દ વેદાન્તના વિવર્તવાદમાંથી લીધો છે. તે વાદ પ્રમાણે આ દૃશ્ય જગત એ સત્ય બ્રહ્મનો માત્ર વિવર્ત એટલે આભાસજ છે. આ અર્થના સંસ્કારને મધ્યમાં રાખી

લેખક પોતાનું વક્તવ્ય સમઝાવવા ભવભૂતિના 'ઉત્તરરામચરિત'માં વાપરેલી એક ઉપમાનો આશ્રય લે છે: પાણીમાં વમળ થાય, પરપોટા થાય, મોજા થાય એમ તેના અનેક વિકારો થાય, છતાં તે બધું પાણી જ હોય છે, તેમ જુદાં જુદાં નિમિત્તને લીધે **एको रसः करुण एव निमित्त भेदाद्भिन्नः पृथक्पृथगिवाश्रयते विवर्तान्।** તે પ્રમાણે આ 'વિવર્તલીલા' તે બીજું કંઈ નહિ પણ "જ્ઞાન – મનન – ના વિવર્તરંગોને, અનેક ભિન્ન ભિન્ન પ્રસંગે ઉદ્‌ભવ પામેલાને, સ્થૂલરૂપમાં ગ્રહણ કરી લઇને આ 'વિવર્તલીલા' નામની નોંધમાં પૂરી રાખવાની ઇચ્છા થઇ છે." એટલે જુદાં જુદાં પ્રસંગોએ જુદે જુદે રૂપે ઊઠતા વિચારતરંગોને અહીં નોંધી લેખક, વાચકને પોતાની માનસલીલાનું દર્શન કરાવે છે.

નિબન્ધ નામે તરંગમય અને મર્માળી શૈલીના ગદ્ય સ્વરૂપને અંગ્રેજી સાહિત્યે ૧૯ મી સદીમાં ખૂબ કેળવ્યું અને હવે તો તે એક સાધારણ વસ્તુ બન્યું છે, એ તે સાહિત્યના અભ્યાસીઓથી અજાણ્યું નથી. એ શૈલીનું અનુકરણ સ્વતંત્ર રીતે કરતા ગ્રંથો આપણા સાહિત્યમાં પણ હમણાં હમણાં જન્મવા લાગ્યા છે. "સ્વૈરવિહાર", "ગુપ્તાની નોંધપોથી" "આકાશના પુષ્પો" (આ Essays કહેવાય કે નહિ એ ચર્ચાસ્પદ વિષય છે. છતાં એમાં Essay નાં તત્ત્વો ઘણાં છે એમ તો કબુલ કરવું જ પડે) થી ભાગ્યે જ કોઇ અજાણ્યુ હશે. 'વિવર્તલીલા' આ પ્રકારના સાહિત્યમાં આદ્ય પ્રયાસ છે એમ લેખક પોતે જ જણાવે છે: "આ પ્રકારની લેખમાળા ગુજરાતી સાહિત્યમાં લખાઇ જાણી નથી." છતાં એ ગ્રન્થો અને આની વચ્ચે ઘણો ભેદ છે તે સુજ્ઞ વાચક તરત જોઈ શકશે. "સ્વૈરવિહાર" ઇ૦ ના લેખકો ગુજરાતના સમાજ જીવનનું બારીક અવલોકન કરી તેને બુદ્ધિ અને તર્કશક્તિની સરાણે ચઢાવી, તેની ખુબીઓ, વિચિત્રતાઓ, વિસંગતિઓ વાચક આગળ જાણે રમતાં રમતાં ખુલ્લી કરે છે, અને એમ તેને હસતાં હસતાં કવીનાઇનની ગોળી ખવડાવી દે છે. 'વિવર્ત લીલા' ના લેખક પણ એમ રમત–લીલા–કરતા જ જણાય છે, પણ તેમનો ઉદ્દેશ જીવનની સંકુચિત કે ઉપર ઉપરની સપાટીને નહિ ખોતરતાં તેનાં ઉંડાણમાં ખોજ ચલાવવાનો જણાય છે. એનું વિશિષ્ટત્વ એ છે કે અમુક સંપ્રદાયના દૃઢ અને એકનિષ્ઠ અનુયાયી છતાં સતત ચિન્તન અને સત્યાન્વેષણશીલ પ્રકૃતિના એક સહૃદયી અને સમભાવી આત્માએ નવરાશની પળોએ અથવા પ્રસંગવશાત્ જીવનના સનાતન પ્રશ્નો વિષે ઊઠેલા વિવિધ તરંગોનું આત્મ સંતોષ માટે કવચિત્ જગતને મનાવવા માટે પણ ખરું કરેલું નિરાકરણ અહીં નોંધેલું છે; એટલે સામાજિક રીતરિવાજ કે રાજકીય હીલચાલો ઉપર કટાક્ષમય ચર્ચાઓ વાંચી ક્ષણિક આનંદ માનવાને ટેવાયેલા વાચકો આ 'વિવર્તલીલા' માં સ્વૈરવિહારનો આનંદ ચાખવા જશે તો કદાચ નિરાશ થશે, અથવા એનો સાચો આનંદ માણવા માટે તેમને બહુ ભારે કિંમત આપવી પડશે અને છતાં "હેમાં સ્પર્શ કરેલા વિવિધ પ્રશ્નોનું તત્ત્વદર્શનરૂપ ઉદ્‌ઘાટન કરવાંનો અભિલાષ રાખ્યો જ નથી. માત્ર વિશ્વમાં ગુપ્ત વાગતા મહાવાદિત્રના છૂટક છૂટક તાર અલ્પ અંગુલિસ્પર્શ વડે છેડીને દૂર ઊભા રહેવું એ જ ઉદ્દેશ હતો." એટલે જો આ પુસ્તક મોજની ખાતર વાંચી શકાય તેવું નથી, તો એ તત્ત્વજ્ઞાનના ભારેખમ પ્રશ્નોની ચર્ચાથી અણગમો ઉત્પન્ન કરે તેવું પણ નથી. અલબત્ત, તેને સમઝવા માટે તત્ત્વજ્ઞાની મગજની

અને તેથી યે વધારે તત્ત્વાનુભવી હૃદયની જરૂર તો રહેશે જ પણ જેમનામાં એટલું હશે તેમને આ વાંચતાં વિચારપ્રવાહના વિવર્તમાં સપડાયાનો આનંદ— કે શ્રમ?—મળ્યા વિના રહેશે નહિ. લેખક પોતે કહે છે કે 'એ વિવિધ પ્રશ્નો ઊંડા મનન કે અવગાહન વિના અદ્ધર ચદ્ધર છેડયા છે,' છતાં લેખકની ખૂબી એવી છે કે પોતે પ્રશ્નનું બહુ સંભાળપૂર્વક અન્વેષણ કરે છે, વાચકને એમાં સાથે લે છે, ઊંડે ઊંડે લઇ જાય છે, અને પોતાના લક્ષ્યે પહોંચતાં જ તે સાથીને ત્યાં છોડી દઈ તેના ઉપર શી અસર થાય છે તે જોતા દૂર ઉભા રહે છે,—અને એ પ્રશ્નો જ એવા છે કે વાચક ઇચ્છે કે ન ઇચ્છે, પણ લેખકનું દૃષ્ટિબિન્દુ જાણ્યા પછી તેનાથી ઘડીભર ઊંડા મનનમાં ઊતરી જ જવાય છે!

આ પુસ્તકની ઉપયોગિતા અનેક દૃષ્ટિએ છે. અસંબદ્ધ વિચારોને સાહિત્યમાં સ્થાયીરૂપ આપવાના આદ્ય પ્રયત્ન તરીકે તો એનું મહત્ત્વ છે જ પણ એમાં ભરેલા જ્ઞાનની દૃષ્ટિએ તો તેની કિંમત સાહિત્યને તેમજ સામાન્ય વાચકને ઘણી જ છે. એમાં મુખ્યત્વે આધ્યાત્મિક વિષયોનું અન્વેષણ અને—લેખકની દૃષ્ટિએ—સમાધાન છે. લેખક પ્રાર્થના સમાજના અનુયાયી હોઇ, એમણે એ જ દૃષ્ટિએ વિશ્વ અને માનવજીવનને નિહાળ્યું છે, અને એમની શંકા ને સમાધાન પણ એ જ દૃષ્ટિના સમર્થન માટે છે. કોઈ કોઈ જગાએ સાંપ્રદાયિકોને સહજ એવું દુરાકૃષ્ટત્વ પણ તટસ્થ વાંચનારની નજરે ચડ્યા વિના નહિ રહે. (દા. ત. જુઓ બાલકની દિવ્યતા વિષેની ચર્ચાઓ, 'ચક્રવાક મિથુન' નું અર્થસ્ફોટન ઇ૦) પણ આ દોષ નહિ જેવો જ છે, અને પોતે અમુક સંપ્રદાય સ્વીકારેલો હોવા છતાં સર્વ દિશામાંથી પ્રકાશ ઝીલવા, અને તે વડે પોતાના પ્રકાશને એ નવા પ્રકાશ વડે વિશુદ્ધ કરવા લેખક તૈયાર રહે છે, એમ બીજાઓના મતનું નિરસન કરી પોતાનો મત સ્થાપવાની તટસ્થ પદ્ધતિ માટે આપણને તેમને માટે માન ઉપજે છે. આ ઉપરાંત લેખકની શૈલીના પણ અહીં સારા નમુના જડશે. પણ એક તત્ત્વ, નજીવું લાગે છતાં, અહીં નોંધવા જેવું એ છે કે આ ચર્ચાઓમાં લેખકને કેટલાક શબ્દો નવા યોજવાની જરૂર પડી છે, અને બીજા ઘણા અંગ્રેજી પારિભાષિક શબ્દોના એમણે અનુવાદ કર્યા છે. એવા શબ્દોની સંખ્યા આટલા નાના પુસ્તકના પ્રમાણમાં સારી છે તેથી અહીં તે તરફ લક્ષ દોર્યું છે.

પણ આવા લેખો એ લેખકનો તેના વાચકો સાથે એક પ્રકારનો વાર્તાલાપ જ છે, અને માણસને તેનાં મોટાં મોટાં પુસ્તકો કે ભાષણોથી જેટલો નથી પીછાની શકાતો તેટલો તેની સાથેના વાર્તાલાપમાં પીછાની શકાય છે. વાર્તાલાપમાં કોઇ પણ ખાસ હેતુ કે યોજના વિના એક પછી એક વિષયો છેડાય છે, અને માણસના મનમાં ઊંડી છુપાઇ રહેલી તેમજ તેના જીવનમાં વણાઈ ગયેલી ઘણી વાતોનો પરિચય થતાં તે માણસને ઓળખવાની આપણને નવી જ દૃષ્ટિ મળે છે. આ દૃષ્ટિએ આ પુસ્તક ગુજરાતના આ વયોવૃદ્ધ સાક્ષરનું અંતરથી ઓળખાણ કરાવવાનું અપૂર્વ—અને તેમની નોંધપોથી પ્રગટ ના થાય ત્યાં સુધી—અદ્વિતીય સાધન છે. અને, ખરું કહું તો, વિચારો સાથેના મનભેદ, પુસ્તકની બીજી અનેક ત્રુટિઓ, અને સાહિત્યકારોને સહજ એવી રાજસી અહમહમિકાઓ ભૂલી જઈને, લેખકના આધ્યાત્મિક વ્યક્તિત્વની આપણે ઝાંખી કરી શકીએ, તેના સૌંદર્યમાંથી પ્રેરણા પામી શકીએ તો જ અને

તેમાં જ કોઈ પણ પુસ્તકના વાચનમનનની સાચી સાર્થકતા છે. તો બીજા વિષયોની ચર્ચા જવા દઈ, આ પુસ્તક વાંચતાં મનોનયન આગળ ખડું થતું લેખકનું વ્યક્તિત્વ બહુ ટુંકમાં આલેખી જિજ્ઞાસુને પુસ્તક વાંચવાની જ ભલામણ કરીશ.

'નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા' એ નામ સાંભળતાં કે વાંચતાં કોઇને 'કુસુમમાળા' કે 'હૃદયવીણા' કે બીજા એવા કાવ્યગ્રંથ યાદ આવશે, તો કોઇને ગુજરાતના એક સમર્થ ભાષાશાસ્ત્રી તરીકે એમનું સ્મરણ થશે, તો કોઇને એક કડવાબોલા સાક્ષરનો ખ્યાલ આવશે. પણ એ બધા સારા કે ખોટા પૂર્વગ્રહથી મુક્ત રહીને આ 'વિવર્તલીલા' વાંચતાં લેખકની આપણી કલ્પનામાં કેવી મૂર્તિ પ્રત્યક્ષ થાય છે? એ પ્રશ્નનો એક જ શબ્દમાં ઉત્તર જોઇતો હોય તો એમ કહેવાય કે આ લેખક, પોતે જ પ્રસ્તુત પુસ્તકમાં (પૃ. ૧૨૫) નોંધે છે તેમ, એક "વૃદ્ધબાલ'–મહાશિશુ જેવા લાગે છે!* આ વાંચીને કોઈની આંખો વિરોધમિશ્રિત આશ્ચર્યથી ઘડીભર વિકસશે. પણ એ કોઈ બર્નાર્ડ શૉ કે જી. કે. ચેસ્ટર્ટને ફેંકેલો Paradox નથી–અથવા છે, તો ઉપલક દષ્ટિએ જ. એમનાં કાવ્યો કાળજીપૂર્વક વાંચ્યાં હશે તેમને યાદ હશે કે એ શિશુ શબ્દ, મનુષ્યની શિશુ અવસ્થા, અને પ્રભુ સન્મુખ શિશુભાવ એ એમની કવિતાના, અને એમના મનનના પ્રિય વિષયો છે. એમનાં કાવ્યોમાં, તેની ટીપોમાં, આ 'વિવર્તલીલા'માં પણ તે પોતાને પ્રકૃતિના, પ્રભુના એક બાળક કલ્પી, બાલિશ તરંગો ઉઠાવવામાં અને બાલસદૃશ દીનતા ધારણ કરવામાં આનંદ માને છે. વળી, બાલકને તે પ્રભુની દિવ્યતાનો પ્રતિનિધિ માને છે–તે વિષે 'વિવર્તલીલા'માં ઘણી સરસ ચર્ચા કરેલી જણાશે,–એટલું જ નહિ, બાલકનાં જે લક્ષણો–નિર્દોષતા, કોમળતા ઈ–થી તેનું દિવ્યત્વ સૂચવાય છે તેવાં લક્ષણો પોતાનામાં સદા જળવાઈ રહે તે માટે "હું નિરંતરનું બાલપણું સ્વીકારું છું–આનંદથી સ્વીકારું છુ", એ ભાવના ઉદ્‌ગાર આ 'વિવર્તલીલા' ઉપરાંત તેમનાં લખાણોમાં ઘણે સ્થળે જડશે. આથી જરા સપાટી ઉપર આવીને જોઇએ. એમની કવિતાની ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓનું સ્મરણ કરતાં, એમનાં પ્રકૃતિકાવ્યો ફરીથી સ્મરણ-પોથીમાં ઉથલાવો જતાં જણાશે કે એમાની ગંભીરતા બાદ કરીએ તો એમની કવિતાનો બીજો અગત્યનો ગુણ એમની કલ્પનાઓનું રમતિયાળપણું છે. અને એથી યે હજી વધુ સપાટી ઉપર આવીને આ 'વિવર્તલીલા'માં જ્યાં જ્યાં તેમણે હાસ્ય ઉપજાવવા પ્રયત્ન કર્યો છે ત્યાં, અને તેમના બીજા હાસ્યરસિક લેખોમાં પણ, બાલિશ હાસ્યનું પ્રમાણ સારા પ્રમાણમાં છે, અને છેલ્લું, જેમને એમના પ્રત્યક્ષ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હશે તેમને તો આ 'વૃદ્ધબાલ'ની બાલિશ મશ્કરીઓનો આનંદ ચાખવાનો મળ્યો જ હશે.

એ બાલભાવ, એ સાહિત્ય અને સંસારનાં અનેક અટપટાં, અને કેટલીયે વાર બાલભાવ ભૂલાવી દે એવાં કચરાળાં કામોની પાછળ છુપાવી રાખેલું એમનું અમૂલું ધન છે. એ ધનને રક્ષવામાં જ એમણે કૃતાર્થતા માની જણાય છે. પરમ પિતાના આંગણામાં આ 'વૃદ્ધબાળક'

* અલબત્ત, આ એક જ તત્ત્વનો અહીં તો નિર્દેશ જ કરેલો છે. લેખકનું ચારિત્ર કે વ્યક્તિત્વ સંપૂર્ણપણે આલેખવાનો અહીં પ્રયત્ન નથી એ ધ્યાનમાં રાખવાનું છે.

પિતાના પ્રેમરક્ષણમાં અગાધ શ્રદ્ધા રાખી વિચરે છે; પિતાને એ આંગણામાં, એની બહાર દૂર દૂર, સુદૂર, તો વળી પોતાના અંતરમાં એ શોધવા મથે છે; પોતાથી ભિન્ન વસ્તુઓને એ પિતાના બાળક તરીકે મુગ્ધભાવે, દીનભાવે ઓળખવા પ્રયત્ન કરે છે, અને એમ—

'માત્ર જીવી રહ્યો મહાશાન્તિની એક આશે'!

વીલેપાર્લે,
૨૮–૧૧–૩૩.

**પુરુષોત્તમ શાહ.**

# બે નવીન કાવ્ય ગ્રન્થો

**(૧) ઇલાકાવ્યો—રચનાર, ચન્દ્રવદન ચીમનલાલ મ્હેતા, કિંમત રૂા. ૨—૦—૦**
**(૨) કાવ્ય મંગલા—રચનાર, ત્રિભુવન પુરુષોત્તમ લુહાર (સુન્દરમ્) કિંમત રૂા. ૧–૮–૦**

ગુજરાતી કવિતા સાહિત્યમાં જે નવા પ્રવાહોનું દર્શન થાય છે તે આપણાં શિષ્ટ માસિકોદ્વારા આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ. અને પ્રો. ઠાકોરે પણ એમની રીતે નવા કવિતા સાહિત્યનો આપણને પરિચય કરાવવાનો કાંઇક પ્રયાસ એમની 'કવિતા સમૃદ્ધિ'દ્વારા કર્યો છે. પરન્તુ માસિકોમાં થોડા થોડા કાળને અન્તરે વાંચેલાં કાવ્યો ઉપરથી કોઇ કવિની કવિતા વિષે યથાર્થ અને સંપૂર્ણ જ્ઞાન આપણને મળી શકતું નથી, એટલે માસિકોમાં લખનારા કવિઓનાં કાવ્યો સંગ્રહરૂપે બહાર પડે એ તે કવિઓની અને સાથે સાથે કવિતા સાહિત્યની પણ પ્રગતિ સૂચવે છે.

હમણાં હમણાં આવા કાવ્યગ્રન્થો ઠીક સંખ્યામાં બહાર પડતા જાય છે; અને બીજા પણ કેટલાક કાલાન્તરે બહાર પડે એવાં ચિન્હો જણાય છે. અત્રે તો શરુવાતમાં બહાર પડેલા બે ગ્રન્થો વિશે જ ઉલ્લેખ કરવાનો છે. તેમાંનો એક તે શ્રી. ચન્દ્રવદન મ્હેતાનો 'ઇલાકાવ્યો' નામનો, અને બીજો તે શ્રી. 'સુન્દરમ્'નો 'કાવ્યમંગલા' નામનો. આ બન્ને ગ્રન્થોદ્વારા ઉક્ત કવિઓનાં વાણીવિચાર ઇત્યાદિનો અને નવીન કવિતા સાહિત્યનો આપણે જે પરિચય સાધી શકીએ છીએ તે સંક્ષેપમાં નિર્દિષ્ટ કરવાનો મ્હારો ઉદ્દેશ છે.

'ઇલાકાવ્યો'ના લેખક શ્રી. ચન્દ્રવદન મ્હેતાથી ગુજરાત અપરિચિત નથી. એમના સોનેટબદ્ધ 'યમલ' અને બીજી સાહિત્ય પ્રવૃત્તિદ્વારા એમની શક્તિનો ગુજરાતને–ગુજરાતની સાહિત્યરસિક જનતાને પરિચય થયો છે ખરો. 'યમલ'માં પણ ઇલાનો ઉલ્લેખ આવે છે અને 'ઇલા કાવ્યો'ની પાછળ પ્રવૃત્ત થયેલું માનસ 'યમલ'નાં સોનેટની પાછળ પણ વ્યાપાર કરે છે, એટલે આ કાવ્યસંગ્રહમાં એ બધાં સોનેટ ફરીને છપાયાં છે એ ઉચિત જ થયું છે. ભાઇબ્હેનનાં જીવનની કેટલીક અમૂલ્ય પળો અને કેટલાક હૃદયસ્પર્શી પ્રસંગો એક સાથે જ ગૂંથાયેલા રહે તે ઇષ્ટ છે.

કવિ ન્હાનાલાલે એમના 'સંઘમિત્રા' નાટકમાં 'ભાઇબ્હેનના' ઉરભાવનો કોયડો ચર્ચ્યો છે, અને તેમાં આપણા હિંદુસંસારમાં પુત્રના અને પુત્રીના જીવનમાં જે વાસ્તવિક

અને મૂલગત ભેદ છે તેનો ઉલ્લેખ કર્યો છે. આપણા જીવનમાં બીજા સંબંધો જેટલા દૃઢ અને સ્થિર છે તેટલો આ ભાઈ-બ્હેનનો સંબંધ નથી એ પ્રગટ સત્ય છે અને કદાચ તેથી જ એ સંબંધ સાહિત્યમાં ક્વચિત્ સ્થાન પામ્યો જણાય છે. પરન્તુ એ સંબંધમાં જે વિશેષતા છે એ તો વિરલ અને અનુપમ છે. ભાઇ પોતાના સ્વતંત્ર જીવનમાં વ્યાપૃત બને, બ્હેન પોતાના સ્વતંત્ર જીવનમાં ઊંડી ઉતરતી જાય તેમ તેમ બન્ને એક બીજાથી દૂર જતાં જાય એ સત્ય છે ખરું; તથાપિ સહોદર ભાવ, જે સ્નેહસાંકળ જન્મ સાથે જડેલી હોય તે આજીવન ટકી રહે છે. આ જાતનો સ્નેહ સહોદર ભાઇબ્હેનમાં જ સંભવે એવી માન્યતા સર્વથા ખરી નથી. સહોદર ન હોય તેવાં બાલા અને બાલિકા વચ્ચે આ ભાવ સંભવી શકે. એટલે બીજાં સ્નેહબન્ધનો પેઠે આ સ્નેહબંધન પણ સ્થૂલ મર્યાદાઓથી પર છે. 'સંઘમિત્રા'ની પ્રસ્તાવનામાં પણ કવિએ જન્મસંગાથી સહોદરભાવ અને સંયોગસંગાથી સહોદરભાવ એ બન્નેનો નિર્દેશ કર્યો છે.

હવે પ્રસ્તુત કાવ્યસંગ્રહમાં આ ભાવ કેવા પ્રકારે દૃષ્ટિગોચર થાય છે તે જરા જોઇએ. આ બધાં કાવ્યોને ગ્રંથિત કરતું સૂત્ર તે એક પુરાણું નામ 'ઇલા.' આ 'ઇલા' તે કવિની કાવ્યપ્રેરણા. વાસ્તવિક જગતમાં કવિએ ત્રણ 'ઇલા'નો ઉલ્લેખ કર્યો છે, પણ કાવ્યના વસ્તુમાં તો આપણે એ ત્રણેનું જે એકરસ બનાવેલું સ્વરૂપ કવિ હૃદયને પ્રેરે છે તે જ જોઇએ છીએ. ભાઈબ્હેનના જીવનમાં બાળપણથી આનન્દના, શોકના, રમતગમતના વગેરે જે જે પ્રસંગો આવે છે, કલ્પનાવિહારની જે રમુજ આવે છે તે સર્વ કવિનું પ્રેરણાસ્થાન બન્યાં છે, જીવનના ક્ષણિક પ્રસંગોને કાલમર્યાદાથી પર બનાવવા અને પ્રકૃતિનાં સનાતન તત્ત્વોથી રંગવા કવિએ યથેચ્છ વિહાર કર્યો છે, એટલે કોઈ કોઈ વાર એવું પણ બન્યું છે કે 'ઇલા' કવિની કલ્પના અને પ્રતિભાને ઉત્તેજિત કરી દૂર સરી જાય છે અને કવિની કલ્પના પોતે યોજેલા ક્ષેત્રમાં સ્વતંત્ર યથેચ્છ વિહરવા મંડી પડે છે; આવેગ મંદ પડતાં દૂર બેઠેલી કુતૂહલથી હસતી, ભાઇની ચેષ્ટાઓને નિહાળતી ઇલા દૃષ્ટિગોચર થાય છે એ ખરું, અને પછી તો કવિ એને કાવ્યમાં વણી પણ લે છે. બીજું બ્હેનની ભાઇ તરફની પ્રીતિમાં જે માર્દવ અને વાત્સલ્ય હોય છે તેનું દર્શન પણ આપણને આ સંગ્રહમાં થાય છે.

સંગ્રહમાંના દરેક કાવ્યનું અવલોકન કરવાનો અત્રે ઉદ્દેશ નથી. પરંતુ આખા ગ્રન્થમાં જરા ઝીણવટથી જોતાં ત્રણ વિભાગ દેખી શકાય છે. એક ઇલાકાવ્યો; બીજો યમલ અને ત્રીજો ભાઇ બ્હેનનો કે ઇલાનો સંબંધ જેમાં પ્રધાન નથી એવાં કાવ્યો. શરુવાતનાં દેવબાલ, દીવાળી, ઇન્દુ, હાલાં, ભવિષ્યવેત્તા, તારા વગેરે કાવ્યો અને બીજાં એવી જ કોટિનાં કેટલાંક કાવ્યોમાં ઇલાની મૂર્તિ સમગ્ર કાવ્યવસ્તુમાં વણાઈ જતી આપણને પ્રત્યક્ષ થાય છે. એ બધાં કાવ્યો જાણે કવિ અને ઇલાનાં એનાં જ હોય અને એ વાંચતાં આપણે એ બન્નેની છૂપી છૂપી રમુજની, સ્નેહોર્મિની વાતો સાભળી જતા હોઇએ એવું લાગે છે. કોઈ કોઈવાર કવિ અતન્ત્ર કલ્પના વિહારમાં ચઢી જાય છે એ ખરું પરન્તુ તેમાં પણ ઇલાને કોઈ નવા પ્રદેશનું દર્શન કરાવવાનો જ ઉદ્દેશ હોય છે. ઇલાની આગળ, વ્હાલી બ્હેન આગળ જગતનાં બધાં તત્ત્વો ધરી દેવાનો ભાઇનો ઉત્સાહ પણ આપણે જોઇ શકીએ છીએ. આમાં કેટલુંક

એવું પણ મળી આવશે કે જે કાવ્યત્વની સાચી કસોટીમાં પાર ન ઉતરે, પરન્તુ તેમાં પણ કવિની ભાવનાના તરંગોની રમત દૃષ્ટિએ પડશે ખરી.

બીજા વિભાગમાં યમલ આવે. યમલમાં ભાઈબ્હેનના જીવનના ચૌદ પ્રસંગોનું ચિત્ર છે અને એ ચૌદ પ્રસંગોમાં જ કવિએ જીવનને સંપૂર્ણ કર્યું છે ખરું. બ્હેન કાંઇ નિરંતર બ્હેન રહેવાની? પણ તે સાથે ભાઈ પણ ભાઈ નથી રહેતો એટલે ભાઈબ્હેનના સ્નેહસૌરભનો વિષય એ આ વિભાગનો અન્ત બને છે. હસતા, રમતા, કલ્લોલ કરતા, કવચિત્ સાથે થતા, કવચિત્ વિયુક્ત થઈ જુદે જુદે માર્ગે જતા બે જળપ્રવાહો અન્તે મહાજલમાં વિલય પામી જાય તેમ બન્નેના "જીવન તંત્રીના સૂર અગમ્ય સંગીતમાં" ભળે છે. ત્રીજા વિભાગમાં 'કંચનજંઘા', 'દર્શન', 'પચ્ચીશી' વગેરે કાવ્યો છે. આ બધાં કાવ્યોમાં ઉપર જણાવ્યા પ્રમાણે ઈલાનું દર્શન બહુ જ આછું થઈ જાય છે. એક સહેલું કાવ્ય છે–'કર્મણ્યે'. આ કાવ્યનો આશય સરળતાથી સમજાય તેમ છે પણ 'કર્મણ્યે' એટલે શું?...છન્દોના પ્રયોગો વિશે બે શબ્દ. પ્રો. ઠાકોરે સોનેટ માટે પૃથ્વીને વિશેષ લાયક ગણ્યો. ઈલાકાવ્યોના લેખકે પૃથ્વી ઉપરાંત બીજા છન્દોના પ્રયોગો પણ સોનેટમાં કર્યા છે, પણ પૃથ્વીમાં અર્થ વહન કરવાની જે શકિત છે તે બીજા ટૂંકા છન્દોમાં નથી દેખાતી એટલે સોનેટ માટે વિશેષ અનુકૂળ છન્દ પૃથ્વી છે એમ ઘણીવાર માની લેવાનું મન થાય છે. બીજા કવિઓએ માત્રામેળ અને અક્ષરમેળ બીજા છન્દોના પ્રયોગો પણ સોનેટમાં કર્યા છે એ લક્ષ બ્હાર નથી છતાં તે બધા જોયા પછી પણ પૃથ્વીનું ગૌરવ મનમાં જડાઈ રહે છે ખરું. 'દર્શન' કાવ્યમાં દ્રુતવિલંબિતનાં છ ચરણ યોજવાથી કાંઈ ખાસ સારસ્ય ઉદ્‌ભવતું લાગતું નથી. સોનેટની રચનાઓમાં અન્ત્ય યમકના નિયમો જાળવવાને પણ કવિએ કાળજી રાખી છે પણ એ અંગ ગુજરાતીમાં પણ ઉતરવું જ જોઇએ એવો આગ્રહ રાખવાની જરૂર નથી.

બીજા ગ્રન્થના કર્તા શ્રી. સુન્દરમ્‌નો પરિચય પ્રસ્થાન, કૌમુદીદ્વારા ઘણાને થયો હશે. ગાંધીજીની પ્રવૃત્તિની નિકટ કવિઓમાંના તે એક છે, એટલે ૧૯૩૦–૩૧ દરમ્યાન લખાયેલાં એમનાં કેટલાંક કાવ્યોમાં આપણા પ્રજાજીવનમાં ઉપસ્થિત થયેલા પ્રસંગોનું દર્શન થાય છે. એમના સર્જનનું ક્ષેત્ર વિશાળ છે. પ્રજાજીવનના કરુણ અને ઉત્સાહપૂર્ણ પ્રસંગોને પણ એમણે સ્પર્શ કર્યો છે. સ્વજીવનના કલ્પનોત્તેજક પ્રસંગો પણ એમણે ચીતર્યા છે. પ્રકૃતિનાં દૃશ્યોમાંથી પણ એમણે પ્રેરણા મેળવી છે. આ પ્રમાણે એમના કાવ્યસંગ્રહમાં વિષયનું વૈવિધ્ય સારું દેખાય છે. આ સંગ્રહમાંના 'બુદ્ધનાં ચક્ષુ', 'કાલિદાસ'ને, 'કવિનો પ્રશ્ન', 'જન્મગાંઠ' 'માનવી-માનવ' અને બીજાં એ પ્રકારનાં કાવ્યોમાં કવિનું જીવન તરફનું દૃષ્ટિબિન્દુ જોઇ શકાય છે. માનવજીવનમાં જે ઊણપ કવિ જુએ છે તેથી જાણે એનું દિલ સદા યે તપતું રહે છે અને એની ઉષ્ણતા કવિતાની કેટલીક પંક્તિઓમાં આપણે અનુભવી શકીએ છીએ. છતાં આ કરુણતામાં કોઇ કોઇવાર આશાની તેજરેખા પણ ચમકે છે ખરી, અને વસ્તુતઃ આપણે અનુભવીએ પણ છીએ કે જીવનમાં વિષાદ પ્રધાન હોય ત્યારે પણ વિષાદમય જ તે હોય એવું બનતું નથી. એક સૂર પ્રધાન હોવા છતાં વિવિધ સૂરની મીલાવટ તેમાં આપણે

પ્રત્યક્ષ કરીએ છીએ એટલે માનવજીવનમાં વ્યાપેલી અસંબદ્ધતા, સ્વાર્થમયતા વગેરે આપણે અવલોકીએ તે છતાં કાવ્યપ્રણાશ તરફ આપણે એકદમ સરી જતા નથી

'વેરણ મીંદડી', 'ભંગડી', 'માગણ', 'ત્રણ પાડોશી' ઈત્યાદિ કાવ્યોનો ખાસ ઉલ્લેખ કરવાની જરૂર છે. આ લેખકનો બીજો પણ એક સંગ્રહ બહાર પડયો છે તે " કોયા ભગતની કડવી વાણી ". એ સંગ્રહમાં જીવનની વિચિત્રતાઓ માટે ઇશ્વરને ફરિયાદો નોંધાયેલી છે. આ બધાં કાવ્યોનું નિરીક્ષણ કરતાં એક વસ્તુ આપણા લક્ષમાં આવે છે. સમસ્ત માનવજીવન તરફ દૃષ્ટિપાત કરતાં જીવનનાં વિવિધ સ્વરૂપો આપણે જોઇ શકીએ છીએ તેમાં જે કોટિમાં આપણે જીવતા હોઇએ અથવા જે કોટિનું જીવન જીવવા આપણે ઝંખતા હોઇએ તે જીવન તરફ આપણું આકર્ષણ વિશેષ થાય છે અને તેના સંસ્કાર આપણી કલ્પના અને બુદ્ધિપર પડે છે. ઇતર કોટિનાં જીવન અસ્તિત્વમાં છે કે નહિ તે જાણવાની પણ ઘણીવાર આપણે પરવા કરતા નથી. ગાંધીજીની પ્રવૃત્તિનું એક સબળ પરિણામ તે જીવનસમન્વય. ગરીબમાં ગરીબ ગણાતા, આપણે જ જાણી શકીએ એવી રીતે નિર્વાહ કરતા અનેક જીવનનો પરિચય સાધવા અને તેને પોતાની વાણીમાં ઉતારવાનો પ્રયાસ આ યુગમાં થયો છે. શ્રી. સુન્દરમ્‌નાં પણ આવાં થોડાં કાવ્યો આ સંગ્રહમાં છે. પરંતુ એક સૂક્ષ્મ પ્રશ્નની ચર્ચા કરવાની અત્રે જરૂર છે. આવાં કેટલાંક કાવ્યોમાં અમુક પ્રવૃત્તિને ઉત્તેજવા માટે કવિતાનો-પદ્યનો ઉપયોગ કરવામાં આવ્યો છે એવું જણાય ત્યારે ? આવી કોટિનાં નર્મદનાં કાવ્યોના શા હાલ થયા છે તે આપણે જાણીએ છીએ. શ્રી. સુન્દરમ્ પણ કવિતાનો એવો ઉપયોગ કરતાં સાવધ રહે એ ઇષ્ટ છે. નર્મદમાં આ વસ્તુ પ્રધાન હતી, શ્રી. સુન્દરમ્‌માં તેમ નથી એ ખરું તથાપિ એવા પ્રયોગોમાં કવિની ખાસ વિશિષ્ટતા કાંઈ નથી એ સમઝવાની જરૂર છે.

વિચાર અને કલ્પનાના વાહન તરીકે કવિએ અક્ષરમેળ છન્દો તેમજ ગેય પદબન્ધોનો ઉપયોગ કર્યો છે. ગેય પદબન્ધોમાં સામાન્ય રીતે દરેક કોટિના મનુષ્યોને પરિચિત હોય એવા લય એમણે પસંદ કર્યા છે અને આ સંગ્રહમાં તો એવાં કાવ્યોનું પ્રમાણ પણ ઓછું છે. છન્દોબદ્ધ કાવ્યોમાં પણ છન્દનું વૈવિધ્ય આપણને જણાય છે તેમાં કોઈ કોઈ નવા પ્રયોગો પણ લક્ષ ખેંચે છે. 'સ્વ. શંકર દત્તાત્રેય પાડકને' કાવ્યમાં વપરાયેલી છન્દો-રચનામાં ઉપજાતિ અને વસંતતિલકાનું સુભગ મિશ્રણ છે. છન્દોના પ્રયોગોના જમાનામાં આપણે અત્યારે છીએ અને સંસ્કૃત કાવ્ય સાહિત્યમાં જેમ છન્દોનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો છે તેમ આપણા સાહિત્યમાં પણ થાય અને આપણે નવા વિવિધ ભાવોનું સંપૂર્ણ દર્શન કરાવી શકે એવા કોઇ કોઇ છન્દો પ્રાપ્ત કરતા રહીએ એનો સંભવ છે ખરો, અને આવા આવા પ્રયોગોમાં જ એનું બીજારોપણ છે. છન્દોરચનામાં અન્ત્ય યમક માટે ભાઈ સુન્દરમ્ ખાસ આગ્રહ રાખતા હોય એવું લાગે છે. આવા ખાસ આગ્રહને પરિણામે શબ્દ પ્રયોગમાં ઘણીવાર કૃત્રિમતા આવી જાય છે અને ભાવ કે વિચારને એકત્ર ગણીને આપણે કવિતાને અવલોકીએ ત્યારે અન્ત્ય યમકને ક્યાં સ્થાન રહે છે? શ્રી. સુન્દરમે પણ સોનેટ લખ્યાં છે અને પૃથ્વીછન્દનો સારા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે. અત્યારની કાવ્ય પ્રવૃત્તિ

જોતાં સૉનેટનું ભાવિ ગુજરાતમાં ઉજ્જવળ હોય એમ જણાય છે. હા, અંગ્રેજી સાહિત્યનાં બધાં યે બંધનો સર્વાંશે ગુજરાતમાં ઊતરે એવો આગ્રહ રાખનારને કદાચ નિરાશા સાંપડે ખરી.

હવે અત્યારના કવિતા સાહિત્યનો નહિ તો આ બન્ને કાવ્યગ્રન્થોનો પ્રધાન સૂર કિયો ? જીવનનો ઉલ્લાસ ? ખચિત નહિ. ઇલા કાવ્યોમાં અપૂર્ણ આશાઓ, 'અશ્રુપાત,' 'રુદન' છે ; 'કાવ્ય મંગલા'માં પણ 'વિદાય,' 'સ્વપ્નભંગ,' 'ધખના' છે. આ બે ગ્રન્થો ઉપરથી અર્વાચીન સમગ્ર કવિતા સાહિત્યનો પ્રધાન સૂર નક્કી કરવાની આપણે ઉતાવળ ન કરીએ, પરંતુ અર્વાચીન કવિતા સાહિત્યમાં આ બે ગ્રન્થોનું સ્થાન પણ છે એટલે એ અવલોકયા વગર અર્વાચીન કવિતા સાહિત્યના પ્રધાન સૂરનો કોઇ નિર્ણય કરે તો તેમાં પણ ઉતાવળ છે.

આપણા કવિતા સાહિત્યની વેલ હમણાં હમણાંમાં પાંગરવા માંડી છે તેમાં વિવિધ પુષ્પો પણ દષ્ટિએ પડે છે એ વિકાસમાં આ બન્ને કવિઓનું સ્થાન છે અને પોતાનું સાચું ધ્રુવપદ પ્રાપ્ત કરતાં પહેલાં આ બન્ને કવિઓ ગુજરાતને અનેક નવી ભાવનાઓથી ભરી દે એ આશા સાથે આ લઘુદર્શન બંધ કરું છું.

મા.........સ.

---

# સ્વીકાર

**લોપામુદ્રા**—પ્રથમખંડ. લેખક, કનૈયાલાલ મુનશી.
પ્રકાશક, જીવનલાલ અમરશી મહેતા. કિમ્મત રૂ. ૧-૦-૦.

**પીળાં પલાશ**—લેખક, કૃષ્ણલાલ શ્રીધરાણી. પ્રકાશક, દક્ષિણામૂર્તિ કાર્યાલય.

**ગિરૂ હિરક ગ્રન્થિકા**—સંપાદક, યજ્ઞેશ હ. શુકલ.
પ્રકાશક, શ્રી સુરત અ. મો. બ્રા. વિ. સભા. મૂલ્ય રૂ. ૧.

**ફોરમ**—લેખક, શારદાપ્રસાદ વર્મા. પ્રકાશક, યુગાન્તર કાર્યાલય, કિમ્મત બે આના.

**તાસેર દેશ**—મૂળ લેખક, રવિન્દ્રનાથ ટાગોર. અનુવાદક, પિનાકિન્ ત્રિવેદી.
કિમ્મત બાર આના.

# ઇવ્હેન બૂનીન

(લેખકઃ યજ્ઞેશ હ. શુકલ)

૧૯૩૩નું સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક મેળવનાર ઇવ્હેન બૂનીન મશહૂર રશિયન સાહિત્યકાર છે અને અત્યારના બોલ્શેવિક રાજ્યકાળમાં તે પિતૃભૂમિમાંથી દેશપાર થએલો છે. તેને દેશપાર કરવાનું કારણ બોલ્શેવિકોની બૌદ્ધિક ગુલામીનો અસ્વીકાર કરવાનું છે. તેની સાહિત્ય સેવાથી તેઓ સુપરિચિત છે. તેઓના મત મુજબ તો આ પારિતોષિક તેને ઘણું વહેલું મળવું જોઇતું હતું. તે ગમે તેમ હોય, મોડી મોડી પણ તેની આ રીતે કદર થઈ છે તે ગૌરવ લેવા જેવું છે. પારિતોષિકની જાહેરાત થયા પછી કેટલાય દિવસો વીતી ગયા છે છતાં બૂનીન માટે સામાન્ય જનતા ઘણું ઓછું જાણી શકી છે. આશ્ચર્યની બીના તો એ છે કે લંડનનાં જાણીતાં વર્તમાનપત્રોએ પણ તેને માટે કાંઇ ખાસ લખ્યું નથી. કદાચ, તે રશિયન છે એ બીના આને માટે કારણભૂત હોય, હિન્દુસ્તાનનાં પત્રોમાં પણ એકાદ બે અપવાદરૂપ મરાઠી ગુજરાતી પત્રોમાં તેને વિષે થોડીક માહિતી આ લખાય છે તે દરમ્યાન પ્રકટ થવા પામી છે.

ઇવ્હેન બૂનીનની સાહિત્યસેવા કવિ તરીકેની અને નવલકથાકાર તરીકેની છે. અને તેની સાહિત્યસેવાનું પ્રધાન લક્ષણ દલિતવર્ગનું સચોટ આલેખન છે. બૂનીનની કલમ પીડિતોની, દલિતોની વિટંબણાઓનાં તાદશ આલેખન પાછળ જ હમેશાં ચાલી છે. દલિતો તરફ સહાનુભૂતિ એ તેની સાહિત્યસેવાનું મુખ્ય ધ્યેય છે.

રશિયામાં આવેલાં વોરોનેઝ ગામમાં ઇ. સ. ૧૮૭૦ માં તેનો જન્મ થયો હતો. આખા રશિયાને પોતાની કવિતાથી ડોલાવનારા કવિ ઝુકોવ્હસ્કીના વંશમાં તે જન્મ્યો હતો. ઝુકોવ્હસ્કી બૂનીન પહેલાં સો વર્ષ થઈ ગયો. અને ઝુકોવ્હસ્કીની કવિતાનું ડોલન જાણે બૂનીનમા વારસામાં ઊતરી આવ્યુ હોય એમ તેની કવિ તરીકેની શરૂઆતની કારકીર્દી ઉપરથી જણાઈ આવે છે. છેક નાનપણથી બૂનીન કુદરતનો પ્રેમી હતો, અને તેનો એ પ્રેમ કેટલો ઉત્કટ હતો તે જણાવવા માટે એક નાનો પ્રસંગ નોંધવા જેવો છે. બાલ્યવયમાં, એક મધરાતે તેને જિજ્ઞાસા થઇ આવી. પુષ્પો કેમ ખીલતાં હશે ? તેમાં સુગંધ ક્યાંથી આવતી હશે ? માત્ર જિજ્ઞાસા કરીને તે બેસી રહે એમ ન હતું. મધ્યરાત્રે, માતાપિતાને નિદ્રાધીન હાલતમાં જ મૂકીને બૂનીન ઘરમાંથી બહાર નીકળ્યો. વરસતા બરફમાં તે બાગમાં ગયો અને ફૂલઝાડોનું નિરીક્ષણ કરતાં, સખત બરફ પડવાને લીધે તે ત્યાં પટકાઈ પડયો. સવારે તેને મરણતોલ હાલતમાં ઘરમાં લાવવો પડયો. કુદરતના આવા પ્રેમીની કૃતિઓમાં પણ નિસર્ગનું તાદશ અને તલસ્પર્શી આલેખન દૃષ્ટિગોચર થાય તેમાં શું આશ્ચર્ય !

સામાન્ય રીતે બને છે તેમ ઇવ્હેન બૂનીનની સાહિત્ય સેવા કવિતા લેખનથી થઈ હતી એટલુંજ નહિ પણ નવલકથાકાર તરીકે તે પોતાની સાહિત્ય સેવાની શરુઆત કરે તે પહેલાં તે પ્રતિભાશાળી કવિ પૂરવાર થઈ ચૂકયો હતો.

૧૯ વર્ષનો તરુણ બૂનીન મોસ્કોની વિદ્યાપીઠમાં અભ્યાસ કરતો હતો. એ અરસામાં તેના કાવ્યોનો સંગ્રહ પ્રસિદ્ધ થયો અને એ સંગ્રહ પ્રસિદ્ધ થતાં જ બૂનીન પ્રતિભાશાળી

કવિ તરીકે દીપી આવ્યો. સમર્થ વિદ્વાનો તેના કાવ્યો પર મુગ્ધ થયા. જીવનના નાજુકમાં નાજુક પ્રશ્નોનો ઉકેલ કરવાની બૂનીનની શૈલી એટલી અભિનવ અને આકર્ષક હતી કે, 'રશિયન લીટરરી એકેડેમી'એ આ તરુણ સાહિત્યકારને 'પુશ્કીન પારિતોષિક' આપ્યું. આટલી નાની વયમાં આવી પ્રતિભા બતાવી આવી કદર મેળવનારા સાહિત્યકારો ભાગ્યે જ હશે!

'પુશ્કીન પારિતોષિક' મળવાથી બૂનીનમાં નવું જોમ આવ્યું. તેના સાહિત્ય કાર્યમાં વિશેષ વેગ આવ્યો અને તેણે પોતાની સેવાનું ક્ષેત્ર વિસ્તાર્યું. કવિતાનું ક્ષેત્ર છોડીને તેણે નવલકથાના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને એ ક્ષેત્રમાં તેને એટલો મોટો વિજય મળ્યો કે, કવિ તરીકે તે ભૂલાયો અને નવલકથાકાર તરીકે પંકાયો. બૂનીનની નવલકથાઓ માત્ર એક જ દેશના સંકુચિત પ્રદેશમાં સંકડાઇ રહી નથી. માત્ર રશિયાનાં સૃષ્ટિસૌન્દર્યની કે રશિયન સમાજજીવનના વિવિધ પ્રશ્નોની જ ચર્ચામાં તેની નવલકથાઓની પરિસમાપ્તિ થતી નથી. રશિયા બહારના પ્રદેશો પણ તેની નવલકથાઓમાં આદરનું સ્થાન પામ્યા છે. 'Brothers' નામની તેની નવલકથાનો નાયક સિંહલી યુવક છે અને એ નવલકથામાં સીલોનના કોલંબો તેમજ અન્ય પ્રદેશોનું હૃદયંગમ વર્ણન કરવામાં આવેલું છે.

સાહિત્ય સેવામાં બૂનીને મેક્સીમ ગોર્કીના પંથનું અનુસરણ કર્યું છે. ઇ. સ. ૧૮૯૩ માં એટલે કે ૨૩ વર્ષની વયે બૂનીન મેક્સીમ ગોર્કીએ સ્થાપેલ સંસ્થા 'જનાની પબ્લીશીંગ હાઉસ'નો સભ્ય બન્યો. રશિયાના તે સમયના ઉગતા લેખકોના અડ્ડા સમાન આ સંસ્થા હતી. એન્ડ્રુવ્હ અને બીજા કેટલાય તરુણ સાહિત્યકારોની કૃતિઓ આ સંસ્થાદ્વારા પ્રકાશ પામેલી છે. ઇ. સ. ૧૯૦૯ માં બૂનીનને 'રશિયન એકેડેમી ઓફ સાયન્સ'ના માનદ એકેડેમીશીયન તરીકે નીમવામાં આવ્યો અને તે પછીના જ વર્ષે એટલે ઇ. સ. ૧૯૧૦ માં બૂનીનની પ્રથમ નવલકથા The 'Village' પ્રકટ થઇ. આ નવલકથા પ્રકટ થતાં જ નવલકથાકાર તરીકેની તેની પ્રતિભાથી પણ લોકો મુગ્ધ થઇ ગયા. એ નવલકથા સંબંધમાં એક વિવેચકે તો એવા શબ્દો ઉચ્ચાર્યા હતા કે 'It is one of the sternest, darkest and bitterest of books in Rusian literature' દરિદ્રતાને લીધે મનુષ્યમાં રહેલી સર્વે કોમળ વૃત્તિઓના ચૂરેચૂરા કેમ થઇ જાય છે તેનું આ નવલકથામાં સચોટ વર્ણન કરવામાં આવેલું છે અને વાંચનારનાં હૃદયને એ નવલકથાનું ચિત્રાલેખન પીગળાવી નાખે છે. 'The Viilage' ના જેટલી જ તેની બીજી બે નવલકથાઓ 'Sukhodal' અને 'A Goodly Life' પણ ઉચ્ચ પ્રકારની નવલકથાઓ છે. 'Sukhodal' નવલકથા યુરોપીય સાહિત્યમાં, કેટલીક વિશિષ્ટ બાબતોમાં અદ્વિતીય લેખાય છે. બૂનીન વાસ્તવવાદી સાહિત્યસર્જક છે. સમાજનાં અનિષ્ટોને નિરર્થક બહાર લાવવાને બદલે તેણે, સમાજનાં એ અનિષ્ટો પર વેધક પ્રકાશ પાડયો છે. છતાં ૧૯૨૩ માં 'The Village' અંગ્રેજીમાં પ્રકાશ પામી. તે પછી 'A Gentleman from San Fransisco' નામની તેની નવલકથા પણ ઘણી લોકપ્રિય થઈ પડેલી છે.*

* અંગ્રેજી અને મરાઠી ઉપરથી સંકલિત.

# ૧૧ મા,—લાઠીના ગુજરાતી સાહિત્યપરિષદ્—સંમેલનના પ્રમુખપદેથી અપાયલું વ્યાખ્યાન.

(તા. ૩૧-૧૨-૩૩, રવિવાર, લાઠી)

**પ્રમુખઃ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,**
એમ. એ. એલએલ. બી.

**આભારદર્શન**

**મહેરબાન ઠાકોરસાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના અગીઆરમા સંમેલનના સત્કારમંડળે સંમેલનના પ્રમુખ તરીકે મારી ચૂંટણી કરી છે અને તેને આપ સર્વેએ બહાલી આપી છે તે બદલ હું તેમનો તથા આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. સાથે સાથે મારા પોતાના દૃષ્ટિબિંદુથી જોતાં મારે એ જણાવવું જોઇએ કે મને સંમેલનના પ્રમુખપદે સંવરવામાં સત્કારમંડળે, તથા તેને બહાલી આપવામાં આપ સૌએ મારી યોગ્યતાને બદલે મારી પ્રત્યેના પક્ષપાતને અગ્રસ્થાન આપી પ્રસ્તુત ઠરાવ કર્યો છે. પક્ષપાતી ઠરાવ એ ખરો ઇનસાફ કહેવાય નહીં, અને એ ઠરાવ સામે મારે અપીલ નોંધાવવી હોય તો તે ક્યાં નોંધાવવી તે બાબત હું ગુચવણમાં પડ્યો છું: કારણ સત્કાર-મંડળના ઠરાવ સામે હું આપ સર્વેની પાસે અપીલ નોંધાવી તે ઠરાવ ફેરવવા માગણી કરી શકત, પરંતુ આપ સર્વેએ પણ તેને બહાલી આપી છે, તો હવે મારે માત્ર આખા ગુજરાતનાં વિદ્યારસિક બ્હેનો ને ભાઇઓ પાસે બીજી-સેકન્ડ અપીલ નોંધાવવાની રહી: તે હું નોંધાવું છું. જો તેઓ પણ એ ઠરાવ બહાલ રાખશે તો હું હાર્યો કહેવાઇશ. જો બહાલ ન રાખતાં મારી યોગ્યતા ને પાત્રતા વિરુદ્ધ ફેંસલો આપશે તો હું જિતીશ: કારણ તેઓ અને હું એકમતના થઇશું; એટલે જો મારી યોગ્યતા ન હોવાને લીધે આ પ્રમુખપદનાં અંગની ફરજો તથા જવાબદારી સારી રીતે અદા ન કરી શકો હોઉં તો તેનો ભાર,—તે બદલ ઠપકો—મારે શિર ન રહેતાં મને ચૂંટનારા ઉપર રહેશે. એ બાબત સ્હેજ પણ મારી ખુશીપર રહેવા દીધી હોત તો હું તે માથે લેવાની ચોખ્ખી ના કહેત, અને તે પણ માત્ર શિષ્ટાચાર ખાતર નહીં, પણ મારું અંતઃકરણ તેની ના પાડતું હોવાથી જ.

**શોકદર્શન**

૨ આપણું કાર્ય શરૂ કરતાં પહેલાં છેલ્લા સંમેલન અને હાલના સંમેલન વચ્ચેના ગાળામાં જે સાહિત્યરસિક અને દેશોદ્ધારના રણક્ષેત્રમાં ઘૂમનાર વ્યક્તિઓ સ્વર્ગસ્થ થઇ છે તેમના અવસાન બદલ તથા આપણને ગયેલી ખોટ માટે આપણા સંમેલન તરફથી અંતઃકરણ-પૂર્વક શોક દર્શાવવાની હું તમારી રજાથી આ તક લઉં છું.

(અ) સદ્‌ગત વિઠ્ઠલભાઇ પટેલ મારા જૂના મિત્ર હતા. તેઓ સાહિત્યના ક્ષેત્રમાં ઘૂમ્યા નથી, એ વાત ખરી છે, પરંતુ એ સંકુચિત ક્ષેત્રમાં કેદ થઇ રહેવું સ્વભાવતઃ જ તેમને માટે અશક્ય હતું. તેમના સ્વભાવને તો રાજકીય ક્ષેત્ર જેવું વિસ્તૃત ક્ષેત્ર જ માફક હતું. તે ક્ષેત્રમાં લડી તેમને દેશોદ્ધાર કરવો હતો. દેશના ઉદ્ધાર વડે સાહિત્યનો ઉદ્ધાર છે, કારણ જો દેશ

સ્વતંત્ર તેનું સાહિત્ય સ્વતંત્ર, એટલે દેશના ઉદ્ધારપર સાહિત્યનો ઉદ્ધાર અવલંબે છે. કેવળ સાહિત્યપ્રવૃત્તિમાં જ મચ્યા રહેનારાઓ તેમને પોચા ને ઢીલા લાગતા. છતાં જો તેમનો મનોરથ પાર પડયો હોત, તો એ પોચી ને ઢીલી વ્યક્તિઓ પર પણ તેમની કૃત્તિનો પ્રત્યાઘાત થતાં તે પણ કઠણ ને રીઢી બનત. એમના અવસાનથી દેશને, અને ખાસ કરીને આપણા પ્રાંતને, ન પૂરી શકાય એવી ખોટ પડી છે. જેની ખોટ દેશને લાગે, પ્રાંતને લાગે તેની સાહિત્યને પણ લાગે: કારણ અમુક પ્રાંત યા દેશનું સાહિત્ય તે પ્રાંત યા દેશની હિલચાલથી વિરક્ત રહી શકતું નથી. ઇશ્વર એમના આત્માને શાન્તિ આપો!

(ખ) સ્વર્ગસ્થ મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળાને અંજલિ આપ્યા સિવાય મારાથી કે આપનાથી કેમ રહેવાય? મારો ને એમનો સંબંધ જૂનો હતો. તેનાથીએ વધારે જૂનો સંબંધ એમના અને મારા કુટુંબનો હતો. એમના પિતાશ્રી અને મ્હારા પિતાશ્રી, બંને આપણા પ્રદેશમાં નવી પદ્ધતિએ અપાતી કેળવણીનાં રોપાએલાં બીજને પાણી પાઇ ઉછેરનાર જે ગણ્યાગાંઠયા તે વખતના કેળવણીકારો હતા, તેમાં સાથે કાર્ય કરનાર મિત્રો હતા. ભાઇ મટુલાલ આપણા સાહિત્યને ખીલવવા માટે લાગણીપૂર્વક મચ્યા રહેતા અને તે કાર્યમાં તેમને સહકાર આપવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એમનાં આદરેલાં એ શુભ કાર્યો અધૂરાં નહીં રહે અને નાતાલ સુધીમાં અમે તે પૂરાં કરી નાંખીશું એવી મને ખાત્રી હતી. વળી પોતે હાલ તરતમાં જ યુનીવરસીટીના ફેલો તરીકે ચૂંટાઇને આવ્યા હતા. એટલે ત્યાં પણ જે થોડા ઘણા ગુજરાતીઓ છે તેઓ સર્વે સંમત થઈ કાંઇ ઉપયોગી દિશામાં કામ કરીશું, એવી આશા હતી. પણ એ બધી આશાઓ એમના અકાળ અને એકાએક આકસ્મિક અને અણધાર્યાં અવસાનથી ધૂળમાં મળી ગઇ. એમની સાહિત્યસેવાઓ અમૂલ્ય હતી. એમના વકતવ્યથી એમણે આપણાં માસિકોમાં એક અનેરી છાપ પાડી હતી. "સાહિત્ય" માસિક એમનું સદાયનું સ્મરણચિહ્‌ન રહી એક નિખાલસ સ્વભાવનો સાહિત્યવિલાસી શું શું કહી શકે છે તેની હમ્મેશ યાદ આપતું રહેશે. "સાહિત્ય" ઉપરાંત પણ રા. મટુભાઇની સાહિત્યસેવા ઘણી કીમતી હતી. ઇશ્વર એમના આત્માને શાન્તિ આપો.

(ક) આપણા પારસીભાઇઓ મી૦ કાવસજી હોદીવાળા, મી. જી. કે. નરીમાન, સર જીવણજી જમશેદજી મોદી, એમના આત્માને આપણે સૌ અંજલિ આપીએ છીએ. એ ત્રણે કલમબાજ જરથોસ્તીભાઇઓ સંસ્કૃતના સારા અભ્યાસી હતા. તે ઉપરાંત ઠેઠ સુધી તેઓ ગુજરાતી સાહિત્યપ્રત્યે મમતા દેખાડી હમ્મેશ તેની બહેતરી ઇચ્છતા. સંસ્કૃતના જ્ઞાનને લીધે ગુજરાતી શૈલીપર એમનો સારો કાબૂ હતો અને એઓ ગુજરાતી સાહિત્ય માટે જે કાંઇ કરી ગયા છે તે અલબત્ત મૂલ્ય વિનાનું નથી. ઇશ્વર એમના રૂહને શાંતિ બક્ષો.

(ડ) મર્હૂમ પીરોજશાહ જહાંગીર મર્ઝબાન જેઓ 'પીજામ' ને નામે ઓળખાતા અને જેઓ "જામે" ના અધિપતિ, બાહોશ અધિપતિ, હતા, તેઓ પારસી ગુજરાતી પત્રકાર તરીકે અને રમુજી વાર્તાઓ વગેરેના લેખક તરીકે મશહૂર થઇ ગયા છે. તેમના મૃત્યુથી સારા ગુજરાતી પત્રકારોની સંખ્યા ઘટતાં એ દિશામાં ઘણી મોટી ખોટ આવી છે.

સ્વતંત્ર તેનું સાહિત્ય સ્વતંત્ર, એટલે દેશના ઉદ્ધારપર સાહિત્યનો ઉદ્ધાર અવલંબે છે. કેવળ સાહિત્યપ્રવૃત્તિમાં જ મચ્યા રહેનારાઓ તેમને પોચા ને ઢીલા લાગતા. છતાં જો તેમનો મનોરથ પાર પડયો હોત તો એ પોચી ને ઢીલી વ્યક્તિઓ પર પણ તેમની દેશસ્નેહનો પ્રત્યાઘાત થતાં તે પણ કઠણ ને રીઢી બનત. એમના અવસાનથી દેશને, અને ખાસ કરીને આપણા પ્રાંતને, ન પૂરી શકાય એવી ખોટ પડી છે. જેની ખોટ દેશને લાગે, પ્રાંતને લાગે તેની સાહિત્યને પણ લાગે: કારણ અમુક પ્રાંત યા દેશનું સાહિત્ય તે પ્રાંત યા દેશની હિલચાલથી વિરક્ત રહી શકતું નથી. ઇશ્વિર એમના આત્માને શાન્તિ આપો!

(બ) સ્વર્ગસ્થ મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળાને અંજલિ આપ્યા સિવાય મારાથી કે આપનાથી કેમ રહેવાય? મારો ને એમનો સંબંધ જૂનો હતો. તેનાથીએ વધારે જૂનો સંબંધ એમના અને મારા કુટુંબનો હતો. એમના પિતાશ્રી અને મ્હારા પિતાશ્રી, બંને આપણા પ્રદેશમાં નવી પદ્ધતિએ અપાતી કેળવણીનાં રોપાએલાં બીજને પાણી પાઇ ઉછેરનાર જે ગણ્યાગાંઠયા તે વખતના કેળવણીકારો હતા, તેમાં સાથે કાર્ય કરનાર મિત્રો હતા. ભાઇ મટુલાલ આપણા સાહિત્યને ખીલવવા માટે લાગણીપૂર્વક મચ્યા રહેતા અને તે કાર્યમાં તેમને સહકાર આપવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એમનાં આદરેલાં એ શુભ કાર્યો અધૂરાં નહીં રહે અને નાતાલ સુધીમાં અમે તે પૂરાં કરી નાંખીશું એવી મને ખાત્રી હતી. વળી પોતે હાલ તરતમાં જ યુનીવરસીટીના ફેલો તરીકે ચૂંટાઇને આવ્યા હતા. એટલે ત્યાં પણ જે થોડા ઘણા ગુજરાતીઓ છે તેઓ સર્વે સંમત થઈ કાંઇ ઉપયોગી દિશામાં કામ કરીશું, એવી આશા હતી. પણ એ બધી આશાઓ એમના અકાળ અને એકાએક આકસ્મિક અને અણધાર્યા અવસાનથી ધૂળમાં મળી ગઇ. એમની સાહિત્યસેવાઓ અમૂલ્ય હતી. એમના વક્તવ્યથી એમણે આપણાં માસિકોમાં એક અનેરી છાપ પાડી હતી. "સાહિત્ય" માસિક એમનું સદાયનું સ્મરણચિહ્ન રહી એક નિખાલસ સ્વભાવનો સાહિત્યવિલાસી શું શું કરી શકે છે તેની હમ્મેશ યાદ આપતું રહેશે. "સાહિત્ય" ઉપરાંત પણ રા. મટુભાઇની સાહિત્યસેવા ઘણી કીમતી હતી. ઇશ્વર એમના આત્માને શાન્તિ આપો.

(ક) આપણા પારસીભાઇઓ મી૦ કાવસજી હોદીવાળા, મી. જી. કે. નરીમાન, સર જીવણજી જમશેદજી મોદી, એમના આત્માને આપણે સૌ અંજલિ આપીએ છીએ. એ ત્રણે કલમબાજ જરથોસ્તીભાઇઓ સંસ્કૃતના સારા અભ્યાસી હતા. તે ઉપરાંત ઠેઠ સુધી તેઓ ગુજરાતી સાહિત્યપ્રત્યે મમતા દેખાડી હમ્મેશ તેની બહેતરી ઇચ્છતા. સંસ્કૃતના જ્ઞાનને લીધે ગુજરાતી શૈલીપર એમનો સારો કાબૂ હતો અને એઓ ગુજરાતી સાહિત્ય માટે જે કાંઇ કરી ગયા છે તે અલબત્ત મૂલ્ય વિનાનું નથી. ઇશ્વર એમના રૂહને શાંતિ બક્ષો.

(ડ) મર્હૂમ પીરોજશાહ જહાંગીર મર્ઝબાન જેઓ 'પીજામ' ને નામે ઓળખાતા અને જેઓ "જામે" ના અધિપતિ, બાહોશ અધિપતિ, હતા, તેઓ પારસી ગુજરાતી પત્રકાર તરીકે અને રમુજી વાર્તાઓ વગેરેના લેખક તરીકે મશહૂર થઇ ગયા છે. તેમના મૃત્યુથી સારા ગુજરાતી-પત્રકારોની સંખ્યા ઘટતાં એ દિશામાં ઘણી મોટી ખોટ આવી છે.

**સ્વ. મટુભાઈ:** મટુભાઈ એટલે 'સાહિત્ય' અને 'સાહિત્ય' એટલે મટુભાઇ. આ વાસ્તવિક ખરું, પણ 'સાહિત્ય'ની બ્હાર પણ મટુભાઈની અનેક પ્રવૃત્તિઓ હતી. વાણિયાની વ્યાવહારિક બુદ્ધિ એમનામાં હતી, પણ સાથે સાથે ભાવનાવાદી અને સ્વપ્નદ્રષ્ટા પણ એ હતા. એમની ભાવનાઓ અને સ્વપ્નાંઓ ફળ્યાં ન ફળ્યાં એ જુદી વાત છે. એમનામાં એ સેવવાની શક્તિ હતી, અને આજીવન એ સાધવા એમણે ભગીરથ પ્રયત્નો કર્યા એજ એમની મહત્તા પૂરવાર કરવા પૂરતું છે. પોતે મહાન લેખક ન હતા, વિરાટ વિચારક ન હતા, મહાત્મા ન હતા, પણ કર્તવ્યનિષ્ઠ અને સેવાભાવી હતા. તટસ્થ, ઉદાર અને ખંતીલા હતા. એમણે ગુજરાતને વિચારવન્તુ નહિ કર્યું હોય, છતાં પિતાને પગલે અનુસરી ગુજરાતને વાંચતું બનાવવા મરણપર્યન્ત યથાશક્તિ પ્રયાસો એમણે કર્યા છે. એમનો જીવનદીપક અચાનક બુઝાતાં 'સાહિત્ય' નો પ્રકાશ પણ સદાકાળ માટે ગુજરાત ઉપરથી ઊડી જાય એ સવિશેષ શોકજનક.

**સ્વ. મોતીલાલ ઝવેરી:** માનવ જગતની બ્હાર પણ અણદીઠાં અનેક પુષ્પો જીવન સૌરભ અને સૌન્દર્ય પ્રસરાવી ખરી જાય છે. માનવની દૃષ્ટિ પણ ના પ્હોંચે-ત્યાં પૃથ્વીના તળમાં અનેક અણપારખ્યાં રત્નો પોતાનો પ્રકાશ પાડે છે. સ્વ. મોતીલાલ આવાજ એક રત્ન હતા. જીવનભર કીર્તિ માટે એમણે નિઃસ્પૃહીપણું બતાવ્યું છે, પોતે સાહિત્યકાર ન હતા છતાં સાહિત્યના ઊંડા અભ્યાસી હતા, અને પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં નિષ્ણાત હતા. વિદ્વાન પિતા પાસેથી વારસામાં મળેલા સંસ્કાર લઘુ બન્ધુ રા. કૃષ્ણલાલ ઝવેરીને પ્રેરવામાં વાપરવામાંજ એમણે જીવનને કૃતકૃત્ય થયું માન્યું હતું, એમાંજ એ આત્માની મહત્તા.

**ટાગોર સપ્તાહ:** નર્મદજયન્તી પ્રસંગે 'રંગલીલા' જોઇ અપૂર્વ આનન્દ અને સન્તોષ થયાં. ગુજરાત વીરપૂજા શીખ્યું—શીખવા માંડ્યું છે, એ વાત તો જૂની થઇ. પણ ગુજરાત કલા શું તે પણ સ્હમજે છે, કલાનો સાત્વિક આનન્દ માણી શકે છે એ તો કવિવર મુંબાઈ આવ્યા ત્યારેજ સ્હમજાયું. એ સકળલલિતકલાના આચાર્યનાં દર્શન-શ્રવણનો લાભ સ્વપ્નાં સમાન લાધ્યો ને સ્વપ્નવત્ એ પ્રતિભા મુંબાઇને ઘેલું કરી ગઈ, પણ પાછળ અનેક લીલાં સ્મરણો મૂકતી ગઇ.

ટાગોર સપ્તાહ દરમ્યાન બે વ્યાખ્યાનો, ચિત્ર પ્રદર્શન અને બે નાટકો એટલી સામગ્રી દ્વારા એમનો પરિચય થયો. સ્થળ સંકોચ અને એ વિષયનાં પૂરેપૂરાં જ્ઞાનના અભાવે વિશેષ બોલવાનો અધિકાર હમને પ્રાપ્ત થતો નથી. મોડર્ન રિવ્યુમાં છપાયેલાં ચિત્રોની મુજપ્રત જોતાં જૂદીજ છાપ પડી. સામાન્ય મનુષ્યને શાહીના ડાઘા ડપકાનો ખ્યાલ આપે એવા ચિત્રોમાં કલારસિકને અલ્પપ્રયાસે જરુર અદ્ભુત ભાવનિરૂપણ થયેલું લાગે. આ ઉપરાંત શાન્તિ-નિકેતનના હુન્નર ઉદ્યોગ વિભાગનો સારો જેવો ખ્યાલ આવે એવી સામગ્રી પણ ત્યાં હતી.

એમનાં બે વ્યાખ્યાન વિષે તો એટલુંજ કહીશું કે એમના જીવનસન્દેશ સ્હમજનાર-ને એમાં બહુ અપૂર્વતા નહિ લાગી હોય. "કહ્યું કાંઈ ને સ્હમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું", એવું પણ ઘણાને થયેલું. આ બન્ને વ્યાખ્યાનોમાં કવિવરે ભાષા કે કવિતાની

મધુરતા નહિ પણ બળતા હૃદયના અંગારા જ વરસાવ્યા હતા. કવિની સૌમ્ય, હિમાલયના ગૌરીશિખર જેવી શિતળ અને ધવલ મૂર્તિના ભીતરમાં આવો ચંડ જ્વાલામુખી ધખતો હશે એનો ખ્યાલ વ્યાખ્યાનો જેણે સાંભળ્યાં નથી કે વાંચ્યા નથી તેને ન પણ આવે.

જનસમુદાયને સહેલાઇથી અને પ્રત્યક્ષ રીતે કવિના સત્સંગનો લાભ થયો હોય તો તે નાટ્યપ્રયોગો દ્વારા જ. ભાષા નૃત્ય અને સંગીત આ ત્રણ કુદરતી, માનવસહજ સ્ફુર્ણાના સમન્વયથી શી અદ્ભુત અસર ઉપજાવી શકાય છે એ પ્હેલીજ વાર આટલી સ્પષ્ટ રીતે આ નાટકોદ્વારા સ્હમજાયું. અભિનય, સંગીત અને રંગથી મુગ્ધ થયા છતાં એક હમને લાગેલી વાત કહેવી જોઇએ. બન્ને નાટકોમાં સ્થળે સ્થળે હમને તો અભિનયનો અતિરેક લાગ્યો. બીજાને ના પણ લાગ્યો હોય. લાલિત્ય આકર્ષક વસ્તુ છે, પણ અવાસ્તવિક અતિલાલિત્ય(?) કોઇકવાર અપકર્ષણજન્ય પણ નીવડે: બંગાળ પાસેથી ગુજરાતે લલિતકલાના વિષયમાં ઘણું શીખવાનું છે, અલબત્ત આપણું સારું છે તે નિભાવી રાખીને જ.

પણ મુંબાઇની અને ગુજરાતી પ્રજાએ સ્હમજવાની જરુર છે કે ૭૩ વર્ષની ઉમ્મરે મુંબાઇને આંગણે ટાગોર સાહિત્ય–સંગીત–કલાના પ્રયોગો ભજવવા ન્હોતા આવ્યા. એ તો આવ્યા હતા ભારતીય સંસ્કૃતિને સચેતન કરનારી સંસ્થા માટે ભીક્ષાની ઝોળી લઇને. મુંબાઇની પ્રજાએ એ ઝોળીમાં થોડા રૂપિયા નાંખ્યા. પણ એ રકમથી તો એ ઝોળીનું તળીયું યે નથી ઢંકાયુ. જીવનની સન્ધ્યાએ પ્રકૃતિ અને સ્વસ્થતા તજી, શ્રમ અને ઉપાધિ વ્હોરી–વધાવી લઇ આ મહાપુરુષને ભીક્ષાપાત્ર લઇ આપણે આંગણે આવી ઊભા રહેવું પડે એ પ્રત્યેક સંસ્કારી સહૃદયીની આંખમાં છાનાં આંસુ લાવે. જેણે જગત સમક્ષ આત્માનાં ખમીર લૂંટાવી દીધા, જેણે જગતને ચરણે રસથાળ ધર્યો એ મહાવિભૂતિને નીચા વળી હાથ ધરી ભીખ માંગવી પડે એથી વિશેષ શોકજનક શું?

**ટેસ્ટ મેચ :** ભારતીય રમત ગમતના ઇતિહાસમાં આ વર્ષ અપૂર્વ લેખાશે. અંગ્રેજ ટીમ સ્હામે રમવાની લાયકાત બતાવી ભારતે પોતાની પ્રગતિની સાબીતી આપી છે. અલબત્ત સુગમ સાધનોને અનુકૂળ સંજોગો હોત તો આ લાયકાત આપણે આજથી વર્ષો પૂર્વે સાબીત કરી હોત. ટેસ્ટમેચમાં હિન્દ હારવાનું છે એ તો 'કબીરજી કહી ગયા હતા'; પણ આવા બાહોશ પ્રતિપક્ષીઓ સ્હામે હિન્દની ટીમે દાખવેલું કૌશલ્ય આપણા સાધનો અને સંયોગો જોતાં વિજય સૂચક જ લેખાય. આ દિગ્વિજયી ટીમ સ્હામે આ ગરીબ પરતન્ત્ર દેશ આવો સામનો કરી શકે એટલું હમણાં તો એને માટે પૂરતું છે.

અત્યારે તો બધી પ્રજાઓ એકમેકને ગળી જવા રાક્ષસી જડબાં વિકાસી ઉભી છે. શાન્તિ સ્થપાય તે પ્હેલાં એકાદ ભયંકર વંટોળ આવવાની નિશાનીઓ આકાશમાં દેખાય છે. પણ નિરવધિ કાળમાં કોઇક કાળે પણ જો શાન્તિનું સ્વપ્ન સત્ય ઠરશે, જગતમાં તલવાર અને બંદુકનો ઉપયોગ શૂરવીરતાના લક્ષણ તરીકે લેખાતો બંધ થશે ત્યારે મનુષ્ય કે દેશની શૂરવીરતા આવા રમતગમતના સાધનોથી જ મપાશે. એ ગમે તેમ હોય, પણ શારીરિક લાભ આપવા ઉપરાંત વ્યક્તિ અને પ્રજાનું જીવન અને ચારિત્ર ઘડવામાં રમતગમત મ્હોટો

ભાગ ભજવે છે એ તો નિર્વિવાદ છે. અંગ્રેજ પ્રજાએ આ ક્ષેત્રને જગતની બીજી કોઇપણ પ્રજા કરતાં વિશેષ ખીલવ્યું છે અને એના આવા સંસર્ગમાંથી વર્તમાન અને ભાવી હિન્દે ઘણું શીખવાનું છે.

અંગ્રેજ પ્રજા જેવી ચીવટ અને ખંત આપણામાં નથી, એટલે આપણે હારવાને લાયક તો હરીએ છીએ. ક્રિકેટનો શાસ્ત્રીય અભ્યાસ હજી આપણા ખેલાડીઓએ નથી કર્યો. આપણે એને ગૌણપદ આપીએ છીએ. જીવનનું કર્તવ્ય નથી બનાવતા, કે નથી બનાવી શકતા. અસ્તુ. પ્રથમ ટેસ્ટ મેચમાં અગીઆર ખેલાડીઓમાંથી ૬ ગુજરાતી હતા અને બીજી ટેસ્ટ મેચ માટે ૪ ને બોલાવવામાં આવ્યા છે, એ કાંઇ ઓછા ગૌરવની વાત નથી.

**જયન્તીઓ :** પોતાના જ દેશકાળના મહાપુરુષોની ખરી મહત્તા માનવસમાજ માપી શકતો નથી. પરિણામે સમાજને ઉદ્ધારવા મથતા ઘણાખરા મહાપુરુષોને સમકાલીન સમાજે તરછોડયા છે. તિરસ્કાર્યા છે, પીડયા છે, દેશપાર કર્યા છે, ફાંસીને માંચડે પણ લટકાવ્યા છે, એની જગતનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. એ સમુદાય સ્વભાવ આજે બદલાશે તો નથી, પણ મહત્તા કાંઇક અંશે પારખવાની, અને ઋણસ્વીકાર કરવાની વિવેકશક્તિ. દીર્ઘદૃષ્ટિ અને ઉદારતા પ્રાચીનો કરતાં અર્વાચીનોમાં વિશેષ વિકસી છે એમ જગતના સમસ્ત દેશોમાં ઉજવાતી જયન્તીઓ અને એવી બીજી પ્રવૃત્તિઓથી આપણે માનવું પડે છે. મહાપુરુષની મહત્તા સ્હમજનાર, ત્હેને અપનાવનાર, પણ મહાન છે. એ મહત્તા નથી હોતી તેથીજ એવી હીલચાલોમાં સક્રિય ભાગ લેનારને આપણે ઘણીવાર હસી, તિરસ્કારી નાખીએ છીએ. એ મહત્તા સ્હમજવાની શક્તિના જ અભાવે મહાપુરુષોને ત્હેમના સમકાલીનોએ આટલો અન્યાય કર્યો છે. આપણા રામતીર્થ અને વિવેકાનન્દ, ટાગોર અને ગાંધી ઉપર યુરોપ, અમેરિકાએ જ્યાં સુધી મહત્તાની મ્હોર ન્હોતી મારી ત્યાં સુધી એમની મહત્તા આપણને પણ ક્યાં સ્હમજાઇ હતી?

આપણા સદ્ભાગ્યે આ વસ્તુસ્થિતિ બદલાવા લાગી છે, અને નગુણું ગણાતું, અને ધનસંચયમાં જીવનની ઇતિશ્રી માનતું ગુજરાત પોતાના આંગણે વેરાએલું ઝવેરાત વીણી વીણી ત્હેનું મૂલ્ય આંકતાં શીખે છે. ગુજરાતે ન્હાનાલાલ, ખબરદાર અને નર્મદનાં ઋણ સ્વીકાર્યાં. અને આ વર્ષ જયન્તીઓની ઉજવણી માટે અપૂર્વ લેખાય તો નવાઇ નહિ. વિદેહી કે વિદ્યમાન જ્યોતિર્ધરોની જયન્તી આપણે ઉજવીએ એમાં માત્ર સેવાની કદર કે ઋણસ્વીકાર નથી, પણ કાંઇક અંશે ઋણમોક્ષ એમાં સમાયો છે.

પણ સારી વસ્તુઓમાં પણ મર્યાદા સચવાય એ જ ઇષ્ટ છે. આવી જયન્તીઓના સમારંભમાં અંગત ઉપકારો, અંગત સંબંધ અને અંગત ઉપાસના ઊંચાં મૂકવાં જોઇએ. જયન્તી એ વ્યક્તિ કે વ્યક્તિઓના અમુક સમુદનો ઉત્સવ નથી, દેશ સમસ્તનો એ પ્રસંગ છે. એ માટે ગુજરાત સમસ્તે સહકાર આપવો ઘટે. શિષ્ટ, સંસ્કારી વર્ગ તરફથી પૂરતો સહકાર અને સદ્ભાવ પ્રાપ્ત ન કરી શકાય તો એ સમારંભ પડતો મૂકાય એ જ ઇષ્ટ છે. વીરપૂજા ઇષ્ટ છે, પણ એનો યે અતિરેક થઇ જાય તો પ્રજામાનસ ઉપર ધાર્યા કરતાં ઉલટી

જ અસર થવાનો અતિસંભવ છે. આવા પ્રજાકીય ઉત્સવમાં 'અહોરૂપ અહો ધ્વનિ' ન જ થવું જોઇએ. અમુક નીતિ નિયમ અને ધોરણ જળવાય તો જ જયન્તીઓ ઉજવી સાર્થક લેખાય. ૭૫ માં વર્ષમાં પ્રવેશ કરતા બે વયોવૃદ્ધ નિઃસ્પૃહી સાક્ષરોની જયન્તી ઉજવવાની સૂચના થતાં ૭૫ વર્ષ પૂરાં કરનાર બધા જ લેખકોની (પછી એમણે એક બે પુસ્તકો લખ્યાં હોય કે લખવાની ઇચ્છા છતાં ન લખી શક્યા હોય) જયન્તીઓ ઉજવાય એવી કેટલાક પક્ષપાતીઓને ઇચ્છા થાય એ કદાચ સ્વાભાવિક લેખાય. પણ ખરી મહત્તાની વિશુદ્ધિ સાચવવા ખાતર પણ એવા હાસ્યાસ્પદ ઘરગથ્થુ ઉત્સવને પ્રજાકીય ઉત્સવનું વિરાટ સ્વરૂપ ના જ આપી દેવાય. આમાં ઊંડે ઊંડે પણ વિપરીત મનોદશાજન્ય વિધ્નસંતોષ દૃષ્ટિગોચર થાય છે. ન્યાતવરા અને વરઘોડામાં હરીફાઈ કરવા ટેવાયેલું ગુજરાત જયન્તી સમારંભની હરીફાઈ કરવા મંડી પડયું હોય એમ હમણાં તો લાગે છે.

**શ્રી. નરસિંહરાવ અને કેશવલાલ :** આ બન્ને વયોવૃદ્ધ, આજન્મ સરસ્વતીના ઉપાસકોની ૭૫ વર્ષની જયન્તી ઉજવવા સૂચના કરવામાં આવી હતી. પણ હજી એ દિશામાં કાંઇ મહત્વના પ્રયાસો થતા જણાયામાં નથી. એ બન્નેની સાહિત્યસેવાનું મૂલ્ય-વિધાન કરવાનું આ સ્થળ નથી.* જયન્તી ઉજવણી માટે જે પ્રકારની મહત્તા, પ્રતિભા, અને સેવાવૃત્તિ જોઇએ તે ઉભય સાક્ષરોમાં છે એમાં બે મત ના જ હોઈ શકે. જયન્તી સમારંભ પ્રત્યેનું બન્નેનું નિઃસ્પૃહીપણું આપણી નિરાશા અને મન્દતા નહિ પણ ઉત્સાહ અને પ્રેરણાનું કારણ બનવું જોઇએ. એ બન્ને વિદ્વાનોના સામયિકોમાં દટાઈ રહેલા લેખો યોગ્ય સંગ્રહરૂપે સાહિત્ય પરિષદ, ફાર્બસ સભા કે વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા બ્હાર પાડે તો ગુજરાત કાંઇક અંશે ઋણમુક્ત થાય અને જયન્તી સાર્થક લેખાય.

**ગોવર્ધનમહોત્સવ :** જાન્યુ. ૪ થી ૭ મી સુધી મુંબાઈમાં ગોવર્ધનરામની જયન્તી ઉજવવી એમ ૨૦ ડીસે. ૩૩ ને રોજ ઠરાવ થયો. ગોવર્ધનજયન્તી પ્રતિવર્ષ થાય એમ તો બધા જ ઇચ્છે, પણ આ વર્ષે મહોત્સવ કેમ તે સ્હમજાતું નથી. ગોવર્ધનરામની ૨૫ મી મૃત્યુતિથિ એ માટે ઉચિત પ્રસંગ લેખાત. તે વીત્યે તો આજે બે વર્ષ થયાં. 'વખતનાં ગીત વખતે ગવાય' એ વ્યાવહારિક ઉકિત હમને તો સત્ય લાગે છે; આવા મહોત્સવ જેવા મહોત્સવ પ્રતિવર્ષ ગુજરાત ઉજવે તોયે એ યુગપુરુષના ઋણમાંથી ગુજરાત મુક્ત ન થાય એટલી ગોવર્ધનરામે ગુજરાતની સેવા બજાવી છે. થોડેક અંશે હમારે વિરોધી નહિ પણ વિસંવાદી સૂર કાઢવો પડે છે તે જયન્તીની ભાવના કે ગોવર્ધનરામને લીધે નહિ, પણ પ્રસ્તુત સમારંભના કાલવ્યતિક્રમ અને તે પાછળ રહેલા ભાવને લીધે જ. ભલે મુંબાઈ જયન્તી ઉજવે, એ બ્હાને પણ ગોવર્ધનરામના જીવન અને કવનને લગતું કાંઇક સંગીન રચનાત્મક, વિવેચન ગુજરાતને મળે એમજ આપણે ઇચ્છીશું.

---

* મુકુરમાં આ વર્ષમાં એ બન્નેના જીવન અને લેખનકાર્ય ઉપર અભ્યાસશીલ વિવેચનાત્મક લેખો પ્રકટ કરવાનું ધાર્યું છે. અને એ યોજનામાં લેખકો સક્રિય સહકાર આપશે એવી આશા રાખીએ છીએ.

**પ્રેમાનન્દ દ્વિતીયશતાબ્દી:** પ્રેમાનન્દના મૃત્યુને લગભગ આજ અરસામાં ૨૦૦ વર્ષ પૂરાં થાય છે. એમની ચોક્કસ મૃત્યુતિથિના અભાવે એમના ગ્રન્થ ઉપરથી કે બીજી કોઇરીતે શકય તેટલે અંશે સત્ય કોઇ તિથિ નક્કી કરી આ સમારંભનું કાર્ય કોઇ સંસ્થા કે સાહિત્ય પરિષદ્ ઉપાડી લેય એમ હમે ઇચ્છીએ. દિ. બા. કેશવલાલભાઇના મતે વિ. સં. ૧૮૭૩માં પ્રેમાનન્દ રચિત અધૂરો દશમસ્કંધ એના શિષ્યે પૂરો કર્યો. એ ગ્રન્થ પ્રેમાનન્દના મૃત્યુ પછી ત્રણેક વર્ષે પૂરો થયો હશે એવું અનુમાન કરીએ તો ૧૭૯૦માં પ્રેમાનન્દનું મૃત્યુ થયું લેખાય. પ્રો મંજુલાલ મજમુંદારનો મત અને સાક્ષરમાળા ઇ. સ. ૧૭૩૪ ને પ્રેમાનન્દના મૃત્યુવર્ષ તરીકે લેખી આનું સમર્થન કરે છે.

પ્રેમાનન્દની સેવા માટે બે મત ના જ હોઇ શકે. ગુર્જરગિરાના અસ્તિત્વ સુધી આ કવિતાદેવીના અનન્ય ભક્તની સેવા અપૂર્વ લેખાશે. ગુજરાતી ભાષાને મહાભાષા બનાવવાનું પ્રથમ સ્વપ્ન પ્રેમાનન્દે સેવ્યું. કેવળ સાહિત્યને ખાતર સાહિત્યસેવાનો વિશુદ્ધ આગ્રહ પ્રથમ પ્રેમાનન્દે દાખવ્યો. ભારતીય સાહિત્યની પ્રથમ હરોળમાં મૂકી શકાય એવા સર્વાંગ સુન્દર ગ્રન્થો પ્રથમ પ્રેમાનન્દે રચ્યા. ગુજરાતી સાહિત્યને વિવિધ રસ, પ્રસંગ, પાત્ર અને વસ્તુથી અલંકૃત પ્રથમ પ્રેમાનન્દે કર્યું. અસ્પષ્ટ, ભ્રષ્ટ લેખાતી વ્યાપારીઓની વ્યાવહારિક, નમાલી ભાષાને સહજ શબ્દપ્રયોગે પ્રેમાનન્દે સમૃદ્ધ કરી. ગુજરાતીગિરાને સાહિત્યવિષયક અને સાહિત્ય સર્જન માટે અનુગુણ સ્વરૂપ પ્રેમાનન્દે જ આપ્યું. સરસ્વતીચન્દ્ર પ્હેલાં ૨૦૦ વર્ષ પૂર્વે ગુજરાત અને ગુજરાતીઓના સ્વભાવ, જીવન, ભાવના, રીતરિવાજો અને શક્તિનું સમગ્રદર્શન સાહિત્યદ્વારા પ્રેમાનન્દે કરાવ્યું. આવી મહાન વિભૂતિનું વિસ્મરણ ગુજરાતને ના પરવડે. આ યુગપુરુષની દ્વિતીય શતાબ્દી ગુજરાતી પ્રજા ક્યારે અને કેમ ઉજવશે?*

**ગુજરાતી સાહિત્ય પરિષદ્:** પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ્ (૧૯૦૫) ભરાયા પછી લગભગ એક પેઢી વીતી ગઇ. આ દરમ્યાન સાહિત્ય પરિષદ્ની પ્રવૃત્તિઓદ્વારા ગુજરાતે શો વિકાસ સાધ્યો? સાહિત્ય પરિષદ્ પાસેથી આનો જવાબ-હિસાબ પ્રત્યેક ગુજરાતી માગી શકે. લાઠીમાં ભરાનાર પરિષદ્ પ્રસંગે આવા અનેક પ્રશ્નો ચર્ચાય અને રચનાત્મક કાર્યો કરવા તરફ સવિશેષ બળપૂર્વક પ્રયાસો થાય એમ આપણે ઇચ્છીએ. વિદ્વાન પ્રમુખોના, અને વિધવિધ વિષયના અભ્યાસીઓના અભ્યાસપૂર્ણ નિબન્ધો ગુજરાતને મળ્યા; કલાપ્રદર્શનો દ્વારા ગુજરાતી જીવન વિકાસ માટે નવી નવી પ્રેરણાઓ પણ કાંઇક અંશે મળી; ગુજરાતી ભાષા અને સાહિત્ય, તેના ઇતિહાસ અને અસ્તવ્યસ્ત સાધનસામગ્રીનાં અવલોકનો અને વિવિધ દૃષ્ટિકોણો કાંઇક અંશે રજૂ થયાં. ઈ. સ. ૧૯૨૫થી ગરમ ચર્ચાને પાત્ર થએલા સાહિત્ય પરિષદ્ના બંધારણનો નિર્ણય પણ થયો. 'પરિષદ્ મંડળ' ને બદલે 'સાહિત્ય પરિષદ્ એ' જૂનું કે નવું નામસંસ્કરણ બહુમને થયું. સકાં બંધારણોનાં કોકડાંમાં ગૂંચવાઇને

---

* આવે પ્રસંગે પ્રેમાનન્દના નાટકોનો પ્રશ્ન સહુએ ઉપાડી લેવો ઘટે. અને એ મહાન પ્રશ્નનો ઉકેલ નહિ તો ઉકેલ તરફ પ્રયાસ તો થવોજ જોઇએ. આ વિષયવિજ્ઞાત લેખકોને સુસ્નેહ નિમન્ત્રણ છે.

ગુજરાતી શબ્દબ્રહ્મના ઉપાસકોએ દ્વન્દ્વ યુધ્ધો પણ આદર્યાં. આટલું સાહિત્ય પરિષદ્ માટે પૂરતું છે? એવું વિનમ્રભાવે સહુ પૂછી શકે. યુદ્ધ (શબ્દોનાં) પછીની ખાનાખરાબી કે અશાન્તિમાંથી પસાર થઇ આજે આપણે શાન્તિને કિનારે આવી પહોંચ્યા. રચનાત્મક કાર્ય કરવું જ હોય તો ત્હેની આ યોગ્ય તક છે.

સવા કરોડની પ્રગતિશીલ ગુજરાતી પ્રજાના માનસિક વિકાસ માટેની ઘણી જવાબદારી સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થાને શીર જ હોય. સા. પરિષદે એને ધર્મકર્તવ્ય લેખી એ દિશામાં પ્રયાસ કરવા રહ્યા. ગુજરાત, ગુજરાતી ભાષા, અને ગુજરાતી સાહિત્યના સકળ ઇતિહાસ આપણી પાસે કેટલા? પ્રાચીન સાહિત્યકારોના અમૂલ્ય ગ્રન્થોની નિર્દોષ (દોષ વગરની) ભરોસાપાત્ર વ્યવસ્થિત આવૃત્તિઓ કેટલી? અર્વાચીન-સાહિત્યકોના સામયિકોમાં છૂટક છપાએલા, વિદ્વત્તાભર્યા લેખોના સુસંકલિત સંગ્રહો કેટલા? સાહિત્ય શિક્ષણ માટે ઉચ્ચ કોટીના પ્રાચીન અર્વાચીન સાહિત્યકારોના માર્ગસૂચક નમૂનાના સંગ્રહો કેટલા? અભ્યાસીઓ માટે સકળ સામગ્રી પૂરી પડે એવાં પુસ્તકાલયો કેટલાં? આ અને આવા અનેક પ્રશ્નો વિચારાય, તે માટે પ્રયાસ થાય તોજ પરિષદ્ ભરી સાર્થક. આવી પ્રવૃત્તિઓની એક વખત યોજના થઈ હતી, ફરીથી વિશેષ સંગીન પાયા ઉપર આ યોજનાની ઇમારત ઉભી થાય એજ ઇષ્ટ છે. સાહિત્ય પરિષદ્‌ને ગુજરાતની સમસ્ત પ્રજાની* સંસ્થા બનાવવી હોય તો એને બીજી સંસ્થાઓ કરતાં વિસ્તૃત અને વિશેષ સંગીન બનાવવી જોઇએ એ માટે બીજી પ્રાન્તિક સંસ્થાઓ ગૌણ બની સાહિત્ય પરિષદ્‌ને મધ્યસ્થ લેખી સહકાર આપે એ ઇચ્છનીય છે. ધનિકો ધનથી, વિદ્વાનો જ્ઞાનથી અને સામાન્ય પ્રજા સાહિત્ય પરિષદ્‌ની સકળ પ્રવૃત્તિઓમાં રસ લેતી થઈ, સાહિત્ય પરિષદ્‌ને ગુજરાતી પ્રજાના માનસિક વિકાસ અને પ્રગતિની મધ્યસ્થ સંસ્થા થવામાં સહકાર આપે એવી આપણે અપેક્ષા રાખીએ અસ્તુ:

* ગુજરાત કાઠીઆવાડ જુદાં છે એમ માનવાની કોઇ ભૂલ ન કરે.

---

■ ગ્રાહકોએ વ્યવસ્થાપકને સરનામે અને લેખકોએ તન્ત્રીને સરનામે પત્ર વ્યવહાર કરવો. અવલોકન માટેનાં પુસ્તકો, બદલામાં મોકલાતાં સામયિકો તન્ત્રીને સરનામે મોકલવા.

---

■ આટલું સુધારી લેશો:- પૃ. ૨ પંક્તિ છેલ્લેથી ત્રીજી '૨૭' ને બદલે ૨૨૭: પૃ. ૧૬. પંક્તિ છેલ્લેથી ત્રીજી 'ઘાટ' ને બદલે થાટ. પૃ. ૬૮. પંક્તિ ૧૪ 'ઉત્તમ ભદ્રંભદ્ર' ને સ્થાને 'ઉત્તર ભદ્રંભદ્ર'

मुकुर

अमारा स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत डाह्याभाइ आणंदजी चावडा
तरफथी सविनय सप्रेम भेट.



ચારી ધીર ઉરમાં ઉભે અભંગ આશથી
ચઢિયે એ ગરવો ગિર.

પૃ. ૨૨૨.

ચિત્રકાર ] [ ઇન્દ્રવદન પારેખ

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# મુકુર

વર્ષ પ્હેલું : ફેબ્રુઆરી ૧૯૩૪ : અંક બીજો

# જીવનમન્ત્રની શોધમાં

રા. કનૈયાલાલ મુનશી

(ગતાંકથી ચાલુ)

(૩)

### ક્લેશ

મારી ભાવનાશક્તિ છેદાઈ જાય છે, અનેક કારણોથી મને સૂવું ગમે છે, મને ગપ્પાં મારવા ગમે છે, મને કુટુંબજંજાલ પ્રિય છે, મને કીર્તિ વહાલી છે, મને પૈસો આકર્ષે છે; અને મારી શક્તિ શતધા બને છે. ભોગ અને ઐશ્વર્યથી જેનું ચિત્ત ચોરાઇ ગયું છે તેને વ્યવસાયાત્મિકા બુદ્ધિ અપ્રાપ્ય છે.

भोगैश्वर्य प्रसक्तानां तया पहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

પણ મને એ બધાં શા માટે આકર્ષે છે? આજે એક વાત આકર્ષે છે અને કાલે અકારી બને છે. એવું શું છે કે જે ભાવનાશક્તિને ક્ષીણ કરે છે.

મારો આ દુશ્મન તે ક્લેશ. ક્લેશ મારી ભાવનાશક્તિ એકાગ્ર નથી થવા દેતો, મને પરનિર્ણિત વિકાસમાંથી છુટવા નથી દેતો. ક્લેશ એ મારા જીવન કારાવાસની દીવાલો છે. પહેલાં અવિદ્યા નડે છે. સ્વયંનિર્ણિત અને પરનિર્ણિતનો ભેદ હું ભૂલી જાઉં છું. મને કોઇ દુઃખ દે છે અને હું અકળાઉં છું; હું માનું છું કે દુઃખ દેનારને દુઃખ દેવું કે તેનાથી નાસવું તેમાં મારું શ્રેય છે. દુઃખ મને પડે છે, દુઃખ દેનાર મને દુઃખ દે છે એ ખ્યાલે આ ભ્રમ પેદા થાય છે. મારામાં જો મારાપણું હોય, જો મારા ચક્ષુ નિર્મળ હોય તો હું–અવિદ્યાની પાર જોઇ શકું; મારાં અકળામણનું કારણ દુઃખ દેનાર નથી–મારો સ્વભાવ છે. મારા પર દુઃખ પડતું નથી; હું મારી મેળે દુઃખ વ્હોરી લઉં છું.

બીજો ક્લેશ છે અસ્મિતા. હું ' હું ' છું, કરી મારી શક્તિ પરિમિત કરી દઉં છું. હું મારા કુટુંબીજનથી જુદો–એ ખ્યાલે દુઃખ પેદા કરું છું ને સહું છું. મારું કુટુંબ, મારી ન્યાત, મારી જાતિ, મારો દેશ–એમ મારાપણા પર ભાર દઈ હું જગતના ટુકડા કરું છું, ને માનું છું કે એથી મને શક્તિ અને સુખ મળે છે પણ ખરું જોતાં હું મારાપણાનો વાડો રચી મારી ભાવનાશક્તિ ક્ષીણ કરું છું. જ્યારે ચાતુર્વર્ણ્યની ભાવના હતી ત્યારે બ્રાહ્મણ ક્ષત્રી પરસ્પરાવલંબી રહી સમાજની એકતા સાચવતા. આજે ન્યાત રહી છે–ભાવના ચાલી ગઈ છે. ને નાની મોટી ન્યાતો વેર વધારવાનાં, ગર્વ પોષવાનાં સાધન બની છે.

જ્યારે સનાતનધર્મની ભાવના હતી ત્યારે સમસ્ત જગતના વિરોધી રાષ્ટ્રો નહોતાં પડ્યાં. આજે દેશે દેશનું મારાપણું સંસારના શતખંડ કરી રહ્યું છે, અને અંધો માને છે કે મારાપણામાં મોક્ષ છે.

તેમજ હું છું, મારું છે–એ ખ્યાલ સ્વયંનિર્ણિત ભાવનાની સિધ્ધિ સદાય રોધે છે.

બીજા ત્રણ ક્લેશો તો ક્ષણે ક્ષણે નડે છે. રાગ, ભય ને ક્રોધનું બન્યું આ જીવન છે. આ મને પ્રિય છે, આ મને અપ્રિય છે, આનાથી હું ડરું છું–એ ત્રણે પાટા મારી આંખને આંધળી કરે છે.

( ૪ )

ભાવનાશક્તિની સાધનાનો એક જ માર્ગ છે: જે ક્લેશો સાથે રણ ખેલે છે તેજ જીતે છે.

કોઈ દુઃખ દે છે? ના. મારો રાગ ને ભય મને દુઃખી કરે છે. દુઃખ દેનાર કારણ નથી–ક્લેશ એનું કારણ છે. કોઈ સુખ આપે છે? ના, મારો રાગ મને સુખ દે છે; મારો દ્વેષ મને બીજાથી સુખ મેળવતાં અટકાવે છે.

પરનિર્ણિત વિકાસ અને સ્વયંનિર્ણિત વિકાસ વચ્ચે આ મોટો ભેદ છે. જે ક્લેશ ઉત્પન્ન કરનારને જીતવા જાય છે તે હારે છે; જે ક્લેશને જીતવા જાય છે તે વિજય પ્રાપ્ત કરે છે.

ભાવના–નથી તે થવું–એટલે ક્લેશથી પર થઈ જવાનો પ્રયત્ન. કાયરો ભલે કહે કે રિપુ ઘણા છે ને અમે થોડા છીએ. જેણે ક્લેશ જીત્યો છે તેજ વિજેતા છે; ત્રણ જગત તેનો વિજય લેશ માત્ર પણ રોધી શકતાં નથી.

રાગ જીતે તે શાંતિ પામે. દ્વેષ જીતે તે પ્રેમ પામે. ભય જીતે તે શક્તિ સાધે.

બીજો રસ્તો નથી. ને બીજો શોધવા જાય તે મૂર્ખ, જે બીજો મળ્યો છે એમ માને છે તે અંધ.

( અપૂર્ણ )

# મારા રે હૈયાને તેનું પારખું

૧

ક્યારે રે બુઝાવી મારી દીવડી
ક્યારે તજી મેં કુટીર
કઇ રે ઋતુના આભે વાયરા
કઇ મેં ઝાલી છે દિશ
નહિ રે અંતર મારું જાણતું

૨

કેવા રે વટાવ્યા વન મેં આકરા
ઉંચા ઉંચા પહાડ
કેમ રે વટાવી ઉભી માર્ગમાં
અંધારાની એ આડ
નહિ રે અંતર મારું જાણતું

૩

વગડે ઉભી છે નાની ઝુંપડી
થરથર થાયે છે દીપ
તહીં રે જોતી મારી વાટડી
વસતી મારી ત્યાં પ્રીત
મારા રે હૈયાને તેનું પારખું

૪

પડ્યા રે મારા પગ જ્યાં બારણે
સુણીયો કંકણનો સૂર
મૃદુ એ હાથો દ્વારે જ્યાં અડ્યા
પળમાં બંધન એ દૂર
મારા રે હૈયાને તેનું પારખું

૫

ફરીને કુટીર દ્વારો વાસીયા
રાખી દુનિયા બહાર
પછી રે હૈયા બેઉ ખોલીયા
જેમાં દુનિયા હજાર
મારા રે હૈયાને તેનું પારખું

શાન્તિનિકેતન.

પ્રહ્લાદ પારેખ

# વાસંતિક ટહુકો

( હરિણી વૃત )

રવ મધુર હો ! ક્યાંથી ઊઠે અદીઠ અમુલ તું !
તવ ટહુકડો સૂણી સૂણી કંઇ દિલ ઝૂલતું !
વિરત ટહુકો વારે વારે સુણી નિરખ્યા કરું,
વિયત પથમાં ને ચોપાસે અને તરુએ તરુ.

ગગન તલથી કે એ ક્યાંથી સરે રવ લાજતો ?
પ્રણવધ્વનિ શો દ્વિધા ત્રિધા ઉઠી રિત ગાજતો !
મધુર રવની તું શું લ્હેરી ? કશી અશરીરિણી ?
પ્રણય રવનો કે હૈયાનો હશે તું પ્રતિધ્વનિ ?

વિરમી વિરમી છૂપીઃ છૂપી વળી ટહુકો કરે !
વિરમ નહિ તું; એ સંદેશા સખી દિલના કહે;
અધીર સુણવા હૈયું મારું અહો તલસ્યા કરે !
શ્રુતિગુણતણાં સાક્ષી કિંતુ ન ચક્ષુ બને અરે !

'કહું કહું' કરે, કહેવાનું તો બધું અધૂરું હજી,
'કહું કહું' કરે વારે વારે કહે નહિ કાં હજી ?
સનમ દિલના એ સંદેશા ન લાયક શું મને ?
વિષમ અથવા કૈં આદેશે સબાષ્પ શું કંઠ છે ?

પ્રણય રસના ઊના લ્હાવા શું આર્દ્ર કરે તને ?
ઉર ઉકળતું ચાંપી ચાંપી યથાર્થ કહે કહે;
ફરજ સખીના સંદેશાની અદા કરવી પડે,
જરૂર કથવું કહેવાનું તે, વિલંબ નહીં ઘટે.

'કહ્યું કહ્યું' કહી શ્રુતિ લ્હાણું ગયુંઃ બસ શૂન્યતા ?
દગવિફલતા સાથે શ્રોત્રે છવાઈ અધીરતા !
ઉરઝરણના ઉર્મિ કૈં કૈં લઘુ વચને ઝર્યા !
પ્રણવપડઘા જાણે હૈયે છપાઈ છુપી રહ્યા !

વિ. ચ. આવસત્થી.

# અતિથિ

( ૫૬ )

ભલે આવ્યા અનંતરાય, આવોજી રંકને બારણે,
રમ્ય આંકો મંગલ-પાય આંકો અભાગીને આંગણે—ભલે.

નથી સોનું મોતી ઝવેરાત રે!
નથી નંદને ઠરેલ મહોલાત રે!

રજ જે છે અમારું રાજ
સર્વ દેશું તે ચરણે આજ
મહારાજ! ધન્ય આપને ઓવારણે—ભલે.

પદ ધરજો સંભાળી સુકોમળા રે,
નથી કંકર-કંટકના અહીં ઢગલા,
કુંળા પદ રંગાઓજી ન અમ કારણે—ભલે.

છેક નીચી અમારી આ છાપરી રે,
રખે ભરાય ત્યાં તેજ-બાબરી,
લળી લળી પાવન કરો પધરામણે—ભલે.

નથી ભવ્ય દ્વાર માત્ર છે બાકોરિયું રે,
કેમ સરશે ત્યાંથી આભ ખોળીયું,
વામન રૂપે કરજો પ્રવેશ બટુબારણે—ભલે.

મહીં નથી નાની શી ય દીવડી રે,
ખૂણે ખૂણે ખડકાઈ ઘોર રાતડી,
પધારિયે વદને ધરી સુપ્રભાતને—ભલે.

નથી આસન, છે ઢગ ધૂળ -માટડી રે,
તો ય જોતો હતો તમ વાટડી
ચૈતન્ય દેવ! આરોહો ધૂળને સિંહાસને—ભલે.*

પોંડીચેરી
તા. ૧૮-૩-૩૩

પૂજાલાલ

*પ્રકટ થનાર 'પારિજાત' નામના કાવ્ય સંગ્રહમાંથી.

# ઝંઝા

કદી ગાઢાં ઘેરાં વિજન રણના નીરવ ઉરે
ચઢે ઝંઝાવાતો દિશ દિશ સુતું મૌન થથરે;
વિસંવાદી સૂરો રણ ઉર પરે તાંડવ કરી
ઘુમે ગાજે જાણે ચિર સમયનું યૌવન ધરી!
અને શાન્તિ કેરું હૃદય વિદરી કોટિ કટકે
દિશાની ઝાડીમાં શૃણ મમ કરે ભીષણ રવે!

પ્રભો! પૃથ્વી હૈયે અમ મનુજ એ એમ મદમાં
ઘુમી ફાળે, ત્રાડે ગરજી ફરિયે સાશ્વત સમાં!
ચણી હર્મ્યો મોટા, ગગન ભરતા ઘુમ્મટ રચી
અમે ગર્વે ફાટી જગત ભરિયે સ્મારક થકી!
પરંતુ તું તો ત્યાં વધુ ક્ષણિક ને બુદ્બુદ સમાં
અરે! ઝંઝાથી યે અમ પ્રભુ! ગણે તુચ્છ સપનાં!
શમે ઝંઝા, લ્હેરે દ્વિગુણ બની તે શાન્તિ રણની
અમારાં યે તૂટે જીવન-પણના શાન્તિ ક્ષણની! ×

સ્નેહરશ્મિ

---

# વિસ્મિત

નભમંડળમાં તારક જોતાં વિસ્મિત શાનાં થઈએ?
એતો સદા ય જોતાં રહીએ!

કો છે ફીક્કા, કો છે ઝાંખા શોક મહીં ડૂબેલા;
કો છે રાતા બહુ મદમાતાઃ એ લિજ્જતમાં ભમીએ—જોતાં૦

કો આ પાસે, કો એ ન્હાસે, કો જાણે વનવાસે;
કો સૌ સુહૃદ યૂથ મળીનેઃ વિહાર કરતાં લહીએ!—જોતાં૦

કાળી રાતે સઘળી વાતે ચન્દ્ર સૌજન્ય વિયોગે;
એકલડા અટૂલા ભમતા તેઃ અશ્રુભીના નિજ હઈયે!—જોતાં૦

× લેખકના ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર "અર્ધ્ય" નામના કાવ્ય સંગ્રહમાંથી.

ચન્દ્ર તણી શીતળ ચન્દ્રિકા સ્નાન કરી આનન્દે રમતા;
સૌનાં હૈયાં વિકસિત ફૂલશાંઃ નિહાળતાં હા રહીએ!—જોતાં૦

કોનાં કેવાં કોનાં એ'વાં, ઉદાહરણ શાં લેવાં?
જીવન સરિતા કે સાગરમાંઃ ડૂબકાં લેવા ચહીએ?—જોતાં૦

નભમંડળમાં તારક જોતાં વિસ્મિત શાનાં થઈએ?
એતો સદાય જોતાં રહીએ!

વડોદરા ઇન્દુકુમાર શહેરાવાળા

---

# છતાંય સ્મરવા

વદાય સખિ! આપતાં જીવન સર્વ થીજી જશેઃ
અને સબળ છાતી ભીતર થકી કશું ઊડશે
અખોલ કરી કારમીઃ ભભડતી સ્મૃતિ ભૂતની
અનેક વપુઓ ધરી સ્વપનમાં ગળું રૂંધશેઃ

પરંતુ કરું શું? કશલ વ્રણ ચીતર્યો રાત્રિએ
સુધાંશુ સમ શુભ્ર દેહકમળે તને ધાત્રિએઃ
નહિં! નહિં જ!! ફેર એ મમ કૃતિ! છતાંયે હતી
ક્ષમા સુભગ દૃષ્ટિની સભય આશઃ એ ના ફળીઃ

પરંતુ તવ ક્રોધ માંહી અભિજાતતા યે બળી
ઝળી ભસમસાતઃ ને અઘટતા નકી આદરો,
પુરા કદિય જે મને સ્વપનમાં ન ખ્યાલે ચડીઃ
તને વ્રણ થયોઃ મને સ્વપનભૂંશની લૂ અડીઃ

છતાંય સ્મરવા તને સદય ઊરથી આ શક્ય
અનેક ભૂતકાલની અમૃત રાત્રિપે લે લખત!

તા. ૩૦–૩–૩૩
શાંતિનિકેતન
કૃષ્ણલાલ શ્રીધરાણી

# ચાલો એ ડુંગરને શીર

( વિહંગરાજ તરસ્યા ઉડે રે-એ ઢાળ )

ચાલો એ ડુંગરને શીર
  અધિર વીર ! હજિયે ઉંચેરે.
ઉંચે અનન્તતાને તીર,
  અધીર વીર ! હજિયે ઉંચેરે.

પેખો પ્રાણ ! આંખમાં ધરી અનન્ત તેજને
    દૃષ્ટિને હોય ના સીમ;
    ઉંચે અનન્તતાને તીરઃ
અધીર વીર ! ચાલો એ ડુંગરને શીર.

હીર અભ્ર ચૂમતાં પ્રવાલશા કપોલ જ્યાં
    પીવા ત્યાં પ્રેરણાનાં નીર—અધીર વીર !

તારા સુરજ ને ચન્દ્રાશું ખેલતાં
    જેનાં મહા શત શીર—અધીર વીર !

જ્યાંથી આભ દિસતું ધરા દિગન્ત સ્પષ્ટ તે
    પ્રગતિનો ગરવો ગિર—અધીર વીર !

ધારી ધીર ઉરમાં ઉલે અભંગ આશથી
    ચઢિયે એ ગરવો ગિર—અધીર વીર !

રમણ વકીલ

# કાલિદાસ ક્યારે થયો ?

રા. ગૌરીપ્રસાદ વિ. ચુનીલાલ ઝાલા

સેંટ એવિયર્સ કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર રા. રૂ. મો. શેંબવણેકરે પોતે અંગ્રેજીમાં લખેલા બે લેખોનું ગુજરાતીમાં ભાષાન્તર કરવાનું મને ત્રણેક મહિના પ્હેલાં સૂચવ્યું હતું. આ લેખોમાંનો પ્હેલો "A Puzzle in Indian Epigraphy" એ શીર્ષકવાળો "Journal of Indian History, Vol. X. part II" માં પ્રગટ થઇ ચૂક્યો છે; અને બીજો "The Date of Kalidasa" નામનો સપ્ટેમ્બરમાં બહાર પડવાના મુંબઇ વિદ્યાપીઠના પત્રમાં* પ્રસિદ્ધ થશે. તેઓની આ સૂચનાનું વિવિધ કારણોને લઇને – એ કારણોનો અહિં ઉલ્લેખ કરવાની જરૂર નથી – હું તુરત અનુપાલન કરી શક્યો નહિ. પણ હમણાં પ્રો. બ. ક. ઠાકોરનો "કાલિદાસનો સમય" એ નામનો લેખ 'પ્રસ્થાન' માં પ્રગટ થયો છે; તેણે મને મારા કર્તવ્યમાં તત્પર કર્યો. કારણ કે પ્રો. શેંબવણેકરે પણ પોતાના બે લેખોમાં કાલિદાસના સમયનો પ્રશ્ન ઉખેડી સવિસ્તર ચર્ચા કરી ઉપલબ્ધ પ્રમાણોને આધારે સિદ્ધાન્ત સ્થાપવાની મહેનત કરી છે. પ્રો. ઠાકોરે પોતાની લાક્ષણિક ભાષા અને શૈલીમાં આ વિષય ચર્ચ્યો છે – છેડ્યો છે, એમ કહું તો ચાલે; કારણ કે તેમણે માત્ર મુખ્ય મુદ્દાઓનો નિર્દેશ કરી પોતાનો અભિપ્રાય બાંધ્યો છે. પ્રો. ઠાકોર કહે છે અને તે ખરૂં છે – કે કાલિદાસના સમય આદિ વિષયમાં જ્યાં લગી "અનુમાનના બાચકા ભરવાના જ રહે" ત્યાં સુધી "તેમના બળાબળ વિષે મતભેદ અને ચર્ચાચર્ચા" ચાલ્યા જ કરશે. તેઓએ આ પ્રશ્નની ચર્ચા કરી કાલિદાસને ગુપ્તકાળમાં થયો હોવાનું માની તેનો સમય ઇ. સ. ચોથો સૈકો નિર્ણીત કર્યો છે. જ્યારે એથી ઉલટું કાલિદાસને ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકાનો માનનારા "કોઇ કોઇ" માં પ્રો. શેંબવણેકરનો સમાવેશ થાય છે.

આ લેખ પ્રો. ઠાકોરના મુદ્દાઓની ચર્ચાના કે તેના આધારે તેઓએ બાંધેલાં અનુમાનના સીધા ઉત્તર રૂપે લખાયો નથી એ તો હું ઉપર કહી ગયો તે પરથી જણાયું હશે. આ લેખમાં તો કાલિદાસના સમય નિર્ણયના વિષયમાં આજસુધી થયેલી પ્રવૃત્તિ અને મત મતાન્તરોનું નિરૂપણ કરવાનું રહેશે – કારણ કે અનુવાદાત્મક હોવાથી પ્રો. શેંબવણકરના મૂળ અંગ્રેજીલેખોમાંના બધા મુદ્દાઓ અને ચર્ચાને અહિં સ્થાન મળવું જોઇએ.

* * * * * *

કાલિદાસના સમયનો વિચાર કરવા માંડીએ કે તુરત જ કાલિદાસનો "વિક્રમાદિત્ય" સાથેનો સંબન્ધ દૃષ્ટિપટ ઉપર આવી ઊતરે છે. કાલિદાસની કૃતિઓમાંથી, ખાસ કરીને 'વિક્રમોર્વશીય' નાટકમાંથી, જણાય છે કે કાલિદાસ "વિક્રમાદિત્ય" નામના કોઈ રાજાના

---

* હવે બહાર પડી ચૂક્યો છે; પુસ્તક ૧ લું, અંક ૧ લો

સમયમાં થયો હશે. વિક્રમોર્વશીયમાં કવિ 'વિક્રમ' શબ્દ વાળી વાળીને વાપરે છે – જાણે કેમ તે શબ્દના ઉપયોગમાં કંઈ પ્રયોજન સમાયલું હોય! આટલું તો સૌ વિદ્વાનો કબૂલ કરે છે. પણ આ 'વિક્રમાદિત્ય' તે કોણ, કયા વંશનો, કયારે થયો – વગેરે પ્રશ્નોનું નિરૂપણ શરુ થયું એટલે મતભેદ અને વિવાદને અવકાશ મળે છે.

કેટલાક વિદ્વાનો માને છે કે કાલિદાસનો "વિક્રમાદિત્ય" તે આજ સુધી ચાલતા આવેલા વિક્રમ સંવતનો સ્થાપનાર નરવીર વિક્રમાદિત્ય. આ સંવત્ ઈ. સ. પૂર્વે ૫૭મા વર્ષમાં શરૂ થયો છે. એટલે કાલિદાસ ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકામાં થયો હોવો જોઇએ એમ ફલિત થાય છે. પણ આ મત સર્વગ્રાહ્ય બન્યો નથી. આ મતના વિવેચકો કહે છે કે જો કે વિક્રમ સંવત્ ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકામાં શરૂ થયો હોવો જોઇએ, અને જો કે હાલ – ઘણા સમયથી એ 'વિક્રમ સંવત્'ના નામથી ઓળખાય છે, તો પણ આશ્ચર્યની વાત એ છે કે ઇ. સ. ની શરૂઆતના સૈકાના શિલાલેખો વગેરેમાં વિક્રમ સંવત્નો નિર્દેશ મળતો નથી! વ્હેલામાં વ્હેલો 'વિક્રમ સંવત્'નો ઉલ્લેખ તો ઠેઠ ઇ. સ. ના નવમા સૈકામાં ઉપલબ્ધ થાય છે. ગુપ્તકાળના શિલાલેખોમાં જ્યાં ગુપ્તકાળ પ્રમાણે કાલમાન કરવામાં નથી આવ્યું ત્યાં વપરાયો છે "માલવ" સંવત્. આ ઉપરથી સૌ વિદ્વાનો મતભેદ વિના અનુમાન કરે છે કે ગુપ્તકાળમાં જે સંવત્ "માલવ" સંવત્ તરીકે ઓળખાતો હતો તે જ પાછળના સમયમાં "વિક્રમ" સંવત્ કહેવાયો.

અત્યારે સામાન્ય પ્રચલિત મત આ મુદ્દો ધ્યાનમાં લઈ "વિક્રમ" સંવતનો સ્થાપનાર કોઈ વિક્રમાદિત્ય હતો એમ સ્વીકાર કરતો નથી. "માલવ" સંવત્ પ્રાચીન નામ હોવાથી વિદ્વાનો કહે છે કે વિક્રમ સંવતનો સ્થાપનાર "માલવ ગણ" હતો. માલવામાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું હોવું જોઇએ; અને આવી રાજ્યપદ્ધતિને અમર કરવા માટે 'માલવ' સંવત્ શરૂ કરવામાં આવ્યો હતો. આ સંવત્ ઘણા સૈકાઓ સુધી 'માલવ' સંવત્ તરીકે ઓળખાયો. પણ આખરે તેના નામમાં પરિવર્તન થયું, અને તે "વિક્રમ" સંવત્ કહેવાયો. આ પરિવર્તન શાથી – કેવી રીતે આવ્યું? એ પ્રશ્નનો જવાબ મળે છે કે ગુપ્ત સમ્રાટ બીજા ચન્દ્રગુપ્તે "વિક્રમાદિત્ય" એવું ઉપનામ ધારણ કર્યું હતું, અને પોતાની કીર્તિ અમર રહે એ હેતુથી તેણે "માલવ" સંવત્નું 'વિક્રમ' સંવત્ નામાન્તર કર્યું.

આ વિવેચન ઉપરથી જણાશે કે "માલવ" સંવત્ની સ્થાપના શી રીતે થઈ? વિક્રમાદિત્ય તે કોણ? આ પ્રશ્નોના ઉકેલ સાથે કાલિદાસના સમયના પ્રશ્નને નિકટનો સંબંધ છે. માટે 'માલવ' સંવત્ની સ્થાપના શી રીતે થઇ અને કોણે કરી એ પ્રશ્ન વિચારવાનું પ્રાપ્ત થાય છે.

'માલવ સંવત્'ને સ્થાપનાર માલવ જાતિ; સ્થાપવાનો હેતુ માલવામાં જાતિસત્તાક રાજ્યબંધારણ ઘડાયું તેને અમર કરવાનો. આ મતનો પ્હેલો ઉપન્યાસ કરનાર ડૉ. ફર્ગ્યુસન. પાછળથી ડૉ. ફ્લીટે સંશોધન કરી આ મતને પુષ્ટિ આપી. યશોધર્મા અને વિષ્ણુવર્ધનના મંદસોર શિલાલેખમાં "मालवगणस्थितिवशात्" એમ વચન છે. વળી, વત્સભટ્ટિના

सूर्यमन्दिरप्रशस्तिवाळા મંડાસોર શિલાલેખમાં "**मालवानां गणस्थित्या**" એમ લખ્યું છે. આ વચનોનો અર્થ કરતાં ડૉ. ફ્લીટે જણાવ્યું છે કે અહિં **गण** શબ્દનો અર્થ '**समूह**' થાય છે. એટલે **मालवगण**નો અર્થ થશે "માલવજાતિનો સમૂહ". આખાં વચનનો અર્થ ડૉ. ફ્લીટે "માલવોના સમૂહથી રચાયેલ રાજ્યબંધારણની ગણતરી પ્રમાણે" એમ કર્યો. એટલે જે સમયથી માલવજાતિએ ગણસત્તાક રાજ્યબંધારણ કર્યું તે સમયથી વર્ષોની ગણતરી આ શિલાલેખોમાં કરવામાં આવી છે એમ તેણે માન્યું. આ મતમાં ડૉ. દેવદત્ત ભંડારકરે થોડો સુધારો કરી સૂચવ્યું કે પ્રસ્તુત વચનોમાં **स्थिति** શબ્દનો અર્થ "સ્થાપન કરવું" કે "અસ્તિત્વમાં આણવું" એમ નથી. તેનો અર્થ "રૂઢિ", "ચાલ" એવો કરવો જોઇએ, અને તદનુસાર આ વચનોનો "માલવજાતિની રૂઢિ પ્રમાણે" એવો અર્થ તેણે કર્યો.

આ બન્ને વિદ્વાનોએ **गण**નો સાદો સીધો અર્થ **समूह** કર્યો. પણ **गण** શબ્દ પ્રસ્તુત વચનોમાં **गणना**ના પર્યાય રૂપે વપરાયો છે એમ એ બન્નેમાંથી એકેયના ધ્યાનમાં આવ્યું નહિ. **गण** શબ્દને **गणना**ના અર્થમાં **शब्दार्णवकोश** આપે છે. **गणस्तु गणनायां स्याद् गणेशे प्रमथे चये।** આ કોશ અલબત ઉપલબ્ધ નથી પણ આ પંક્તિ મેઘદૂતના ૩૩ મા શ્લોકની ટીકામાં મલ્લિનાથે આધાર માટે ટાંકી છે. ડૉ. કિલ્હોર્નને તો **गण** શબ્દનો અર્થ **समूह** કરવાથી સંતોષ થયો ન હતો. વળી આમ અર્થ કરવાથી મૂળ વચનોમાં "ગણતરી પ્રમાણે" એટલું અધ્યાહૃત રાખવું પડે છે, એ પણ દૂષણ જ ગણાય. **गण**નો અર્થ **गणना** કરવો એમ ડૉ. કિલ્હોર્નને આવશ્યક જણાયું તેથી તેણે પ્રસ્તુત વચનોનો અર્થ "માલવદેશમાં ચાલતી ગણતરીની પદ્ધતિ પ્રમાણે" એમ કરવા સૂચવ્યું. આ સૂચના સાહસ ભરી જ હતી. કારણ કે **गण**નો **गणना**ના અર્થમાં ઉપયોગ ક્યાંય થયો હોય તેમ જાણવામાં નથી; તેમ આ અર્થના આધારભૂત કોઇ કોશનું પ્રમાણ પણ ન્હોતું. તેથી ડૉ. ભાંડારકરે ડૉ. કિલ્હોર્નના સૂચન ઉપર ટીકા કરતાં કહ્યું કે: "આ પ્રમાણે **गण** શબ્દને **गणना**નો પર્યાય (ડૉ. કિલ્હોર્ન) ગણે છે: પણ એ યોગ્ય નથી, કારણ કે **गण** શબ્દનો અર્થ **गणना** કદી થતો નથી એટલે **मालव** શબ્દની સાથે **गण** શબ્દ આવે ત્યારે તેનો અર્થ "જાતિ"જ થવો જોઇએ – બીજો નહિ."† પણ હવે ઉપર ટાંકેલા **शब्दार्णवकोश**ને આધારે **गण**નો અર્થ **गणना** થઇ શકે; અને તેથી ડૉ. કિલ્હોર્નનું નાપાયાદાર મનાતું સૂચન સબળ થાય છે.

પ્રસ્તુત શિલાલેખોમાં **गण** શબ્દ **गणना**ના પર્યાય તરીકે વપરાયો છે એમ માનવાને બીજું પણ સબળ કારણ છે. વત્સભટ્ટિના શિલાલેખમાં **मालवानां गणस्थित्या** એમ વચન છે તેથી એમ સૂચન થાય છે કે **गण** શબ્દનો વિશેષ સંબન્ધ **मालव** શબ્દ સાથે નહિ, પણ **स्थिति** શબ્દ સાથે છે એટલે **मालव** અને **गण** એ બેઉ શબ્દોને સાથે જોડી ડૉ. ફ્લીટ વગેરે વિદ્વાનોએ જે મત ઉપસ્થાપિત કર્યો છે, તે નિર્બળ નીવડે છે. **मालवानां गणस्थित्या** એટલે **मालवानां गणनापद्धत्या** એજ સરલ અને યોગ્ય અર્થ છે. **मालवानां गणस्थित्या** એ વચનને અનુલક્ષીને બીજા મંડાસોર શિલાલેખમાંના "**मालवगणस्थिति वशात्**" નો વિગ્રહ **मालवानां गणस्थितिवशात्** એમ કરવો જ પ્રાપ્ત થાય છે.

† Bhandarkar Commemoration Volume, p. 191

ત્રીજા મંડાસોર શિલાલેખમાં "**श्री मालवगणाम्नाते**" એવું વચન છે. ડૉ. ભાંડારકર **आम्नात** શબ્દના અર્થની બાબતમાં મૂંઝાયા હોય એમ લાગે છે. **आम्नात** શબ્દનો અર્થ "निर्दिष्ट," "कथित" થાય છે; અને આ અર્થમાં એ શબ્દ વપરાયેલો નજરે પડે છે.* માટે "**श्री मालवगणाम्नाते**" નો અર્થ "માલવામાં વર્ષ ગણવાની પ્રથા પ્રમાણે ગણેલાં (વર્ષ) માં" એમ કરવો યોગ્ય જણાશે.

વળી, વત્સભટ્ટિએ '**नगण**' શબ્દનો બે વાર પ્રયોગ કર્યો છે. આ શબ્દ ઝાડોનાં નામ જોડે વપરાયો છે એટલે આ શિલાલેખ વાંચનાર વિદ્વાનોએ **नगण** કોઇ જાતના વૃક્ષનું નામ છે એમ અર્થ કર્યો છે! પણ આશ્ચર્યની વાત એ છે કે એકેય કોશમાં આ નામના વૃક્ષનો ઉલ્લેખ નથી. વત્સભટ્ટિ જેવો લેખક કાવ્યકલ્પનાના ઉડ્ડયનમાં એટલો વિવશ બની જાય કે પ્રસિદ્ધ ફૂલઝાડોનાં નામ સાથે **नगण**–જેના અસ્તિત્વનું ભાન કવિઓને કે કોશકારોને ન હતું તેવાં-વૃક્ષને ગણાવે એ માની શકાય એવું નથી. **गण**નો ઉપર સૂચવેલો અર્થ અહિં પણ સમજતાં **नगण**નો અર્થ કરવો સુહેલો થઇ પડે છે. **नगण** એટલે "ગણી ન શકાય તેટલાં". જે બે સ્થાનમાં આ શબ્દ વપરાયો છે ત્યાં બેઉ ઠેકાણે આ અર્થ સંદર્ભમાં બરાબર બેસતો આવે છે.

**गण** શબ્દને **गणना**નો પર્યાય ગણી ઉપર નિર્દિષ્ટ કરેલા અર્થનું ગ્રહણ કરવાથી વિદ્વાનોએ સામાન્ય રીતે માની લીધેલા **मालवगण** એટલે માલવ જાતિના લોકોના પ્રજાસત્તાક બંધારણનું અસ્તિત્વ અસિદ્ધ રહે છે. ખરે, જો વત્સભટ્ટિનો કે બીજા બે મંડાસોર શિલાલેખના રચનારાનો વિચાર માલવજાતિ સમ્રાટપદને પામી અને તેણે ગણસત્તાક બંધારણ સ્થાપ્યું તેનો નિર્દેશ કરવાનો હોત, તો **स्थिति** જેવો સામાન્ય શબ્દ વાપરવાને બદલે તેણે જરૂર **उत्थान** શબ્દ વાપર્યો હોત.

ત્યારે, માલવ સંવત્ કોણે સ્થાપ્યો? એ પ્રશ્ન ઉઠે છે. પ્રો. શેંબવણેકર કહે છે કે આ પ્રશ્નનો ઉત્તર એકજ છે, અને તે એ કે પ્રમાર કુલભૂષણ મહેન્દ્રપુત્ર ઉજ્જયિનીનો સમ્રાટ વિક્રમાદિત્ય જેનાં પરાક્રમો અનેક રસભરી લોકકથાઓમાં ગવાયાં છે તેણે ઇ. સ. પૂર્વે ૫૭ ની સાલમાં વિક્રમ સંવતનું સ્થાપન કર્યું. આ વિક્રમાદિત્ય ઐતિહાસિક ભૂપાલ છે, કેવળ કપોલકલ્પનાથી ઉદ્‌ભાવિત વ્યક્તિ નથી એમ અચૂક પૂરાવો આપતાં પ્રમાણો પણ ઉપલબ્ધ છે – જો કે અત્યાર સુધી કોઇ વિદ્વાને આ પ્રમાણોનો ઉપયોગ કર્યો નથી. વિક્રમાદિત્યનો પ્રથમ ઉલ્લેખ "કથાસરિત્સાગર" માં મળે છે. આ ગ્રન્થ પોતે તો બહુ જૂનો નથી; પણ તેની મૂલભૂત ગુણાઢ્યકૃત "બૃહત્કથા" ઘણી જૂની છે. રજપૂત ભાટોનાં કવિતોમાં પણ વિક્રમાદિત્યનું વર્ણન મળી આવે છે. ભાટચારણનાં કવિતમાં અનેક ક્ષતિઓ કે ત્રુટિઓ હશે, પણ એટલું તો ચોક્કસ કે તેમાં અપાયેલી વંશાવળીઓમાં તદ્દન ખોટાં નામ કે કલ્પિત વંશો ગણાવવામાં આવતા નથી. આવાં કવિતો ઉપરથી અબુલફઝલે "વિક્રમજીત્" અને તેના વંશનું સંક્ષિપ્ત વર્ણન કર્યું છે.† એ વર્ણન પ્રમાણે "આદિત્યપુંવાર (પ્રમાર)"

* દાખલા માટે જુઓ काव्यप्रकाश उल्लास ७ : अत्र दैवतशब्दो पुंस्याम्नातोऽपि વગેરે

† આઇને અકબરી, માલવાનો સૂબો.

પોતાના વંશનો મૂળપુરુષ હતો. વિક્રમાદિત્યના પિતાનું નામ "ગન્ધબ્બ" (ગન્ધર્વ) આપ્યું છે પણ એ સંભવિત નથી. કદાચ કેટલાક રાજાઓના નામ ઉપલબ્ધ ન હોવાથી ચારણોએ ઉપલબ્ધ નામવાળા રાજાઓનો રાજ્યકાળ લંબાવવો પડયો હોય એ બનવા જેવું છે એટલે વંશાવળી જો કે ઉપલબ્ધ છે તેટલે અંશે સત્ય છે, છતાં પૂર્ણ તો નથી. "કથાસરિત્‌ સાગર" માં વિક્રમાદિત્યને મહેન્દ્રાદિત્ય અને સૌમ્યદર્શનાનો પુત્ર કહ્યો છે;* અને આ પક્ષ વધારે વજુદવાળો જણાય છે. આ વંશ આદિત્યે સ્થાપ્યો, અને મહેન્દ્ર અને વિક્રમે પોતાનાં નામને "આદિત્ય" શબ્દ લગાડયો તેથી એમ સિદ્ધ થાય છે કે જેમ ત્રણ સૈકા પછી ગુપ્ત વંશના રાજવીઓએ "ગુપ્ત" શબ્દને સામાન્ય અભિધાનવાચક લેખ્યો તેમ આ વંશના રાજાઓએ "આદિત્ય" શબ્દને લેખ્યો. એટલે જેમ સમુદ્ર – ગુપ્ત, ચન્દ્ર – ગુપ્ત ઇત્યાદિ નામોમાં "ગુપ્ત" મૂલ નામાન્તર્ગત અવયવ નથી, તેમ વિક્રમ સંવત્‌ના સ્થાપનાર વિક્રમાદિત્યના નામમાં "આદિત્ય" પદ પણ મૂલનામનો અવયવ નથી. "વિક્રમાદિત્ય" પ્હેલાં તો કેવળ વિશેષનામ હતું – માનવાચક મહાબિરુદ ન્હોતું. અલબત પાછળના વખતમાં આ ફેરફાર થયો: પણ એ ફેરફાર થવાનું કારણ, નહિ કે "વિક્રમાદિત્ય" નો અર્થ મહત્વસૂચક હતો, પણ જે મહાપ્રભાવશાળી સમ્રાટે આ નામ પ્રથમ ધારણ કર્યું હતું તેના સમ્બન્ધને લીધે જ "વિક્રમાદિત્ય" પ્રભાવસૂચક બિરદ થઇ પડયું. આવાં દૃષ્ટાન્તો ઇતિહાસમાં ઘણાં નજરે પડે છે. અકબર, શિવાજી, નેપોલિયન, ફ્રેડરિક–આ બધાં નામો પ્હેલાં તો વ્યક્તિવાચક વિશેષનામો જ હતાં; પાછળથી તેને વ્યક્તિના વંશજોએ અથવા તો મહત્વાકાંક્ષી અન્ય પુરુષોએ આ નામો ધારણ કરેલાં મળી આવે છે. બીજા ચન્દ્ર – ગુપ્તે "વિક્રમાદિત્ય" પદ ધારણ કર્યું, તેનો અર્થ એ કે ઈ. સ. ચોથા સૈકામાં વિક્રમ સંવત્‌ના સ્થાપકનું નામ સુપ્રસિદ્ધ થઇ ચૂકયું હતું.

"કથાસરિત્‌સાગર" માં જે વિક્રમાદિત્યનાં જન્મ, વંશ અને અદ્‌ભુત પરાક્રમોનું વર્ણન કરવામાં આવ્યું છે તે વિક્રમાદિત્ય આ જ, બીજો કોઇ નહિ. તેમાં આપેલી જન્મ કુળ વગેરેની હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી અગત્યની છે; કારણ કે, પ્હેલાં તો, આવું ઝીણવટથી કરેલું વર્ણન કેવળ કલ્પનાપ્રધાન હોવા સંભવ નથી; બીજું, તેમાં જે વર્ણન આપ્યું છે તે "વિક્રમ" સંવત્‌ના સ્થાપનારનાં જન્મકુળ વગેરે બાબતમાં લોકાખ્યાયિકાદ્વારા જે માહિતી મળે છે તેને બંધબેસતું આવે છે. છતાં, "બૃહત્‌કથા"ના સમયનો નિર્ણય થઇ જાય તો આ વિષયમાં મતભેદ રહેવા સંભવ નથી. સૌ કોઈ જાણે છે કે ગુણાઢ્યની "બૃહત્‌કથા" "સંસ્કૃતમાં નહિ, પણ "પૈશાચી" પ્રાકૃતમાં લખાઇ હતી. કદમાં લગભગ મહાભારત જેવડી–મહાભારતના નમૂના ઉપર જ રચાઈ હોય એમ જણાય છે; કારણ કે મહાભારતમાં જેમ અઢાર પર્વ છે તેમ આમાં અઢાર લમ્બકો છે. આ સામ્ય ઉપરથી અનુમાન થઈ શકે કે ગુણાઢ્યે મહર્ષિ વ્યાસનું અનુકરણ કર્યું છે. ગુણાઢ્યના સમય વિષે સામાન્ય રીતે એમ મનાય છે કે તે સાતવાહન ભૂપતિઓનો સમકાલિન હતો. આ ભૂપતિઓનું વર્ણન "બૃહત્‌કથા"માં છે. એ સમયપછીના કોઇ પણ રાજાનું વર્ણન તેમાં નથી. એટલે આ મુદ્દાને

* કથાસરિત્‌સાગર, ૮. ૧

આધારે ગુણાઢ્યનો સમય ઇ. સ. પ્હેલો સૈકો ઠરાવીએ તો હાનિ નથી. ગુણાઢ્યે મહાભારતના કર્તાનું અનુકરણ કર્યું ખરું; પણ તેની પેઠે, "ભવિષ્યવાણી" કરી પોતાના સમય પછી થયેલા વંશો કે રાજાઓનું વર્ણન આપવા તે પ્રેરાયો નહિ, અને પોતે બહુ જૂના કાળમાં થઇ ગયો છે એમ બતાવવા લલચાયો નહિ. આમ હોવાથી, જે વિદ્વાનો ગુણાઢ્યને ઇ. સ. ના ચોથા સૈકાનો ઠરાવવા પ્રયાસ કરે છે તે સ્પષ્ટ રીતે ભૂલમાં જ છે. ડૉ. કીથ ચોકખું કહે છે કે ગુણાઢ્ય ઇ. સ. ના પ્હેલા સૈકામાં ન્હોતો થયો એમ માનવાને આધારભૂત કંઇ પણ પ્રમાણ નથી. છતાં માનો કે "બૃહત્કથા" ઇ. સ. ના ચોથા સૈકામાં લખાઈ હતી, તો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે તેના છેલ્લા લમ્બકમાં વિક્રમાદિત્યનું વર્ણન છે તે વિક્રમાદિત્ય કોણ? જો આ વિક્રમાદિત્ય બીજો ચન્દ્રગુપ્ત હોય, તો પોતાના સમકાલીન કે લગભગ સમકાલીન સમ્રાટનાં કુળ, દેશ, જન્મ વગેરે વિષે આવી ખોટી હકીકત રજુ કરવાની હિંમત કોઇપણ લેખક કરી શકે ખરો? અથવા તો બીજે પક્ષે, આપણે શું એમ માની લેવું કે બીજા ચન્દ્રગુપ્તનું વર્ણન કરવાની ગુણાઢ્યને હોંશ હતી, પણ તે સમ્રાટ વિષે આવી અગત્યની હકીકતથી તે અજાણ હતો? અને અજાણ ન હોય, તો શા માટે-કયા હેતુથી-ગુણાઢ્યને આવી ખોટી હકીકતો લખવાનું સૂઝ્યું હોય? ખરે, ગુપ્તસમ્રાટો અન્ય સામાન્ય સ્થિતિમાંથી રાજપદ પામેલા રાજાઓના માફક ખોટાં માન કે મ્હોટાઇના ભૂખ્યા ન્હોતા. ઊલટું, તેઓ ઉચ્ચકુળના હતા; એટલું જ નહિ, પણ પોતાનાં કુળની ઉચ્ચતા, વિશિષ્ટતા, અને લિચ્છવીઓ સાથે બાંધેલા સમ્બન્ધથી વધેલી પોતાની મહત્તાનું તેઓને ભાન હતું. આ બધી હકીકત ધ્યાનમાં લેતાં, "બૃહત્કથા" ઇ. સ. ના પ્હેલા સૈકામાંજ લખાઇ હતી અને તેમાં વર્ણવાયેલો વિક્રમાદિત્ય વિક્રમ સંવત્‌નો સ્થાપનાર એજ એમ સિદ્ધ થાય છે.

(અપૂર્ણ)

# ટપ્પાવાળો

## રા. ડોલરકુમાર ભટ્ટ

(એકાંકી નાટિકા)

પાત્રો : ગુલાબ—ટપ્પાવાળો (ઉ. વ. ૨૮). મોતી—તેની મા (ઉ. વ. ૫૫).
મણિ—તેની વહુ (ઉ. વ. ૨૪). ટપુ—તેનો છોકરો (ઉ. વ. ૯).

### પ્રવેશ ૧ લો

[ગરીબ ઘરનું સ્વચ્છ આગણું દેખાય છે. એક પરસાળ, પરસાળથી હેઠળ ફળીયું ને ફળીયામાં ઘોડાને માટે બાંગ્યો તુરયો તબેલો નજરે પડે છે. તબેલામાં ઘોડો બાંધેલો છે, એક તુટેલો ખાટલો, એક બાજુ ઘાસનો ઢગલો. એક બાજુ સુંડલો ને એક બાજુ ટપ્પાગાડી એ સર્વ પડેલું છે. પરસાળમાં પાણીયારૂં છે. પરસાળમાં એક બારણું પડે છે. પડદો ઉપડે છે ત્યારે કોઇ દેખાતું નથી. થોડીવારે ગુલાબ આવે છે-તે ઉંચો, મજબુત બાંધાનો છે. તેની મુછના આંકડા ને ચકચકતી આંખો જીવનઉત્સાહ બતાવે છે. તેણે દિલે કંઈ નથી પહેર્યું. ફક્ત છુટી પાટલીનું એક ધોતીયુ પહેર્યું છે. તે સીધો ઘોડા પાસે જઇ પિતાના વાત્સલ્યથી તેની ગરદન પંપાળે છે, થોડી વારે આમ તેમ જોઇ]

ગુલાબઃ—અરે! ટપુ......એ ટપુ......!

[સાદ સાંભળી મણિ આવે છે. તે શરીરે મજબુત, ઘઉંવર્ણી ને સુન્દર અવયવવાળી સ્ત્રી છે. તેને ડગલે ડગલે ચેતન ને સ્ફૂર્તિ દેખાઈ આવે છે.]

મણિઃ—કેમ મને બોલાવી?......કે ટપુનું કામ હતું......?

ગુલાબઃ—(ઘોડા તરફ આંગળી કરી) આને નીણ નાખ્ય ને!

[મણિ આંખો વતી હા કહી ઘોડાને થોડું ઘાસ લે છે ને માતા સમા હેતથી ઘાસની પુળી કરી લ્હેકાથી ખવરાવે છે. ગુલાબ એ લ્હેકો જોઇ રહે છે. મણિ તેના સામુ જુવે છે. હાથમાંની પુળી એમને એમ રહી જાય છે; એટલે ઘોડો મોઢું ઉંચું કરી મણિના ખભા પર પોતાની ડોક નાખી દે છે. મણિ આ લાડ જોઈ હેતથી તેના મોઢા પર હાથ ફેરવે છે.]

ગુલાબઃ—મણિ!

[મણિ ઝડપથી ડોકું ફેરવે છે.]

મણિઃ—(જરા ઠપકાભરી આંખે) હં—હં! આ સાંભળશે. બળ્યું! નામ તે શું લેતા હશો?

[ખોટા રોષનો ચાળો કરે છે-નીચલો હોઠ લંબાવીને-ત્યાં મોતી અંદરથી સગડી લઇને પરસાળમાં આવે છે, એટલે મણિ ગુલાબ તરફથી નજર લઇ લઇ ઘોડા તરફ ફરી જાય છે ને ઘાસ ખવરાવવાનું ચાલુ રાખે છે.]

મોતીઃ—મણિ! નીણુ કરી વાળુ કરશું ને? કે વાર છે?

મણિઃ—(ધીમે સાદે) ના મા! વાર નથી હમણાં વાળુ પીરસું છું!

મોતીઃ—ગુલાબ! આંઇ શગડી પાંહે બેસ્યને! ટાઢ્ય નથી વાતી? આમ ઉઘાડે ડીલે ફર્યં મા. કાંક પે'રી લે!

[મોતી શગડીમાં છોડીયું નાખે છે. ગુલાબ ત્હેને જોઈ જરા હસે છે – અને એકાદ ફાટેલું પહેરણ પહેરી ઉપર ધોતીયાંનો એક છેડો ઓઢે છે.]

મોતીઃ—ને આજ રાણપર નથ્ય જાવું હો – આવી ટાઢ્યમાં. .

ગુલાબઃ—પણ મા! કાલ્ય પછી? આ જેવરાને ને ટપુડાને તો રોટલો જોશે ના, આપણે પેટે પાટા બાંધીયે તોય?

મોતીઃ—કાલ્ય તારી ડોશી મજુરીયે જાશે. આંઇ ઓરો બેશ્ય.

[ગુલાબ શગડી પાસે બેસે છે. એકદમ અંદરથી દોડતો દોડતો ટપુ આવી 'મા–મા' કહેતો ગુલાબ ને મોતીની વચ્ચે બેસે છે. તે ન્હાનો, સુંદર ને મજબુત બાળક છે.]

ટપુઃ—ગ્યાં તમે મજુરીયે. તમે ને બાપા આંઈ ઘેર રેજો. હું ગાડી લઇ રાણપુર જા'શ.

["હું" બોલતી વખતે તે ટટાર થાય છે – મોતી અને ગુલાબ તે જોઈ રહે છે – ને પછી હસી પડે છે. ટપુ શરમાઇ જઇ મોતીના ખોળામાં લાડથી માથું મુકે છે. મણિ ત્યાંથી ઘરમાં જતાં ટપુના વાંસા પર ટપલી મારતી જાય છે – તે જોઈ મોતીની આંખમાં આંસુ આવે છે.]

ગુલાબઃ—મા! હું કમાઇ ન હકું ત્યારે તમે જાવ ને આપણે બેય કાંઈ કરી ન હકીયે ત્યારે ટપુ રાણપર ફેરી કરવા જાય - ઇયે ઠીક.

[અંદરથી થોડી વારે 'ટપુ' એવી ધીમી બૂમ પડે છે. બધાં અંદર જમવા જાય છે. ગુલાબ પાછો આવી જેવરાને પંપાળે છે.]

ગુલાબઃ—બેટા! મરી જા'શ પણ તને ભૂખે નઈ મારું! તેં મને કયારે ભૂખે માર્યો છે! (દીર્ઘ નિશ્વાસ નાખી) આટલી જીંદગીમાં હું સારો દિ'નાં ભાળું તો કાંઇ નઈ – પણ તુયે નઈ ભાળ્ય! ઓ ભગવાન!

[માથું નમાવી ધીરે ધીરે અંદર જાય છે]

[થોડી વાર પછી ટપુ આવી છાનોમાનો ગાડીમાં ભરાઈ બેસે છે – પછી થોડી વારે ગુલાબ આવી ગાડી જોડે છે ને દીવાસળીથી ગાડીનાં ફાનસ સળગાવે છે. ત્યાં મોતી આવે છે.]

મોતીઃ—બેટા! આજ જા મા હો! મને અપશકન થાય છે.

ગુલાબઃ—(માથે વાંકી ટોપી મૂકતો) મા! ગરીબ ને મરદ ઇ બેને અપશકન નો નડે. હું ઇ બેય વાનાં છઉં.

મોતીઃ—પણ જો, આજ કેવી ટાઢ્ય છે! આવી રાત્યમાં તને કેમ જાવા દઉં? વળી મારગમાં જંગલ છે. ટાઢ્યે ઠરીજ જા ને!

ગુલાબઃ—( પહેરેલાં કપડાં બતાવતો ) આ શું કામના છે ? એવી ટાઢયની બીક આપણે રખાય ! રાખીયેં તો રોટલો નોં પામીયેં મા !

મોતીઃ—હશે. પણ કાલ્ય રોટલા વન્યા હલાવી લઇશું.

ગુલાબઃ—એટલે મારે ચાર જીવોને ભૂખે મારવા ! (મજબુત જમણો હાથ બતાવી) હજી આ કાંડામાં જોર છે ને મારો પરભુ પાંચરો છે ત્યાં લગણ મા ! લીલાલહેર કરો. ગાદી તકીયા આપણા નસીબમાં નહિ હોય, તોયે બટકું રોટલો ને છાશ્ય તો આવડી મોટી દુનિયામાં મળ્યા વગર નહિ રે.

મોતીઃ—ઠીક ભાઇ, તારા ભાઇઓએ મારું ક્યારે માન્યું તું તે તું માન્ય ? ભગવાન તને હિમખીમ ઘેર લાવે.

[ ગુલાબ જાય છે. મોતી ખાટલા પર બેસી પડે છે, નિરાશાને વ્યથાથી તેનું માથું નીચે ઢળે છે. ઘણીવાર સુધી તે એમને એમ બેસી રહે છે. પછી મણિ આવછે, ને 'મા' એમ બોલે છે પણ જવાબ નહિ મળવાથી ફરી જોરથી બોલે છે. ]

મોતીઃ—( ઉચું મોં કરી ) કેમ મણિ !

મણિઃ—ઉંધી ગ્યાં'તાં ?

મોતીઃ—ના બાપુ ના, આપણા અકર્મીના નસીબે ઉંઘવાનું ક્યાંથી હોય ? અવસ્થા થઈ એટલે કોક દિ' ઉંઘવાનું તો છે જ ના ?

મણિઃ—એમ કેમ બોલો છો મા ?

મોતીઃ—કાંઇ નઈ. આ ડોશીનું વેણુ ઘરડે ઘડપણે કોઇ ન રાખે ત્યારે ઇ જ થાય ના ?

મણિઃ—( ચારે તરફ જોઇ ) ઈ ગયા એમાં કો' છો ના ?—પણ મા ! કાલ્ય પાછી ભીખ માગવા પડે તેના કરતાં તો સારું ના ?

મોતીઃ—પણ મને બહુ અપશકન થાય છે.

મણિઃ—મને પણ ક્યારનું એજ થ્યા કરે છે કે સાજા સારા ઘર ભાળે તો સારું.

મોતીઃ—તુંય એવું બોલ છ ? કાંક બીજી વાત કર્ય.

મણિઃ—મા ! ત્યારે કાંક વાર્તા કરોને કે ગમે !

મોતીઃ—પણ ઓલ્યો ટપુડો કયાં ?

[ મણિ 'ટપુ'ને બે વાર બૂમ પાડે છે. જવાબ નથી મળતો ]

મોતીઃ—( નિરાશાથી ) તયેં શું ઇયે ગ્યો છે ?

મણિઃ—હા, એટલેંજ વેલો ઉઠી ગેલો.

મોતીઃ—હાય ! બેય ગયા. ઘરમાં કોઇ નોં' ર્યું.

મણિઃ—મા ! વાર્તા—!

મોતીઃ—( બેધ્યાનપણે ) ગુલાબના બાપા પણ એમ જ 'ગ્યા'તા. ને કે' છે કે એક ગાઉ ગ્યા ત્યાં જ ઠરી ગ્યા'તા. ઇ વખતેય જગુ મા'રાજની હોટલનું પાણી હીમ થઈ ગ્યું'તું. ને આજેય! હે પ્રભુ! ( પુષ્કળ વ્યથાથી બે હાથે માથું પકડે છે. )

મણિઃ—મા ! એવી ગઇ ગુજરી હંભારીને શું કામ ? હજાર હાથાળો ભગવાન બેઠો છે, ઈ સૌ'ય સારાં વાનાં કરશે.

મોતીઃ—( રોષમિશ્રિત ખેદયુક્ત અવાજે ) હા કરશે સારાં વાનાં ! ઇ શું કરશે ? નઈં તો આમ દખ દે ! ગુલાબથી ત્રણ ભાઇ મોટા હતા. એ પણ ગાડીમાં જ મરી ગ્યા'તા. મોહનો

બચારો. ગાડી ઉંધી વળી ગઈ એમાં મરી ગ્યો. જગો ને રતીયો ઈ બેય ઠરી ગ્યેલા. ને મારો રતિયો—કેવો રૂપાળો—તારા કરતાંયે (મણિ સામું જરા ધ્યાનથી જોઇ)–ના બસ તારા જેટલો જ રૂપાળો હતો! એના વાળ કેટલા કાળા હતા, ને એને વાંસળી કેવી આવડતી! પણ (નિઃશ્વાસથી) તારો હજારહાથાળો પરભુ કાંઈ રૂપગુણ જોતો બેઠો છ? અને હવે ચાર દિકરે વાંઝણી મોતી માથું કુટશે, બીજું શું? (છાતીમાં ડુમો ભરાયાથી તેનાથી બોલી નથી શકાતું–થોડીવારે). તે દિ–મારો રતિયો ગ્યો ત્યારે–આ ગુલાબ તો નાનો હતો–આપણા ટપુડા જેવડો–ગુલાબ તેની સાથે ગ્યોતો. આજ ટપુડો ગ્યો છે એમ. થોડી જ વારમાં થોડાંક માણસો તેને ધોળાં લુગડાંમાં ઉંચકી લાવેલા ને તેને માટે ધીનો દીવો કરી જગા મા'રાજના છોકરા પાંહે ભગવાનની ગીતા બોલાવેલી. પણ તે દિ ઉગ્યોતો જ એવો–એમાં કોઈ શું કરે? ભગવાનેય શું કરે? મારા નસીબનો જ વાંક. નહિ તો આવા જુવાનજોધ દીકરા મરી જાય ને હું શું કામ બેઠી રઉં? હે ભગવાન! હવે કાંક છુટ્યકો કર્ય. (ઉંધું માથું નાખી દે છે. સ્તબ્ધ મણિ આંખમાંથી આંસુ લુછે છે ને એક ઉંડો નિઃશ્વાસ નાખે છે–ત્યા છેટેથી ગાડીનો અવાજ સંભળાય છે. થોડી વારે કોઇ ડેલી ખખડાવે છે!)

મોતીઃ—(ચમકી ઉભી થઈ) હુ મોતી કેતી? ઈજ છે ને?

[મણિ બારણું ઉઘાડે છે. ટપુ દોડતો આવી મણિને વળગી પડે છે. ને ધોળા કપડામાં ગુલાબને વિંટાળી થોડાક માણસો ને બે ત્રણ સ્ત્રીઓ દાખલ થાય છે. પેલા માણસો ગુલાબને ખાટલાપર સુવાડે છે. ને મ્હોં પરથી કપડું ખસેડે છે. મણિ બે હાથ વચ્ચે માથું પકડી ખાટલા પડખે પડી જાય છે. પેલી બાઇઓ તેને સાવધ કરવા પ્રયત્ન કરે છે. ટપુ અણસમજમાં મૂઢ જેવો જોઇ રહે છે. મોતી બેભાન જેવી જોઇ રહે છે–પછી એક ધીનો દીવો લઇ ખાટલાપર ગુલાબના માથા પાસે એવી રીતે મુકે છે કે તેના મ્હોં પર પ્રકાશ પડે છે. ગુલાબની જમણી બાજુ ઘુંટણીએ પડી હાથ જોડી નીચે મ્હોંએ ધીમે સાદે બોલે છે.]

મોતીઃ—બેટા! ભગવાન તારું ભલું કરે. આજે ચાર ચાર દિકરે તારી ડોશી વાંઝણી રે'શે. આ મોતીના નશીબમાં સારા દિ' માંડ્યા નહિ હોય, બીજું શું?

[માથું નમાવે છે. બધું ચુપચાપ છે. ટપુ મોતી પાસે જાય છે ને તેના માથે હાથ મૂકી જરા હલાવે છે].

ટપુઃ—મા! મા!

મોતીઃ—કેમ બેટા?

ટપુઃ—(આંગળીથી બતાવતો) આ બધાં શું કામ આવ્યાં છે? મારા બાપાના માથા આગળ દીવો કેમ મૂક્યો છે?

મોતીઃ—(સહન ન થઇ શકતું હોય તેમ મોં ફેરવી નાખતી) અમસ્તો.

ટપુઃ—પણ મા, મારા બાપાના વાળ નહિં બળી જાય હેં?

[મણિ એક ચીસ પાડી ફરી બેભાન થઇ જાય છે. ન રહી શકાવાથી મોતી ધ્રુસકે ધ્રુસકે રડી પડે છે. બાઇઓ મણિના મોં પર પાણી છાંટવા લાગે છે.]

ટપુઃ—બાપા! બાપા! (ગુલાબ પાસે જઈ દીવો ઓલવી નાખે છે) હવે તમે નહિ દાઝો હોં!

[કોઇ બોલતું નથી. પડદો ધીમે ધીમે ઉતરે છે.]*

---

*. J. M. Synge ના Riders to the Sea પરથી વસ્તુ સૂચિત થયું હતું. ડો. ભટ્ટ



# શિક્ષણના પ્રશ્નો

રા. ચન્દુલાલ જટાશંકર ભટ્ટ
(પ્રિન્સિપાલ, અંધેરી હાઇસ્કૂલ)

લેખાંક બીજો

( ગતાંક પૃષ્ઠ ૧૬ થી ચાલુ )

## વગર ગુનાહની સજા

બાળકોને શિક્ષણ આપવાને નામે પહેલે જ દિવસેથી તે બિચારાંને નિશાળરૂપી બંદીખાનામાં પૂરી રાખવાની સજા શરુ થાય છે. **વગર ગુનાહની આવી સજા** મુંગે મોઢે છતાં બળતે હ્રદયે જો કોઈ પણ સહન કરતું હોય, તો આપણાં નિર્દોષ બાળકો જ છે. દિવસના ચોવીસ કલાકમાંથી છ કલાક તો બુદ્ધિના વિકાસક નહિ પણ વિનાશક શિક્ષકરૂપી નિષ્ઠુર જેલરના સખ્ત જાપ્તા નીચે આ નાનકડો નિર્દોષ કેદી પસાર કરે છે. સાંજે નિશાળમાંથી છુટી, ઘેર આવતાં જ બીજા દિવસને માટે આપેલા પાઠો તૈયાર કરવામાં, આંકના પાડાઓ ગોખવામાં અને વિદ્યા મેળવવાનો ઉત્સાહ વધારવાને બદલે તે નિર્મૂળ થઇ જાય એવા નિરર્થક લાંબા ગૃહપાઠો (home-lessons) લખવામાં જ સાંજના અને સવારના મળી આ નવા વિદ્યાર્થીના બીજા છ કલાકનો ભોગ અપાય છે નિશાળના છ કલાકની સખ્ત મજુરીની કેદ અને ઘરના અભ્યાસની છ કલાકની સાદી કેદ ભોગવ્યા પછી બાકી બાર કલાક રહે છે; જેમાંથી લગભગ આઠ તો તેની નિદ્રા માટે જોઇએ જ. હવે વધેલા ચાર કલાકમાં તેને શૌચક્રિયા, ન્હાવું-ધોવું, ભોજનાદિ પ્રવૃત્તિ સમેટી લેવાં પડે છે. બાળકને, યુવાનને અને વૃદ્ધને પણ શરીરનું સ્વાસ્થ્ય પહેલું આવશ્યક છે. શારીરિક સુખ વિના અન્ય પ્રવૃત્તિઓ નિર્બળ થઈ પડે છે, તેથી જ આયુર્વેદ કહે છે કે **शरीरमाद्यं खलु धर्मसाधनम्।** અંગ્રેજીમાં પણ કહેવત છે કે " Healthy mind in a healthy body." પરંતુ અત્યારના કેલવણીકારો આ અનુભવને બાજુએ મૂકી આરંભથી જ શિક્ષણને વિઘાતક બનાવી મૂકે છે. આવી રીતે આરંભ થયેલા શિક્ષણનું ફળ શું? વિદ્યા મેળવનારના શરીરમાં નિસ્તેજતા, જીવનમાં નીરસતા અને આ સંસાર તરફ બહુ નાની ઉમરથી જ ઉત્પન્ન થતી વિમનસ્તતા.

એક ગ્યાસતેલના ફાનસની જ્યોત સચેતન રાખવા માટે તેની વાટની, ઢાંકણની, ચીમનીની જેટલી સંભાળ લેવાય છે, તેટલી પણ સંભાળ આ બાળકોની રસજ્યોત સચેત રાખવા માટે લેવાતી હોય, તો પણ સદ્ભાગ્ય. ફાનસ તો ફક્ત ઓરડાની ચારે દિવાલોને જ પ્રકાશ આપશે, પણ આ બાલદીપક તો કુલને, જ્ઞાતિને અને દેશને પણ પ્રકાશ આપવા સમર્થ થઇ પડશે,

પરંતુ એની સંભાળ લેનાર શિક્ષક પોતાની ફરજ ચૂકે છે – અથવા તો એમજ કહેવું જોઇએ કે કેળવણીની પદ્ધતિ શિક્ષકને પોતાની ફરજ બજાવતો અટકાવે છે. એ પદ્ધતિ યંત્રમાં શિક્ષકરૂપી ચક્ર એના નિયત કરેલા સ્થાને ફર્યા કરે છે. માબાપો બાળકોને નિશાળે મૂકે એટલે તેમની ફરજ પૂરી થઈ એમ સમજે ત્યાં ઉપાય પણ શો ?

**पुराणमित्येव न साधु सर्वम्।** બધું જૂનું તેથી જ સારું એ સૂત્રરૂપે સ્વીકારાય તેમ નથી, છતાં જે જૂનું સારું હતું તેની પ્રશંસા કરવામાં લાભ છે એમ માનીને આપણી જૂની આશ્રમપદ્ધતિનો એક દૃષ્ટાન્ત આપવો વાજબી લાગે છે. ભારતદેશમાં પ્રાચીન કાળમાં અલ્પવિસ્તૃત છતાં અતિવિશ્રુત ત્રણ મહાન શારદાપીઠો હતી – અજંતા, તક્ષશિલા અને નાલંદા. નાલંદાના કુલપતિએ એવો નિયમ રાખેલો કે જે બ્રહ્મચારી આશ્રમમાં દાખલ થાય તેનાં માતપિતાથી કુલપતિની અનુજ્ઞા કે આજ્ઞા શિવાય તેના શારીરિક, માનસિક કે આધ્યાત્મિક વિકાસમાં આડે આવી શકાય નહિ. વિદ્યાભ્યાસ પૂરો થયા પછી જો ગુરુને યોગ્ય લાગે તોજ વિદ્યાર્થીને ગૃહસ્થજીવનમાં પ્રવેશ કરવાની સંમતિ આપે. ગુરુની સંમતિને માન આપીને જ માતપિતા પોતાનાં બાળકોને વ્યાવહારિકજીવનમાં પ્રવેશ કરાવે. આ જાતનો ગુરુ તરફ સદ્‌ભાવ અને શારદાપીઠની સાથેનો સહકાર સુન્દર પરિણામને આભારી હતો. અત્યારે સખેદ જાહેર કરવું પડે કે શિક્ષક અને માતપિતાનો સહકાર મુશ્કેલ થઇ પડયો. કોઇકોઈ સ્થળે તો બન્ને વિપક્ષીઓ હોય એવી માન્યતા બંધાઇ જાય છે અને વિદ્યાર્થીને અભ્યાસમાં ગેરલાભ ન થાય માટે તેને ઘેર જવાની રજા આપવામાં ન આવે, અથવા તો નિયમિતતા શીખવતા તેને મોડો આવવા માટે સહેજ સજા કરવામાં આવે તો પિતા અથવા વાલી તરફથી વકીલની નોટિસ જેવો ખુલાસામાગનારો લાંબો પત્ર આવે. આવી વસ્તુસ્થિતિથી નથી થતો વિદ્યાર્થીને ગુરુ તરફ પૂજ્યભાવ કે નથી સધાતો માબાપો સાથેનો આવશ્યક સહકાર. જો શિક્ષક અને વાલી એક જ કુટુંબની બે વ્યક્તિઓ માફક પોતાનાં બાળકની શારીરિક, માનસિક તેમજ નૈતિક ઉન્નતિને માટે સંપૂર્ણ સહકાર કરે તો શિક્ષણને સુધારવાનો એક માર્ગ સરલ થાય.

અત્યારની શિક્ષણપદ્ધતિઓ ઘણી જ ખામીઓવાળી છે તે સર્વકોઇ સ્વીકારે છે. તેમં સુધારા કરવા માટે અભ્યાસક્રમમાં થોડાઘણા ફેરફાર કરવાથી કંઇ વળશે નહિ. એના પ્રયત્નો આજે વર્ષોથી શાળાઓ, કેળવણીકારો અને યુનિવર્સિટીઓ કર્યા કરે છે, અને જેમજેમ એ કહેવાતા સુધારાઓ (?) દાખલ થતા જાય છે, તેમતેમ શિક્ષકની દૃષ્ટિએ શિક્ષણ વધારે અને વધારે ગુંચવણભરેલું, અવ્યાવહારિક અને અનુપયોગી થતું જાય છે, અને માબાપની દૃષ્ટિએ વધારે ખર્ચાળ, વધારે અર્થહીન અને સાંસારિક જીવનને માટે બીનજરુરી લાગતું જાય છે. આ ગુંચવાયલા કોકડાને જેમજેમ ઉકેલવા બેસીએ તેમતેમ તે વધારે ગુંચવાતું જાય છે. આવા અખતરાઓથી બિચારાં બાળકો ચોમાસાના ઘાસની જેમ સ્વયંવૃદ્ધિ પામે છે, તેમાંથી ઘણાં તો સુરક્ષકને અભાવે કાલરાક્ષસના પગ નીચે છુંદાઇ બેકદર જનતાને પોતાના પ્રાણનો ભોગ આપી પ્રભુ પાસે ફરીઆદ કરવા ચાલ્યાં જાય છે.

હવે એક દિવસ એવો આવવો જોઇએ કે જ્યારે આપો દેશ હાલની કહેવાતી ઉત્તમ શિક્ષણપદ્ધતિનો અગ્નિદાહ કરે, અને તેના ઉત્તરકાર્ય પછી, હવા અજવાળાની પૂરતી સગવડ હોય એવાં, શહેરની ધાંધલ અને ઘોંઘાટથી દૂર મોટા મકાનમાં અથવા નૈસર્ગિક સૌન્દર્યથી સુશોભિત આશ્રમ જેવાં સ્થળોમાં શિક્ષણ આપવાનું શરુ કરે. આ શિક્ષણ અન્ય સ્થળે નોકરી ન મળવાથી ગમે તે પગાર સ્વીકારી શિક્ષક બની બેઠેલાને આજીવિકાનું સાધન પૂરું પાડવા માટે નહિ, પરંતુ ભાવિ પ્રજાનાં જીવનમાં નવચેતન લાવવા માટે. તેમને નિર્માલ્ય બનાવવા માટે નહિ, પરંતુ શક્ત અને બુદ્ધિમાન બનાવવા માટે; આજકાલના સ્નાતકો (Graduates) ની માફક સસ્તા કારકુનો બનાવવા માટે નહિ, પરંતુ માતૃભૂમિના આદર્શ ઉદ્ધારક થવા માટે હોવું જોઇએ.

(લેખાંક ત્રીજો આવતા અંકમાં)





## પાદપૂર્તિ*

ધીરે ધીરે મધુર રજની શાન્તિમાં વીતતી'તી,
વ્હાણું વાશે, રવિ પ્રગટશે, સારસી એમ બ્હીતી;
વ્હાલા કેરી મધુર હુંફમાં જોરથી એ લપાતીઃ
"કેવાં પ્રેમી રસિકહૃદયો શાન્ત સાધે સમાધિ."

"રસબાલ"

* લાઠી સાહિત્ય સંમેલન પ્રસંગે પાદપૂર્તિની હરિફાઇમાં આ પંક્તિઓ માટે રૂા. ૨૫) નું પારિતોષિક શ્રી. મોતીસિંહ તરફથી મળ્યું હતું.

# વિજ્ઞાનયોગની ભૂમિકા

રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

## વિજ્ઞાનમય સત્ય કેવી રીતે પ્રાપ્ત કરવું ?

( ગતાંક પૃષ્ઠ ૫૯ થી ચાલુ )

પૂર્ણયોગના ગ્રન્થોમાં વિજ્ઞાનમય સત્ય કેવી રીતે પ્રાપ્ત કરવું એના ઉપાયો જુદેજુદે સ્થળે આપવામાં આવ્યા છે, તેમાંના કેટલાક વિધિ–નિષેધાત્મક માલમ પડશે. પરંતુ આપણે પ્રથમ વિજ્ઞાનપ્રાપ્તિનો મૌલિક સિદ્ધાન્ત સ્પષ્ટપણે સમજવા પ્રયત્ન કરીશું. બે શક્તિઓનું પરસ્પર ન્યૂનતાપૂરક કાર્ય થાય ત્યારે વિજ્ઞાનમય ભૂમિકાની પ્રાપ્તિમાં સફળતા મળે: (૧) અવિરત, અવિચ્છિન્ન અને સતત એવી વ્યક્તિની અભીપ્સા તથા (૨) ઉર્ધ્વભૂમિકામાંથી માનવની અભીપ્સાનો પ્રત્યુત્તર આપનાર પરમ ભાગવત કરુણા, એ બે શક્તિઓ છે. પોતાના અંગત પ્રયત્નથી માનવતાથી ઉર્ધ્વ જે દિવ્ય શક્તિ આવી રહેલી છે તેને સાધક પોતાનામાં અવતરણ કરવાની ફરજ પાડી શકતો નથી, યા તો પોતે સ્વપ્રયત્ન માત્રથી પોતાથી પર એવી ભૂમિકાઓમાં આરોહણ કરી શકતો નથી. સ્વપ્રયત્નથી માનવ પોતાની જાતને ઊર્ધ્વભૂમિકામાં ગતિ કરવાને માટે લાયક બનાવી શકે, ઊર્ધ્વભૂમિકાની દિવ્ય શક્તિ પોતાના આધારમાં અવતરણ કરે તેની શરતો પોતાના આધારમાં તે પૂરી પાડી શકે એ ખરું છે. એ માનવ-સાધ્ય પ્રયત્ન શ્રી. અરવિંદના અભિપ્રાય પ્રમાણે ત્રણ મુખ્યરૂપમાં વ્યક્ત થાય છે. (૧) અભીપ્સા, (૨) અસ્વીકાર યાને ઇન્કાર, (૩) આત્મસમર્પણ. પોતાનાથી ઊર્ધ્વ ચેતના માટે, સત્ય માટે, અવિદ્યા દૂર કરવા માટે–એમ અનેક ઇષ્ટ તત્ત્વો માટે–સાધક પોતાની અંદર અભીપ્સાની અગ્નિજ્યોતને જ્વલંત રાખી શકે છે. કેટલાક પ્રારબ્ધવાદી સાધકોની એવી માન્યતા છે જે "સઘળું જ ભગવાન કરે છે માટે આપણી સાધના,–આપણા વતીની અભીપ્સા પણ તેજ કરશે" એ સાવ ભૂલ ભરેલી હોઇ આધ્યાત્મિક પ્રગતિની ધ્વંસક અને માનવ આત્માને પુષ્કળ હાનિકારક છે. એ પ્રમાણે જ ઇન્કાર કરવાનો પ્રયત્ન એટલે કે પોતાની પ્રકૃતિમાં રહેલા અનિષ્ટ તત્ત્વોનો, કાર્યોનો શક્તિઓનો, ગતિઓનો તથા વસ્તુઓનો અસ્વીકાર કરવો એ સાધકના પ્રયત્ન વડે સાધ્ય છે. ભગવાન પોતે આપણી અંદરની સર્વે અનિષ્ટ વસ્તુઓને દૂર કરી દેશે એમ માની લઈ સાધકે હાથ જોડી બેસી રહેવાનું નથી. ખરું છે કે પોતાની પ્રકૃતિની કેટલીયે ખામીઓ અને મુશ્કેલીઓને, ઇચ્છવા છતાં અને પ્રયત્ન કરવા છતાં, સાધક સહેલાઇથી દૂર કરી શકશે નહિ. પરંતુ તેટલા પરથી એમ નથી સિદ્ધ થતું કે સાધકે કાંઇજ કરવાનું નથી. પોતાની પ્રકૃતિમાં જે કાંઇ અસત્ય હોય, જે કાંઇ અજ્ઞાન વડે આચ્છાદિત હોય, તેને જાતે શોધવાનું છે–તે શોધવામાં પ્રભુની મદદ માગી તથા લઇ શકાય છે–અને એવી વસ્તુઓની શોધ થયા પછી તેમનો ખંતપૂર્વક સતત ઇન્કાર સાધકે કર્યે જ જવો જોઇએ, અને એ પ્રમાણે પોતે ખંતપૂર્વક એકધારો પ્રયત્ન કરે

તો જ પોતાને સહાય કરવા માટે સાધક ભગવાનની દિવ્ય શક્તિને યથાર્થ રીતે આહ્વાન કરી શકે. "સત્ય અને અસત્ય, જ્યોતિ અને અંધકાર – આત્મ સમર્પણ અને સ્વાર્થ" શ્રી અરવિંદ કહે છે, "એ બન્ને એકજ સાથે કેવી રીતે રહેવા દઇ શકાય?"

સમર્પણનું પણ ઉપર બે પ્રકારના પ્રયત્ન વિષે કહ્યું તેવું જ સમજવાનું છે. "ભગવાન પોતે કે ભગવાનની મહાશક્તિ જ યોગ સાધના કરે છે ને? માટે આત્મસમર્પણ પણ તેજ કરશે" – એવી વૃત્તિ તમોગુણનું પરિણામ છે. ભગવાનની શક્તિ સાધકમાં સર્વે કાર્યો કરે એ તો સાધનાની અંતિમ દશામાં જ સંભવે. શરુઆત કરનાર એવી વૃત્તિ સાચી રીતે કદી ધારણ કરી શકતો નથી, અને છતાં કેટલીક વાર પોતે એ પ્રમાણે ભગવાનની શક્તિને બધું સમર્પણ કરી ચૂક્યો છે એમ માની લે છે. વળી ભગવાન સાધક પાસે સમર્પણની આશા રાખે છે પરંતુ પોતાના સર્વશક્તિમાનપણાનો લાભ લઇને સાધકને સમર્પણ કરવાની ફરજ તે કદી પાડતો નથી. ભગવાન માનવનું આત્મસમર્પણ ચાહે છે – પરંતુ તે સમર્પણ સ્વેચ્છાપૂર્વક અને આનંદભેર થાય એમ તે ચાહે છે અને માગે છે અને છતાં ઘણીવાર જડતા ભરી તામસિક નિષ્ક્રિયતાને સાચાસ ક્રિય આત્મસમર્પણ તરીકે સ્વીકારી લેવામાં આવે છે. એવી તામસિક નિષ્ક્રિયતામાંથી સમર્થ અને ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિ કદીજન્મતી નથી.

આ ઉર્ધ્વગતિ માટે અભીપ્સા રાખનાર સાધકે કેટલીક સાવચેતીઓ રાખવાની જરુર છે. આપણે એ નિષેધાત્મક સૂચનાઓ પ્રથમ લઇશું. સર્વ પ્રકારના અહંકારથી સાધકે પોતાના માનસને મુક્ત કરવાને સતત પ્રયત્ન કરવો જોઇએ. "હું મહાન છું"–એવી અભિમાનની લાગણીથી માંડીને "હું પ્રભુનું દિવ્ય કરણ છું"–"મારા વિના પ્રભુનું કાર્ય પણ નહિ થઇ શકે" એવી માન્યતા સુધી એ અહંતા નડે છે એટલું જ નહિ–પરંતુ "મારામાં કશી પણ યોગ્યતા નથી" "હું નમ્ર છું" એવી નિરભિમાની દેખાતી માન્યતાઓમાં પણ તે પ્રવેશી રહે છે!!! તેનાં સર્વે રૂપો બદલાતાં તેની સર્વે ક્રિયાઓને શોધી શોધીને સાધકે સતત ઇન્કાર કર્યા કરવાનો છે.

ત્યારે 'અહંતા' વિના સાધક કાર્ય જ શી રીતે કરવાનો? એવો પ્રશ્ન થાય તો તે ઘણો વ્યવહારુ ગણાય, કારણ કે આપણી પ્રાચીન સાધના પ્રણાલિમાં "સાત્વિક અહંકાર"–થોડો તેનો આકાર-કર્મ માત્રને માટે આવશ્યક ગણાય છે. અને જો સાધનાનો અંતિમ ઉદ્દેશ વિલયાત્મક મોક્ષની પ્રાપ્તિ જ હોય તો એ માન્યતા ઘણે અંશે સાચી પણ કહેવાય પરંતુ પૂર્ણ યોગમાં જીવનનો–અર્થાત્ કર્મોનો પણ–સ્વીકાર છે. પરંતુ તેમાં જે કર્મો કરવાની છૂટ સાધકને છે તે સર્વે તેની કામના કે અહંતામાંથી કે તેના મર્યાદિત ક્ષુદ્ર વ્યક્તિ સ્વરૂપમાંથી નહિ પરંતુ તેની અંદર રહેલા સત્યસ્વરૂપ–તેના 'જીવ'માંથી જન્મે છે. અહિં ફરીને શ્રી. અરવિંદની યોગ સાધનાની ભાવાત્મકતા ઉપર ભાર દેવો પ્રાપ્ત થાય છે. 'અહંતા દૂર થાય એ છૂટ ખરુંજ. પરંતુ તેને દૂર કરીને શૂન્યમાં કે જડતામાં સાધકે ડૂબવાનું નથી. તેણે ખાલી કરેલે ઠેકાણે ચૈતન્ય-પુરુષ અને વિજ્ઞાનની દિવ્ય ભૂમિકામાં રહેલા પોતાના "જીવ સ્વરૂપ"ને સાધકે સ્થાપન કરવાનું છે.

જરા વધારે સ્પષ્ટ રૂપમાં મૂકીને આ નિષેધની પાછળ રહેલ ભાવાત્મક, વ્યવહારુ ઉપાયોની સમાલોચના કરીશું તો આપણને જણાશે કે અત્યારે માનવની ચેતનાની સપાટી

ઉપર જે ક્ષુદ્ર વ્યક્તિત્વને તે પોતાનું સાચું સ્વરૂપ માનતો હોય છે તેની પાછળ આવી રહેલ આ ચૈત્ય પુરુષને અંતરના ઉંડાણમાં ઉતરીને પ્રાપ્ત કરવો તથા ક્રમે ક્રમે તેને બ્હાર, ચૈતન્યની સપાટી પર લાવી મનોમય, પ્રાણમય તથા સ્થૂલ અન્નમય પ્રકૃતિને તેના વડે (ચૈત્ય-પુરુષની શક્તિ વડે) સંચાલિત કરવી એ આ યોગમાર્ગની એક ઉપયોગી અને વિજ્ઞાનની પ્રાપ્તિને માટે તો અનિવાર્ય જરુરીઆત છે. એવો પ્રશ્ન પણ થવાનો સંભવ છે કે એ ચૈત્ય-પુરુષને કેવી રીતે પોતાની અંદર સાધક જાગ્રત કરી શકે?

પ્રાથમિક સરત તરીકે એમ કહી શકાય કે પોતાના પ્રાણમાં ઉદ્‌ભવતા અન્ય કામનામય હેતુઓનાં શુદ્ધ આધ્યાત્મિક હેતુ જોડે થતા મિશ્રણને સાધક દૂર કરે તો ચૈત્ય-પુરુષ વધારે સહેલાઇથી જાગ્રત થઇ શકે. અર્થાત્ કોઇ પ્રકારની મહત્ત્વાકાંક્ષા, અભિમાન કે આધ્યાત્મિક શક્તિ પ્રાપ્ત કરવાની યા તો સિદ્ધિઓ મેળવવાની ઇચ્છા સાધકમાં જાગ્રત થાય તો ચૈત્ય-પુરુષની જાગૃતિ અસંભવિત થઇ પડે છે. પણ એ ચૈત્ય-પુરુષ કોણ છે? એની જાગૃતિ વિના વિજ્ઞાનની પ્રાપ્તિ સંભવિત નથી એટલી બધી તેની અગત્ય છે ત્યારે તેનું સ્વરૂપ શું, તે જાણવું જરૂરનું છે. ચૈત્ય પુરુષ એ સાધકની અજ્ઞાન અવસ્થામાં કાર્ય કરતું, અપૂર્ણ અહંતાની પાછળ આવી રહેલું તેનું પોતાનું સત્ય વ્યક્તિત્વ: વિજ્ઞાનમાં ભગવાનના અંશ રૂપે રહેલ દિવ્ય વ્યક્તિત્વનું – જીવનું – નિમ્ન પ્રકૃતિમાં આવી રહેલ સક્રિય પ્રતિનિધિ તે ચૈત્ય-પુરુષ. આ મત પ્રમાણે જૂની વેદાન્તી માન્યતા કે "જીવ તો અવિદ્યામાં પડેલ શીવ"- એ બરાબર નથી. **ममैवांशो जीवलोके जीवभूत:** એમાં શ્રી કૃષ્ણ ભગવાન પણ એ જ મુદ્દો સ્પષ્ટ કરે છે જે "જીવ" ભગવાનનો પોતાનો અંશ છે અને ભગવાન જે વિજ્ઞાનમય ભૂમિકામાં રહી કાર્ય કરે છે ત્યાં તે પણ તેની સાથે હોય છે. તાત્પર્ય કે અવિદ્યામાં થતી જન્માંતરની ઘટનામાં જીવ પોતે આવી પડેલો હોતો નથી પરંતુ ઊર્ધ્વ વિજ્ઞાનમય ભૂમિકામાં રહ્યો તે નિમ્ન પ્રકૃતિને પોતાના પ્રતિનિધિ ચૈત્ય-પુરુષદ્વારા ઊર્ધ્વભૂમિકાઓ પ્રત્યે ઉત્ક્રાંતિના ક્રમદ્વારા દોરે છે. આ બાબતમાં શ્રી અરવિંદની મીમાંસા બીજા ઘણા આર્યમીમાંસકોથી જુદી પડે છે, તેની વાંચકે ખાસ નોંધ લેવી.

એ ચૈત્ય-પુરુષને જાગ્રત કેવી રીતે કરવો? અને પોતાની પ્રકૃતિમાં તે આગળ પડતો ભાગ લે, તે જ તેનું નેતૃત્વ કરે, એવી સ્થિતિ કેવી રીતે ઉત્પન્ન કરવી? એમ કરવા માટે પોતાની બહિર્મુખ પ્રકૃતિમાંથી ચૈતન્યને પાછું ખેંચીને અંતરના ઊંડાણમાં ડૂબકી મારવાનો અભ્યાસ કેળવવો જોઇએ. એમ સતત કરવાથી મનોમયભૂમિકાની ક્રિયામાં પણ આંતર મનનો ભાગ પ્રાણમય સતની સર્વે ક્રિયાઓમાં આંતર પ્રાણની પ્રવૃત્તિ આગળ પડતી થાય છે. બુદ્ધિ વડે, વિચાર વડે, પોતાની સર્વે ક્રિયાઓ કરવાના જૂના અભ્યાસને ધીમે ધીમે દૂર કરીને તેને ઠેકાણે ચૈત્ય-પુરુષની પ્રવૃત્તિ પોતાને દોરે એવી અભીપ્સા સેવી તેને અનુસાર વર્તન કરવાનો અભ્યાસ કરવો જરુરનો છે. જ્યાં સુધી કામનામય પ્રાણ, મનોમય બુદ્ધિ યા તો બીજું કોઇ તત્ત્વ આપણી પ્રકૃતિનું નેતૃત્વ કરતું હોય છે ત્યાં સુધી, આ, આપણી પ્રકૃતિની પાછળ રહેલ શુદ્ધ વ્યક્તિત્વને બ્હાર આવવાની તક મળતી નથી અને ત્યાં સુધી જીવનની ગતિ સાચી દિશામાં થઇ શકતી નથી.

જ્યારે એ પ્રમાણે કાંઇક અંશે પણ થઇ શકે છે ત્યારે માલમ પડે છે કે અંતરમાં ડૂબકી મારવાની ક્રિયા સાથે સાથે ઊર્ધ્વગતિ, યાને ચૈતન્યનું આરોહણ પણ થવા માંડે છે.

નિમ્ન પ્રકૃતિમાં થતી પ્રત્યેક ક્રિયાનો આરંભ ત્યારપછીથી ઊર્ધ્વભૂમિકામાં થાય તેની સાધક વાટ જુવે છે. ત્યારપછીથી ત્રીજી ક્રિયા થાય છે તે એ કે ઉપરની આ આત્મિકભૂમિકાની દિવ્યશક્તિ સાધકની નિમ્ન પ્રકૃતિમાં અવતરણ કરીને તેનું રૂપાન્તર કરી નાખે છે.

પણ તે કાર્ય ટૂંકા સમયમાં થઈ જતું નથી. એ આખું આરોહણનું, અવરોહણનું અને રૂપાંતરનું કાર્ય લાંબી તપસ્યાભર્યું હોય છે. એને સલામતપણે તો વીરલા જ પાર પાડી શકે, કેમકે માર્ગમાં જતાં કેટલાએ અંતરાયો, મુશ્કેલીઓ અને વિરોધી શક્તિઓના હુમલાઓ તેને નડે છે. અને એ સઘળામાંથી સલામત પસાર થવું ઘણું મુશ્કેલીભર્યું છે. અંતઃકરણની પવિત્રતા, પ્રભુપ્રાપ્તિ શિવાય બીજા કોઇપણ હેતુની ગેરહાજરી, ભગવાનને અહંકાર રહિત, દંભ કે વેપારીવૃત્તિભરી માગણી શિવાયનું શુદ્ધ આત્મસમર્પણ કરવાની શક્તિ સાધકે પોતાનામાં કેળવવી પડે છે. અને એ આખી ક્રિયા કષ્ટસાધ્ય છે.

ઉપરાંત પ્રકૃતિનું આવું સમૂળું રૂપાંતર કરવાની ધારણા રાખનાર સાધકમાં અખૂટ ધીરજના ભંડારની કેટલી બધી જરુર છે તે વાંચકે પોતે વિચારી લેવું જોઇએ. બેદરકારી કે અધુરું કામ જેમ તેમ કરવાની વૃત્તિ થતાં કાર્યની સંગીનતા ઓછી થાય. જલદી જલદી કામ કરી નાંખવાની અધીરાઇને પરિણામે કાર્યમાં વેગ આવે તો સાથે સાથે ચોકસાઇની ખામીઓ પણ આવે જ. અલબત્ત ઉપર સાધકે પોતાના અંતરમાં તીવ્ર અભીપ્સા સતત જાગ્રત રાખવી એમ કહેવામાં આવ્યું છે, પરંતુ એનો અર્થ સાધકે પોતાનામાં ઉતાવળ કે અધીરાઇને આવવા દેવાં જોઇએ એવો મુદ્દલે થતો નથી. તેમ જડતામાં અને નિષ્ક્રિયતામાં ડુબ્યા રહેવું એ પણ બરાબર નથી "નહિ રાજસિક આતુરતા કે નહિ તામસિક જડતા અને નિરુત્સાહ"–અને છતાં સતત જાગ્રત શાંતિ, અભીપ્સા તથા અનાસક્ત વિવેકશક્તિની ક્રિયા સાધકે પોતાનામાં રાખવી જોઇએ.

છતાં અનેક મુશ્કેલીઓ અને જૂદા જૂદા સંજોગો વચ્ચે સાધકે સંપૂર્ણ શાંતિ અને સમતા કેળવવાનાં છે. પોતાને અસાધારણ અનુભવો થાય: ઉચ્ચ અને ભવ્ય સાક્ષાત્કારો હોય કે પછી નિમ્ન પ્રકૃતિના ઉંડાણના ગર્ભોમાં પતન થવાના સંભવો ઉપસ્થિત થાય તો પણ સાધકે તો પોતાની સમતા અખંડ જાળવતાં શીખવું જોઇએ. આવી સમતા અને શાંતિ સ્થાપન કરવાનું મુખ્ય કારણ એ છે કે સાધકની અવિદ્યામય પ્રકૃતિની ક્રિયાઓનું રૂપાંતર કરવાના પ્રયત્નમાં જૂની વૃત્તિઓ (૧) ફરી ફરીને આવ્યા કરવાનો (૨) નવી ઉન્નત પ્રકૃતિની સ્થાપનાનો વિરોધ કરવાનો (૩) તથા બ્હાર કાઢી નાખવામાં આવે તોપણ ફરીને પુનરાવર્તન સ્થાપન કરવાનો પ્રયત્ન કરે છે જ. આખી ક્રિયા સીધે સીધે સલામત યાત્રા નહિ પરંતુ સતત લડાઈ કરતા લશ્કરની કૂચના જેવી હોય છે. વળી જીવનના બાહ્યાચારમાં કોઈ પ્રકારની સામાન્ય બુદ્ધિની ખામી ન જણાય એવી તટસ્થ સમતા જરુરની છે. પોતાની પ્રકૃતિની સર્વે ક્રિયાઓ પ્રત્યે એક પ્રકારની અપૌરુષેય તટસ્થતા સ્થાપન કરવી જરુરની છે, જેથી કરીને પોતાનાં સર્વે આંતર તથા બાહ્ય કર્મો પ્રત્યે સાધક તટસ્થ અને અનાસક્ત રહી શકે.

વળી ઘણી વાર એમ પણ બને છે કે સાધક પોતાના આધ્યાત્મિક વિકાસમાં પોતાના જૂના વિચારોને વળગી રહે છે, યા તો અંતિમ મનસાતીત સત્યને વિષે પણ પોતે માનસિક વિચારો અને અભિપ્રાયો બાંધી બેસે છે. પરિણામે મનસાતીત પ્રાપ્તિના પ્રયત્નોમાં અડચણો

નડે છે, કારણ કે કોઇપણ પ્રકારનું માનસિક બંધારણ એ પ્રકારના સત્યનું અવતરણ થતું અટકાવે છે અને કાંઈ નહિ તો છેવટે તેને મર્યાદિત તો કરે છે જ. વળી સાધના કરતાં પોતાને જે કાંઈ અનુભૂતિઓ થાય તેમાંની કોઇને માટે સાધકે પોતાની અંદર અતિ પક્ષપાત રાખવો જોઇએ નહિ કેમકે તેમ કરવાથી બીજી અનુભૂતિ પ્રાપ્ત કરવી તેને માટે અસંભવિત બની જાય છે.

સાધકના માનસમાં ઉલટી એક પ્રકારની વિવેકશક્તિની જ્યોતિ સતત હાજર રહે તે ઘણું ઇચ્છવા લાયક છે, કારણ કે વિવેકશક્તિ વિના ઘણી મોટી મોટી ભૂલો સાધક કરી બેસવાનો સંભવ છે. અનેક સ્ખલનોમાંથી, મુશ્કેલીઓમાંથી અને વિરોધી શક્તિઓના હુમલાઓમાંથી બચાવનારી શક્તિ વિશુદ્ધ અભીપ્સાની સતત જાગ્રત જ્યોત છે. ઊર્ધ્વ શક્તિને પોતાના ઉપયોગ માટે લેવાનો વિચાર છોડીને, તેને હાથ કરવાની મહત્વાકાંક્ષા છોડીને પોતે તેના થઇ રહેવા. તે ઊર્ધ્વ સત્યને સંપૂર્ણ આત્મસમર્પણ કરવા સાધકે તૈયાર રહેવું જોઇએ. કોઇ પ્રકારની શક્તિ પ્રાપ્ત થાય તો તેને ભગવાનની બક્ષિસ તરીકે ગણવી, પોતાની અંગત માલિકીની વસ્તુ તરીકે નહિ. ટૂંકામાં સાધકે પોતે તો બીજી સર્વે કામનાઓનો ત્યાગ કરી દઇને ઊર્ધ્વ ભૂમિકામાં રહેલી ભગવાનની મહાશક્તિની વિશુદ્ધિ તેની શક્તિ તેની જ્ઞાનજ્યોતિ, તેની વિશાળતા અને શાન્તિ પોતાની અંદર આવે – પોતાની પ્રકૃતિમાં સ્થાપન થાય એવી અભીપ્સા સતત સેવવી જોઇએ. પોતાની નિમ્નમુખ પ્રકૃતિનું ઊર્ધ્વ પ્રકૃતિની ક્રિયામાં રૂપાંતર થવા માટે પોતે અંતરમાં સતત માગણી કરવી જોઇએ.

આમ થતાં ક્રમે ક્રમે વ્યક્તિત્વની મર્યાદા ધીમે ધીમે દૂર થતી અનુભવાશે અને સાધકની ચેતના ક્રમે ક્રમે વિરાટ સાથે એકતા પામતી જશે. જગતના મધ્યબિંદુમાં "અહં" ને રાખીને વિચાર કરવાની જૂની ટેવ સાધકની ચેતનામાંથી દૂર થઇ જશે અને એમ થાય તોજ યથાર્થ જ્ઞાન તેને પ્રાપ્ત થઈ શકે એ પણ સ્પષ્ટ છે.

જ્યારે એવી અવસ્થા સાધકનું ચૈતન્ય પ્રાપ્ત કરે છે ત્યારે ઊર્ધ્વભૂમિકામાં રહેલી દિવ્ય મહાશક્તિ પ્રત્યે શુદ્ધ વિજ્ઞાનમય શક્તિ પ્રત્યે તે પોતાના આધારને ખુલ્લો કરી શકે છે અને એ મહાશક્તિ જ માનવના આધારનું છેવટનું અને સાચું રૂપાંતર કરી શકે છે એમાં પણ એક બે સાવચેતીઓ રાખવાની જરુર છે. કેટલીકવાર મહાશક્તિ શિવાયની જ કોઇ સામાન્ય શક્તિ સાધકમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરે છે અને પોતે જ મહાશક્તિ છે એવું તેને સમજાવવા મથે છે, વળી એમ પણ બને છે કે સાધકની પોતાની "અહંતા" જ તેને ભૂલાવામાં નાખે અને પોતાના નિર્ણયો, વિચારો, અનુભવો વગેરે મહાશક્તિનાં જ છે એવું મનાવવા પ્રયત્ન કરે. આ બન્ને વખત સાધકે જાગ્રત રહીને અસત્યને પારખી શકે એવી તટસ્થ વિવેકશક્તિનો ઉપયોગ કરવો જરુરનો છે.

સાધના કરીને તેનાં ફળ તરીકે કોઈ પણ પ્રકારની સિદ્ધિ માગવી એ પણ એક પ્રકારની ઇચ્છા છે. માગણી જ કરવી હોય તો ભગવાન પાસે વિજ્ઞાનમય દિવ્ય સત્યને માટે માગણી કરવી અને તેનો વિજય સાક્ષાત્કાર, આ પૃથ્વી ઉપર અને આપણી અંદર સ્થાપન થાય એ જ વરદાન યાચવું. બધું એ દિવ્ય મહાશક્તિના હાથમાં સોંપવું એ જ સર્વે મુશ્કેલીઓમાંથી સલામત ઉગરવાનો સરલ ઉપાય છે.

# બાલ-સાહિત્ય

રા. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

સાંપ્રત સમયમાં આષાઢી વરસાદની હેલીની પેઠે બાલ-સાહિત્ય વરસી રહ્યું છે. તેવે સમયે તે વિષય સંબંધે કંઇપણ બોલવાની ઇચ્છા કરતાં, હેલીમાં ભીંજાએલ માણસ ટાઢથી ધ્રૂજે તેમ હું પણ ધ્રૂજું છું. કદાચ જેના ઉપર એ વૃષ્ટિ અખંડ પડી રહી છે તે પણ ધ્રૂજતાં હશે. મારી કલ્પના તો એવી છે, કે બાલસાહિત્ય તો ક્ષણે ક્ષણે નવતા ધરતી ઉષાના રમણીય અને પ્રાણપ્રેરક પ્રકાશની પેઠે બાલહૃદયમાં વ્યાપી રહેવું જોઇએ. તેમાં રહેલા ભાવો ઉષાની મધુર અને કોમળ ઉજ્જવળતા જેવા; તેની કલ્પનાઓ મૃદુ અને મનોરંજક ક્ષણે ક્ષણે ફુરતી ઉષાની અભિનવ તેજ-રેખાઓ સમી; તથા તેનો પ્રસાદ પ્રભાતના મીઠા કલરવથી ગુંજતા શીતળ અને સુખકર અનિલના આલ્હાદક સ્પર્શ સરખો હોય.

વર્તમાન કાળે નાના નાના કદની ચોપડીઓદ્વારા, સામયિક પત્રોના બાલવિભાગોદ્વારા અને બીજી રીતે પણ મુદ્રણ-કળાની મદદથી બાલકો ઉપર તેના સાહિત્યને નામે જે વૃષ્ટિ ચાલી રહી છે તે વાસ્તવિક અને ઇષ્ટ છે, એમ ઘણા બાલપ્રેમીઓ નથી માનતા એમ જણાય છે. છતાં તેમ ચાલવા દેવામાં કોઇપણ પ્રમાણભૂત વ્યક્તિનો 'સબૂર' સૂચવતો હાથ ઉંચો, સરખો પણ જણાતો નથી. ગુજરાતની પ્રજાનું માનસ વિશેષતઃ વ્યાપારી તત્ત્વોવાળું હોઇ તેનું વલણ બાલ-સાહિત્ય તરફ જનતાની જાગેલી વૃત્તિ ઉપર દ્રવ્ય લોભે કેટલેક અંશે વળ્યું છે. આથી બાલ-સાહિત્યને નામે એ વર્ગે ગમે તેવા માલનો વ્યાપાર પણ માંડ્યો છે. એમાં સાચા બાલસાહિત્યની આશા બહુ જ ઓછી હોય. બીજો વર્ગ કીર્તિ અને પ્રતિષ્ઠાના કે જાતે સ્વીકારી લીધેલા કોઇ ધ્યેયના કારણે બાલસાહિત્યના બહોળા પ્રચારમાં ઝુકાવી રહ્યો છે. તેને લાગેલો વિસ્તારનો મોહ તેને બાલસાહિત્યના નૈસર્ગિક ઉંડાણમાં ઉતરવા દેતો નથી. આથી અલ્પજીવી સંખ્યાબંધ બચ્ચાંઓની જનેતા જેવા તેના ઉત્પાદકો માત્ર તેની પ્રસૂતા થવા જેટલી સુખકર વેદના વેઠી લઇ, ચીરંજીવી સંતાનોનું સુખ મેળવવા પામતા નથી. કદાચ એક માતા પોતે ઘણાં બચ્ચાં જણ્યાં એમ જોઇ સંતોષ પામે, એવો એમને સંતોષ થતો હશે; પરંતુ 'દીવેલ વાળો એક તોય એકે હજારાં' એવી ભાવના ધરાવતી એકજ પુત્રની માતાના હૃદયનો પરમ આનંદ તેના અંતઃકરણમાં ઉદ્‌ભવતો નથી; અને જેનાથી જનક કે જનેતાને વાસ્તવિક આનંદ નથી, તેનાથી જગતને પણ નિરાનંદનો જ અનુભવ થવાનો. આ ન્યાય બાલસાહિત્ય પૂરતો બાલજગતના વાસીઓને પણ લાગુ છે. જરુર, બાલસાહિત્યને નામે જે કંઇ પ્રકટ થતું રહે છે તે ઘણે સ્થળે બાળકો વાંચે છે, વાંચ્યા કરે છે, એમ પણ દેખાય છે; તેમજ કેટલેક સ્થળે પરિસ્થિતિ જ એવી થઇ ગઇ હોય છે, કે બાળકોને એવું વાચન ફરજરૂપે બની રહે છે. તેમાંનો અમુક અંશ બાળકો અપનાવી પણ લેતાં હશે, પણ સાહિત્યની મૌલિક અને મૂલ્યાંકનની દૃષ્ટિએ તે વાચન

એટલું હિતકર કે કાર્યસાધક થાય છે એમ કહી શકાય નહિ. બહુધા એવું વાચન બાળમાનસમાં આગંતુક વ્યાધિની પેઠે એક પ્રકારની ખુજલી ઉત્પન્ન કરે છે; અને ખુજલી એક વખત ઉત્પન્ન થઇ, એટલે તેની ચેળ સમાવવા ખાતર બાળકો જાણે વાચનનાં ભૂખ્યાં હોય તેમ ચોપડીઓ તરફ ધસતાં દેખાય છે અને વાંચીને શાંત થાય છે. આવી રીતે ઉત્પન્ન કરેલી ખુજલી શમાવનાર દવા તરીકેના સાહિત્ય કરતાં અંતરની ભૂખ ઉઘાડીને તેની તૃપ્તિ કરે તેવા પથ્ય ખોરાકરૂપ જે સાહિત્ય હોય તેજ સાચું સાહિત્ય ગણવું જોઇએ.

સાહિત્યની વ્યાખ્યાઓ અનેક પ્રકારે આપવામાં આવે છે, તેનો એકંદર વિચાર કરી અતિસંક્ષેપમાં કહીએ તો એટલું લક્ષણ આપી શકાય કે:—

**"મનુષ્યને ઉન્નત અને સંસ્કારી કરે એવું વાણી કે કલામાં ઉતારેલું માનવજીવનનું સ્વરૂપ"** તે સાચું સાહિત્ય. જ્યાં સુધી વાણી કે કલામાં માનવજીવનનું વાસ્તવિક અને હૃદયંગમ સ્વરૂપ ખડું ન થાય, ત્યાં સુધી તે સાચા સાહિત્યને નામે ઓળખાવા યોગ્ય નથી. આવા સાહિત્યની સાચી પરીક્ષા માનવ હૃદય કરે છે, અને તેનું પરિણામ જીવનચરિત્રથી જાણી શકાય છે. કેમકે સાહિત્ય એ જીવનનું સાચું પ્રતિબિંબ હોય છે; અને જીવન એ સાચા સાહિત્યથી ઘડાએલું હોય છે. આમ બન્ને વચ્ચે બીજવૃક્ષ ન્યાય પ્રવર્તે છે. બીજી રીતે કહીએ તો સાચું સાહિત્ય અને જીવન એ બન્ને એકજ વસ્તુનાં બે સ્વરૂપો છે. એટલે જીવનનાં વહેણ જેવાં વહેતાં હોય, તેને અનુરૂપ સાહિત્ય પેદા થાય છે; અથવા જેવું સાહિત્ય પેદા થવા લાગે, તેને અનુરૂપ જીવન ઘડાતાં થાય છે. માટે ઉચ્ચ જીવનની આશા સેવતાં પહેલાં તેવા જીવનનું અગર તેને લાયક એવા સાહિત્યનું સ્વરૂપ પ્રથમ લક્ષમાં રાખ્યા વગર ચાલવાનું નથી. સમયના પ્રભાવને ફાવતું કે અમુક મનુષ્યની રુચિમાં જે ધૂન ચડી આવે, તેને અનુકૂળ જે સાહિત્ય રચાવા કે પ્રકટ થવા માંડે તેથી જીવનના ધ્યેયને શી અસર થાય છે, એની ચોકી કરનાર સાચા સાહિત્યકોની ઓછી અગત્ય નથી. એવા સાહિત્યના હિમાલય જેવડા ઢગલા નીચે કદાચ વાચકને દાટી દેવામાં આવે, તો પણ જીવનની સાચી પ્રેરણા મળે કે કેમ? એ શંકાસ્પદ છે. મણબંધી ભૂકરા પત્થર સાથે લોઢું અફાળતાં જે ચીનગારી ખરતી નથી તે એક પાવલીભાર ચકમક સાથે ઘસતાં ચમકતી દેખાય છે, અને તેમાંથી જ જ્યોત પ્રકટી શકે છે. વળી "મોગરાના બીજમાંથી કૌચ ન કદાપિ થાય, કૌચથી ન મોગરાની આશ લેશ લાવીએ" એ પણ અટલ સિદ્ધાંત છે. મતલબ કે મોગરો જ મોગરાને પેદા કરે છે. તેમજ હીરાથી જ હીરાને ઓપી શકાય છે. એ રીતે સાચું જીવન કે જીવનરૂપ સાહિત્ય એજ ખરું જીવન પેદા કરે. અને જીવનને ઓપ પણ એજ ચડાવે છે. એટલે જીવાએલાં પ્રત્યક્ષ જીવન અથવા તેનું વાણી કે કલામાં ઉતારેલું જીવંત સ્વરૂપ એનાથી જ સાચાં જીવનનાં ઘડતરો થાય છે; અન્યથા નહિ.

જીવનના પણ સદોષ અને નિર્દોષ એ પ્રકાર તો છેજ. પણ ઉપર જણાવ્યા પ્રમાણે સાહિત્ય તો મનુષ્યને ઉન્નત અને સંસ્કારી કરે તેવું હોવું જોઇએ આથી સદોષ અને અસંસ્કારી જીવનનું પ્રતિબિંબ પાડતું સાહિત્ય ગમે તેટલું આકર્ષક કે રસમય જણાતું હોય, તો પણ તેને લીલાં તૃણથી ઢંકાએલા કૂપની પેઠે જીવનની ઉચ્ચતાને ધોરણે સામાન્યત: ત્યાજ્ય

માનવું જોઇએ. ખાસ કરીને બાલસાહિત્યમાં તો તે અસ્પૃશ્યજ ગણાવું જોઇએ.

વાતાવરણમાં જ્યારે વંટોળ ચડે છે, ત્યારે તે ગમે તે સ્થળનો કચરો ઉછાળીને ઘરઘરમાં ભરી દે છે; તેમ વર્તમાન સમયમાં લેખન-પ્રવૃત્તિનો પણ વંટોળ ચડ્યો છે. તેણે દેશ પ્રદેશનો અનેક પ્રકારનો કચરો સાહિત્યક્ષેત્રમાં ભરી દીધો છે. ઘણે અંશે નાટકો, ચલિત ચિત્રપટો, અને નવલ-નવલિકાના લેખકોએ તથા તેના વેશધારીઓએ ઇષ્ટ કરતાં અનિષ્ટ તત્ત્વોનું ભારણ જનમાનસમાં ખૂબ ભરવા માંડયું છે. એને કોઇ રસસાહિત્ય, કોઈ પ્રેમ-કથાઓ, કોઈ ઉલ્લાસમય વાંગ્મય એવાં અનેક સફાઇદાર નામો પણ આપે છે; સાચો સરવાળો મૂકતાં તેવા સાહિત્યના પરિચયમાં આવતું માનવ પ્રત્યેક પગલે રસિકતાના નામ નીચે અસંયમી વિલાસિતા અને નૈતિક દૃઢતાને બદલે હૃદયબળહીન સ્વચ્છંદતામાં તણાતું જાય છે. બાલસાહિત્યને અંગે આ હકીકત કદાચ અસંગત જણાશે; પણ દુઃખની વાત છે, કે એવાં દૃશ્ય અને શ્રાવ્ય સાહિત્યના પ્રવાહમાંથી ઉગતી નિર્દોષ પ્રજા બચવા પામતી નથી! એટલુંજ નહિ પણ બાલસાહિત્યમાં પણ એના રંગોની આછી ઘેરી અસર પહોંચે છે. માટે બાલસાહિત્યના પુરસ્કર્તાઓને આ ભયંકર વંટોળના કચરાથી સંભાળવાનો નિર્દેશ કરવો આવશ્યક છે.

આટલું વિવરણ સામાન્યપણે બાલસાહિત્યની પરિસ્થિતિ અને તેના ઉપર અસર કરતી બાબતોનું કર્યા પછી હવે બાલસાહિત્યના સ્વરૂપ સંબંધે કંઇક વિચાર કરીએ.

બાલસાહિત્યનાં મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય.

## (૧) ગદ્ય, (૨) પદ્ય, (૩) તાલબદ્ધ જોડકણાં.

**(૧) ગદ્યઃ**—થોડાએક વર્ષો પહેલાં નાનું બાળક વાંચી શકે તેવું વાચન ખોળી કાઢવામાં આપણને મુંઝવણ થતી હતી. કેમકે બાળકો માટેનું ગદ્ય માત્ર પાઠ્ય પુસ્તકો શિવાય સ્વતંત્ર લખાતું ન હતું; તેમજ તેની જરુર છે કે કેમ તે પણ કોઇએ ખાસ વિચારમાં લીધું જણાતું ન હતું. પાઠ્ય પુસ્તકોની શૈલી અને તેમાં મૂકાએલા વિષયો સંબંધે હજુ સુધી જોઇએ તેવો સંતોષ જણાયો નથી, પણ વ્યવહાર પૂરતા વાચન લેખનનો હેતુ રાખી તેનાથી ચલાવી લેવાયું છે. એ પાઠ્ય પુસ્તકોમાંથી પસાર થએલું બાળક પુખ્ત ઉમરે પોતાનો વ્યવહાર ચલાવતું. જેને વિશેષ અભ્યાસની જિજ્ઞાસા થતી, તે મોટી ઉમરને યોગ્ય એવા સાહિત્યદ્વારા સંસ્કારો મેળવી લેતાં. હવે યુગ બદલાયો છે, અને એવી માન્યતા પ્રચલિત થએલી જોવામાં આવે છે, કે મોટાં માણસોની પેઠે બાળકોએ પણ પુસ્તક વાંચવું જોઇએ; તેને માટે પણ ઘણી સંખ્યામાં ઘણી જાતની ચોપડીઓ જોઇએ; તેને માટે સ્વતંત્ર બાલપુસ્તકાલયો હોવાં જોઇએ; તેમજ બાલવર્તમાનપત્રો તથા બાલચિત્ર-પોથીઓ પણ જોઇએ. અલબત, આ બધાં પૈકી કેટલુંક બાળકોને ગમી જતું હશે; તેમાંથી તેને જ્ઞાન, ગમ્મત અને ઉલ્લાસ પણ પ્રાપ્ત થતાં હશે: છતાં એક આશંકા અંતરના ઉંડાણમાંથી ઉદ્ભવે છે, કે શું બાળકોને આ બધી વસ્તુઓ ખરેખર રુચિકર છે? શું તેની આત્મક્ષુધાને તૃપ્ત કરવાનો આ બધો પથ્ય ખોરાક છે? કે તેના શુભેચ્છકોએ પોતાની રુચિ પ્રમાણે પ્રેમપૂર્વક કલ્પીને તેના માથે લાદેલો આ વ્યવસાય છે? જરૂર, વિકાસ પામેલી પક્વબુદ્ધિને વિચારીએ તો ભાવભૂખ્યાં હૃદયોને ભાવનાઓનો અને તેની

રસવૃત્તિને કલ્પનાઓનો ખોરાક જોઇએ છીએ; અને તે કેટલેક અંશે વાચનદ્વારા મેળવે છે; પરંતુ એક પ્રશ્ન ફરી થાય છે, કે પોતાની પરિસ્થિતિના ભાન ઉકેલીને સ્વયંવિકસતાં કૂમળાં બાલહૈયાંને તથા કુદરતને પ્રતિપળે સાનંદાશ્ચર્યથી નિહાળી રસપીતાં નાનકડાં બાલલોચનોને એ નૈસર્ગિક શિક્ષણ અને પરમાનંદમાંથી અટકાવીને લખાણોની અનેક વિધ અસરો નીચે મૂકવાં એ શું શ્રેયસ્કર છે ? શું આથી બાલકોના મૌલિક વિકાસ-પ્રવાહને મોટેરાંઓએ ગોઠવેલી શબ્દ અને વિચારોની કૃત્રિમતામાં વાળવામાં તો નથી આવતો ને ? આ ભયને દૃષ્ટિ સામે રાખીને **બાળકોના યથાવિકસિત માનસને અનુકૂળ અને યોગ્ય વાચન ગજા પૂરતું જ આપવામાં આવે તો ઇષ્ટ ગણાશે.** 'બાળકમાં મનુષ્ય સમાએલો છે' એ સાચું છે, પરંતુ તેથી શું માનવની વિવિધ વૃત્તિઓ અને તેના છાયારંગોના બધા પ્રકારો બાલ્યાવસ્થામાંથી જ પૂરવા માંડવા ? શું તેને વિકાસક્રમે યોગ્ય સમયે ગ્રહણ કરવા દેવા જેટલી ખામોશ ન રાખવી ?

બાલસાહિત્યના ગદ્યની ભાષા માટે કંઇક એવી માન્યતા પ્રવર્તતી દેખાય છે, કે ભાષા કંઈક કાલી અને ચાગલી હોવી જોઇએ. નાનાં વાકયો અને તેમાં અમુક પ્રકારના લહેકા આવે એટલે એ બાલભાષા બને. આવી માન્યતાથી લખાતી સંખ્યાબંધ નાના મોટા સ્વરૂપની લીટીઓએ બાળકોને ભાષાના કૃત્રિમ સ્વરૂપ તરફ દોરવા માંડયાં છે. મોટી ઉંમરે ભાષાનું જે વલણ બંધાવાનું છે, તેના જ બાલોચિત નમુના શા માટે ન હોય ? પોતાની પાસેની શબ્દોની ઓછી મૂડી અને તે વાપરવાની અણઆવડતને લીધે કદાચ બાળક તૂટક અને આડાઅવળા શબ્દોમાં વાતો કરતાં હોય, તેથી બાલસાહિત્યને પણ એવું અનુકરણ કરીને કઢંગાં વાકયોમાં લખવું એ બરાબર નથી. કદાચ બાળકો સાથે વાતચીત કરતાં કે વાર્તા કહેતાં શબ્દો અને વાકયોના ઉચ્ચાર તેના કાનને પરિચિત હોય એવા થાય તો ખાસ હરકત નથી આવતી; તે પણ ગમતની ખાતર અમુક પ્રમાણમાં. પરંતુ બધાં જ વાકયોમાં ક્રિયાપદ પહેલાં આવે એવો વાતો કરવા બેસીએ, કે લખવા માંડીએ તો તે યોગ્ય થશે નહિ. તે વધારે પડતી ચાગલાઇરૂપે થઈ પડશે.

કેટલાંક બાલસાહિત્યનાં ગદ્ય વાંચતાં એમ જણાઈ આવે, કે જાણે પાકી વયના વામનને બાળકને બદલે દેખાવ નિમિત્તે ગોઠવી ન દીધો હોય ? કેમકે ભાષા, ભાવ, વિચાર વગેરે પુખ્ત છતાં ભાષાનું સ્વરૂપ બાળકના જેવું બનાવવા પ્રયત્ન કરવામાં આવે છે. આથી તે બાલમાનસને અનુરૂપ થઇ પડતું નથી. ગદ્યમાં ગોઠવાએલા વિષયોમાં બાલમાનસનાં સુંદર પ્રતિબિંબો હોવાં જોઇએ, અથવા તેની જિજ્ઞાસા તૃપ્ત કરીને તેને નિસર્ગમાં સ્વતંત્રપણે વિહરતાં કરે તેવી રચના હોવી જોઇએ; તેને બદલે બહુધા એવું જોવામાં આવે છે કે બાળકો પાસે હકીકતના અને જ્ઞાનના તથા કલ્પનાઓના ભરેલા થાળજ પીરસવામાં આવે છે. ઇતિહાસ, ભૂગોળ, ચરિત્રો અને વિજ્ઞાન જેવા વિષયોમાં અલબત એનું પ્રમાણ વિશેષ હોય, પરંતુ પ્રકૃતિ-સૌંદર્યમાં પણ બાળકના અનુભવોને ઉત્તેજીત કરવાને બદલે પોતાને થએલા અનુભવોનું કે સાચી ખોટી કલ્પનાઓનું લાંબુંલચક ચાગલું ચિત્રણ આપવાની પ્રથા પડી જતી જણાય છે. લેખક નિસર્ગની સુંદરતામાં ડૂબીને તેથી નીકળતા સ્વયંસ્ફૂરિત ઉદ્ગારો કાઢવાને બદલે માહિતી

આપવાના મોહમાં તણાવાનું પસંદ કરે છે! આથી સીધો ઉપદેશ નાપસંદ કરનારા પણ પોતે અજાણપણે બાળકોના પોપ બની રહે છે.

ભાષાના પ્રયોગો અને શબ્દની સાર્થકતા માટે બાલસાહિત્ય અતિશય કાળજી માગી લે છે, જેમ કસાએલા કારીગરનો ઘડાએલો હાથ ઝીણી નકશી ઉપર હથોડીના ટચકા યોગ્ય પ્રમાણમાં મારી શકે છે. તેમ ભાષા ઉપર કાબુ ધરાવતી કલમ બાલસાહિત્ય પર યોગ્ય ભાત પાડી શકે છે. શીખાઉ અને અણઘડ હાથે બાલસાહિત્ય વિકૃત બનતું જાય એ સ્પષ્ટ બાબત છે; તેથી બાલસાહિત્યમાં અણઘટતો હસ્તક્ષેપ થતો અટકે તેવી તકેદારી રાખવાની અતિશય જરુર છે પણ અફસોસની વાત છે, કે બાલસાહિત્યમાં મોટેરા ગણાતા અને ગણાવા ઇચ્છતા સજ્જનો એ કપરી ફરજ માથે ઉઠાવતા નથીઃ કદાચ તેને પોતાના પદની સલામતી ન પણ દેખાતી હોય? ઉલટ પથે એવું પણ ઘણીવાર જોવામાં આવે છે; કે લખનારના નામની ખાતર કે શરમ અગર પક્ષપાતને લીધે, અથવા પોતાનીજ નબલાઇને કારણે લેખો અને પુસ્તકોમાં **अहोरुपम होध्वनि!** જેવા ખુશામદીયા શિષ્ટાચારો પ્રવર્તે છે! આમ જોતાં ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં ખાસ કરીને બાલસાહિત્યનો પ્રદેશ રખેવાળ વગરના રેઢા ખેતર જેવો દેખાય છે. તેને માટે વિદ્વાન, અપક્ષપાતી, સમતોલ માનસની, સમર્થ અને કડક ટીકાકાર સ્વ. નવલરામભાઇની પ્રતિનો જાગવાની જરુર છે.

**(૨) પદ્યઃ—**કાવ્યનાં જુદાં જુદાં અનેક લક્ષણો દર્શાવાયાં છે; પરંતુ **वाक्यं रसात्मकं काव्यम** એ સૂત્ર બહુધા સર્વમાન્ય ગણાય છે. જે વાક્યનો આત્મા રસ છે તે કાવ્ય: એ લક્ષણથી સઘળાં રસમય વાક્યોની ગણના કાવ્યમાં થઇ જાય છે. પરંતુ (૧) તાલબદ્ધતા અને (૨) ગેયતા એ બે વસ્તુથી પદ્યનો આત્મા – રસાત્મા ગદ્ય કે અપદ્યાગદ્યના આત્મા કરતાં ખૂબ ખીલી ઉઠે છેઃ સંગીત કાવ્યના આત્માને બહલાવે છે અને તાલ તેને ઝુલાવે છે. આથી પદ્યકાવ્યની હૃદય ઉપર અમુક પ્રકારની ઉત્કૃષ્ટ અસર થાય છે.

જે લક્ષણો ઉચ્ચ પ્રતિનાં કાવ્યોને લાગુ છે, તે બાલગીતોને માટે પણ છે. માત્ર તેમાં વસ્તુ, ભાષા, કલ્પના, વર્ણન, ભાવના, પ્રેરણા, અર્થ, ઉલ્લાસ, ભવ્યતા, માધુર્ય, સ્વાભાવિકતા અને સરળતા આદિની જમાવટ બાલોચિત હોવી જોઇએ; તેનો પ્રસાદ બાલહૃદય ઝીલે તેવો જોઇએ; તેના પ્રાણ બાળકમાં ચેતના જગાવે તેવા જોઇએ અને તેની પ્રતિભા બાળક સહી શકે તેવી હોવી જોઇએ. તે બાબતોનું સંક્ષિપ્ત દિગ્દર્શન અહીં અસ્થાને નહિ ગણાય.

**વસ્તુઃ—**મનુષ્યમાત્ર એક જ સૃષ્ટિમાં રહેતાં છતાં પોતપોતાની દૃષ્ટિમર્યાદાના ભેદે દરેક વ્યકિત નિરનિરાળી સૃષ્ટિમાં જીવે છે. વય, વિચારણા અને પ્રવૃત્તિની તારતમ્યતાથી તે અનેક વિષય પરત્વે રુચિ અથવા અરુચિ બતાવે છે. એટલું જ નહિ પણ એકનો એક વિષય ઉપરનાં કારણોને લીધે અનેક પ્રકારે ભાસે છે. આ દૃષ્ટિએ બાલસૃષ્ટિ પણ અનોખી જ હોય છે. એ બાલસૃષ્ટિને પીછાણવી અને તેની સાથે સમભાવ કેળવવો એમાં જ બાલકાવ્યોના વસ્તુની પ્રાપ્તિ રહેલી છે. બાલસૃષ્ટિનો સાચો ખ્યાલ બાલદૃષ્ટિ મેળવ્યા શિવાય આવી શકશે જ નહિ. જો આપણે બુદ્ધિમાં ચડી ગએલો જ્ઞાનનો અને વડિલપણાનો અંબાડ ઉતરવા દઈ,

પરમ સરળતાં ભર્યાં નિર્દોષ બાલભાવોને હૃદયમાં ધારણ કરવા ભાગ્યશાળી થઇએ, તો સહેજે આપણને આપણું અદ્ભુત બાલજીવન સાંભરી આવે, અને ત્યારે જ બાલહૃદયને જગતનું દર્શન કેટલું ચેતનવંતું થાય છે, તેનો વાસ્તવિક ખ્યાલ આવશે. આવી સ્થિતિમાં વિહરતું બાલપ્રેમીહૃદય બાલકભોગ્ય વસ્તુને સત્વર ગ્રહણ કરી શકે છે.

**ભાષા:**—જગતની વસ્તુઓ સાથે અનેક વખત પરિચયમાં આવ્યા પછી તે સંબંધી વાણીવ્યવહાર અમુક પ્રકારની ઘડાએલી ભાષાનું સ્વરૂપ પકડે છે; પરંતુ બાલમાનસમાં જગતનું પ્રાથમિક દર્શન થતાં જે સાનંદાશ્ચર્યભર્યા સરલ ઉદ્ગારો નીકળે છે, તે અને તેને અનુસરતા શબ્દોની બાલભાષા બની રહે છે. એ બાલભાષા જ ખરી રીતે બાળકોને માટે સાનુકૂળ હોય છે. એવી ભાષામાં ઉતારેલાં કાવ્યોને બાળકો પોતાની મિલ્કત ગણીને ગ્રહણ કરી લે છે; એટલું જ નહિ પણ નિર્મળ આરસીની પેઠે તેમાં પોતાનું અને પોતામાં તેનું પ્રેમથી દર્શન કરે છે.

બીજું ભાષામાં વસ્તુ, ક્રિયા અને ભાવને અનુરૂપ કર્ણપ્રિય શબ્દોની યોજના સરળ રીતે થવી જોઇએ. જેમ મીઠું ભોજન મુખમાં મૂકતાં એક પ્રકારની તૃપ્તિનો આનંદ થાય છે, તેમ બાલકાવ્યના રણકારથી હૃદયમાં આનંદ અને શ્રવણમાં તૃપ્તિ થવી જોઇએ; અને પ્રસાદનો સાચો અર્થ પણ એ જ છે. બાલકાવ્યમાં શબ્દ સામર્થ્ય પણ યથાયોગ્ય જળવાવું જોઇએ. વિચાર અને વાણીની અસંગતતા કે અગમ્યતાને એમાં જરાય સ્થાન ન હોય. તેમજ ઘટે ત્યાં મૃદુ તો ઘટે ત્યાં પ્રખર તેજસ્વીતા પણ ચમકવી જોઇએ. અર્થાત્ પ્રત્યેક શબ્દ યોગ્ય સ્થળે ઉભો રહી મધુરભાવોભર્યા રણકારથી સંવાદી સૂર આલાપતો હોવો જોઇએ. આથી વાણીને બદલે ભાવનો પ્રવાહ વહેતો જણાય એવી સ્થિતિ થાય છે; અને એમાં જ ભાષાની સિદ્ધિ છે. વળી થોડા શબ્દોમાં વસ્તુને દૃષ્ટિમાં ખડી કરી દેવી એમાં ભાષાનું સામર્થ્ય છે.

**કલ્પના:**—આ બાબતમા તો બાળક અને કવિમાં એટલોજ માત્ર ફરક રહે છે, કે બાળક સૃષ્ટિનાં અંગોના અપરિચિત દ્રષ્ટા તરીકે કલ્પનાના ઉડતા બલૂનને વળગી પડે છે; ત્યારે કવિ એ અંગોનો પરિચિત દ્રષ્ટા હોઇ કલ્પનાનો પતંગ તેની દોરી હાથમાં રાખીને મનપસંદ રીતે ચગાવે છે. બાળકની વાદળાં સાથે વાતો કરવાની સજીવારોપણની નાજુક કલ્પનાને કવિ જ્યારે જ્ઞાન, ભાષા અને અલંકારોના ભભકાથી રંગી નાખે છે, ત્યારે તેજ કલ્પના મેઘદૂત સરખી ભવ્ય બની જાય છે! બાલકાવ્યોમાં બાલકોનાં હૃદયમાં સમાય છતાં તેને બને તેટલાં ઉંચે લઇ જાય તેવી મનોહર કલ્પનાઓ અવશ્ય જોઇએ; છતાં તેને કેવળ તરંગી બનાવી દે તેવી તો ન જ જોઇએ. સાચી અને ભવ્ય કલ્પનાઓ બાળકને ઉન્નત અને સહૃદય બનાવે છે.

**વર્ણન:**—વર્ણનથી જ મોટે ભાગે સારાં શબ્દચિત્રો તૈયાર થાય છે. બાળકોને સ્વાભાવિક રીતે વર્ણન પ્રિય હોય છે. કોઇ બાબત નવી જોયા પછી તે તેનું વર્ણન ઉલટાવી ઉલટાવીને કર્યાં જ કરે છે એટલે બાલકાવ્યોમાં અને બાલજોડકણાંમાં લખાએલું વસ્તુવર્ણન તેને રુચિકર થઇ પડે છે. એવાં વર્ણનો વસ્તુનાં સમગ્ર સ્વરૂપ ઉપર તરી આવતી બાબતોનાં જોઇએ, અર્થાત્ વસ્તુનો આત્મા તેમાં પકડાઇ જવો જોઇએ. બાળક વસ્તુના સમગ્ર સ્વરૂપને જુવે છે, એ દૃષ્ટિમાં રાખીને લખાએલું વર્ણન બાળકોને ખૂબ ગમે છે. વળી એકલા શુષ્ક

વર્ણન કરતાં તેમાં ક્રિયાના અનુકરણ વાચક શબ્દોથી તેને ઑર મઝા આવે છે. 'નગારૂં વાગે છે' અને 'મેઘ ગાજે છે' એમ કહેવાને બદલે 'નગારૂં વાગે ધમ ધમ ધમ' 'મેહુલો ગાજે ગડુડ ડુડુડ' એમ કહેવાથી તેમનું હૃદય આનંદથી ઉત્તેજીત થાય છે. એટલું જ નહિ પણ તેના દિલમાં એક પ્રકારની પ્રશંસનીય મસ્તી પેદા થાય છે. આવી મસ્તીમાંથી બાળકોમાં અનેક પ્રકારની પ્રેરણાઓ જન્મે છે.

**ભાવના:**—સૃષ્ટિનાં અંગો અને તેની ઘટનાઓ ઉપરથી બાળમાનસમાં કંઇ કંઇ અનેરી ભાવનાઓ ઉભરાય છે; પરંતુ એ ભાવનાઓને બાળક વ્યક્ત કરી શકતું નથી. તેની એ ભાવનાઓને પીછાણવી એ સૌથી કઠિન બાબત છે. સૂક્ષ્મ અવલોકન અને શુદ્ધ પ્રેમ પૂર્વકના પરિચયથી સહૃદય અને બુદ્ધિમાન શિક્ષક બાલહૃદયમાં પ્રવેશ કરીને તેને સમજી શકે છે. પરંતુ એમ સમજ્યા પછી પણ બાલભાષાદ્વારા યોગ્ય સ્વરૂપમાં એ ભાવનાઓને વ્યકત કરવી એ અતિ કઠિન બાબત છે. જ્યારે એવી ભાવનાઓ–પોતાના હૃદયના પ્રતિકરૂપે–બાલકાવ્યોમાં બાળક જુવે છે ત્યારે તે નૈસર્ગિક રીતે નાચી ઉઠે છે. આવી ભાવનાઓનું સુંદર અવતરણ જેટલે અંશે બાલકાવ્યોમાં થાય તેટલે અંશે તેની અધિક સાર્થકતા છે.

**પ્રેરણા:**—બાલકાવ્યો ગાતાં બાલહૃદયને કંઇને કંઈ નવીન પ્રેરણાના ચમકારા મળ્યા કરે છે, એવું ઓજસ્ તો તેમાં અવશ્ય હોવું જોઇએ. પ્રેરણાનું મૂળ કુદરત છે. કુદરત સાથે જેટલો ગાઢ સહચાર તેટલો પ્રેરણાનો પ્રકાશ થવાનો. બાળકોની સ્વાભાવિક વૃત્તિમાં પ્રકાશ પૂરાય તેવા બાલકાવ્યના નૈસર્ગિક ભાવોથી બાળકો પ્રેરણાવંતા બને છે. પરંતુ એ ભાવોમાં જેટલી કૃત્રિમતા દેખાશે તેટલું પ્રેરણાનું ઝરણ સુકાવાનું જ માટે સીધા ઉપદેશો અને કૃત્રિમ ભાવોથી દૂર રહી બાલ-કાવ્યોના લેખકોએ તેના વિષય સાથે સમભાવ પ્રથમ પ્રાપ્ત કરવો જોઇએ.

**અર્થ:**—બાલકાવ્યોના અર્થ સરળ અને બાળક સુગમતાથી ગ્રહણ કરી શકે તેવા જોઇએ. સંદિગ્ધ કે ક્લિષ્ટતાભર્યા ન હોવા જોઇએ. બનતાં સુધી વાકયના સરલ નિયમો કવિતાની લીટીમાં મીઠાશથી જળવાય તેમ ગોઠવાય તો અન્વયની ગુંચ ઉકલી જાય છે અને અર્થ સમજવો સહેલ થઇ જાય છે; પરંતુ આથી માત્ર ગદ્ય જેવાં વાક્યો મૂકયે કાવ્ય બની જાય એમ પણ ન સમજવું જોઇએ. કાવ્યમાં અર્થ સાથે પદ્યની અને ભાવની ચમત્કૃતિ જો ન હોય તો તે કરતાં ગદ્યજ સારું. કેટલાંક ભાષાસહી, જરૂર કે કર્ણપ્રિય જગ્યોમાં કદાચ અપરિચિત અને ભારે શબ્દ આવી જતા હોય, તો ત્યાં તેના અર્થ બાળકનો રસ ઉડી જાય તેવી રીતે મચડીને સમજાવવાની કશી જરૂર નથી. બાળકનો આત્મા તેના ગર્ભમાં રહેલું અર્થગાંભીર્ય જરુર પકડી લેશે; માત્ર જો તેને યથાર્થ સ્વરૂપમાં ભાવ સહિત તેઓ સમક્ષ ગાઈ બતાવશે તો.

**ઉલ્લાસ:**—કાવ્યના પ્રાણો પૈકી ઉલ્લાસ એક પ્રાણ છે. કવિઓની હૃદયમસ્તીનો રંગ કાવ્યમાં ઉલ્લાસનું રૂપ ધારણ કરે છે; તેમજ બાલહૃદયની મસ્તીનો ઉછળતો આનંદ બાલ કાવ્યોમાં અવતરવો જોઇએ. પરંતુ એ વિષય બાલહૃદય અને કવિહૃદયનો દુર્લભ સંયોગ માગી લે છે. ટાયલાં ટુચકાથી બાળકોને મજા કરાવવી અને કાવ્યના આત્માનો દિવ્ય આનંદ ચખાડવો એમાં ઘણું અંતર છે. અહીં ઉલ્લાસનો અર્થ કાવ્યના આત્મામાંથી ઝરતા હૃદયાનંદની મોજ છે,

**ભવ્યતાઃ**—સમગ્ર વિશ્વ ભવ્યતાનો ભંડાર છે; સૃષ્ટિકર્તાનું એ મહિમા સ્વરૂપ છે. આપણે બાળકનાં દિલ મહાન થાય એમ ઇચ્છતા હોઇએ, તો તેના કાવ્યોમાં પણ ભવ્યતા ભરવી જોઇએ. જેટલી દૃશ્યચિત્રોની ભવ્યતા હૃદય ઉપર અસર કરે છે તેટલી જ અસર શબ્દચિત્રોની ભવ્યતા પણ કરે છે. બાળકને વિરાટનો પ્રતિનિધિ–તેનું નાનું સ્વરૂપ–ગણીને તેનાં ગીતો અદ્‌ભુત ભાવથી લખાવાં જોઇએ. એની ભવ્યતાનું સેવન કરી બાલહૃદયો વિશાળ અને મહાન જરૂર થશે.

**સ્વાભાવિકતાઃ**—બાલકાવ્યોનાં બધાં લક્ષણોમાં કાયમની એક શરત એ હોવી જોઇએ કેઃ—તેમાંથી સ્વાભાવિકતા–સરલ સ્વાભાવિકતા–દૂર ન થાય. કૃત્રિમ ભાવો અને ભાષાના આડંબરો તથા સ્વાભાવિકતાથી દૂર જતાં ગમે તેવાં ઘસડી કાઢેલાં લખાણો તો બાળકો માટે કૂર સજા રૂપ છે. અન્ય સાહિત્યની વાત બાજુએ મૂકીએ તો પણ કીર્તિ માટે, ધન માટે, પ્રતિષ્ઠા માટે કે લખાણની ઉપડેલી ચેળ શમાવવા ખાતર જ બાલસાહિત્યમાં હસ્તક્ષેપ કરવો અને બાલસાહિત્યને કઢંગું કરી મેલવું એ બાળકો પ્રત્યેનો અક્ષમ્ય અપરાધ છે.

**(૩) જોડકણુંઃ**—બાળકોને સંગીત પ્રિય છે એ ખરું, પણ એનાથી એ અધિક તેને તાલ પ્રિય છે. બાળક ગાય છે તે પહેલાં નાચે છે, અને નૃત્યમાં તાલ જ પ્રધાન હોય છે. તાલ તરફ બાળકનું લક્ષ જલદી આકર્ષાય છે. સંગીતના આલાપનું અનુકરણ કરતાં પહેલાં તે નગારાના અવાજનું 'તડીંગ ધીન તડીંગ ધીન' એમ આબાદ અનુકરણ કરે છે; અને સાથે હાથ, પગ તથા મુખનાં નખરાં કરીને નાચી ઉઠે છે; કારણ કે તેને અનુકરણવાચક કે તાલબદ્ધ શબ્દ સમૂહો બોલવાની મજા પડે છે.

મારા અનુભવની એક નાની સરખી હકીકત નોંધવા રજા લઉં છું. રસ્તા ઉપરના એક ડેલાની ખુલ્લી નાની બારી ઉપર ઘોડો પલાણી એક નાની બાળા આશરે ૩–૪ વર્ષની–રમતી હતી; તેવામાં રસ્તે એક છોકરો નીકળ્યો. બાલિકાની કંઇક બાલચેષ્ટા જોઇને તે ઉંચે અવાજે 'ખિખિ ખિખિ' હસ્યો. બાળા તે સાંભળીને ચમકી અને ઘડીભર તે ચાલ્યા જતા છોકરા સામે જોઈ રહી. પછી તુરતજ બારીની બન્ને બાજુએ લટકતા પગથી તાલ લેતી બોલવા લાગીઃ 'ખિખિ ખિખિ દાંત કાઢ્યા' 'ખિખિ ખિખિ દાંત કાઢ્યા' આમ તેણે એક તાલબદ્ધ જોડકણું ઑર આનંદથી '**દાંત**' ઉચ્ચાર ઉપર ભાર દઇ, લહેકા સાથે બોલવું શરુ જ રાખ્યું! મારું હૃદય પણ તેની સાથે તાલ લેવા લાગ્યું; અને એ અપૂર્વ આનંદદાયક પ્રસંગનો લાભ મેં પણ ઘડીભર એક બાજુ સ્થિર થઈ ને લીધો. મારી ધારણા હતી કે બાળકને વાચા ઉઘડ્યા પછી કંઇક ને કંઇક મજાનું બોલવા જોઇએ છીએ અને તે પણ તાલબદ્ધ તેની આ પ્રસંગે અચુક સાબીતી મળી.

તાલબદ્ધ જોડકણાં બાળકોને સ્વાભાવિકપણે પ્રથમ રુચે છે. તેને અનુસરીને જ ઘરડી ડોસીમાઓએ હજારો વર્ષથી બાળકો માટે એવાં જોડકણાંનો અનુભવસિદ્ધ સફળક્રમ કરી રાખ્યો છે. આજે પણ તેમાં અર્થ હોય કે ન હોય તો પણ "અડકો દડકો દમ દડાકો" "ચણાકે ચીભડો બામણ બીજડો" "રોજીઓ મોજીઓ તેલીઓ ટચુકીઓ" વગેરે જોડકણાંથી આપણે બાળકોને આનંદ આપીએ છીએ અને લઇએ છીએ.

આજથી ૨૦ વર્ષ પહેલાં આ બાબત મારા મનમાં રમી રહી હતી, તેને એક બાળ સંમેલનમાં અંગ્રેજી ભાષામાં બોલાએલા પોધના વર્ણનથી વેગ મળ્યો. એ વર્ણનમાં એટલું પદલાલિત્ય, એટલાં વર્ણમેળ, પ્રાસાનુપ્રાસ અને તાલબદ્ધતા હતાં કે તેથી મને ખૂબ આનંદ થયો. એટલુંજ નહિ પણ ગુજરાતી ભાષામાં આવું કેમ ન હોય? તે પ્રશ્ન સાલવા લાગ્યો. એ ક્ષોભને પરિણામે તેને બીજેજ દિવસે બાળકો માટે એક તાલબદ્ધ જોડકણું લખાયું અને તે 'ટ્રેન' ને નામે ઓળખાયું. આજે ૨૦ વર્ષથી બાળકો તેને પોતાનું કરીને પ્રેમથી બોલે છે, અને એની તાજગી ઘટી નથી એ અનુભવસિદ્ધ છે. બાળકો માટે નવી દિશામાં તાલબદ્ધ જોડકણાંની આ શરૂઆત થયા પછી તેને માટે કટાવની ચાલ મને અનુકૂળ લાગી, અને ત્યારપછી એ ઢાળમાં કેટલુંક લખાયું. આની અસર હવે બાલસાહિત્યમાં ઠીક ઠીક થઇ રહી છે. પરંતુ તેમાં તાલબદ્ધતા અને બાલોચિત ચમત્કૃતિ હોવી જોઇએ. એ શરત અચુક સાચવવાની રહે છે.

આવાં જોડકણાંનાં તાલમાપ અનેક પ્રકારના હોય છે. તેની પસંદગી વિષય અને બાળકનું વય લક્ષમાં રાખીને થવી જોઇએ કેટલાંક જોડકણાંમાં વસ્તુના અર્થ અથવા ભાવની સંકલના સંબંધપૂર્વક ચાલી આવે છે, ત્યારે કેટલાંકમાં તે નથી પણ હોતી. એવી સંકલના વગરનું ગદ્ય કે પદ્ય બાલસાહિત્ય શિવાય બીજામાં ચાલી શકે નહિ; પરંતુ બાલસાહિત્યમાં તેને સ્થાન છે, અને એ એની વિશેષતા છે. જેમ પતંગીઉં અનિયમિત રીતે ઉડતું મનમાનતાં ફૂલો ઉપર બેસતું ફરે છે, તેમ બાલમાનસ પણ એક વસ્તુ કે વિચાર ઉપરથી અન્ય વસ્તુ કે વિચાર ઉપર અનિયમિત રીતે મોજ આવે તેમ વિહાર કરે છે. આનું અનુકરણ જોડકણાંમાં થાય તો તે બાળકોને અનુકૂળ થઇ પડે છે. થોડાએક નમુના જોઇએ:—

**જુનો નમુનો**

* * *

વીરે દીધા દાળીઆ
દાળીઆ મેં વાડે નાખ્યા
વાડે મને શૂળ દીધી
શૂળ મેં તો ટીંબે ખોસી
ટીંબે મને ધૂળ દીધી
ધૂળ મેં કુંભારને દીધી
કુંભારે તો ઘડો દીધો
ઘડો મેં માળીને દીધો
માળીએ મને ફૂલ દીધાં
ફૂલ મેં શિવજીને દીધાં
શિવજીએ તો લાડુ દીધો
ખૂણે બેસી ખાઇ ગયો
બંબો પાણી પી ગયો!

**નવો નમુનો**

* * *

દાદાજીનો ઘોડો લીધો
ઘોડાનો મેં ઘોડો કીધો
ઘોડો કૂદે ઝમ ઝમ
ઘૂઘરી વાગે ઘમ ઘમ
ધરતી ધ્રૂજે ધમ ધમ
ધમ ધમ ધરતી ચાલી જાય
મારો ઘોડો ફર્યો જાય!
કૂદતાં કૂદતાં આવ્યો કોટ
કોટ કૂદીને દીધી દોટ!
સૌનાં મનને મોહી રહ્યો
એક ઝવેરી જોઇ રહ્યો
ઝવેરીએ તો હીરો દીધો
હીરો મેં રાજાને દીધો
રાજાએ ઉતાર્યો તાજ
આપ્યું મુજને આખું રાજ!
રાજ મેં રૈયતને દીધું
મોજ કરીને ખાધું પીધું!

ઉપરના નમુનાઓ અમુક પ્રકારની સળંગ સંકલનાવાળા છે, ત્યારેઃ—

| જુનો નમુનો | નવો નમુનો |
| --- | --- |
| ❋ ❋ ❋ | ❋ ❋ ❋ |
| ચણા કે ચીભડી<br>બામણ બીબડી<br>બામણને ઘેર, ગોઠ વિયાણી<br>રાજા રાણી,<br>દાતણ પાણી, કરી......ને<br>ચીભડાની ચીર માગું ! | છોકરાં રે ! સાંભળજો વાત<br>આવી છે અજવાળી રાત<br>રાતે તારા ટમકે છે<br>વચમાં ચાંદો ચમકે છે !<br>ચાંદો ઉગ્યો ચોકમાં<br>રાણી બેઠી ગોખમાં<br>ગોખે તો સોનાનાં બોર<br>માથે બેઠા બોલે મોર<br>મોર કરે છે લીલા લ્હેર<br>ટૌકા કરતો ચારે મેર<br>મે'ર કરી ત્યાં મેવલે<br>પાણી આવ્યાં નેવલે<br>નેવે બોલે 'કા, કા' કાગ<br>કાકા લાવ્યો મીઠો લાગ<br>કાજુ બદામ ને રેવડી<br>છોકરાંને બહુ મઝા પડી ! |

આ જોડકણામાં સળંગ વસ્તુ સંકલના જણાશે નહિ, પણ ક્યાંય વસ્તુ તો ક્યાંઇ વિચાર, તો ક્યાંઈ પ્રાસ એમ પરસ્પર મેળ સાધે છે. આમ છતાં આવાં જોડકણાં તદ્દન નિરર્થક કે એક પ્રકારની સળંગ ચમત્કૃતિ વગરનાં તો નજ હોવાં જોઈએ. એક નમુનો વિશેષ જોવાથી સ્પષ્ટતા થશે.

નાનાં બાળકો જ્યારે વાર્તા સાંભળવા ખૂબ ઉતાવળ કરતાં હોય છે, ત્યારે તેને શાંત અને વ્યવસ્થિત કરવા અથવા પ્રાથમિક ભૂમિકા માટે તેને સતેજ કરવા અથવા બીજા કોઇ કારણે તેનો રસ જળવાઇ રહે અને થોડો વિલંબ કરી શકાય એવું એક નાનું જોડકણું બોલાય છે કેઃ–જુઓ એક સરસ વાર્તા કહું સાંભળોઃ "એક હતો બગ, એના લાંબા લાંબા પગ" છોકરાં ત્વરાથી હોંકારો આપે; એટલે બોલનાર અટકીને કહેઃ જુવો, તમે બધાં બોલો તો નહિ કહું. આથી બાળકો શાંત થઈ જાય. પછી શરુ કરેઃ "જુવો, એક હતો બગ, એના લાં...બા લાંબા પગ" વળી બાળકમાંથી કોઇ ગરબડ કરે, એટલે બોલનાર અટકે અને તેને સ્વસ્થ કરે; બાળકો વાર્તા સાંભળવાના રસમાં એક ચિત્ત થઈ જાય. આમ મનમાનતું ક્ષેત્ર તૈયાર કરીને પછી ધારેલી વાર્તા જમાવે.

ઉપરનું જોડકણું "એક હતો બગ, એના લાંબા બાંબા પગ" એટલુંજ છે છતાં સાર્થ છે. તેમાં લાંબી વાર્તા હશે એવું ગર્ભિત સૂચન પણ છે. આજ જોડકણું વધારા સાથે એક બાલમાસિકમાં છપાયું છે તે નીચે પ્રમાણે...

"એક હતો બગ,
એના લાંબા લાંબા પગ;
એ ખાતો'તો મગ,
એની થડકાતી'તી રગ"

છેલ્લી બે લીટી ઉમેરીને આખું જોડકણું કેટલું કઢંગુ અને નીરસ કરી મૂક્યું છે! પ્રથમની બે લીટીઓ બાળકોને માટે કેવા પ્રયોગોમાં વપરાય છે, તેનો ખ્યાલ રાખ્યા વગર વસ્તુ, ધ્વનિ, અર્થ વગેરે કશાનો સંબંધ સાચવ્યા શિવાય માત્ર 'મગ' અને 'રગ' નો પ્રાસ–અર્થહીન પ્રાસ લાવવા સારુ જના જોડકણાંને અદસૂરત કર્યું છે. બગને મગ ખાતો કરીને કોઇ પણ પ્રયોજન વગર તેની રગ થડકાવી છે; તેમાં બાલસાહિત્યનો ખ્યાલ તો નથી પણ સામાન્ય જ્ઞાનનો પણ અભાવ બતાવ્યો છે. આવા નમુનાઓ પ્રચલિત સાહિત્યમાંથી ઘણા મળી શકે તેમ છે; પરંતુ બાલસાહિત્યની સ્થિતિનો કંઇક ખ્યાલ આપવા પૂરતો આ નિર્દેશ માત્ર કર્યો છે.

ટૂંકામાં ગદ્ય, પદ્ય કે જોડકણાંરૂપ કોઇ પણ પ્રકારના બાલસાહિત્યમાં હસ્તક્ષેપ કરતાં પહેલાં બાલહૃદયનો સંપૂર્ણ પરિચય, તેના તરફનો સમભાવ અને બાલભાષાનું પ્રભુત્વ પ્રાપ્ત કરવા સારુ કઠિન સાધના કરવાની જરુર છે. બાળકો પ્રત્યે સ્વાભાવિક કે કૃત્રિમ ભાવ ઉપજ્યો એટલે તેને માટે સાહિત્ય તૈયાર કરવાનો રસ છૂટે એ યોગ્ય નથી. બાલમાસિકોના ચાલકોએ પણ પોતાની સંપૂર્ણ જવાબદારી સમજવી જોઇએ. નિયમિત માસિકનો અંક કાઢવાની ખાતર જેવાં આવ્યા તેવાં લખાણો બીજાં સામયિક પત્રોની પેઠે છાપી મારવાં એ બાળકોના હિતેચ્છુઓ માટે ઇષ્ટ નથી. તેઓએ બાળકોને દૃષ્ટિમર્યાદામાંથી ખસેડે તેવાં વ્યાપારી તત્ત્વોને તજવાં જોઇએ. બાલસાહિત્ય થોડું હોય તેની ચિંતા શા માટે? થોડું પણ સત્ત્વશાળી હશે તો બાળકો તેને હજાર વખત વાંચ્યા પછી પણ છોડશે નહિ. સાચા સાહિત્યની અસર તલસ્પર્શી અને ચીરસ્થાયી હોવી જોઇએ. **છીછરા બહુ વિસ્તાર કરતાં અલ્પવિસ્તૃત ઉંડાણનું મૂલ્ય અધિક છે.** *



* ૧૧ મી ગુ. સા. પરિષદ સમક્ષ વંચાએલો નિબંધ.

# તૌલનિક ધર્મ

પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી
એમ. એ. એલએલ. બી.

ધર્મનો વિષય પ્રત્યેક મનુષ્યને રસ પડે એવો ગણી શકાય. એ વિષયમાં પૂરતી સામગ્રી સાથે ને વિકસિત બુદ્ધિથી જો કોઇ વિચાર નહિ કરે તો એ અપૂર્ણ બૌદ્ધિક સામગ્રીથી ને આવેશથી કે પૂર્વગ્રહથી પણ મનુષ્ય વિચાર્યા વિના નહિ રહે.

ધર્મના વિષય પર વિશાળ અભ્યાસ ને દૃષ્ટિબિન્દુ ઉત્તેજાય એવા અતિસ્તુત્ય ઉદ્દેશથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબે વડોદરામાં ધર્મોના તૌલનિક અભ્યાસને માટે એક અધ્યાપકની નીમણુંક કરી હતી. થોડાં વર્ષો સુધી તે નીમણુંક ચાલુ રાખી હતી ને ધાર્મિક વિષયોના સંબંધમાં જ્ઞાનવિદ્ધિને અર્થે ઉચ્ચાભ્યાસ–શિષ્યવૃત્તિઓ સ્થાપી હતી.

અમેરિકામાં છેલ્લી ધર્મ–પરિષદ્‌માં શ્રીમંત મહારાજા સાહેબે નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢયા હતાઃ—

"ધર્મ મનુષ્યને આજીવન આવશ્યક છે, સત્યને માટે તે મન્થન છે, ને તે પ્રતિ અમુક રીતે સંલગ્નતા છે. મનુષ્યને સરળ, સબળ. શુદ્ધ ને ગંભીર શ્રદ્ધાની જરુર હોય છે." (ભાષાન્તર)

હિન્દુ વૈદિક, સનાતન, બૌદ્ધ, જૈન એમ ભિન્ન ભિન્ન ધર્મો હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થયા છે, અને હાલ આપણે તે તે ધર્મો તેમજ જગતના ઇતિર મહાન ધર્મો જેવા કે ખ્રિસ્તિ ને મુસ્લિમ ધર્મના અનુયાયીઓને પશ્ચિમની કેળવણી ને પશ્ચિમની વૈજ્ઞાનિક પદ્ધતિઓને બળે કેળવાએલા વિશાળ દૃષ્ટિબિન્દુ ધરાવતા, હિન્દમાં રહેતા જોઇએ છીએ.

વિજ્ઞાનનો અભ્યાસ મનુષ્યને નાસ્તિકતા તરફ આકર્ષે છે. ખાસ કરીને વિજ્ઞાનના અભ્યાસકો અને હાલના સમયમાં બીજા પણ ઘણા મનુષ્યો ધાર્મિક ભાવનાની સાર્થકતાને આનાકાનીથી સ્વીકારે છે. તેમ છતાં, જો કે વિજ્ઞાન પણ જ્ઞાનમાં સંપૂર્ણ વિજય તો મેળવી શકતું નથી જ; પરમ સત્યના અન્વેષણમાં અમુક હદે વિજ્ઞાન પણ હિંમત હારે છે. પરંતુ તેમ છતાં ક્યાં તો ઉપલકીઆ જ્ઞાનને લીધે કે ક્યાં તો અમુક રીતની સ્વતઃ–સંતુષ્ટતા ને સ્વમતસંતુષ્ટતાને લીધે જો વૈજ્ઞાનિક પોતાનું જ્ઞાન અલ્પજ્ઞાન છે એમ સમજી શકતો નથી તો તે વિજ્ઞાનજનિત નાસ્તિકતામાં જ મસ્ત રહે છે ને તેને માટે ધાર્મિક ભાવનાની સાર્થકતા સમજવી અશક્ય પણ બને છે.

"ધર્મનું વર્તમાન ને ભવિષ્ય" ("The Present and Future of Religion") એ નામના પુસ્તકમાં સિ. ઈ. એમ. જોડ, લોકો ધર્મમાં દિનપ્રતિદિન ઓછી થતી સંખ્યામાં શ્રદ્ધા રાખતા થયા છે તેનું કારણ શું હોઇ શકે, તે વિષય ચર્ચતાં નીચે મુજબ કહે છેઃ—

"સો વર્ષ પહેલાં જ્યારે ઔદ્યોગિક પરિવર્તન થયાને પરિણામે એકાદ નવું નગર અસ્તિત્વમાં આવતું ત્યારે લોકોની સૌથી પ્રથમ ઉત્સુકતા ધાર્મિક જરુરીઆત પૂરી પાડવાની

થતી, અને જો તેઓ ફરી ચર્ચ – પન્થીઓ હોય તો તેમના પર નંખાતા કરોમાં દેવળને માટે નંખાતો કર સૌથી પહેલો હતો. આજે જો દેવળો બંધાય તો તેમાં કોઇ જનાર નહિ નીકળે." (પૃ. ૧૯)

આ મુજબજ હિંદુસ્તાનમાં પણ વસ્તુસ્થિતિ હાલ સત્વર વધે જાય છે. એક વખત એવો હતો કે લોકો મંદિરો ને મસીદો બંધાવવા પાછળ લખલૂટ ખરચ કરતા, હાલ હયાત મંદિરો ને મસીદોમાંની ઘણીમાં પ્રાર્થના માટેની જગાઓ વિષે ઉદાસીનતા માલમ પડે છે ને આ પ્રકારની સ્થિતિ વધુ ને વધુ બળવાળી થતી જાય છે. અને વિજ્ઞાનના ધસારાના આ જમાનામાં ધારી શકાય એવી જ આ સ્થિતિ છે. પશ્ચિમમાં તેમ જ પૂર્વમાં, વિજ્ઞાનને હાથે ધર્મને વધુમાં વધુ સહન કરવું પડયું છે. આ સ્વાભાવિક છે; કારણ કે વિજ્ઞાને સ્પષ્ટ રીતે તદ્દન ખોટી ને હસનીય જેવી દર્શાવેલી બાબતો તેને ધર્મ જોરથી વળગી રહે છે, ઉ. તરીકે, હિંદુ લોકો ગ્રહણના કારણની બાબતમાં.

એક બાજુ તરફ ધર્મ શાશ્વત સત્યો પ્રતિપાદિત કરે છે એમ કહેવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે પેગંબરો. સંત સાધુઓ, ને ધર્મસ્થાપકોએ શીખવેલા ધાર્મિક આદર્શો, શ્રદ્ધાઓ, આચારો ને રૂઢિઓને સદા માન આપવું જોઇએ એમ ધર્મિષ્ઠ પુરુષો માને છે; ત્યારે બીજી બાજુ તરફથી નવા યુગની નવી માગણીઓ એવી હોય છે કે ધર્મને વધારે સમાજોપયોગી કરવો જોઇએ, વધારે જમાનાને સ્વીકાર્ય, વધારે મુશીબતોમાં સરળતા કરી આપનાર બનાવવો જોઇએ. નવા યુગની ઓછામાં ઓછી માગણી આ પ્રકારની હોય છે. જાણે આધ્યાત્મિક ને સામાજિકનો વિરોધ પડે છે. ધર્મ આધ્યાત્મિક બાબતો સાચવતો, ત્યાં નવો યુગ ધર્મ પાસે સામાજિક બાબતોની દરકાર લેવાની માગણી કરે છે. હિન્દુધર્મ, મુસ્લિમ ધર્મ, ઝરથોસ્તી ધર્મ, બૌદ્ધ ધર્મ ને ખ્રિસ્તિ ધર્મ જે શાશ્વત સત્યો પર ભાર મૂકતા તે સત્યો મનુષ્યજીવનના વિખૂટા જેવા ગણાતા આધ્યાત્મિક અંશને માટે જ જાણે સંકુચિત રહેતાં, સામાજિક જીવન જાણે તેનાથી અનવલિપ્ત હોય એવી રીતે તે તે ધર્મમાં કંઇક વલણો રહેતાં. આથી વિરુદ્ધ. નવો યુગ પરલોકની ને આધ્યાત્મિક બાબતોમાં નહિ પણ આ લોકની ને સામાજિક બાબતોમાં ધર્મે મદદગાર બનવું જોઇએ એવું ઇચ્છે છે, એવું ઇચ્છે છે કે દૈનિક જીવનના સમાજોપયોગી કાર્ય કરવા પણ ધર્મે ઉદાસીન ન રહેવું જોઇએ. તેથી દેખીતું છે કે હાલના સમયમાં આપણા સામાજિક પ્રશ્નો, જેવા કે અસ્પૃશ્યતા, દલિતોદ્ધાર, જ્ઞાતિ ને વર્ગોનો ઉચ્છેદ, સગવડોનું સમીકરણ વગેરે વગેરે–એવા પ્રશ્નોના સંબંધમાં શાશ્વત સત્યોની વાત કરી ધર્મ ઉદાસીનતા દર્શાવે એ બની શકે નહિ. તે તે પ્રશ્નોનું નિરાકરણ નવો યુગ સ્વીકારે એવું ધર્મે કરવું જોઇએ. તે કરવાને પ્રયત્ન નથી થતા તેથી જ લોકોના મોટા ભાગ પર ધર્મનાં કેટલાંક ઉચ્ચ ને ગહન સત્યો અસર કર્યા વિનાનાં, માત્ર શાબ્દિક સત્યો જેવાં જોવામાં આવે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌નાં નીચેનાં વચનો વાચતાં આપણે આધ્યાત્મિક અદ્વૈતના ઉચ્ચ આકાશમાં ઉડ્ડયન કરતા હોઇએ તેમ આપણને લાગે છે.

अत्र पिताऽपिता भवति माताऽमाता लोकाऽलोका देवाऽदेवा वेदाऽवेदा अत्र स्तेनोऽस्तेनो भवति भ्रूणहाऽभ्रूणहा चाण्डालाऽचाण्डाला । पौल्कसोऽपौल्कसः श्रमणोऽश्रमणा स्तापसोऽतापसो ऽ नन्वागतं पुण्येनान्वागतं पापेन तीर्णो हि तद् सर्वाञ्छोकान्हृदयस्य भवति ।

આત્મજ્ઞાનની આ પરમ શુદ્ધ અવસ્થામાં પિતા પિતા નથી, માતા માતા નથી, લોક લોક નથી. દેવો દેવો નથી, વેદો વેદો નથી આ સ્થિતિમાં ચોર ચોર નથી, બ્રહ્મહત્યા કરનાર બ્રહ્મહત્યા કરનાર નથી, ચાંડાલ ચાંડાલ નથી, પૌલ્કસ પૌલ્કસ નથી, શ્રમણ શ્રમણ નથી, ને તાપસ તાપસ નથી, તે સ્થિતિમાં પુરુષ પાપ કે પુણ્યથી અન્વિત નથી ને તે શોકમાત્રથી પર હોય છે.

આ ઘણી ઉચ્ચ ભાવના છે; પણ આ પ્રકારનું અધ્યાત્મજ્ઞાન મનુષ્યમાં સમાજવિરક્તતા આણે છે તેનું ઉદાહરણ છે.

આ પ્રમાણે ધર્મની ભાવનાથી કોઇ વાર જેમ વ્યક્તિનીડરતા ને સમાજવિરક્તતા પોષાય છે તેમ કોઇ વાર અજ્ઞાન ને અંધશ્રદ્ધા પણ પોષાય છે, ને કોઇ વાર વળી સ્વાર્થ, તિરસ્કાર ને ક્રૂરતા પણ પોષાય છે. ધર્મ ને યુદ્ધના સંબંધ વિષે લખતાં જોડ નીચે મુજબ કહે છેઃ-

"બળ તે ન્યાય નથી તેમ જાણતાં છતાં તેઓ (યુરોપની પ્રજાઓ) તેથી વિરુદ્ધ વર્તતા હતાઃ બીજા પક્ષના જેટલા માણસોને હણાય એટલાને માત્ર હણવાથી જ જાણે પોતાના પક્ષનો ન્યાય સાબીત કરવાનો રસ્તો હોય તેમ તેઓ વર્તતા હતા. વિક્ટોરીઆ રાણીના જમાનાના માણસો ઇશ્વરમાં સજ્જડ શ્રદ્ધા રાખતા ને થોકડેબંધ સંખ્યામાં દેવળમાં પ્રાર્થના કરતા. તેમનો ઇશ્વર, તેઓ ખચીત, કીનાખાજ, ઇર્ષ્યાળુ વૃદ્ધ પુરુષ તરીકે કલ્પતા; તે ઇશ્વર તેમની પ્રજાનો માનીતો દેવ હતો ને તે ઘણોજ ખુલ્લી રીતે પક્ષભાવનાવાળો કલ્પાતો, અને લોહીનો તરસ્યો ખાસ કરીને જર્મન પ્રજાના લોહીનો તરસ્યો ગણાતો. ઇશ્વરની આવી કલ્પનાની સામે યુવકો સખ્ત વિરોધ દર્શાવતા થયા. તેઓ કહેતા કે જો આ ઇશ્વર, આ સત્ત્વ હોય જ અને-અમે આશા રાખીએ છીએ કે તેવું છે જ નહિ-તો ખચીત જ અમે એની પ્રાર્થના ન કરી શકીએ. તો પછી દેવળની અંદર એ ઇશ્વરની અત્યન્ત પ્રશંસાનાં વચનોથી અમારી જાતને કંટાળો તો નજ આપી શકીએ. (એવી વાતજ, એવી ભાવના જવા દો.) દિવસ સુંદર છે, (વાદળાં બાદળાં છે નહિ) ચાલો, આવા ઇશ્વરના વિચારમાં ગુંથાવા કરતાં મોટરમાં ફરવા જઇએ."
(પૃ. ૭૧, ૭૩, The Present and the Future of Religion.) હાલના જમાનાની આ સ્થિતિ છે તે જોતાં, શ્રદ્ધાના વિષય તરીકે ધર્મ ઘણાનું આકર્ષણ નથી કરતો, એ બાબત આપણને આશ્ચર્ય પમાડતી નથી. અને તેમ છતાં એટલું પણ ખરું કે મનુષ્યસ્વભાવ ને મનુષ્યની ભાવનાઓ વસ્તુતઃ જેવાં છે તે ધ્યાનમાં લેતાં આપણને લાગે છે કે ધર્મ, આસ્તિકતા, મનુષ્યમનસની સ્વાભાવિક આવશ્યકતા છે, ને અધર્મ, નાસ્તિકનો માનસિક ક્ષય છે, માનસિક સંધિવા છે,

તેટલા માટે ઇચ્છવાજોગ છે કે જુદી જુદી સંસ્કૃતિઓને વિષે જુદા જુદા ધર્મોએ શા શા લાભાલાભ કર્યા છે તે બાબતનો ઐતિહાસિક ને મીમાંસક દૃષ્ટિએ અભ્યાસ કરવો જોઇએ. આવો અભ્યાસ માણસની વિસ્તૃત સંસ્કૃતિનો અંશ ગણાશે, ને તેટલા માટે જગતના નિદાન મોટા ધર્મોનો તૌલનિક અભ્યાસ ઇચ્છનીય છે. આ પ્રકારનો તૌલનિક અભ્યાસ ધર્મના તત્ત્વજ્ઞાનનો ને ધર્મના ખરા રહસ્યનો બરાબર ઉત્તેજક બનશે. આવો અભ્યાસ ઘણો ઉપકારક થવા સંભવ ધરાવે છે, કારણ કે મુસાફરીની વધી ગએલી સગવડોને લીધે, ને સંસ્કૃતિઓને પરસ્પરના સંબંધમાં આણે એવી બીજી ઘણી સગવડો પણ વધી ગએલી હોવાને લીધે, વિચારોના પરસ્પર

સંબંધ ને વિચારોની પરસ્પર અસર અગાઉના વખતોમાં કોઇ પણ વાર શક્ય હતાં તેના કરતાં હાલ વધારે સહેલાઇથી શક્ય બન્યાં છે.

ભવિષ્યમાં ધર્મ સ્વીકાર્ય થાય તે માટે બે શરતો તેણે પાળવી પડશે. પહેલી શરત મનુષ્ય મનુષ્યના સંબંધોને વિષેની છે, ને બીજી મનુષ્યના સૃષ્ટિમાત્રની સાથેના સંબંધને વિષેની છે. બીજી શરત પરાપૂર્વના વખતથી લગભગ બધે જ ધર્મો પાળવાને પ્રયત્ન કરી રહ્યા છે. બાહ્ય સૃષ્ટિથી ઉત્પન્ન થએલી મુશીબતો, ને દેખીતી નિષ્ઠુરતા ને ઉદાસીનતાની સામે આશ્વાસન આપે એવા વિચારો આપીને ધર્મો એ શરત પાળવા મથી રહ્યા છે. આમ કરવા જતાં ધર્મભાવનાએ વિજ્ઞાનનાં સત્યોની સાથે વિરોધમાં આવી છે, અને પ્રગતિશીલ જ્ઞાનના સાથે સાથે ધર્મો પ્રગતિ સાચવી રહ્યા ન હોવાને લીધે કોઇ કોઇ વખતે તેમની ઉણપોના પ્રમાણમાં તે ટીકાને પાત્ર બન્યા છે, વળી કોઇ વખતે હાસ્યને પાત્ર પણ બન્યા છે, વળી કોઇ વખતે ઉદાસીનતાથી જોવાયા છે, તો વળી કોઇ વખતે મનુષ્યને સીધી રીતે નુકશાનકારક તરીકે પણ ગણાયા છે. ભવિષ્યના ધર્મોમાં વિજ્ઞાનનાં સત્યોની સાથે વિરોધમાં આવે એવા આચારવિચારોનો બહિષ્કાર થવો જોઇશે. પણ ઉપર બે શરતો કહી તેમાંની પહેલી શરત બીજી કરતાં પણ વધારે અગત્યની છે. આધ્યાત્મિક જ્ઞાન ઇચ્છનાર મનુષ્યના નિવાસમાં વિચારના વિષયમાત્રો ન રહેતાં, જો ધર્મો જીવંત બળ બનવા માગતા હોય, તો આપણા જમાનાનાં મોટાં સંકટોનું નિરાકરણ કરવા તેમણે તે તે વિષયો હાથ ધરવા જોઇએ ને તેના પર વિચારોનો પ્રકાશ પાડવો જોઇએ ને તજ્જનિત દુઃખોમાં શાન્તિ મળે એવું વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએઃ આ સંકટો–જમીનમાં ને દરિયાનાં લશ્કરો, ગરીબાઇ અને આર્થિક ઇર્ષ્યા અને અસમાનતાઓ, પ્રજાકીય ને આન્તર પ્રજાકીય સ્વાર્થ, અરે! નાનાં નાનાં સંકટો સુદ્ધાં–સાધારણ સામાજિક વિષયોનાં, જેવાં કે સંતતિનિયમન, કાયદેસર બાળહત્યા, મરણપર્યંત અપવાસ, ચામડીના ને ન્યાત જાતના અને વર્ગોના ભેદ વગેરે વગેરે આવાં સંકટો ને આવા વિષયોના સંબંધમાં ઉદાસીન રહીને ધર્મો ભવિષ્યમાં જીવંત રહી શકે એ અસંભવિત છે. આવાં સંકટો ને આવા વિષયોના સંબંધમાં ધર્મોએ શાન્તિ ને સમાધાન અર્પે એવા વિચારો, એવા માર્ગ પોષવા જોઇશે. મનુષ્યના ભલાને માટે કોઇ જાતની યોજનાઓમાં ધર્મોએ સક્રિય પ્રવૃત્તિઓ આદરવી જોઇશે. આવી બાબતોથી અલગ રહીને ને તેને વિષે તદ્દન ઉદાસીનતા રાખીને માત્ર શ્રદ્ધાના વિષય તરીકે, કે આ કે તે મંદિરમાં એક કે બીજા પન્થની પ્રાર્થના કે આચારવિચારના વિષય તરીકે એક કે બીજા આચાર્યના આશ્રય નીચે કે એક કે બીજી અધ્યાત્મવિદ્યાના પ્રચારક સાધન તરીકે ધર્મો જીવંત રહી શકે એ લગભગ અસંભવિત જેવી બાબત છે.

જુદા જુદા ધર્મો ફેરફાર પામતા સમાજહિતની ને સમાજાવશ્યકતાની બાબતોને કેટલે દરજ્જે બંધબેસતા રહ્યા છે તે સંસ્કૃતિના દૃષ્ટિબિન્દુએ વિચારવા જેવી બાબત છે. એવો અભ્યાસ માણસને પોતાના ધાર્મિક આદર્શોના ઘડતરમાં સહાયકારક અભ્યાસ નિવડશે. એવો અભ્યાસ કોઇ વાર કોઇ મહાન પેગંબર કે ધર્મોપદેશક કે સાધુ પુરુષના જીવનમાંથી મળતા બોધો દ્વારા પ્રાપ્ત થઈ શકે. મહાત્મા ગાંધી, જેમનું જીવન આપણને અલિખિત ધર્મ પુસ્તક તુલ્ય છે ને જેનાં કૃત્યો તેવા પુસ્તકના પરિચ્છેદો જેવાં છે, તેમના જીવનદ્વારા આવો પ્રકાશ

ધર્મની બાબતમાં આપણને હિંદુસ્તાનના વતનીઓને હાલના સમયમાં કેટલો બધો મળે છે તે આપણે જાણીએ છીએ. તેજ રીતનાં ઇસુ ખ્રિસ્તનાં જીવન ને કૃત્યો, મહમ્મદનાં જીવન ને કૃત્યો, શંકર, રામાનુજ, વલ્લભ, કબીર, ચૈતન્ય, રાજારામ મોહનરાયનાં જીવન ને કૃત્યો, અને જ્ઞાન, કર્મ, કે ભક્તિ કે પ્રાર્થનાના માર્ગ પર ભાર મૂકનાર વિચારસરણિઓ અનુસરનારાનાં જીવન ને કૃત્યો હતાં. પરંતુ આવી રીતે મળતું ધાર્મિક આદર્શોનું ઘડતર વત્તાઓછા નસીબ ને સદ્‌ભાગ્યને વશ બાબત ગણાય; મહાન્ ને સાધુ પુરુષોના ધાર્મિક સમાગમમાં આવવું-એ આપણા હાથની બાબત નથી. એવી રીતની ધાર્મિક આદર્શોને મળતી મદદ મેળવવા ઇરાદાપૂર્વક ને વ્યવસ્થિત રીતે પ્રયત્ન કરવો એ તેનાથી જુદી બાબત છે. આવો વ્યવસ્થિત પ્રયત્ન ને તે વળી ઘણો હિતકારક ગણાય તેવો પ્રયત્ન ધર્મોનો નૈતિક અભ્યાસ છે. ધર્મોની ઉત્પત્તિ, સત્યો, ને સિદ્ધાન્તો જેવી માત્ર તાત્ત્વિક બાબતોને વિષે નહિ, પણ ધર્મોના સાંમાજિક દૃષ્ટિબિન્દુઓ પર કેન્દ્રભૂત થતો ધર્મોનો અભ્યાસ સમાજહિતના નીતિશાસ્ત્રના અભ્યાસને વિષે સુંદર પ્રાવેશિક અભ્યાસ બનશે.

ધર્મને કોઈ પણ વિજ્ઞાનની કોટિ પર મૂકી શકાય નહિ, ને તેમ છતાં વિજ્ઞાનના વિષયમાં આપણાં હિત વૃદ્ધિગત થતાં ગયાં છે તેને લીધે, વિજ્ઞાનની કસોટીએ એટલે કે બૌદ્ધિક પ્રમાણોથી ધાર્મિક વિચારોની પરીક્ષા કરવાનું વલણ આવશ્યક બન્યું છે. તૌલનિક ધર્મનું રહસ્ય એવા બૌદ્ધિક વલણમાં સમાએલું છે; મતલબ કે તૌલનિક ધર્મ અન્ધ શ્રદ્ધા પર આધાર રાખતો નથી, પણ તુલના કર્યા પછી વિવેચનને પરિણામે વિચાર થાય તેના પર આધાર રાખે છે. એવી તુલનાઓને પરિણામે જાણવા લાયક સામાન્ય વિચારો પર આપણે આવીએ છીએ. ઉદાહરણ તરીકે, એવી તુલનાઓથી આપણને માલમ પડે છે કે ધર્મગુરુઓ ને પુરોહિતોનો જુદો વર્ગ જ્યાં અસ્તિત્વમાં આવે છે ત્યાં ત્યાં સર્વત્ર ધાર્મિક આચારો અસરળ, સંકીર્ણ સ્વરૂપ ધારણ કરે છે. આપણે કહી શકીએ કે જેમ જેમ ધર્મગુરુઓનું બળ ઘટતું જાય છે તેમ તેમ ધાર્મિક આચારો વધુ ને વધુ સરળ બનતા જાય છે, ને તેને પરિણામે, કેટલી વાર ધર્મનો આત્મા, ધર્મનું ખરું સ્વરૂપ વધુ ને વધુ વિશુદ્ધ બનતું જાય છે. વધારામાં, તુલનાથી એમ માલમ પડે છે કે અગાઉના સમયોમાં ધાર્મિક આચારો મુખ્યત્વે સામાજિક યા સમૂહમાં આચારવાના બનાવો હતા, ને મંદિરોમાં, યાત્રાના સ્થળોમાં, સામુહિક પ્રાર્થનાઓમાં, વગેરે વગેરેમાં સામાજિક વાતાવરણોને બળે ધાર્મિક અનુભવોના આન્તર ને બાહ્ય ઉદ્રેક વૃદ્ધિંગત પામ્યા છે. જન્મ, દ્વિતીય-જન્મ વા ધાર્મિક જીવનમાં પ્રવેશ-દીક્ષા, લગ્ન, મરણ, એ જીવનના ગંભીર ને અસરકારક બનાવો છે, એટલું જ નહિ પણ જન્મ, લગ્ન, મરણ તો ગહન, અપૃથક્કરણીય બનાવો છે, અને વિજ્ઞાનો ઘણાં વધ્યાં છે છતાં આ બનાવોની ગહનતા, તેમની અપૃથક્કરણી-યતા તો તેવીને તેવી જ રહી છે. લગભગ બધા સંજોગોમાં, આ બનાવોની સાથે જોડાએલી ધાર્મિક ક્રિયાઓ ઘણી ગંભીરતા દર્શાવે છે, અને આ બનાવો ગહન હોવાને લીધે આ ધાર્મિક ક્રિયાઓ, સમગ્ર રીતે જોતાં, જુદા જુદા સમાજોમાં જૂના વખતથી જે સ્વરૂપમાં હતી તેમાં ક્યાં તો કંઈ પણ ફેરફાર થયા વિનાની રહી છે કે બહુ તો નહિ જેવા ફેરફારવાળી રહી છે. એટલું જ નહિ પણ ઉચ્ચ ને નીચ જન્મ, દુઃખ જન્મજનિત અપૂર્ણતાઓ જેવી જીવનની અસમાનતાઓના સંબંધમાં પણ કંઈક ગહનતા હોય છે; અને જો કે મનુષ્યની બુદ્ધિએ આ

બાબતોની ગહનતાઓ સમજવાને મન્થન કર્યાં છે ને ન નિરાકરણ કરાય એવી બાબતોનું નિરાકરણ કરવા યત્ન કર્યો છે, છતાં આ ગહનતા ચાલુ છે. અને જો જગતની અઘટિત ઘટનાઓ, ન સમજાય એવી બાબતોની ફરતા સમક્ષ મનુષ્ય ગુંચવાઇ જાય છે એ ખરું છે, તો એ પણ વળી ખરું જ છે કે સુંદરતા ને ભવ્યતાની આનન્દદાયક પીછાનમાં પણ એવી જાતનું ગહન અપૃથક્કરણીય તત્ત્વ સમાયેલું છે કે તેની સમજુતી વિજ્ઞાન આપી નહિ શકે, અને તેટલા માટે બુદ્ધિથી પર એવી રીતના જ્ઞાનને માટે અર્થાત્ ધાર્મિક જ્ઞાનને માટે હંમેશાં સ્થાન ને ઇચ્છા રહેશે જ. સુંદરતા ને ભવ્યતાની સાથે ધાર્મિક આચારો કંઇ વ્યર્થ રીતે જોડાયા નથી હોતા, ને તેમજ કળાએ પણ આપણા ધાર્મિક આદર્શોમાંના કેટલાક ઊંડામાં ઊંડા આદર્શોને વિકસિત કર્યા છે તે કંઇ વ્યર્થ રીતે તેમ બન્યું નથી.

તેટલા માટે સંસ્કારિતાના પોષક તરીકે ધર્મની અગત્ય ઘણી છે, ને ધર્મોના સંસ્કારિતાની દૃષ્ટિએ બરાબર અભ્યાસ માત્ર તૌલનિક અભ્યાસપદ્ધતિએ જ થઇ શકે. મનુષ્ય ધાર્મિક શ્રદ્ધાની બાબતો વિષે કંઇપણ રસ લેતા ન હોય, છતાં સંસ્કારિતાના પોષણમાં ધર્મોએ બજાવેલી સેવામાં એને હમેશ રસ હોઇ શકે. મોટી મોટી બાબતોની તુલનાઓ નીચેના વિષયોનો અભ્યાસ કરી શકે.

ધર્મો સમગ્ર રીતે સરખાવી શકાય, એક ધર્મ કઇ જાતના જીવન પર ભાર મૂકે છે તેનો કોઇ અભ્યાસ કરી શકે ને એક ધર્મનું બીજા ધર્મની સાથે એ દૃષ્ટિથી વિવેચન કરી શકે. દાખલા તરીકે હિન્દુધર્મ બૌદ્ધિક ને અક્રિય છે, મુસ્લિમ ધર્મની પેઠે ખ્રિસ્તિધર્મ પ્રાર્થનાનિષ્ઠ ને સક્રિય છે. એમ મુખ્ય તુલના થાય, અથવા તો આપણે એવી દૃષ્ટિએ સરખામણી વિચારીએ કે પ્રાર્થનાની બાબતમાં ખ્રિસ્તિધર્મ ને મુસ્લિમધર્મ પુરુષગુણધારી સત્ત્વને વિષે અનુરક્ત છે, બુદ્ધધર્મ અપૌરુષ સત્ત્વને વિષે અનુરક્ત છે, વગેરે વગેરે, અથવા તો ધર્મોની તુલના તેમની ઉત્પત્તિ ને ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ થઇ શકે. અથવા ધર્મો ઓછાવત્તા વિકાસશીલ રહ્યા હોય તે રીતે તેમની સરખામણી કરાય અથવા તો તેમની સામાજિક ઉપકારકતાની દૃષ્ટિએ સરખામણી કરાય, વગેરે આવી જાતની તુલનાઓ ભિન્ન ભિન્ન ધર્મોના મુખ્ય તત્ત્વોને ને તેમના સનાતન સત્યોને બહાર આણી શકે–એવાં સનાતન સત્યોને કે જે જીવનને દોરવનાર મુખ્ય પ્રકાશ જેવાં ગણાતાં હોય, ને એવાં હોય કે જે વિજ્ઞાનની વધુમાં વધુ પ્રગતિથી પણ અસ્પૃષ્ટ ને અવિચ્છિન્ન રહે. આવી તુલનાઓ બતાવશે કે જો કે ધર્મો ઘણા છે, છતાં બુદ્ધિ એક છે; એમ બતાવશે કે ધર્મોના ભેદ તો માત્ર સંકુચિત દૃષ્ટિવાળો માણસ જ જોશે, પણ વિશાળ દૃષ્ટિવાળો માણસ તો પન્થો ને ધર્મોની ભિન્નતાઓથી આહ્લાદિત થશે, ને એટલું જ નહિ પણ વિજ્ઞાન ને ધર્મના વિરોધથી પણ આહ્લાદિત થશે. ખરો ધર્મ રૂઢિસ્થાપિત ધર્મ નથી, પણ પ્રગતિશીલ ધર્મ છે. તેવા ધર્મને વિજ્ઞાનને હાથે ડરવાનું કશું કારણ નથી, તેવા ધર્મનાં મૂળ તૌલનિક અભ્યાસથી વધારે ને વધારે મજબૂત થતાં જાય છે. એવો અભ્યાસ જગતના મોટા મોટા ધર્મોનાં મુખ્ય સત્યોને બુદ્ધિપૂર્વક રીતે સમજવાનો માત્ર એક જાતનો પ્રયત્ન છે.*

---

* સાતમી ઓરીએન્ટલ પરિષદ્ સમક્ષ વંચાએલો નિબન્ધ.

# માછી કન્યા

લે. "સહદેવ"

નીલ ઘેરા સમુદ્રની વિસ્તીર્ણ ક્ષિતિજ ઉપર તેની નજર ચોંટી હતી. ખીલતા યૌવનની એક બીજા ઉપર ધસતી પ્રચણ્ડ ઊર્મિઓની જેમ જાણે અગમ્યના અન્તરમાંથી સહસા જાગી કિનારા તરફ ધસતાં, ઘુઘવાટ કરતાં, ઘડીકમાં લાસ્ય તો ઘડીકમાં તાંડવ કરતાં, કોઇ ભવ્ય ગહન ગંભીર સંગીતનાં સૂરો પ્રગટાવતાં અફાટ તીર પ્રાન્તના ઉરમાં સમાવા મથતાં મોજાઓને જાણે તે ગણી રહી હતી. તે મોજાઓ સાથે તેને જુગજુગનું સખ્ય હોય, તેમાંના પ્રત્યેકને તે પીછાનતી હોય, અને જાણે દરેક તેને માટે પોતાની અન્તરગુહામાં પ્રયત્નપૂર્વક છૂપાઇ જતન કરી કોઇ ગૂઢ સંદેશ લાવતું હોય એમ તેના મુખ ઉપરનાં ભાવોથી દેખાતું. ગઇ કાલે તેના પિતાએ તેને એક અજબ રહસ્ય કહ્યું. તેણે તેને એજ સ્થળેથી દૂર ક્ષિતિજ તરફ આંગળી કરી એક સ્થળ બતાવતાં કહ્યું:—

"પેલા મોજા ત્યાં જરાક વળાંક લેતાં દેખાય છે, ત્યાં તારી મા ડૂબી ગએલી. ત્યારે તું દોઢ વર્ષની હતી, અને તારી માની મા પણ તારી માને દોઢ વર્ષની મૂકી ત્યાંજ એક હોડી ઉંધી વળી જતાં ડૂબી ગએલી. આમ તારી મા અને તેની મા અને તેની મા એવી રીતે પાંચ પેઢી સુધી બન્યું છે. એટલે દીકરી, તને આજે ચેતાવવા આ વાત કહું છું કે તું ગમે તે કરજે, પણ પાણીની ભાઇબંધી નહિ."

"પાણીની ભાઇબંધી નહિ!" કેવું કારમું! પણ સ્નેહાળ પિતાને શેં આઘાત લગાડાય? માછી કન્યા પાણીની ભાઇબંધી ન કરે તો કોની? અને પેલું સ્થળ જ્યાં તેની મા ડૂબી ગએલી, જ્યાં તેની માની મા ગએલી તે તો તેની માનીતી "ઝાંઝરી!" કેટકેટલી વાર ત્યાં તે એકલી પોતાના તરાપાને તેના અન્તર ઉપર નચાવતી, ફુદડી ફરાવતી લઈ જતી! કેટકેટલી વાર એક બીજાં સાથે ગેલ કરતાં, સંતાકુકડીની રમત રમતા મોજાંઓમાંથી ઉછળતાં શીકરોને જાણે કોઇ નર્તકીની ઝાંઝરીમાંથી નીકળતા મોહક સૂરોની જેમ તેણે હર્ષથી વધાવી પોતાના અંગ અંગમાં પુલકિતતા અનુભવી હતી! અને હવે તો તે ઝાંઝરીમાં માતા અને માતામહીઓ સતી છે એટલે તે તો તેનું માનીતું મોસાળ! કન્યા મોસાળે ન જાય! એ તે કેવું! પણ રૂપાંના મનમાં એક વિચાર ચમકયો:

"પણ બાપા! મા, આજી ને આજીની આજી એ બધાં પરણ્યા પછી ડૂબ્યાં ને?"

બાપે હકાર સૂચક જવાબ આપ્યો.

"તો પછી હું પરણું જ નહિ તો કેવું? પરણું તો ડૂબું ને?"

"તું તો ગાંડી છે. સ્ત્રી કોઇ કુંવારી સાંભળી છે?"

"ના, હું નહિ પરણું, અને ઝાંઝરીની ભાઇબંધી નહિ છોડું" રૂપાંએ હઠ કરી.

રૂપાંના બાપાને રૂપાંની મા યાદ આવી. તેના મુખમાંથી નીકળેલું વેણુ તે ભાગ્યેજ પાછી ખેંચતી. આવીજ તેની હઠ, એવોજ તેનો દૃઢ આગ્રહ. તેણે જોયું કે રૂપાંને ધમકાવીને કે બીજી કોઇ રીતે નહિ સમજાવી શકાય, એટલે તે વાત ભૂલાવવા તેણે બીજી વાતો કાઢી, પણ રૂપાંને તો એજ વિચાર આવતા હતા. મા ઝાંઝરીમાં સતી છે તેમાંજ મને તે રોજ બોલાવે છે, અને હવે બાપા કહે છે કે મારે ત્યાં જવું નહિ. એ તે કંઇ બને ? અને હવે મને પણ નિરાંત થઇ. દેવાને અને સોમાને હવે કહી દઇશ કે પરણવું જ નથી."

આજે ગઇ કાલની એ ઘટના ઉપર વિચાર કરતી પોતાની પ્રિય ઝાંઝરી ઉપર મીટ માંડી રૂપાં બેઠી હતી. દેવાને અને સોમાને તેણે આજે ઝાંઝરી આગળ મળવાનું વચન આપ્યું હતું: તેની આંખો કોઇ ગૂઢ દૃશ્ય જોઇ રહી હોય એવી લાગતી. વરુણ અને સૂર્યના આશીર્વાદના પરમ પ્રસાદ રૂપ તેની શ્યામતામાંથી નીતરતી મોહક કાન્તિ તેના પ્રત્યેક અંગમાંથી નીતરી તેના નામને સાદ કરતી હતી. રૂપાં સાચેજ રૂપાં હતી. ગામના એકે એક યુવાન એનાં સ્વપ્નાં સેવતા. અનેક સ્ત્રીઓને એને પુત્રવધૂ બનાવવાના કોડ હતા. પણ રૂપાંની નજરમાં દેવો અને સોમોજ રમતા. બીજા બધા તરફ તો એ જોવાની પરવા પણ કરતી નહિ. એક દિવસે એક મોટી માંછલી પોતાને ખભે નાખી, અને માથા ઉપર નાની નાની માછલીઓથી ભરેલો ટોપલો ઉપાડી તે ચાલી આવતી હતી. દેવો પણ ખભે જાળ નાખી તેજ રસ્તે પાછળ પાછળ આવતો હતો. માથાથી પગ સુધી રૂપાંના રૂપને તેની આંખ ધરાઈ ધરાઇને પી રહી હતી. માછલીના હલનથી રૂપાનું લુગડું એક બાજુ ખસી જતાં કાંચળીના કસથી કટી સુધીનું તેનું અંગ નીહાળતાં દેવાની આંખમાં હર્ષની લહેરો ઉછળવા માંડી. રૂપાંના કચ્છ હેઠળની જંઘા અને પગની પીંડીઓમાં તેને અસહ્ય આકર્ષણ લાગવા માંડ્યું. એવામાં રૂપાંને ઠોકર વાગતાં તેનો ટોપલો પડી ગયો. દેવો દોડ્યો. તેણે માછલીઓ બધી તેમાં ભરવામાં રૂપાંને મદદ કરી. ઘડીકમાં તે ટોપલામાં માછલી નાંખે તો ઘડીકમાં રૂપાંના મુખની સૌન્દર્યરેખા નિહાળે. રૂપાં પણ દેવાના માંસલ હાથ, તેના સુદૃઢ સ્નાયુ અને તેની ચપળતાને મુગ્ધ બની નિહાળી રહી હતી. જ્યારે જ્યારે તે દેવાને કે સોમાને જોતી ત્યારે તેના હૃદયમાં ન સમજાય એવી લહરો ઉઠતી. તે બન્ને તેને ઘણા ગમતા, અને તેમના સાથે વાત કરવાના પ્રસંગ મળતાં તેને અપાર આનન્દ થતો. દેવાએ ટોપલામાં માછલી ભરતાં ભરતાં કહ્યું.

"રૂપાં, તારું નામ કોણે પાડેલું ?"

"કેમ જે ?"

"જો જાણું તો દોઢ મણની માછલી પકડી લાવી તેને ભેટ આપું."

"વાહ રે ! કેમ એટલું બધું ?"

"તું રૂપાંજ છો તેથી." એમ કહી દેવાએ રૂપાં તરફ એક માર્મિક દૃષ્ટિ ફેંકી સહજ સ્મિત કર્યું. રૂપાંના મુખ ઉપર લાલી આવી. તેણે આછું સ્મિત કરતાં કહ્યું, "ગાંડો ન થા ગાંડા, દેવા, હું તો કંઇએ એવી નથી."

પણ દેવો એમ થોડોજ તેની વાત સ્વીકારી લે ! રૂપાંના ઉત્તરથી તેનો ઉત્સાહ અને તેની હિમ્મત બમણા થયાં.

"રૂપાં, આટલું બધું રૂપ તું કોને માટે સાચવતી હશે?"

રૂપાંના હોઠ જરા બીડાયા, પણ મોંમાં આવેલો ઉત્તર ગળી જઇ તે સ્મિત કરતાં પાછી બોલી:

"પે......લી ઝાંઝરી માટે." એમ કહી તેણે દૂર ઝાંઝરી તરફ આંગળી કરી.

રૂપાંની ઝાંઝરી જોડેની ભાઇબંધી ગામમાં સહુ કોઇ જાણતું એટલે દેવાને તેમાં આશ્ચર્ય ન થયું, પણ તેને જે જવાબ જોઇતો હતો તે ન મળ્યો. આજે મળેલી તક તેને જતી કરવી ન હતી. વાત એમ હતી કે દેવો અને સોમો બન્ને બાળપણના પરમ મિત્ર; સગા ભાઇના કરતાં પણ બન્નેનું એક બીજા ઉપર અપાર હેત. બન્ને સાથે માછલાં મારવા જાય, ત્યાંથી તરવા જાય, સાથે હરે ફરે અને દિવસમાં ઓછામાં ઓછો એક વખત તો સાથે જ જમે. યૌવનને ઉંબરે પ્રવેશ કરતાં બન્નેએ મહત્ત્વાકાંક્ષા પણ એકજ પ્રકારની રાખવા માંડી. જો એકને વહાણવટાનો વિચાર આવે તો બીજો સાથે ખરો જ, અને બીજાને જો માછલીઓ પકડવાના જ ધંધામાં રચ્યાપચ્યા રહેવાનો વિચાર થાય તો તેના ભાઇબંધનો પણ તેજ વિચાર. બન્નેના ઉરમાં યૌવનની ઊર્મિઓ ઉછળવા માંડી. રૂપાં બન્નેની પ્રેરણા મૂર્તિ બની. પણ સોમાને ખબર ન હતી કે દેવાનું ધ્યાન રૂપાંમાં હતું, અને દેવાને ખબર ન હતી કે સોમાને રૂપાં શિવાય અન્ય સ્વપ્નાં જ ન હતાં. આજે રૂપાંને જોતાં દેવો ગાંડા જેવો બન્યો. પોતાનો પ્રેમ જો રૂપાં સ્વીકારે તો સોમાને એ આનંદભર્યા સમાચાર આપવા તેનું હૃદય થનગની રહ્યું. પણ તેને ખબર ન હતી કે એજ દિવસે સવારે સોમાએ રૂપાંને જાળ નાખવામાં મદદ કરતાં કરતાં પોતાના પ્રેમની વાત કરી હતી. રૂપાંએ તેનો જવાબ હકારમાં કે નકારમાં ન આપતાં એક મોહક સ્મિત કર્યું હતું. દેવાએ તક જવા ન દેતાં આગળ ચલાવ્યું.

"રૂપાં, એક વાત કહું? તુ ચીડાય તો નહિ?" એ વાત કઇ છે તે રૂપાં જાણતી હતી પણ તેને મોઢેથી સાંભળવામાં જે મીઠાશ મળે તે તો જુદીજને! એટલે તેણે પોતાની લટમાંથી નીતરતાં માછલીનાં પાણીનાં ટીપાં પોતાના લુગડાના છેડા વડે શોતાં લેતાં કહ્યું; કેને એવી કેવીક વાત છે કે મને ચીડ ચઢે?

"રૂપાં તું મને ઘણીજ ગમે છે." બોલતાં તો બોલાઇ ગયું, પણ દેવાએ બીકથી પોતાની આંખ ક્ષણભર મીચી દીધી. રૂપાંના મુખ ઉપર હર્ષની, લજ્જાની એક લહરી આવી ગઇ. દેવો ફરી હિમ્મત કરી બોલ્યો!

"રૂપાં તારા બાપને કહું કે મારી જોડે તારા વિવાહ કરે?"

રૂપાંએ પાછળ જોઇ જાણે કોઇને આવતા જોઇ ગભરાઇ ગઇ હોય તેમ કહ્યું: "દેવા પેલા મકનને કાનો આવે, ટોપલો ચઢાવ, સોમવારે તું ને સોમો આ વખતે ઝાંઝરીએ તરાપો લઇ આવજો." એમ કહી માથે ટોપલો ચઢાવી ખભે માછલો મૂકી તે વીજળીની જેમ ત્યાંથી ચાલી નીકળી.

રૂપાંને ભારે મુઝવણ થઇ. બેમાંથી કોને હા પાડવી અને કોને ના? દરિયામાં તરતાં કોઇ મગરના મોંમાં પોતાનો પગ સપડાય તો પણ અત્યારે તેને થતી હતી તેવી મુઝવણ કે તેવો ગભરાટ તેને ન થાય એમ રૂપાંને લાગ્યું. સોમાને હા પાડે તો દેવાને આઘાત લાગે, અને

દેવાને હા પાડે તો સોમાને આઘાત લાગે. પણ એ બન્ને શા માટે તેને ગમ્યા? શા માટે એક ન ગમ્યો? અને બન્ને ગમ્યા તો પણ ભલે, પણ એક વધારે અને બીજો સહેજ ઓછો એવું કેમ ન થયું? જો એવું હોત તો કેવી નિરાંત થાત! પણ આનો રસ્તો શો? સોમવારે એ બન્નેને બોલાવ્યા તો છે પણ જવાબ શો આપવો? આ બધી મુઝવણમાં પડવા કરતાં બાપાનેજ કેમ ન કહેવું? બેમાંથી જેની સાથે તે વિવાહ કરે તેની સાથે પરણવું. એટલે બીજાને આઘાત લગાડવાનું પાપ પોતાને માથે તો ન રહે. પણ તેથી બીજાને લાગેલો આઘાત કંઇ ઓછો જ મટે? અને બન્ને ઉપર તેનું અપાર હેત હતું તો પછી તેમને દુઃખી કેમ કરાય. એના કરતાં તો બેમાંથી એકેની સાથે પરણવુંજ નહિ–કોઇની સાથેજ પરણવું નહિ તો કેવું? પણ બાપા માને કેમ? તેની આ મુઝવણમાં બાપાજ અચાનક બ્હારે આવ્યા, અને તેણે તેને ઝાંઝરીમાં તેની મા ડૂબ્યાનો ઇતિહાસ કહ્યો. એ પ્રસંગ રૂપાંને ઠીક ફાવી ગયો. તેણે લગ્ન નથીજ કરવાં એવો નિશ્ચય કરી લીધો, અને આજે સોમવાર હોવાથી દેવો અને સોમો જરુર આવશે તેની તેને ખાત્રી હતી તેથી રાહ જોતી તે ઝાંઝરી તરફ મીટ માંડી બેઠી હતી

✠ ✠ ✠ ✠ ✠

રૂપાંને ટોપલો ચઢાવી, દેવો, સોમાને મળવા ઉપડયો. સોમો ક્યારનો તેની જ રાહ જોઇ રહ્યો હતો. રૂપાં સાથે બનેલી સવારની ઘટના તે દેવાને કહેવા તલસી રહ્યો હતો. દેવાને જોતાં જ તેણે એ વાતની શરુવાત કરી દીધી. દેવાનું મુખ સહેજ પડયું, પણ જ્યારે દેવાએ પોતાની સાથે બનેલી ઘટનાની વાત કરી ત્યારે સોમાની પણ એજ સ્થિતિ થઇ. બન્ને મિત્રોને અત્યાર સુધી કોઇ દિવસ એક બીજા માટે ઇર્ષ્યા થઇ ન હતી. કદાચ કોઈ સરસ વસ્તુ એકની પાસે આવે તો બન્ને વહેંચી લેતા, અથવા સહીઆરી રાખતા, પણ આ તો બન્ને એકજ છોકરીને ચહાતા હતા. એનું શું થાય? દેવાએ કહ્યુઃ

"સોમા, તેં પહેલેથી કેમ ન કહ્યું? જો હું જાણતો હોત કે તું એને ચાહે છે તો મારા મનને પહેલેથીજ વારત."

"પણ તેં કેમ ન કહ્યું? હું તેનો પછી વિચાર પણ નહિ કરત." સોમાએ જવાબ આપ્યો.

"આપણે બન્નેએ જ ભૂલ કરી. બીજી કોઇ વાત નહિ અને એજ આપણે એકબીજાથી છુપાવી. એટલું પાપ તો ખરુંજ ને!"

"પણ ત્યારે એનો ઉપાય શો?" સોમાને મુઝવણ થતી હતી.

"ઉપાય નસીબ. પણ સોમા, જો તે મને પરણે તો તારે ખોટું નહિ લગાડવું, અને તને પરણે તો મારે ખોટું નહિ લગાડવું. આપણે બન્ને ભાઇના ભાઇજ રહેવા જોઇએ."

"જરુર, એમાં કંઇ ફેર પડે જ નહિ, અને જો ભાઈ વચ્ચે તે ભેદ પડાવવા મથે તો મારું ચાલે તો હું તો તેને પણ કહી દઉં કે રસ્તે પડ. પણ દેવા, એટલું તો ખરું કે દુનિયામાં રૂપાં તો એકજ. જો તારા નસીબમાં તે હોય તો હું નારાજ નહિ થાઉં, પણ પછી બીજા કોઇને તો નહિજ પરણું. પણ એક કોલ તારે મને આપવો પડશે."

"શો?"

"રૂપાંનું પહેલું બાળક મને આપવું."

"કબુલ, અને જો રૂપાં તને પરણે તો તારે પણ રૂપાંનું પહેલું બાળક મને આપવાનું.

"એમ કેમ ?"

"કારણ કે મેં પણ તારા જેવો જ વિચાર કરેલો છે. તેમાં તું ને રૂપાં બન્ને હશો. મારી પાસેથી આજે રૂપાં ભલે તને લઇ જાય કે તું ભલે મારી પાસેથી રૂપાંને લઈ જાય, પણ તમને બન્નેને સાથે લઇને જે આવવાનું છે. તે મારું થાય એટલે બસ નિરાંત."

"મનોમન કેવાં સાક્ષી છે! જાણે માથા ઉપરથી કોઇ ભાર ઉતર્યો હોય એમ સહેજ છુટકારાનો દમ ખેંચતાં સોમો બોલ્યો. મને જે વિચાર આવે તેજ તને, અને તને જે વિચાર આવે તેજ મને એટલે પછી આપણે ચાહીએ પણ એકજ સ્ત્રીને એમાં નવાઈ શી ?"

આમ બન્ને મિત્રોના હૃદય સ્હેજ હળવાં પડયાં. બન્નેએ નસીબ ઉપર, અને રૂપાં ઉપર પોતાની શ્રદ્ધા રાખી પોતાના મનને નિશ્ચિંત કરવા પ્રયત્ન કર્યો. રૂપાંએ સોમવારે મળવાનું વચન આપ્યું હતું તે મુજબ આજે બન્ને જણા દરિયા તરફ આવી રહ્યા હતા. રસ્તામાં સોમાને શંકા થઈ.

"દેવા આપણે વચન તો આપ્યા, પણ રૂપાંને તો પૂછયું જ નથી. માન કે રૂપાં તને પરણે અને તેના પહેલા બાળકને આપવાની ના પાડે તો?"

"દેવાએ વાકય અધૂરું જ રાખ્યું, અને સુધારી લેતાં કહ્યું, "પણ એની બાંજગડમાં પડવું જ શા માટે ? તેનેજ પૂછીશું. તે શું કહે પછી વિચાર."

"રૂપાં ઝાંઝરીનો જાણે સંદેશ સાંભળી રહી હોય, જાણે જુગ જુગનાં સપ્પનની તેને તે વાત કહી રહી હોય તેમ દેવો અને સોમો આવ્યા ત્યારે ઝાંઝરી પ્રતિ મીટ માંડી બેઠી હતી. દેવાએ કહ્યુંઃ

"રૂપાં, તું તો હજુ અહીં જ બેઠી છે. તેં તો ઝાંઝરીએ બોલાવ્યા હતા ને ?"

"હા, પણ થયું કે લાવ અહીં જ રાહ જોતી બેસું." પ્રભાતના ખીલતા સૂર્યના બિમ્બ સમુદ્રનાં લહેરાતાં પાણીમા પ્રતિબિમ્બિત થઈ રૂપાંના ભરેલા મુખ ઉપર તેજસ્વીતાની છાંટ ફેલાવી તેને વધુ આકર્ષક બનાવતાં હતાં. દેવો અને સોમો બન્ને મુગ્ધ બની તે નીરખી રહ્યા. સોમાએ વાત ઉપાડીઃ

"રૂપાં, આજ તો તારે નક્કી કહેવું જ પડશે. જો અમે બન્ને સગા ભાઈ જેવા છીએ. હું ગાંડો કે મેં પહેલાંથી દેવાને વાત ન કરી, અને દેવો પણ એવો જ ગાંડો. પણ હવે તેનું શું થાય ! પણ અમે ઠરાવ્યું છે કે દુનિયામાં રૂપાં એક છે એટલે રૂપાંનો વર પણ એકજ હોય, એટલે અમારામાંથી જે રૂપાંનો વર થાય તેની બીજાએ ઇર્ષ્યા નહિ કરવી, અને રૂપાંએ તેનું પહેલું બાળક તેને આપવું."

રૂપાં આ સાંભળીજ રહી ઘડીક ઉપર પોતે કરેલો સંકલ્પ જાણે સરી જતો હોય એમ તેને લાગ્યું. પોતે ન પરણવાનો વિચાર શા માટે કરેલો? કારણ કે એમાંથી એકને તે દુભવવા રાજી ન હતી. પણ બન્નેને ના પાડે તો તેથી બન્નેને દુઃખ થવાનું. અને જ્યારે બાલકની સોમાએ વાત કરી ત્યારે પોતાના અન્તરમા જાણે ગલગલીઆં થતાં હોય એમ તેને લાગ્યું. તરંગો તરફ જોતાં જાણે અસંખ્ય બાલકો પોતાના નાનકડા હાથ લંબાવી દોડતાં પોતા તરફ

ધસી રહ્યાં હોય એમ તેને થવા માંડયું. સંકલ્પ કરતી વખતે આ વિચાર તો તેને આવ્યો જ ન હતો. એ સંકલ્પ તેનામાં રહેલ પત્નીત્વએ કર્યો હતો, પણ તેનામાં રહેલું માતૃત્વ હવે જાગી ઉઠયું. તેને કેમ મનાવી શકાય? ઘડી ભર બાળકના મૃદુ સુખદ સ્પર્શની પણ તેને અનુભૂતિ થતી હોય તેમ લાગ્યું, પણ રૂપાં કોને હા પાડે અને કોને ના? એવામાં એકાએક તેનામાં એક વિચાર સ્ફુર્યો. બન્ને પોતાને સરખા વહાલા હતા. એકની જો પત્ની થાય તો બીજાની બહેન બની તેને તે સુખી નહિ કરી શકે? અને તેમણેજ ઠરાવ્યું હતું કે બન્નેએ ભાઇની જેમજ રહેવું. વળી પહેલું બાળક બીજાને આપવું. "તેમણે શરત કરી તો હું કેમ શરત ન કરું? "એમ તેના મનમાં વિચાર સ્ફુર્યો. તેણે કહ્યું.

"મારી પણ એક શરત છે. હું પરણું તમારા બેમાંથી ગમે તે એકને પણ આપણે ત્રણે રહીએ સાથે. એક મારો વર. બીજો મારો ભાઇ. પહેલું બાળક ભાઇનું. છે કબુલ?"

બન્નેનાં મુખ ઉલ્લાસમાં આવ્યાં, "કબુલ, કબુલ."

ભાગ્યદેવી કોની ઉપર પોતાનું સ્મિત વર્ષાવે છે તેની બન્ને મિત્રો ઊત્કંઠાપૂર્વક રાહ જોવા મંડયા. રૂપાં પાછી મુઝવણમાં પડી. બન્ને મિત્રોના ઉરનો ભાર તો હળવો થયો, પણ રૂપાંની મુઝવણ ઓછી થઇ ન હતી. કોને પસંદ કરવો? પોતાની મુઝવણ ઉકેલવા તે દૂર દૂર સમુદ્ર તરફ દૃષ્ટિ ફેંકતી વિચારમાં ડૂબી ગઇ. એવામાં ઝાંઝરીનો ખ્યાલ આવતાં એકાએક એક વિચાર તેના મનમાં સ્ફુર્યો. તે બોલીઃ

"તમે બન્ને મને સરખા વહાલા છો. એટલે હું કંઇ નક્કી ન કરું. ઝાંઝરી જે કહે તે મને કબુલ. અને ઝાંઝરી કહે તે મારી માએ કહ્યા બરોબર છે. તમારા બેમાંથી તરવામાં ઝાંઝરીએ જે વહેલો પહોંચે તે મારો વર, બીજો મારો ભાઈ."

બન્ને મિત્રોનાં મુખ આનંદથી ખીલી ઉઠયાં. બન્નેએ શરત મંજુર રાખી. બન્ને જણ તરતજ કપડાં ઉતારી સમુદ્રમાં પડયા. ઘડીકમાં તો ઉછળતા મોજાઓ ઉપર તેમનાં હૃદય હીંચકા ખાવા મંડયા. રૂપાં તેમને જોઈ રહી. કેવી ત્વરિત ગતિથી બન્ને તરતાં હતાં! દૂર કોઈ શિકારને જોઇ જાણે કોઇ વનરાજ ફાળ ભરતો હોય, જાણે કોઇ ધનુષ્યમાંથી છૂટેલું તીર પોતાના ગૌરવની ઝાંખી કરાવતું ચાલી જતું હોય તેમ બન્ને મિત્રો ઝાંઝરી પ્રતિ મીટ માંડી વામ ભરી રહ્યા હતા. ઘડીમાં દેવો ઉછળતા મોજા ઉપર ઝૂલતો માલમ પડે તો ઘડીમાં સોમો. બેમાંથી કોણ પહેલું પહોંચશે? રૂપાંની છાતી ધડકવા માંડી, પ્રાપ્તિના આનંદ કરતાં ગુમાવવાની તેને ચિન્તા થઇ. આજે એકને તે મેળવશે તો બીજાને ગુમાવે છે, એમ તેને થયું. પણ પાછો તેના મનમાં વિચાર આવ્યો. "શું સ્ત્રી વહુ બનીનેજ બધો પ્રેમ દર્શાવી શકે? બહેનનો પ્રેમ કંઇ ઓછો છે? મને જો ભાઇ હોત તો તેને કેવા લાડ લડાવત! તે થાકીને આવે તો કેવી તેને માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી તેને ઉંઘાડી દેત! હાશ! આજ કેવી નિરાંત થઇ! બન્નેને આજ મારા કરીશ." ગમે તેમ કરી પોતાના મનનું તેને સમાધાન કરવું હતું. સોમો અને દેવો દૂર વિસ્તરતા સમુદ્ર તટ ઉપર માત્ર બે બિન્દુ જેવા દેખાવા મંડયા. હવે તો તે બિન્દુઓ પણ દેખાય ન દેખાય એવાં બની ગયાં. બેમાંથી ઝાંઝરીએ કોણ પહેલું પહોંચશે તે કહેવું મુસ્કેલ હતું. બન્ને અસંત કુશળતાથી તરતા હતા. દેવાએ સોમા તરફ જોઈ કહ્યું,

"આજે ઝાંઝરી ગાંડી થઈ લાગે છે. આટલે લાંબે સુધી તેનો ઓથાર તો કોઇ દિવસ નો'તો જોયો."

"એ તો એમજ લાગે," સોમો બોલ્યો, "આટલા દિવસ સુધી કોઈ દી' રૂપાં થોડીજ આપણને જોતી બેઠી હતી?"

"એ તો ખરું, પણ આ ભમરી આજે આમ ખેંચે છે કેમ?"

"જો તું આમ વાતે ચડશે તો પાછળ રહી જશે દેવા! ભરતો ચાલ, જો પેલી ઝાંઝરી દેખાય," એક મોજા ઉપર દૂર આંગળી ચીંધતાં સોમો બોલ્યો. તેણે જોરથી વામ ભરવા માંડી. દેવાને આજનો પ્રવાહ બરોબર ન લાગ્યો. તેણે જોયું કે ઝાંઝરી હેઠળના ખડકોથી થતી ચાદરનો ઓથાર તેમને હંફાવી રહ્યો હતો. એટલે ગાંડા બનીને તર્યે જવામાં જોખમ રહેલું હતું. ઝાંઝરીએ પહોંચ્યા પછી પાછું કિનારે જવાતું તો ઉભું જ હતું. દેવો આમ વિચારે ચડ્યો એટલામાં સોમો તેનાથી દસેક વામ જેટલો છેટો પડી ગયો. દેવાએ તેને પકડી પાડવા સપાટાભેર વામ ભરવા માંડી. સોમો જોરથી આગળ ધપ્યે જ જતો હતો. દેવો તેને પકડે ન પકડે તેટલામાં તો તે ઝાંઝરીના પ્રચણ્ડ વમળમાં ગરક થઈ ગયો. અતિ ઉત્સાહમાં સોમાએ અવળી દિશામાં વામ ભરી અને ઘુઘવાટ કરતી ઝાંઝરીએ એક વખત તેને નીચે દબાવી ધક્કો મારી પાછો ઉપર ધકેલ્યો. દેવો ગભરાઇ ગયો. રૂપાં તેણે ગુમાવી પણ તેના સોમાને ઝાંઝરી લઇ લેવા મથતી હતી તે કેમ બને? તેણે બુમ પાડીઃ

"સોમા, રૂપાં તારી. તું મોંહું આમ ફેરવ નહિ તો ઝાંઝરી તને ગળી જશે."

પણ જવાબ આપવા જેટલા સોમામાં હોંસકોંસ ક્યાં રહ્યા હતા? તે તો ઝાંઝરીના વમળમાં ઘુમરી ખાઇ રહ્યો હતો. દેવો ત્વરાથી સોમા પાસે પહોંચ્યો. સોમો લગભગ ડૂબી રહ્યો હતો. પોતાના ડાબા હાથ ઉપર તેણે તેને ટકવી લીધો. ઝાંઝરીને પોતાનું શરીર સોંપી તેના ઉર ઉપર તેણે ફુદડી ફરતાં થાક ઉતારવા માંડ્યો. સોમાની મૂર્છા દૂર થઇ. તે દેવાને બાઝી પડ્યો.

"દેવા, રૂપાં તારી."

"એ તે કંઈ બને? જીવને જોખમે તેં ઝંપલાવ્યું. તું પહેલો આવ્યો, એટલે શરત પ્રમાણે રૂપાં તો તારીજ."

"ના પણ તું ન હોત તો હું ડૂબીજ જાતને? એટલે આ તો મારી બીજી જીંદગી. હું રાજીખુશીથી રૂપાં તને આપું છું."

"ચાલ ચાલ, આમ ગાંડાં ન કાઢ. રૂપાં રાહ જોતી હશે."

એમ કહી દેવાએ ઝાંઝરીમાંથી નીકળવા વામ ભરવા માંડયા થોડીવારમાં બન્ને કિનારે આવી પહોંચ્યા. રૂપાંના મુખ ઉપર ઉત્સુકતા ભરી હતી. બન્ને મિત્રો એકબીજાને બાઝી વળગી રૂપાં પાસે આવ્યા.

"કોણ મારો ભાઇ અને કોણ મારો વર?" રૂપાંએ હસતાં હસતાં પૂછ્યું.

બન્ને મિત્રો બીજા તરફ આંગળી કરી સાથે બોલી ઉઠ્યા "આ."

રૂપાં હસી પડીઃ "અરે વાહ!" પણ તે આગળ બોલે તે પહેલાં દેવો બોલ્યોઃ

"રૂપાં તારી શરત શી હતી? જે ઝાંઝરીએ પહેલો પહોંચે તેને તું પરણે. ખરુને? સોમો પહેલો પહોંચ્યો હતો એટલે એ તારો વર."

"નહિ રૂપાં એણે પૂરી વાત નથી કરી. હું પહેલો પહોંચ્યો ખરો, પણ ડૂબી ગયો, અને દેવાએ મને કાઢ્યો. એટલે જીત તો દેવાનીજ."

રૂપાં મુઝાઇ. જે વસ્તુ પોતે ટાળવા મથતી હતી તેજ પાછી પોતાને માથે આવી. પણ આટલે સુધી આવી હવે કેમ હાર કબુલ કરાય? તેણે તરતજ પાસે પડેલું એક ઠીકરું ઉપાડયું અને બોલી:

"બોલો લીલ કે સુક?"

"બોલ સોમા લીલ કે સુક?" દેવાએ પૂછયું, "તારી લીલ તો મારી સુક."

સોમાએ કહ્યું, ભલે મારી લીલ ત્યારે. ઉછાળ રૂપાં ઠીકરી."

રૂપાંએ ઠીકરી ઉંચે ફેંકી—જાણે પોતાનું હૃદય કોઇએ ઉંચે ફેંકયું હોય એમ બન્નેને લાગ્યું. ત્રણે જણ પડેલી ઠીકરી તરફ દોડી ગયાં. રૂપાં દેવાના ગાલ ઉપર સહેજ ટપલી લગાવતાં બોલી ઉઠી:

"લીલ, ભાઇલા!" કેવો મધુર સ્પર્શ! કેવા મધુર શબ્દ! હસતાં હસતાં આગળ બોલી,

"ભાઇલા, તેં મને વર સારો શોધી આપ્યો હોં. ચાલ આપણે ત્રણે ઝાંઝરીને પગે લાગવા જઇએ.—ભાઇ, બેન બનેવી.

બન્ને મિત્રનાં હૃદય ભારે હતાં, પણ રૂપાંની સરળતાથી, તેના ઉલ્લાસથી તેમના મુખ ઉપર સહેજ સહેજ પ્રફુલ્લતા દેખાવા માંડી. સોમાના મનમાં વિચાર આવ્યો:

"બબ્બે વખત મારુંજ નસીબ ભૂલ્યું, એટલે દેવનેજ એ ગમે છે એમજ માનવું ને!" અને દેવાના મને પણ એવીજ દલીલ કરી. દેવાને બહેન ન હતી. રૂપાંનો એ મૃદુલ સ્પર્શ કેવો સુખદ હતો! શું પત્નીજ લાડ લડાવી શકે? બહેન તેવા લાડ નહિ લડાવે? દેવો પોતાના મનનું સમાધાન કરતો હતો. તરાપામાં ત્રણે બેઠાં. રૂપાંએ દેવાની પાસે બેસતાં સોમા તરફ જોઇ કહ્યું:

"અમે ભાઈ બહેન ભેગાં હઇએ ત્યારે સાથે બેસવાનો તારો હક નહિ "હલેસું તેના તરફ ફેંકતાં કહ્યું "લે હંકાર."

સોમો હસી પડયો: "વાહ ભાઇ, હજુ પરણી તો છે નહિ અને આજથીજ રોફ લગાવવા મંડી. હા, ભાઇ, તારો ભાઈ પહેલો અને પછી હું."

"વર તો પીટયા મારે પણ ખરા, પણ ભાઈ તો ભાઈજ! જો પેલી ઝાંઝરીમાં મારી મા દેખાય. કેવી તે અમને બન્નેને જોઇને રાજી થાય છે.!"

દેવાનો વિષાદ ઓછો થયો. રૂપાંનો સુંવાળો હાથ તેના હાથમાં હતો. તે ઉપર પોતાની આંગળીઓ ફેરવતો ફેરવતો તે બોલ્યો:

રૂપાં તારું પહેલું બાળક મારું હોં."

"અને ભાઇલા, તારાં બધાં બાળક મારાં, હોં." રૂપાં લાડ કરતાં બોલી,

"પણ હું પરણું તો ને" બહેન જેવી બહેન તું મને મળી. તેના હેત આગળ બૈરીનું હેત શું?"

"નહિ ભાઇ, મારે તો ભાભી જોઇએ. તમે બન્ને સફરે જજો, અને અમે રોજ તમારો રાહ જોતાં જોતાં દરિયા દાદાની આરતી ઉતારશું."

"રૂપાં સાથે દલીલ કરવી એ મુશ્કેલ હતું એટલે દેવાએ વાત બદલી.

"રૂપાં, પણ તું એ જબરી હોં. ઝાંઝરીમાં તો મોટાં મોટાં વહાણો પણ તૂટેલાં, ને તેં અમને ત્યાંજ મોકલ્યા."

અને ત્રણે ઝાંઝરી તરફ કુતુહલ, ઉત્સાહ અને ભયથી જોઇ રહ્યાં.

* * * * * *

રૂપાં અને સોમાનું લગ્ન થયું. દેવાએ તે દિવસે બને તેટલું હસતું મોઢું રાખવા પ્રયત્ન કર્યો. પણ તેના અન્તરમાં ઊંડે ઊંડે તે ન સમજાવી શકે એવો વિષાદ હતો. જાણે પોતે કોઈ અમૂલ્ય વસ્તુ ગુમાવી હોય એમ તેને લાગ્યું. તે વિષાદ ઉપર વિજય મેળવવા, સોમાના સુખમાં પોતાનું સુખ જોવા તેણે અનેક પ્રયત્ન કર્યા. રાત્રે મોડે સુધી તેને ઉંઘ ન આવી. તેને રૂપાંના ને રૂપાંનાજ વિચાર આવતા. મોડી રાતે તે ઉંઘ્યો. તેને એક સ્વપ્ન આવ્યું. જાણે સોમો અને પોતે ઝાંઝરી તરફ તરતા તરતા જઈ રહ્યા હોય એમ તેને લાગ્યું. ઝાંઝરીમાંથીજ કોઇ મધુર સંગીત આવી રહ્યું હતું. આખો સમુદ્ર એ ગાનથી ઉછળતો હતો. આકાશમાં સૂરજથી ડરી છૂપાઇ તારાઓ પણ જાણે એ સંગીત સાંભળવા તલસી રહ્યા હોય તેમ તેજના એ કોટની આરપાર ડોકીઆં કરવા મથતા હતા. સોમો બોલ્યો:

"દેવા, આવું તો કદી ન જોએલું. એ કોણ ગાતું હશે?"

"મને પણ એજ વિચાર આવે છે. કોણ ગાતું હશે?"

"તું ગમે તે કહે પણ મને તો લાગે છે કે ઝાંઝરીમાં આજ કોઇ દરિયાપરી આવી આ ગીત ગાઈ રહી છે. કોઇ માનવીનો આવો સૂર નોંય."

એવામાં ઝાંઝરીમાંથી કોઇનો મીઠો મધુર ટહુકો રણક્યો:

"દેવા, આમ તો જો."

દેવાની આંખ ચમકી. મોજા ઉપર ચઢી તેણે ઝાંઝરી તરફ નજર નાંખી. તેણે શું જોયું? ઝાંઝરીના ઉર ઉપર હીલોળા લેતી રૂપાં ગાન ગાતી, હાથની અંગુલીઓ વડે ઇસારા કરી તેને બોલાવી રહી હતી. તેનો ભરેલો ચોટલો તેના ખભા ઉપર વીખરાઇ પડયો હતો, અને ઘડીમાં મોજા સાથે તો ઘડીમાં તેના ગાલ સાથે રમત કરતો હતો. તેના કાનમાં બે નીલમ લટકતાં હોય એવી બે નાનકડી માછલીઓ લટકતી હતી. આવી માછલીઓ તો દેવાએ કદી પણ ન જોએલી. કેટલી બધી નાની અને કેવી રૂપાળી! રૂપાંના મુખ ઉપર કોઇ અપૂર્વ કાન્તિ ચમકતી હતી. દેવો ગાંડો બની એ અદ્‌ભુત દશ્ય નિહાળી રહ્યો. ફરીથી ઝાંઝરીમાંથી ટહુકો આવ્યો!

"દેવા તું મારોજ છે હોં."

દેવો ગાંડાની જેમ આગળ ધપ્યો. તે એકદમ રૂપાંની નિકટ આવી પહોંચ્યો. આ તે માનવી કે કોઇ દેવકન્યા! આવું રૂપ! આવું તેજ! અને આટલા સ્નેહાર્દ્ર નયન! એવામાં દેવાને જાણે કોઈ કિનારે બોલાવી રહ્યું હોય એવો ભાસ થયો. સોમાએ બૂમ પાડી:

"દેવા હું ડૂબું છું." દેવો ગભરાયો. તેણે પાછળ જોયું. સોમો તરફડીઆં મારી રહ્યો હતો. તે દોડયો. ફરીથી રૂપાંનો અવાજ આવ્યો.

"દેવા, તું મારોજ હોં. તારી હું અહીં રાહ જોઇશ, વહેલો વહેલો પાછો આવજે."

દેવાથી ઝાંઝરી તરફ જોયા વિના નહિ રહેવાયું. પણ રૂપાં કયાં? ઝાંઝરી ઘુઘવાટ કરી રહી હતી, અને કોઇ એક મોટી માછલી પાણીમાંથી ઉંચે ઉડી ફરીથી પાછી સમાઇ ગઈ. તે વધુ વિચાર કરે તે પહેલાં તો "કેટલુંક ઉંઘવું છે ભાઇલા! કેમ બહુ હસતો હતો, અને પછી ડુસ્કાં ભર્યાં?" એમ કહેતી રૂપાં તેને માથે હાથ ફેરવી રહી હતી. સોમો તેની બાજુમાં બેઠો હતો.

"આમ તું ડુસ્કાં ભરે તે મને ગમે? જો રાબડી ટાઢી પડી જતી હશે. આજ તો તારે દોઢમણની માછલી લાવવાની છે. મોડું કરે તો પછી ભરતી ઉતરી જશે. ચાલ, ઉઠ તો." એમ કહી તેણે વહાલથી દેવાને ઉઠાડયો. દેવો હજી પોતાના સ્વપ્નની અસરમાંથી મુક્ત થયો ન હતો. આખો દિવસ તેને તે સ્વપ્નના ને સ્વપ્નનાજ વિચાર આવ્યા. દેવો એ સ્વપ્ન કદિ પણ ભૂલી શક્યો નહિ.

રૂપાંને એક છોકરી અવતરી. દેવાના ખોળામાં તેણે તેને મૂકી દીધી.

"ભાઇલા નામ પાડ, એ તારી."

દેવાએ નામ પાડયું–**મીઠી. મીઠી** વરસ દહાડાની થઇ એટલામાં તો દેવા સાથે એવી હળી ગઈ કે રૂપાં પાસે પણ તે માંડ જતી, જ્યારે ભૂખી થાય ત્યારેજ રૂપાં તેને યાદ આવતી. દેવાના સ્વપ્નમાં હવે **મીઠી** સિવાય બીજું કંઇજ ન હતું. મીઠીના આગમન પછી રૂપાં જરા ઠાવકી બની. પહેલાની જેમ હવે તેનાથી ઝાંઝરી સાથે વારંવાર રમત થઇ શકતી નહિ. જો તે કદી બહાર ગઇ હોય અને જરા મોડું થાય તો દેવાનો ઠપકો ઉભેલોજ છે એમ તેની ખાત્રી હતી; પણ રૂપાંનો પ્રાણ કેટલીક વખત અશાન્ત બની જતો. જાણે ઉંચો હાથ કરી ઝાંઝરી પોતાને બોલાવી રહી હોય. અને પોતાની પ્રિય ઝાંઝરીને ભૂલી પોતે કોઇ મોટો અપરાધ કરી રહી હોય એમ તેને લાગતું. એક દિવસ પૂનમની ચાંદની ખીલી હતી. પોતાની ઝુંપડીમાંથી દૂર સાગર પર લહેરાતી ચાંદનીનો રૂપેરી પટ તેણે જોયો. તે જોતાં રૂપાંની આંખ ચમકી. આવી ચંદનીમાં ઝુંપડીમાં પોતે બેસી રહી હતી એ વિચાર આવતાં તેને શરમ આવી. જાણે કોઈ ધોએલું અમ્બર પાથર્યું હોય તેમ શરદનું નિર્મળ આકાશ, તેમાં હંસની જેમ તરતો પૂનમનો ચંદ્ર અને રૂપેરી અમ્બરવાળો નીલ ઘેરો સમુદ્ર એ છોડી ઝુંપડીમાં બેસે તે રૂપાં શાની? રૂપાંએ સોમાની થાળીમાં રોટલો નાખતાં કહ્યું: "સોમા ઝાંઝરી બોલાવે." "આજ નહિ રૂપાં, થાક એવો લાગ્યો છે! તું કે'તો સવારે વહેલાં ઉઠી જઇશું."

"જા, તું તો એવોજ રહ્યો. જો તો ખરો મહેરામણ કેવો નાચે છે!"

"સોમો સાગર તરફ જોઈ રહ્યો. સાચેજ આવી રૂપાળી રાતે તો સાગરના ઉર ઉપર હેરીઆંજ ખાવાં જોઇએ. તેને લાગ્યું કે રૂપાં તેને અરસિક લેખશે. એટલામાં દેવો આવ્યો. તેણે જાળ ઝુંપડીના એક ખુણામાં નાખી ઘોડીઆં તરફ નજર નાંખી. મીઠી શાન્ત નિદ્રામાં હતી એક મા જેમ નીચે નમી પોતાના બાળકને વાત્સલ્યભર્યાં નયને નિહાળી રહે તેમ તેણે તેને ઘોડીઆં ઉપર મૂકી નિહાળી. રૂપાં બોલી: "ભાઈ કેમ આજ આટલો મોડો?"

"મીઠીને માટે છીપલાં ભેગાં કરતો હતો."

"તું તો એવોજ ગાંડો રહેવાનો. ક્યારનો રોટલો ટાઢો પડી જાય છે તેનું તો તને ભાન જ નહિ." તેણે બન્નેને જમાડયા. રૂપાંએ દેવાને કહ્યું: "દેવા, ચાલ ઝાંઝરીએ જઇએ,"

દેવાએ ડોકું ધુણાવ્યું. "મારે તો મીઠીને માટે છીપલીનો હાર કરવો છે."

"ગાંડો ન થા દેવા. તું તો તદ્દન બૈરાં જેવોજ થઇ ગયો" રૂપાંને થયું કે દેવાને ચીઢવવાથી તે તૈયાર થશે.

"તું તારે ગમે તેમ કહે, પણ હું નહિ આવું. અને આવી રાતે દરિયામાં વરવહૂ એકલાં રૂડાં. ચાલ, હું તમને વળાવવા આવું પણ મોડું નહિ કરતાં. મીઠી જાગે તે પહેલાં આવી રહેજો."

રૂપાંએ ઘણી મહેનત કરી પણ દેવો એકનો બે ન થયો. સોમાએ અને રૂપાંએ તરાપો હંકાર્યો. દેવો અમીભર્યાં નયને એ તરુણ ઉમળકાભર્યાં દમ્પતીને જોઇ રહ્યો. જ્યાં સુધી નજર પહોંચે ત્યાંસુધી એ રૂપેરી પટ ઉપર તરતા તરાપાને તેણે જોયા કર્યો. એકાએક તેના અન્તરમાં કોઇ બોલી ઉઠયું:

"દેવા, ખોટું થયું. તું કેમ ન ગયો?" મીઠી દોઢ વર્ષની થઈ હતી તે તેને યાદ આવ્યું. દેવાએ તરતજ બીજો તરાપો હંકાર્યો. સપાટાભેર તેણે તેને ઝાંઝરી તરફ વાળ્યો પણ આ શું? તેનું હૃદય ધ્રુજી ઉઠયું. તેની આંખ આગળ અંધારાં આવ્યાં. સોમો ક્યાં? રૂપાં ક્યાં? તરાપો ઉંધો વળેલો હતો અને મોજા ઉપર આમનેમ અથડાતો હતો. તેણે બૂમ પાડી: "સોમા!" "રૂપાં!" દેવો અકળાયો. તેણે આખી ઝાંઝરી ખુંદી. જીવને જોખમે તેણે ઝાંઝરીની એકેએક ચાદર તપાસી પણ નેનો સોમો તેની રૂપાં ક્યાં? દેવાને જીવન અકારું લાગ્યું. તેણે પણ ઝાંઝરીમાં પડતું મૂકવાનો વિચાર કર્યો. પણ મીઠી તેને યાદ આવી. તે કદાચ ઉઠી હશે. ઝુંપડીમાં ભૂખે એકલી રડતી હશે. તેના હૃદયમાંથી નિરાશાની, અસહાયતાની એક 'આહ' નીકળી ગઇ. તેણે તરાપો કિનારા તરફ વાળ્યો.

શાન્ત નીરવ સતી ઝુંપડીમાં મીઠી તેની ઝોળીમાં શાન્તિથી ઉંઘી રહી હતી. નિઃશ્વાસભર્યો ઉરે દેવો તેને જોઇ રહ્યો. વેદનાથી ભરેલી પોતાની દૃષ્ટિ એક વાર દૂર તેણે ઝાંઝરી તરફ ફેંકી અને પછી તરતજ મીઠીને ઝોળી સમેત પોતાની છાતી સરસી દાબી તેના નાજુક ગાલ ઉપર તેણે એક ગાઢ ચુંબન કર્યું. બહાર ભગ્ન હૃદયના વીખરાએલા તારની જેમ ચન્દની વેરાએલી પડી હતી, ને દૂર ઝાંઝરી તેનું અગમ્ય એવું ઘેરું ગાન ગાઇ રહી હતી. ×

× શ્રી. સ્નેહરશ્મિના ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર "ગાતા આસોપાલવ" નામના નવલિકા સંગ્રહમાંથી.

# આંખે પાટા

શ્રી. હંસા મ્હેતા બી. એ

## અંક પ્હેલો.

## મૂર્ખાનું સ્વર્ગ.

અંક પ્હેલાના પાત્રો : ડાહ્યાભાઇ દેસાઇ

વીરચંદ શાહ
મદન મહેતા
હાથીભાઇ પટેલ
મગનલાલ મોદી
એરચ મસ્કાવાલા
મીસ સીરીન બાગ્બોટ

} કૉલેજમાં ભણુતા વિદ્યાર્થીઓ.

દીવેકર
તે ઉપરાંત અન્ય વિદ્યાર્થીઓ.

સમય : બપોરના ત્રણેક વાગ્યાનો.

સ્થળ : કૉલેજના વિદ્યાર્થીઓનો 'કૉમન રૂમ' (સામાન્ય ઓરડો.)

[ પડદો ઉઘડતાં ઓરડાની વચ્ચોવચ એક લાંબું ટેબલ. તેના ઉપર સામયિકો વગેરે. એક છેડે ખુરશી પર બેસી લાંબા પગ ટેબલ પર નાખી મહેતા બેઠો છે. તેની પાસે ટેબલ પરજ શાહ બેઠો છે. માસિકના પાના આમ તેમ ઉથલાવે છે અને મોદીનું ગાયન સાંભળે છે. વચમાં 'વાહ ઉસ્તાદ વાહ' કરે છે. ટેબલને બીજે છેડે એરચ મસ્કાવાળા બેઠો છે. એણે ચશ્મા પહેર્યાં છે. એ પણ કોઈ માસિક વાંચવામાં મશ્ગુલ છે. સાથે સાથે ગાયનને પણ તાલ આપતો જાય છે. મોદી સાધુના વેશમાં છે. ભગવા રંગની કફનીમાં. અને એજ ટેબલ પર બેસી ગીત ગાતો હોય છે. ઓરડાને એક છેડે કેટલાએક વિદ્યાર્થીઓ કેરમ રમતાં દૃષ્ટિએ પડે છે. પરંતુ ગાયન દર્મ્યાન રમત બંધ રાખી ગાયન સાંભળે છે અને 'વાહ ઉસ્તાદ વાહ' કહેવામાં સામેલ થાય છે. બીજી બાજુ બે વિદ્યાર્થીઓ શેત્રંજ–ચેસ–રમતાં દેખાય છે, કેટલાએક વિદ્યાર્થીઓ આરામ ખુરશી પર સીગરેટના ધુમાડા કહાડતા પડયા છે. આખું વાતાવરણ બીનજવાબદારીથી પૂર્ણ છે. વિદ્યાર્થીઓનો પોષાક પણ એમના માનસનું પ્રદર્શન કરતો ઢંગધડા વિનાનો છે. માત્ર એરચનો પોષાક જૂની પારસી રીતને અનુસરતો છે. ]

મોદી : (ગાય છે):-

રાગ ભૈરવી.

મૂરખ તું છોડ હવે નાદાની—મૂરખ તું (ટેક)
કરવાનું તે કંઇએ ના કીધું, વહી જતી આ યુવાની;
તન મન ધન તું ખરચી ચાલ્યો, શી ચિન્તા ભાવિની?—મૂરખ તું.

માયા કેરા મંદિરીઆમાં, ભમ્યો સારી જીંદગાની;
સત્ય જ્યારે મૂર્ત થશે ત્યાં, કરશે શું અજ્ઞાની?—મૂરખ હું.

[ગાયન પૂરું થતાં બધા તાળી પાડે છે. અને 'વન્શમોર વન્શમોર' ની બૂમો પાડે છે. મોદી માથું ધુણાવી ના પાડે છે અને ટેબલ પરથી કૂદી પડે છે.]

મોદી : 'ના રે હવે અમારા રીહર્સલનો વખત થઇ ગયો, હજી મારે ત્યાં ગાવાનું છે.'

શાહ : (એક ખુશ મીજાસી યુવક):–શેનું રીહર્સલ?

મોદી : આ સ્વદેશી લીગ માટે કૉન્સર્ટ કરવાના છીએ તેનું જ તો. [કહેતો કહેતો બહાર જાય છે. એ બહાર જાય છે અને દેસાઇ ધુંધવાતો ધુંધવાતો અંદર દાખલ થાય છે. કેરમ તથા ચેસ રમનારા પોતપોતાની રમતમાં પડે છે.]

દેસાઇ : (એક ભાવનાવાહી યુવક. ખાદીના હાફ કોટ, પાટલુન ઉઘાડા કોલરના ખમીસમાં સજ્જ, 'સ્માર્ટ' હોવાનો ખ્યાલ આપે છે. અંદર આવી મહેતા અને શાહ આગળ બખાળે છે):–આપણાં તે કંઇ પ્રોફેસરો છે?

શાહ : એ કોલંબસના જેવી મહાન શોધ આજે કયાંથી કરી?

દેસાઇ : (હાથના ચાળાઓ સાથે જ્યાં પ્રોફેસરના શબ્દો વાપરે છે ત્યાં એનું અનુકરણ કરતો હોય તેમ):—અરે દોસ્ત! આપણા પ્રોફેસર સાહેબને કેટલીક મુશ્કેલીઓ પૂછવા ગયો. પછી વાતમાંને વાતમાં યુરોપની હાલની પોલીટીકો–ઇકોનોમીકો–સોશીયલ થીઅરી પર એમનો અભિપ્રાય પૂછયો. ત્યારે પ્રોફેસર સાહેબ મને સામે પૂછે છે કે "મારો અભિપ્રાય જાણીને શું કામ છે?" મેં કહ્યું સાહેબ પરીક્ષા પાસે આવી અને એ વિષય એટલો મહત્વનો છે કે પરીક્ષક પૂછ્યા વિના રહેશે જ નહિ. ત્યારે મને જવાબ મળ્યો કે "પરીક્ષા પૂરતું મારી નોટસમાંથી મળી રહેશે" મેં કહ્યું સાહેબ નોટસમાં તો માત્ર પ્રાચીન અને અર્વાચીન પંડિતોએ એ વિષે શું કહ્યું તેજ છે. એમનો અભિપ્રાય તો અમને એમનાં જ પુસ્તકોમાંથી મળી શકે. મારે તો આપનો મત જાણવો છે. ત્યારે મને કહે કે "D'ont be Cheeky. પરીક્ષામાં મારો કે તારો અભિપ્રાય કામ નહિ લાગે." મેં તો ત્યાંથી ચાલતી જ પકડી. મને થયું કે આ કહેવાતા પ્રોફેસરો બેઠા બેઠા પગાર ખાય છે. શીખવે છે શું?

શાહ : Second hand–બીજાનાં વિચારો. બાપડાનો પોતાનો અભિપ્રાય નહિ હોય. (હસે છે) હા હા હા હા.

મહેતા : (એક ગંભીર યુવક) પણ એ બાપડાઓનો વાંક પણ શો?

દેસાઈ : કેમ?

મહેતા : આવા વિષય પર મત શી રીતે આપી શકે? સ્વતંત્ર મત આપવા જાય અને વિરુદ્ધનો હોય તો નોકરી જાય અને ધારો કે મનમાં એ Communism-મંડળ-વાદમાં આનનારા હોય પણ મીશનરી કે સરકારી કૉલેજમાં એ બાબત બોલી પણ કેમ શકે? અને આજે મુંબઇમાં બધી જ કૉલેજો કયાં તો સરકારી કે કયાંતો મીશનરી.

દેસાઇ : પણ એ તો જુલમ કહેવાય જુલમ. એવો જુલમ પ્રોફેસર થઇને સાંખી કેમ શકે?

મહેતા : પેટની ખાતર બાબા પેટની ખાતર. જોને આજે કૉલેજમાં તો શું પણ ખુદ યુનીવર્સીટીમાં પણ સ્વતંત્ર વિચારનો માણસ પ્રોફેસર તરીકે ટકી શકે છે? અને પ્રોફેસરો તો શું પણ સેનેટ પણ આટલા વર્ષથી કામ કરે છે પણ અત્યાર લગણ કેળવણી બાબતમાં કેટલા સ્વતંત્ર કે પ્રગતિમય વિચાર–દર્શાવ્યા છે? (સેનેટનું નામ સાંભળતાં બધા હસે છે.)

શાહ : અરે સેનેટ તે સેનેટ છે? ગઇ સભાનો પેલો ઠરાવ યાદ છે ને? દરેક યુવક ગ્રેજ્યુએટ થાય અને ડીગ્રી લે કે તરત એનું નામ રજીસ્ટર પર મૂકાય અને એને સેનેટની ચુંટણીમાં મતનો અધિકાર મળે. આવો સીધો અને સરળ ઠરાવ પણ ઉડી ગયો. એ બુઝર્ગોની દલીલો પણ કેવી? ઉમર વધે તેમ ડહાપણ આવે! હા! હા! હા! આખા દેશની ધારાસભાની ચુંટણી માટે મહિને દસ વીસ રૂપિયા કમાનાર નિરક્ષરને મત મળશે. પણ યુનીવર્સીટી સેનેટમાં ચુંટણીદાર થવાને ગ્રેજ્યુએટને વર્ષો સુધી વાટ જોવી પડે! Sense of proportion (તુલનાશક્તિ) જેવી ચીજ ના મળે! એ તો એ બુઝર્ગોને હજી પણ સેનેટમાં મરતાં સુધી ચોંટીને બેસવું છે. એમના જેવું ડહાપણ જો ઉંમર થતાં આવતું હોય તો આપણે તો બા મોટા થવું નથી.

[બધા હસે છે, એ બોલતો હોય છે એ દરમ્યાન પટેલ અને મીસ બામ્બોટ હસતાં હસતાં ઓરડામાં દાખલ થાય છે. બન્નેના હાથમાં ટેનીસના રેકેટ છે. પટેલ ખૂબ 'સ્માર્ટ' દેખાવાનો પ્રયાસ કરતો હોય એમ લાગે છે. ફ્લેનલના પાટલુન, બ્લેઝર અને ક્રીમ કલરના રેશમી ખમીસમાં સજ્જ છે. મીસ બામ્બોટે પણ સફેદ સાડી પ્હેરી છે. બન્ને જણ વચ્ચેના ટેબલ આગળ આવી સ્પોર્ટસ મેગઝીનનાં ચિત્રો જુવે છે,]

ચેસ રમતો એક વિદ્યાર્થી : તું ગમે તેટલો વિચાર કરની, આ કાપાબ્લેન્કાને તું હરાવી શકવાનો નથી.

બીજો રમનારો : અરે જોજે ને હમણાં હરાવું છું.

પટેલ : (માસિકના પાના ઉથલાવતો) મીસ બામ્બોટ! વેસ્ટર્ન ઇન્ડિયા ટેનીસ ટુર્નામેન્ટ જોવા આજે જરૂર જજો. બહુ જ exciting રમત થવાની છે. કાલે કેમ નહોતાં ગયાં?

બામ્બોટ : ગઇ કાલે મારે બીજું એન્ગેજમેન્ટ હતું. આજે તો જરુર જરુર જવસ.

[એરચ અત્યાર લગણ વાંચવામાં મશગુલ હતો તે આ બેના આવ્યા પછી ઉંચું જુવે છે અને બન્ને સામે ડોળા કકડાવીને જોતો બેસે છે.]

શાહ : (એરચને ડોળા કહાડતો જોઇને) એઇ એરચ! ડોળા કેમ કહાડે છે?

દેસાઇ : એરચ! તમે લોકો બહુ funny–વિચિત્ર છો. વિલાયતી મડમોને પરણી આવો છો ત્યારે કોઇ સું કે ચાં બોલતું નથી ને પારસી છોકરી હિન્દુ છોકરા સાથે દોસ્તી પણ કરે તેમાં તમારું પાકી આવે છે.

એરચ : પાકી નહિ આવે તો શું કરે? આજકાલ તો પારસી છોકરીઓ હિન્દુને પન્ને એ ફૅશન થઈ પરી છ.

બામ્બોટ : ફૅશન શાનો કહેચ? તમે પારસી પોર્યાઓ પૈસા લઈને પન્નોચ તે હવે તમને કોન કામ આપવાનું ચ. તમારા જેવા પૈસાને પન્નારને તો પગની જુતી બતાવવી જોઈએ જુતી!

ચેસ રમનાર : (એની રમતની ધુનમાં જ) ચેકમેટ ચેકમેટ (બધા હસી પડે છે)

શાહ : (વાત ઉડાવવા) મીસ બામ્બોટ! એરચ! તમારું ભાષણ બંધ કરો. આ તમારું ઢેડ ગુજરાતી–અરે ભૂલ્યો હરિજન ગુજરાતી સાંભળી મારા તો પેટમાં ચુંથઈ આવ્યું. તમને લોકને શુદ્ધ ગુજરાતી બોલતાં શું થાય છે? અંગ્રેજી બોલવાની બાબતમાં ઉચ્ચાર અને એક્સેન્ટ વગેરેમાં તો બહુ Particular છો!

એરચ : એ સુધબુધ હું સમચતો નથી. એ બધું મને સમજાવવા નીકલીઓચ તે આપ તમારું જ house ઓર્ડરમાં કાંય નથી મુકતો?

દેસાઇ : એટલે?

એરચ : એટલે એટલે ઓટલો. આપ હરિજનનું નામ દીધું તે હરિજન માટે શું કરોચ?

દેસાઇ : એ તો મારા જેવો કોઇ મુસ્રોલીની થઇ બેસે કે કમાલ થાય. તો એ સવાલ હિન્દુસ્તાનમાં રહે જ નહિ. આજે તો divide and rule નું રાજ્ય છે. જેટલી કોમો, સબ–કોમો અને સબ–સબ–સબ–સબ લગી હોય તેટલી આજે તો સારી.

એરચ : (મશ્કરીમાં) અરે પણ તું મુસ્રોલીની માંગેચ. પેલા દાઢીવાળાને પૂચ એને તો લેનીન જોઇએચ તેનું કેમ? (એક દાઢીવાળો વિદ્યાર્થી આરામ ખુરશી પર પડયો પડયો વાંચે છે તેની તરફ આંગળી બતાવી.)

દેસાઇ : લેનીન કે મુસ્રોલીની જે આવશે તે બચ્યા! તમે નહિ સમજો તો તમને ભારી પડશે અને દેશ છોડી નાસી જવું પડશે.

શાહ : એમને કયાં નવાઇ છે? એક વખત છોડીને આવ્યા. હવે બીજી વખત.

[આ રસાકસીની વાત સાંભળવાં કેરમ રમનારા તેમજ ચેસ રમનારા અને બીજા પણ આવીને બન્ને પક્ષની આસપાસ ગોઠવાઇ જાય છે.]

પટેલ : નાસીને બાપડા જાશે કયાં?

શાહ : (મશ્કરીમાં) કેમ કયાં જશે? અત્યારથી જ જે દેશની માતૃભાષાને પોતાની માતૃભાષા કરી બેઠા છે, જે દેશના આચાર વિચાર પોતાના કરવા માંડયા છે. ત્યાં વળી ઇંગ્લંડમાં!

પટેલ : અરે ઇગ્લંડમાં તો આજે પુષ્કળ બેકારી છે. એ કંઇ આપણા જેવો હૈયાફુટો દેશ નથી કે જે જાય તેને રાખે.

શાહ : (મશ્કરીમાં જ) ત્યારે ઑસ્ટ્રેલીઆ જશે. ત્યાંની ભાષા પણ અંગ્રેજીઃ ત્યાં જગ્યા પણ પુષ્કળ અને વળી એમ્પાયરનું એ અંગ. આવા એમ્પાયરના નિમકહલાલ ભક્તોને જરુર રાખશે.

દેસાઈ : કોન્વીક્ટ પ્રજા સાથે આ લોકો ખૂબ શોભશે! (બધા એરચ સામે જોઈ હસે છે)

એરચ : (ખૂબ ચીડાઇ, બાંહ્ય ચડાવી કુસ્તી લડવા ઉભો થયો હોય તેમ) તે તમે ભાઉ-ખાઉઓ જ અમને અહીંથી કહાડવાનાચ! (દેસાઇ તરફ જોઇ) અને કોણ તું મુસ્લોલીની થવા માગેચ? મુસ્લોલીનીની મ્હોડી તો જોવા દે.

દેસાઈ : (એ પણ બાંહ્ય ચડાવી જાણે લડવા જતો હોય તેમ) તે ધાંટો સાંભળી કાછડી છૂટી જાય એવો 'વાનીયો' ના જોયો હોં. (મૂછે તાલ દેતો હોય તેમ) હું તો નવયુગનો હિન્દુ

એરચ : નવયુગનો કે બાર યુગનો, જોઇ તારી મ્હોડી.

શાહ : બાપડાને નવયુગ શું તે ખબર નથી. (બધા હસે છે).

એરચ : એ તમારી જડબાતોડ ભાષા હું સમજતો નથી.

દેસાઇ : ના રે તું શેનો સમજે! New Era; New Age એમાં તું સમજે. નવયુગ એ જડબાતોડ.

એરચ : તે તમે એમ સમજોચ કે અમે સુધ ગુજરાતી નથી બોલતા માટે અમુને દેસને માટે લાગણી નથી? આ તમે સવદેશી સવદેશી કરોચ તે કોન્ને શીખવીયું? દાડાભાઇ નવરોજજીએ જ ને? અને પીરોજશાહ મહેતાને કેમ ભૂલોચ?

શાહ : બે નામ દીકરા. ત્રીજું તો બોલ?

મહેતા : (બબડતો હોય તેમ) वरमेको गुणीपुत्रो–

શાહ : (મહેતાને) બો શટ અપ–(બંધ કર)–

એરચ : (ખૂબ આવેશમાં આવી જઇ, ઉભો થઇ ત્યાંથી જતાં જતાં હાથના ચાળા સાથે) આજ કાલના પોર્યાઓ, જાને કાંઇ કરવું નહિ. મ્હોતી મ્હોતી વાતો જ કરવી, બધા જ અક્કલ વિનાના, બધા જ બોબા. પોતે જ ડહાપણના ભંડાર. આર્મચેર પોલીટીશયનની કાની અહીં ખુરશી પર પડયા પડયા સારા ગામની ટીકા કર્યા કરોચ. (ઉશ્કેરાઇ હાથ લાંબા કરી) તમે શું કરોચ? એક ધાંતા પાડી જાણોચ ધાંતા. (ચાળા પાડીને) ઇન્કીલાબ ઝીન્દાબાદ, ઇન્કીલાબ ઝીન્દાબાદ.

[આ સાંભળી બધા છોકરાઓ ઇન્કીલાબ ઝીન્દાબાદ કરવા મંડી પડે છે. એરચ વધારે ચીડાઇને ત્યાંથી ચાલ્યો જાય છે. તેની પાછળ દેસાઇ, મહેતા, શાહ, પટેલ અને મીસ બાટ્લીબોઇ શિવાયના બધા વિદ્યાર્થીઓ બહાર જાય છે.]

મીસ બાટ્લીબોઇ : તમે બાપરાને બહુ સતાવોચ.

દેસાઈ : પણ એ તમારી સામે ડોળા કહાડે જ કેમ?

બાટ્લીબોઇ : પારસીઓ કપરાંની ટાપટીપ અને બોલવાની સફાઇમાં સુધરેલા હશે. પણ બીજી ધણી બાબતમાં હજી જૂના વિચાર ધરાવેચ.

પટેલ : ચાલો રમવાનો વખત થયો લાગે છે. (મીસ બાટ્લીબોઇ અને પટેલ જાય છે.)

મહેતા : (સીગારેટના ધુમાડા કહાડતો) આપણી યુનીવર્સીટી બીજી રીતે ગમે તેવી હશે. એક રીતે તો બહુ જ સારી છે.

દેસાઇ : ( એરચની ખાલી પડેલી ખુરશી પર લાંબા પગ ટેબલ પર નાખી બેઠેલો ) કેવી રીતે?

મહેતા : આ પટેલ જેવાને એ નીભાવે છે. બાપડો પાંચ વખત નાપાસ થયો હશે તોએ એનો પ્રયત્ન ચાલુ જ છે. ટેનીસ અને ક્રીકેટમાં સારો છે એટલે પ્રોફેસરો પણ કોઇ બોલતા નથી. છોકરીઓને બતાવવા એસ્કી થઇને ફરવું, ટેનીસ અને ક્રીકેટ રમવાં એ જ એના જીવનનું ધ્યેય લાગે છે. [દીવેકર ઓરડામાં દાખલ થાય છે. દક્ષિણી વિદ્યાર્થી અભ્યાસની બાબતમાં બહુ વધારે પડતી કાળજીવાળા હોય છે. પરીક્ષાને એ સર્વસ્વ માને છે. દીવેકર એ વર્ગનો છે.]

શાહ : ( મરાઠી બોલવાનો પ્રયત્ન કરતાં ) કાય તાત્યા સ્હાબ આતા પરીક્ષા આલી. તુમાલા ઇકડે યાલા ટાઇમ કસે મીળાલે?

દીવેકર : ( ગુજરાતી બોલવાનો પ્રયત્ન કરતાં ) મેં તો વિચારવા આવ્યો કે કોણુની પાસે પ્રો. ટીનપાટની નોટસ છે?

દેસાઇ : પ્રો. ટીનપાટની નોટસનું શું કામ પડયું?

દીવેકર : મને આતાચ ખબર પડી કે પ્રો. ટીનપાટ હે પરીક્ષક થવાના છે.

શાહ : પ્રો. ટીનપાટ મ્હણજે કોણચી કૉલેજ ચા?

દીવેકર : પ્રો. ટીનપાટ એ નામ ખબર નથી? બાબા જગાત જીવતાત કે નહિ? ગુજરાત કૉલેજ ચે પ્રોફેસર. વિદ્યાર્થીને સ્ટ્રાઇક કરી હતી તે વખતે એમણે અગત્યાચે ભાગ ભજવેલે હોતે.

શાહ : અસાકા? તે કાય ચાંદ બાંદ મીળાલે કા?

દીવેકર : અરે નહિ રે ચાંદ શું? પરીક્ષક થયા હે જ મોઠા ઇનામ.

દેસાઇ : ગુજરાત કૉલેજના તો ઘણા છોકરાઓ સાથે મારે ઓળખાણ છે. દીવેકર! હું તમને નોટસ મંગાવી આપીશ.

દીવેકર : ( જતાં જતાં ) Thanks.

શાહ : બસ એટલુંજ. જરા બસા તો ખરા.

દીવેકર : અરે પરીક્ષાનું વાંચવાનું છે. ( જાય છે )

મહેતા : ( ઉપલી વાતચીત દરમ્યાન અકળાયેલો લાગે છે, દીવેકરના જતાં આળસ મરડીને ઉભો થાય છે. ટેબલ આગળ વચ્ચે આવી, ટેબલ પર હાથ મૂકી દેસાઇ સામે જોઇ ) ગઇ કાલે પેલા 'Back to Land' ના ભાષણમાં ભાષણકર્તા બોલ્યા હતા તે અક્ષરે અક્ષર સાચું છે. આપણી કેલવણી એટલે પાસ થવા પરીક્ષક પ્રોફેસરની નોટસ ગોખવી. યુનીવર્સીટી છાપને માટે જ જાણે આપણે ભણતા હોઇએ. દેસાઇ! વિચાર કર આ ઓરડામાં આટલા વિદ્યાર્થી હતા તેમાંથી કેટલાને શેને માટે ભણીએ છીએ તેનું ભાન છે? કેટલાને આવતી કાલનું ભાન છે? પૈસા હશે તો બી. એ. થઈ વિલાયત જશે. નસીબ જોર પર હશે તો સીવીલીયન થઇ આવશે. નહિતર 'બાર' નું લફરૂં લાવશે. તે ઉપરાંત કોઇ જાતની મહત્વાકાંક્ષા

લાગે છે? દેશમાં બેકારી પુષ્કળ છે તે જાણી કોઈ નવીન ધંધો લેવાનો વિચાર સરખોએ કરે છે? પરદેશ જવાનું નસીબમાં નહિ હોય તે એલએલ. બી. પાછળ કે એમ. એ. પાછળ વખત બગાડશે અને છેવટે નસીબમાં કારકુની જ. Back to Land, Back to Land. ખેડુત બનો, ખેડુત બનો. આ ગુલામ દેશમાં સ્વમાન જાળવવું હોય તો એજ રસ્તો છે.

(આમથી તેમ આંટા મારતાં) દેસાઇ! તારા બાપ પાસે તો થોડી ઘણી જમીન છે, નહિ?

દેસાઇ : હા થોડી ઘણી ખરી. અમારું નીભાવી શકાય તેટલી. પણ તું કહેવા શું માગે છે? તું એમ ધારતો હોય કે હું ખેડુત બની ગામડે જઇ વસું તો તારી ભૂલ જ. ત્યાંનું વાતાવરણ જ કેવું બુઠું. ગામડામાં રહેવું એટલે જાણે Back of beyond માં રહેતા હોઇએ એવું જ લાગે. ન મળે છાપાં કે દુનિયાની ખબર પડે. ન મળે નાટક કે ન મળે સીનેમા. અને સૌથી ખરાબ તો ત્યાં કોઇ મિત્રો ન મળે કે જેની સાથે બે ઘડી ગપ્પાં મારીએ કે વિચારની આપ લે કરીએ. હું તો રજામાં બે દિવસ મારે ગામ જાઉં છું તો મને જીવ પર આવે છે.

મહેતા : તમારા વિચારોની આપ લે એટલે Second hand વિચારોની આપ લે. ટૉલસ્ટોયે આમ કહ્યું ને ટ્રોટસ્કીએ આમ કહ્યું. લેનીને આમ કહ્યું ને માર્ક્સે આમ કહ્યું. એ તમારા વિચારોની આપ લે – એમાં એક પણ મૂળ (Original) વિચાર હોય છે ખરો? (હસે છે.) અને હવે તો પાશ્ચાત્યની દેખાદેખીમાં આપણે પણ 'સેક્સ' વિષે બેધડક વાતો કરતાં શીખ્યા છીએ. યુવકોને આજકાલ બીજો ધંધો જ નથી. દેસાઇ! તું વિચાર કર આપણું જીવન કેટલું કૃત્રિમ બની ગયું છે. જીવનનાં સત્યો – (reality) સાથે આપણને કશો સંબંધ જ નથી. આંખે પાટા બાંધીને જ આપણે જીવન વીતાવીએ છીએ. આ આપણી કેળવણી જ એવી છે. ખાવું, પીવું, નાટકો જોવાં, સીનેમા જોવાં, માત્ર બતાવવા ખાતર કે આગળ આવવા ખાતર – ખરા હૃદયથી નહિ – આમાં ભાગ લેવો અને તેમાં ભાગ લેવો. આજે તો *આપણે મૂર્ખોના સ્વર્ગમાં–fools' paradise માં રહીએ છીએ. એ ભ્રમમાંથી* કોઇ દિવસ જાગવું પડશે હોં. કોઇ દિવસ તો પૃથ્વી પર આવવું જ પડશે. જીવનનાં નગ્ન સત્યો નીહાળવાં પડશે તે વખતે આપણી દશા કેવી થશે તે જોજે.

[એક વિદ્યાર્થી દોડતો દોડતો અંદર આવે છે. એના હાથમાં તાર છે.]

વિદ્યાર્થી : દેસાઇ! દેસાઈ! આ તારા નામનો તાર હમણાં આવ્યો. તારવાળાના કહેવાથી લાગે છે કે બહુ જરુરનો છે. (તાર દેસાઇને આપે છે.)

[દેસાઇ બ્હેલો બ્હેલો તાર લે છે, અને ફોડીને વાંચે છે. વાંચતાં જ એનો ચહેરો એકદમ ઉતરી જાય છે. મહેતા, શાહ એકદમ એની પાસે છે.]

મહેતા }
શાહ } : (સાથે જ) શું છે? શું છે?

[ દેસાઈ મહેતાના હાથમાં તાર મૂકે છે અને બે હાથે મ્હો સંતાડી ખુરશી પર બેસી જાય છે. ]

મહેતા ( તાર વાંચે છે ) ' Your father expired this morning, heart failure.'

મહેતા } : બીચારો [ મહેતા દેસાઇના ખભા પર હાથ મુકે છે. તેજ પળે મોદી એનું રીહર્સલ
શાહ } પૂરું થતાં ગાતો ગાતો આવે છે. ]

મોદી : 'સત્ય જ્યારે મૂર્ત થશે ત્યાં, કરશે શું અજ્ઞાની.'

[ ઓરડાની અંદરનું દૃશ્ય જોતાંજ ગાતો બંધ પડી જાય છે અને જ્યાનો ત્યાં ઉભો રહી જાય છે. પડદો પડે છે. )

[ અપૂર્ણ ]

---

# સૂર્યાસ્ત

ચઢ્યો જ્યમ કલ્પવૃક્ષનાં અવનવાં ફળો ચાખવા
સુવર્ણ સુર-બાળશો, ગગનથી રવિ ઊતર્યો;
અને પ્રણયચિંત્વને ભીરુ બનેલ નિધિ-વક્ષસે
સરી, નિજ મૂર્તિને જનનિઅંક હાબી દીધી!

નિશા અવ વામશે, તિમિર સર્વ જગતી તણું!
દિગન્ત સઉ ઘેરશે અતિ કઠોર ઘનનાં દળો!
નમી પડ્યું આય તે પ્રતીચિ તીર નમ્યું તેજ, ને
સુહાગ ત્યજી અંગશું કલુષ વસ્ત્ર નિધિએ સજ્યાં!

નહિ પણ વિરામશે, વિરમી તું, રવિ! તું છટા!
નહિ તુજની કદા નયનદીપ્તિ ઝાંખી થશે!
અનન્ત પ્રભુનો જગત્-સૃજનનો અનાદિ સ્વર
સહુ સૃજનમાં, ત્યમે રમીશ તું સદા જીવને!

કાશ્મલન

# નિલગિરિ

રા. જયન્તીલાલ શ્રોફ બી. એ.

(ગતાંક પૃ. ૯૫ થી ચાલુ)

નિલગિરિ ઉપર વસતી પ્રજામાં નીચેની પાંચજાતો મુખ્ય છે. (૧) ટોડા (૨) કોટા (૩) કુરૂમ્બા (૪) ઇરૂલા (૫) બાગડા.

ટોડા—પહાડ ઉપર વસતી પાંચે જાતોમાં ટોડા સહુથી ચઢીઆતા છે, અને બીજી જાતો ટોડા જાતિ સાથે માનથી વર્તે છે. (જુવો ચિત્ર નં. ૪) આ જાતમાં પુરુષની ઉંચાઇ લગભગ ૫ ફીટ ૭ ઇંચ અને સ્ત્રીઓની ૫ ફીટ ૧ ઇંચ હોય છે. આ જાતિ રંગે કાળી પણ દેખાવડી છે. રોમન પ્રજા જેવું નાક, તેજદાર આંખો, ચોકખા દાંત અને સુંવાળા કાળા વાળ એમના શારીરિક સૌન્દર્યમાં વધારો કરે છે. પુરુષો મજબુત બાંધાનાં અને ચપળ હોય છે. સ્ત્રીઓ એકંદરે દેખાવડી હોય છે પણ પુરુષો જેટલી ચપળ દેખાતી નથી. પર પુરુષ સાથે વાત કરવામાં ગુજરાત-કાઠીઆવાડની સ્ત્રીઓ જેવી તે સ્ત્રીઓ શરમાળ નથી હોતી. ટોડા જાતિમાં બે તડ છે. (૧) દેવાલયલ (૨) તરસીર ઝહાલ. દેવાલયલ લગભગ આપણે ત્યાંના બ્રાહ્મણો જેવા હોય છે. બન્ને તડો વચ્ચે લગ્ન વ્યવહાર હોતો નથી. આ બન્ને તડમાં પણ ઘણા પેટા તડ હોય છે.

આ લોકો પોતાના ગામને 'માડ' કહે છે અને ઘરને 'આર્સ' કહે છે. આ જાતિના ઘરની બાંધણી આપણને વિચિત્ર લાગ્યા વગર ના રહે. (જુવો ચિત્ર નં. ૫) ઘર અંદરથી આઠથી પંદર ફીટ ચોરસ હોય છે. વચ્ચેના ભાગે એક સાધારણ ઉંચાઇનો માણસ માંડ ઉભો રહી શકે એટલી આ ઘરની ઉંચાઇ હોય છે. ઘરમાં દાખલ થવાનું બારણું ૩૨ ઇંચ ઊંચું અને ૧૨ ઇંચ પ્હોળું હોય છે. (ચિત્ર ૫) એક ઘરમાં રહેતા માણસો એકજ કુટુમ્બના હોય છે.

ટોડાનો મુખ્ય ધંધો ગવળીનો છે, અને ભેંસો પાળી પોતાનું પોષણ કરે છે. એ લોકને પોતાની ભેંસો ઉપર અનહદ પ્રેમ હોય છે કારણ એજ એમની પુંજી છે. ભેંસોમાં પણ કેટલીક પવિત્ર અને કેટલીક સાધારણ લેખાય છે. ભેંસોને ધન ગણી તેનો ઉપયોગ જન્મ, મરણ અને લગ્ન પ્રસંગે કરવામાં આવે છે. ભેંસોને દહોવાનું કામ પુરુષો જ કરે છે; અને પવિત્ર ગણાતી ભેંસો પાસે સ્ત્રીઓને જવાનો પણ અધિકાર હોતો નથી.

આ પ્રજા એક કરતાં વધુ ઇશ્વરમાં માને છે. અને દેવને દયુ કહે છે. આ દેવોમાં એક દેવ અને દેવી મુખ્ય ગણાય છે. પણ આ બન્ને વિજાતીય દેવોનો સંબંધ પતિ પત્નીનો ન લેખતાં, ભાઇ-બ્હેન કે બાપ-દીકરીનો લેખાય છે. પિથિ એ એમનો પ્રથમ દેવ ગણાય છે અને એ લોકની માન્યતા પ્રમાણે ટોડા જાતિ અને ભેંસોને ઉત્પન્ન કરનાર દેવ તરીકે એ પૂજાય છે. કેટલાક બીજે પક્ષે પિથિના પુત્ર ઓનને પોતાના તેમજ ભેંસોના ઉત્પાદક તરીકે ગણે છે. ઓને ઉત્પન્ન કરેલી ભેંસો સામાન્ય લેખાય છે. ડુંગરમાં વસતી પ્રજાના જીવનમાં હોય છે

તેમ આ લોકોમાં પણ અનેક પ્રકારના વ્હેમને—સુકનને તેમના જીવનમાં અગત્યનું સ્થાન છે. સ્હવારે ઘરમાંથી બ્હાર નીકળતાં જો કાગડો ડાબા હાથ તરફથી ઉડી જાય તો તે અશુભ ચિન્હ તરીકે લેખાય છે અને જો જમણી બાજુથી ઉડે તો શુભ ચિન્હ લેખાય છે.

ટોડા પ્રજાના જન્મ, મૃત્યુ અને લગ્ન પ્રસંગના રીતરિવાજો પણ જાણવા જેવા છે. સ્ત્રીના ગર્ભાધાન પછી પાંચમા માસથી વિધિ શરુ થાય છે. સ્ત્રીના અંગુઠા અથવા કાંડા ઉપર ડામ દેવામાં આવે છે. સાતમે મહિને એનો બાપ આવે છે અને સસરાની હાજરીમાં પતિ પત્નીને તીર ને કામઠું આપે છે. પુત્રના જન્મ પછી પણ થોડા પ્રકારની વિધિ થાય છે. જો પુત્ર હોય તો એનું નામ ગામનો મુખી કે સ્ત્રીનો બાપ પાડે છે. પુત્રી હોય તો નવા જન્મેલા બાળકની મા એનું નામ પાડે છે. આજથી થોડા વર્ષ પૂર્વે છોકરીને જન્મતાં વાર જ મારી નાંખવાની કુરુઢી પ્રચલિત હતી; પણ કેટલાક વર્ષોથી આ નિંદ્ય રિવાજ બંધ પડયો છે. જો બે બાળકો સાથે અવતરે અને બન્ને પુત્ર હોય તોપણ એકને, અને બે પુત્રી હોય તો બન્નેને મારી નાંખવાની પ્રથા સાધારણ હતી.

**લગ્ન**—બાળ લગ્નનો ચાલ આ લોકોમાં અતિ સામાન્ય છે. બે ત્રણ વર્ષના બાળકના વિવાહ ઘણા થાય છે. મામાની કે ફોઇની છોકરી સાથે લગ્ન થઈ શકે છે, પણ કાકા કે માસીની છોકરી કે ભાણેજ સાથે લગ્ન થતાં નથી. છોકરાનો બાપ છોકરીને ત્યાં જઇ વિવાહ નક્કી કરે છે. મોટા થતાં છોકરાને લઇ જઈ તેને હાથે તદરવ (કપડું) છોકરીને ભેટ અપાવે છે. આ ભેટ છોકરી મ્હોટી થઈ સાસરે આવે ત્યાંસુધી દરવર્ષે અપાય છે. એ ભેટ આપવાની વિધિને કાલમેલપુડીથી કહેવાય છે.

કેટલાક જૂના રિવાજો મુજબ છોકરી રજસ્વલા થાય તે પહેલાં એક શક્ત યુવાનને છોકરીને ત્યાં મોકલવામાં આવે છે. એ યુવાન તે છોકરી સાથે એક એકાન્ત રાત પસાર કરે છે. આ વિધિ આવશ્યક ગણાય છે અને એ થયા પછી જ છોકરીને સાસરે વળાવવામાં આવે છે. તિબેટની માફક અહીં પણ અનેકપતિ કરવાનો રિવાજ છે. લગ્ન થતાં સ્ત્રી પોતાના પતિના બધા જ ભાઈની પત્ની ગણાય છે. લગ્ન પછી જન્મેલા પોતાના પતિના ભાઇઓ સાથે પણ તે પરિણિત ગણાય છે. જો પતિને ભાઇ ન હોય તો પતિના ભાઇ જેવા ગણાતા બીજા પુરુષો સાથે પણ એ પતિવ્યવહાર રાખી શકે છે. આમ વહુ એ બધા ભાઇઓની સામાન્ય મિલ્કત લેખાય છે. જો ભાઇઓ દૂર અથવા જુદા રહેતા હોય તો વારાફરતી સ્ત્રીઓની અદલબદલ થાય છે. આ રિવાજ હવે ધીમે ધીમે નાબુદ થવા માંડયો છે. અને એક પતિ કરવાની રૂઢિ દિવસે દિવસે વધારે માન્ય અને પ્રચલિત થતી જાય છે. આ રિવાજનું મૂળ સ્ત્રીઓની અછતમાં પણ હોય કારણ ત્યાં દર ૧૦૦ સ્ત્રીએ ૧૩૨ પુરુષ છે.

આ કુટુમ્બોમાં દરેક સ્ત્રીનું પ્રથમ સન્તાન સૌથી મ્હોટા ભાઇનું લેખાય છે. બીજા બધાં ન્હાનાભાઇના લેખાય છે. લગ્ન વખતે પુરુષ અને સ્ત્રીની ઉમરનો ફેર ગણનામાં લેવાતો નથી. ત્યાં છૂટાછેડાનો રિવાજ અતિ સામાન્ય છે અને એક બીજાના મન ઉઠતાં કે તકરાર થતાં સ્ત્રી પુરુષ છૂટા થઇ શકે છે.

**મરણ**—ટોડા લોકો શબને પૂજનીય ગણે છે અને મૃત્યુ પામેલાનું નામ ફરીથી લેવાનું



નં. ૪.



નં. ૫.

નિલગિરિનાં બે દશ્યો

નથી. મરણની વિધિ પણ બે પ્રકારની છે. (૧) લીલી, (૨) સુકી. લીલી વિધિ મરણ પછી તરતજ થાય છે; ત્યારે સુકી વિધિ મરણ પછી ૧૨ માસની અંદર કરવી પડે છે. મૃત્યુ પછી ચોક્કસ કરેલે દિવસે (દરેક તડના દિવસો નક્કી કરેલા હોય છે. સ્ત્રીઓ માટે ગુરુ કે શનિવાર) વાજતે ગાજતે શબને બાળવાની જગાએ લઇ જવામાં આવે છે. આ સ્થળને 'મેથ ગુડી' કહે છે. પછી એક ગોળ કુંડાળું (જેને 'તાલ' કહે છે) કરી (ફક્ત પુરુષો માટે જ આ વિધિ છે.) તેમાં શબને મૂકે છે. પછી દરેક જણ ત્રણ વખત શબ ઉપર અને ત્રણ વખત કુંડાળામાં માટી નાંખે છે, પછી શબને ચિતા ઉપર સુવાડે છે. સ્ત્રીઓ ગોળ કુંડાળામાં બેસી રડે છે અને વિધવા સ્ત્રીનો રૂપાનો છેડો શબની છાતી ઉપર મૂકી હેને અગ્નિદાહ દેવામાં આવે છે. અગ્નિ સંસ્કાર કર્યા પ્હેલાં ભેંસોનું બલિદાન આપવામાં આવે છે; કારણ ત્યાં એવી માન્યતા છે કે અગ્નિસંસ્કાર વખતે આપેલા બલિદાનથી બીજા ભવમાં મૃત્યુ પામનારને સુખ મળે છે. અગ્નિદાહ દેતાં પ્હેલાં માથાના વાળ, ખોપરી અને આંગળીનો એક નખ કાઢી લેવામાં આવે છે. આમ લીલી વિધિ ખલાસ થાય છે.

ત્યાર પછી બાર મહિનાની અંદર સુકી વિધિ શરુ થાય છે. આ વિધિ ત્રણ દિવસ ચાલે છે. પ્રથમ દિવસે વધ કરવાની ભેંસોને ગળે ઘંટ બાંધવાની ક્રિયા થાય છે. આ સમયે કોટાઓ વાજાં વગાડે છે એને મેળા જેવો દેખાવ થાય છે. બાકીનો આખો દિવસ ખાવાપીવામાં અને આનન્દમાં ગાળવામાં આવે છે. બીજે દિવસે માણસો અને ભેંસ કે પાડા વચ્ચે યુદ્ધ જેવું કાંઈક થાય છે. સ્હાંજે બધા ભેગા મળી ગોળ કુંડાળામાં મોઢે કપડું ઢાંકી માટી નાંખે છે પછી વડો બ્રાહ્મણ ભેંસોના ગળામાં પાંતરાની માળાઓ પ્હેરાવે છે અને ભેંસોને બલિદાનની જગાએ લઈ જવામાં આવે છે. ત્રીજે દિવસે પવિત્ર ગણાતી અને સામાન્ય ભેંસોના બલિદાન દેવાય છે. મરનારના મરતબા પ્રમાણે ૧ થી ૧૨ ભેંસોના બલિ આ વેળાએ અપાય છે. (સ્ત્રીઓની મૃત્યુક્રિયા વખતે ફક્ત સામાન્ય ભેંસોનો જ વધ કરવામાં આવે છે) બલિ દેવાયા પછી ભેંસોના માંસને કોટા લઇ જાય છે; આ પ્રમાણે મરણક્રિયાનો અન્ત આવે છે.

ટોડાઓમાં પુરુષો કરતાં સ્ત્રીઓનો દરજ્જો નીચો છે. સ્ત્રીઓ મુખ્યત્વે વીણવાનું, શીવવાનું વગેરે કામો કરે છે. આમ હોવા છતાં સ્ત્રીઓને કોઇ પ્રકારની હાડમારી કે દુઃખ દેવામાં આવતું નથી. ટોડા વાઘને અને શિયાળને જોતાં સલામ કરે છે; કારણ કે એ લોકોની માન્યતા પ્રમાણે અસલ વાઘ ભેંસોની સંભાળ રાખતો. બીલાડીને પાળવામાં પણ એ લોકો એક પ્રકારનો મહિમા ગણે છે. એ લોકોની માન આપવાની રીત પણ જરા વિચિત્ર છે. મ્હોટા માણસને મળતાં ન્હાનો માણસ લાંબો થઈ એને નમસ્કાર કરે છે. પછી મ્હોટો માણસ એના માથાને વારાફરતી બન્ને પગે સ્પર્શ કરે છે. સ્ત્રીઓ પણ પુરુષોને આ પ્રમાણે નમે છે.

એ લોકોની ભાષા તામીલ અને કેનેરીસને મળતી આવે છે, પોતપોતામાં છૂપી વાત કરવા એ લોકો એક વિચિત્ર ભાષાનો ઉપયોગ કરે છે એને 'કાલિકાપીમી' કહેવામાં આવે છે. એકંદરે આ પ્રજા આળસુ અને પછાત છે.

**કોટા**—ટોડાથી બીજા દરજ્જાના કોટા છે. આ લોકોમાં ન્યાત કે તડ જેવું કાંઈજ નથી આ જાત બહુ ઉદ્યોગી હોઇ, ખેતીવાડી, સુથારકામ, ટોપલીઓ બનાવવાનું, હાથકસબ અને

ચમારનું કામ કરે છે. ટોડાઓને એ પોતાના ગુરુ માને છે, અને પોતાની કમાણીમાંથી એમને ⅙ ભાગ કર તરીકે કાઢી આપે છે. આ કરને ગૂડૂ કહેવામાં આવે છે. આ જાત ઉંચી દેખાવડી અને મજબુત બાંધાની છે. બીજી જાતો કરતાં એમનો વર્ણ સરખામણીમાં થોડો ઉજળો હોય છે. સ્ત્રીઓ બહુ દેખાવડી નહિ પણ અતિ શરમાળ હોય છે. આ જાત મૂર્તિપૂજક છે અને એકજ ઇશ્વરમાં માને છે એમનો ઇશ્વર 'કામાટારાયા' નામે ઓળખાય છે. આ ઉપરાંત એમના ઇશ્વિરની સ્ત્રીને દેવી તરીકે પૂજે છે. કોટા ગાય ભેંસ પાળે છે પણ એને દહોતા નથી અને બધું દૂધ વાછરડાં માટે રહેવા દે છે. મરેલાને બાળવા અને દાટવાના બન્ને રિવાજો આ લોકોમાં છે. અફીણનુ સેવન અતિ સામાન્ય છે.

પંદરથી વીસ વર્ષનો છોકરો સામાન્ય રીતે ૫ કે ૭ વર્ષની છોકરી સાથે પરણે છે. એક વખતે એક જ સ્ત્રી પરણે છે પણ સંતતિના અભાવે બીજી સ્ત્રી કરવાની પ્રથા છે. આ સંજોગોમાં ઇચ્છા હોય તો બન્ને સ્ત્રીઓ સાથે રહે છે, નહિ તો છૂટાછેડા લેવાની પ્રથા પણ છે. પત્ની ગર્ભવતી થતાં પુરુષ પોતાના વાળ કે નખ કાપતો નથી.

કોટામાં ટોડાની માફક બાપના મરણ બાદ સૌથી નાના છોકરાને ઘર વારસામાં મળે છે એ બદલ એને પોતાની માની સંભાળ રાખવી પડે છે. બાકીની મિલ્કત બીજા છોકરાઓ સરખે ભાગે વ્હેંચી લે છે. આ લોકનો વાર્ષિક ઉત્સવ (આપણી દીવાળી જેવો) પંદર દિવસ સુધી ચાલે છે.

**કુરૂમ્બા**—એ લોકની ભાષામાં કુરુમ્બાનો અર્થ ખેડુત થાય છે. આ લોકો રંગે કાળા અને કદે બટકા હોય છે, અને અર્ધ નગ્નાવસ્થામાં ફરે છે. આ જાતમાં ત્રણ તડ હોય છે સ્થળ ઉપરથી એમના નામ આવ્યા છે. (૧) મુલુ (૨) નામા (૩) પનીસ. એક તડવાળા બીજા તડમાં પરણતા નથી. કેટલાક પ્હાડ ઉપર રહે છે અને કેટલાક ખીણોમાં રહે છે સ્ત્રીઓ અતિ શરમાળ હોય છે અને પરપુરુષ સાથે ભાગ્યેજ વાત કરે છે. એ લોકોના ઘરને બારણા હોતા નથી અને ઘરમાં વાસણ કે બીજી વસ્તુઓ પણ હોતી નથી. આ લોકો ભાંગી તૂટી કેનેરીસ અને તામીલ જેવી ભાષા બોલે છે. કોઇપણ પ્રકારનું લિખિત સાહિત્ય એમની પાસે નથી. પોતાના પૂર્વજો વિષે પણ આ લોક તદન અજ્ઞાન છે. જંત્ર મંત્રની કળામાં આ લોકો ઘણા કુશળ મનાય છે. રીતભાતમાં ઘણાં ગંદા હોય છે અને એમ મનાય છે કે આ કુરુમ્બામાં રાતવાસો રહેનાર માંદો પડી મરણ પામે છે. આ જાત મુખ્યત્વે શિવ અને વિષ્ણુમાં માને છે અને બાગડાઓના ગોર તરીકે કામ કરે છે. કેટલાક ખેતી કરી કે વાજાં વગાડી પોતાનો ઉદરનિર્વાહ કરે છે.

**ઇરૂલા**—ઇરૂલાનો તામીલ ભાષામાં કાળું એવો અર્થ થાય છે. આ જાત ખુદ નિલગિરિની નથી પણ મધ માટે નિલગિરિનાં જંગલોમાં ભટકે છે. મ્હોટે ભાગે આળસુ અને ધંધા વગરના હોય છે અને એક સ્થળેથી બીજે સ્થળે ભટકવામાં સમય પસાર કરે છે. આ જાત ટોડાને ઉંચી જાત તરીકે માનતા નથી અને બીજાઓ માફક આવકનો ⅙ ભાગ ટોડાઓને આપતી નથી (જો કે કોઈ પ્રકારની આવક આ લોકને હોતી જ નથી.) અત્યાર સુધી આ જાત વસ્તીથી બ્હાર રહેતી પણ હમણાં હમણાં ગામોમાં હેલકરીનું કામ કરે છે. આ લોકો શિવ,

વિષ્ણુ અને શિતલા ('માહારી') માતાને માને છે. લગ્ન, જન્મ કે મરણની ખાસ વિધિ કરતા નથી અને શબને દાટે છે.

**બાગડા—બાગડાની** જાત ખેડુતની છે. બાગડા (વુડાકા) નો અર્થ 'ઉત્તર તરફથી આવેલા' એવો થાય છે. એમ મનાય છે કે માઇસોર અને કેનેરા તરફથી દુકાળને લીધે આ લોકો અહીં આવી વસ્યા અને **ટોડાને** પોતાના ગુરુ તરીકે ગણ્યા. ટોડાઓ આ લોકને 'માન' (સસરા) કહે છે. નિલગિરિની બીજી જાતો કરતાં આ જાત ઉજળી છે અને હિન્દુઓને ઘણી રીતે મળતી આવે છે. **બાગડામાં** તડ ઘણા છે અને અમુક તડનો માણસ એની રીતભાત કે પ્હેરેલા દોરાથી ઓળખાય છે. આ જાત શિવને પોતાના ઇષ્ટદેવ તરીકે માને છે.

લગ્નની રીતભાતમાં વિશિષ્ટ તો એ છે કે છોકરો માબાપને છોકરી શોધવા અને પસંદ કરવા કહે છે. લગ્ન વખતે છોકરીના શરીર ઉપર ઠંડા પાણીની ડોલ (બાલડી) ભરી ઢાલવવામાં આવે છે. હિન્દુઓ જેમ એક પતિ કરવાનો રિવાજ છે, પણ ઇચ્છા હોય ત્યારે છૂટાછેડા કરી શકાય છે. કુરમ્બાની જેમ આ લોકો પણ માંસ ખાય છે. અને એકંદરે માયાળુ અને શાન્ત હોય છે. × × ×

આ શિવાય ઘણી ઉપયોગી માહીની આપણને આ જાતિઓ માટે મળી શકે છે; પણ પુનરુક્તિ અને વધુ પડતા લંબાણનો દોષ ટાળવા અહીં જ અટકું છું. સંપૂર્ણ માહિતી લખાણ દ્વારા નહિ પણ જાતે જોવાથી જ મળે.

---

* ચિત્ર નં. ૨, ૩ અને ૫ છાપવાની રજા આપવા માટે હું રા. કિશોરીલાલ છગનલાલ મ્હેતાનો આભારી છું.

# રસદર્શનની બે પદ્ધતિયો

## રા. નરસિંહરાવ ભોળાનાથ

"મોરલા બોલે રે, માઈ રે કાંઇ, મોરલા૦
રાજાકી અટારીપેં, મોરલા બોલે રે,
જિયરા ડોલે રે, માઈરે કાંઈ, મોરલા૦"

**આ**પણા દેશના કાવ્યશાસ્ત્રના વિવેચકોએ વ્યંજના અને વ્યઙ્ગ્ય જે કહ્યાંછે તેનું આ એક ઉત્તમ ઉદાહરણ છે. અંગ્રેજી ભાષામાં પણ જે સારા કાવ્યશાસ્ત્ર સંબંધી વિચાર છે તે પ્રમાણે જોતાં પણ વ્યંજનાયુક્ત કાવ્ય ઉત્તમ ગણાયુંછે. જો કે આપણા શાસ્ત્રની વ્યંજનામાં અને અંગ્રેજી શાસ્ત્રની વ્યંજનામાં પ્રથમ આભાસે ભેદ દેખાયછે. તોપણ તે ભેદ માત્ર પાશ્ચાત્ય લોકોના વિચારની પ્રણાલી અને આપણા શાસ્ત્રીય સૂક્ષ્મ વિચારની પ્રણાલીના ભેદને લીધે છે. અંતે જતે લક્ષ્ય એક જ છે. માર્ગમાં સહજ ફેર છે. માટે બંને મતાનુસાર વ્યંજનાનો અર્થ લેતાં ઉપર લખેલું નહાનું ગીત, વ્યંજનાથી ભરપૂર છે.

પ્રથમ આપણી એતદ્દેશીય રીતિએ જોઇએ. આપણાં શાસ્ત્રમાં ઉત્તમ મત પ્રમાણે રસને વ્યંગ્ય કહેલોછે. અને તે વિભાવ, અનુભાવ અને વ્યભિચારીભાવ, એ ત્રણથી અભિવ્યક્ત થએલી દશામાં સ્થાયી ભાવ તે રસ છે, એમ વિવેચન કરેલુંછે. ઉપરના ગીતમાં રસની અભિવ્યક્તિ કેવી રીતે થઈછે તે જોવાને સારૂ પ્રથમ તેમાં વિભાવાદિક સામગ્રી તપાસીએ. અને તે વિભાવાદિક બતાવનારા શબ્દમાં પણ જે વ્યંજના ભરેલી છે તે ખુબીદાર છે.

આ ગીતમાં બોલનાર સ્ત્રી છે એ સહજ જણાઈ આવશે. 'માઈ રે' એ સંબોધન ઉપરથી તથા આમાંથી જે બે ત્રણ સ્થિતિના અર્થ નીકળી શકે તેમાંનો જે અર્થ આ ગીત રચનારના મનમાં હશે તે વધારે સારી રીતે જણાય તેવો અર્થ લેતાં બોલનાર સ્ત્રી છે એમ સહજ ભાસ થાયછે. અને તે પ્રોષિતભર્તૃકા છે એવી સ્થિતિ પણ સ્વતઃકલ્પિત છે એમ નહિ જણાય પણ એ ગીત પોતાની મેળે કહી આપેછે. ત્યારે આમાં આલંબન વિભાવ તે પ્રસ્તુત નાયિકા છે. હવે ઉદ્દીપન વિભાવ તે પણ શબ્દોપાત્ત છે અને વ્યંજનોપસ્થાપિત પણ છે. શબ્દોપાત્ત 'મોરલા' અને તેમનું 'બોલવું' છે. અને મોર અને મેઘકાળને જે સ્વાભાવિક સંબન્ધ છે તે ઉપરથી આપણા કવિઓએ કલ્પેલી પણ યથાર્થ મોર અને મેઘની જે મૈત્રી તે જો ધ્યાનમાં લઇએ તો સહજ આપણા મનની આગળ મેઘકાળ અને ગંભીર ગર્જના કરતી મેઘમાળા આવીને ઉભા રહેશે અને તેમાં વળી આ સ્થિતિથી જે અસર પ્રકૃત નાયિકા ઉપર થયેલી એ ગીતમાં દર્શાવીછે, તે ઉપરથી જણાશે કે વર્ષાનો આરંભ સમય છે. આ વર્ષાસમય, મેઘમાળા, ગર્જના, વગેરે પદાર્થ વ્યંજનોપસ્થાપિત છે, અને તે ઉદ્દીપનવિભાવ છે. અનુભાવ તે આ કારણથી થયેલા ભાવનો પ્રકાશ કરનાર ચેષ્ટાદિક છે. 'જિયરા ડોલે રે' આ વાક્યમાં બતાવેલી જે ધૈર્યચલન વગેરેથી થતી વ્યથાની સ્થિતિ તે ઉપરથી વ્યભિચારીભાવ જણાયછે. આ સર્વથી

અભિવ્યક્ત થયેલો રતિભાવ તે અહિં (પ્રોષિતભર્તૃકા છે તે વગેરે કારણોને લીધે) વિપ્રલંભ શૃંગાર રસની દશા પામ્યોછે.

આ ગીતમાં વાક્ય માત્ર બે છે—'રાજાકી અટારીપેં મોરલા બોલે રે' 'જિયરા ડોલે રે' પણ તે બે ટૂંકાં વાક્યમાંથી કેટલું બધું વ્યઙ્ગ્ય નીકળેછે, તે ઉપર કહ્યું તેથી સહજ જણાશે. આમાં ભાવનું મધ્યબિન્દુ 'જિયરા ડોલે રે' એમાં આવ્યું છે અને બીજા બધા પદાર્થ તે મધ્યબિન્દુની આસપાસ રહેલા છે. પાશ્ચાત્ય રીતિ પ્રમાણે બોલીએ તો આનો આ અર્થ માત્ર પ્રકારાન્તરે કહી શકાય. આ ગીતમાં ભાવનું મધ્યબિન્દુ 'જિયરા ડોલે રે' એ બોલમાં આવી રહ્યું છે, અને બીજા પદાર્થ તે આસપાસની સામગ્રી થઈ પરિપોષક છે એ બોલવું પાશ્ચાત્ય સંપ્રદાયનુસાર છે. તે સંપ્રદાય પ્રમાણે ઉપર જે સ્થૂલ પ્રકારે વિભાવાદિક સમુદાયનું વિવેચન કર્યુંછે તેવા સૂક્ષ્મ વિભાવાદિક વ્યર્થ ન તપાસતાં જે અન્તે જતાં પ્રાપ્ત થાયછે તેનું સાક્ષાત્ પ્રકાશન કરવાની રીતિ છે. તે સંપ્રદાય પ્રમાણે ચાલતાં ઉપર કહેલો ઘણો ભાગ ફરીથી આવશે, કારણ કે પ્રથમથી જ કહ્યા પ્રમાણે આપણા સંપ્રદાયમાં અને પાશ્ચાત્ય સંપ્રદાયમાં ભેદ માત્ર પર્યાયરૂપે છે, ઢંગીમાં ફેર છે, અને અર્થ અન્તે એક જ છે તો પણ તે સંપ્રદાય પ્રમાણે બોલીએ, તો આ રીતે એ ગીતનું વિવરણ થશે.

આ ગીતનાં માત્ર બે વાક્ય છે. તેમાંથી વ્યઙ્ગ્યનો મ્હોટો સમુદાય ઉત્પન્ન થાયછે. આપણા ભરતખંડમાં જે ઇતર દેશમાં ન જોએલી એવી અસાધારણ વર્ષાકાળની સુંદરતા છે તેનું ચિત્ર માત્ર એક બે પ્રયત્નમાં આ ગીતથી કવિ મનની આગળ ઉપસ્થિત કરેછે. વર્ષાના આરંભમાં એકાએક ચઢી આવતો મેઘનો વ્યૂહ, એક વર્ષે ફરીથી આવીને પોતાની મંદ્ર ગર્જનાથી, આખી સૃષ્ટિને ગ્રીષ્મના પ્રચંડ તાપથી થયેલી મન્દ તન્દ્રામાંથી સહસા જુદે જ પ્રકારે જાગૃત કરેછે, તે જોઇને અને તેનો ગંભીર રવ સાંભળીને મેઘનો સ્વભાવમિત્ર જે મયૂર તે હર્ષથી નૃત્ય કરતો, આકાશમાં પસરી મેઘનાદની સાથે વિલક્ષણ પ્રકારે મળી જતો પોતાનો કેકારવ પ્રકટ કરીને પોતાના મિત્રનો સત્કાર કરેછે તેનું યથાર્થ ચિત્ર માત્ર એક કેકારવનો પર્યાય મૂકી જે કવિએ આપણી સંમુખ ઊભું કર્યુંછે અને તે કેકાથી (એટલે જે કાળમાં કેકા ઉત્પન્ન થાયછે તે કાળના સર્વગુણથી) આ ગીત બોલનાર ઉપર જે અસર થાય છે તે પણ માત્ર એક બે શબ્દના ન્હાના વાક્યથી કવિએ સંપૂર્ણ રીતે આપણા હૃદયમાં ઉતારી તે બોલનારની તે સમયની સ્થિતિ યથાસ્થિત આપણી કલ્પનાશક્તિ ઉપર પ્રતિબિમ્બિત કરીછે. પ્રોષિતભર્તૃકાવસ્થામાં અને તે આવી વર્ષાદિક સામગ્રીની વચમાં, પતિવિરહની જે વ્યથા તેનું વર્ણન કરવામાં શ્લોકના શ્લોક ભરીને જે કહી શકાય તે માત્ર આ ન્હાના બે વાક્યના ગીતમાં સંપૂર્ણ બળે પ્રકાશિત કર્યુંછે. આ બધા પદાર્થ જે ઉપસ્થિત થાયછે તે સાક્ષાત્ બતાવનાર એક પણ શબ્દ આ ગીતમાં નથી પણ એમાંના જે બે ચાર શબ્દ છે તેમાં એટલી તો વ્યંજનાશક્તિ ભરીછે કે એકાએક તે આ બધા પદાર્થની પરંપરા સહસા ઉદ્બુદ્ધ કરેછે. 'મોરલા બોલે રે' અને 'જિયરા ડોલે રે' એ બે વાક્યનો જે કાર્યકારણભાવનો સંબન્ધ તે પણ શબ્દથી નથી કહી બતાવ્યો તેમાં કવિનું ચાતુર્ય જણાયછે. 'મોરલા બોલે રે' તેનાથી જ 'જિયરા ડોલે રે' એ કાર્ય ઉત્પન્ન થયેલું કહ્યું હત તો તે વાસ્તવિક પણ ન થાત અને કવિતાની ભાષાને પણ શોભંત

નહિ. મયૂરકેકા તે હૃદય ડોલવાનું સાક્ષાત્ કારણ છે જ નહિ. એનો એ કેકા જો તે પતિની સાથે ઊભી ઊભી સાંભળતી હોત તો દુઃખને બદલે ઉલટો અનિર્વચનીય આનંદ ઉત્પન્ન કરત. પરંતુ જે જે પદાર્થ, સ્થિતિ, મનોવિકાર વગેરે અનુબન્ધથી તે પરિવેષ્ટિત થઈ છે તેની વચમાં તે સર્વને સહકારી કારણ લઈને કેકારવ જે કાર્ય ઉત્પન્ન કરેછે તે વ્યથારૂપ કાર્ય છે. માટે આ દેખાતી નજીવી બાબતમાં પણ કવિનું ગૂઢ ચાતુર્ય રહેલુંછે.* (22nd Feb. 1882 To be continued.)

પરંતુ આ પંક્તિયોમાં બીજી જ રીત્યનું દર્શન કરી સકાશે. નાયિકા પ્રોષિતભર્તૃકા છે એ કલ્પના છોડી દઇયે. કોઇ મુગ્ધા છે એમ માની સકાશે. એ મુગ્ધાના કોમળ હૃદયમાં મયૂરકેકાનો પ્રતિધ્વનિ અપૂર્વ દર્શનથી થતા કુતૂહલ, નિર્દોષ આનન્દ, ઉલ્લાસ વગેરે ભાવોના મિશ્રણવાળો થતો કવિ જુવેછે અને બતાવેછે; અને એ ભાવોના મિશ્ર વ્હેણને 'જિયરા ડોલે રે' એ બે શબ્દોમાં જ પૃથક્કરણ કર્યા વિના, સયોજન વ્યાપારથી જ પ્રતિફલિત કરેછે. મુગ્ધા પોતાના મુગ્ધ ભાવને લીધે જ કવિત્વની ઋજુતાભરી મૂર્તિ જ પોતે હોવાથી, આમ હૃદય-સંચલનને વર્ણનવિષય સંક્ષિપ્ત શૈલીમાં કરેછે. એ સંક્ષિપ્ત રચનામાં અસાધારણ બળ રહેલું જણાશે; જે બળ અનિયન્ત્રિત વિહારમાં નથી અને ગમ્ભીર સંયમમાં છે તે બળ. વ્યંજનાની શક્તિમાં એ બળ રહેલું છે. કલાનું રહસ્ય હેમાં સમાયુંછે:—અલ્પ સાધનસામગ્રી વડે અનપેક્ષિત ચિત્રરચના ઊભી કરવી તે કલા; આ પંક્તિયોમાં રાત્રીની અટારી, બેઠેલો મોર, હેની ઉરનાં અંતર ભેદતી ગંભીર કેકા, અને તે જોતી ને સાંભળતી મુગ્ધા; એટલી બાહ્ય સામગ્રી. અને બાહ્ય સામગ્રીના એક ભાગ–મોર અને કેકાનાદ, એ ભાગ–ની અન્ય ભાગ, મુગ્ધાની ઉપર થયેલો ભૌતિક ધ્વનિથી થયેલો, ઉરધ્વનિ એ આભ્યન્તર સામગ્રી. આ કવિતજાદુની રચના ઇશ્વરદત્ત પ્રતિભાને જ સાધ્ય છે. એ પ્રતિભા શક્તિ બધામાં નથી હોતી, માટે જ એ પ્રતિભાશાળી વિરલ કવિજનને આપણે આદરથી વધાવિયે છિયે. તા. ૧–૧–૩૪



* આ લેખનો આ ભાગ ૨૨ મી ફેબ્રુઆરી ૧૮૮૨ ને દિવસે લખાયો હતો. ઉત્તર ભાગ ૧–૧–૩૪ ને દિવસે લખાયો છે. રા. ન. ભો. ના ગદ્યના અભ્યાસકોને આ મુદ્દો અગત્યનો લાગશે જ. તન્ત્રી.

# હિન્દ-જાપાનના કરારો

રા. ગમનલાલ પ્રેસવાલા, બી. કૉમ.

આ જે ત્રણ ત્રણ માસ થયા હિન્દના અને જાપાનના પ્રતિનિધિઓ વચ્ચેની વાટાઘાટ દેશના વ્યાપારઉદ્યોગમાં હિત ધરાવનારા વર્ગોનું ધ્યાન ખેંચી રહી હતી; પણ તે તારિખ ૮ મી જાન્યુઆરીએ અનેક દૃષ્ટિએ મહત્વ ધરાવનારા હિન્દ–જાપાનના કરારોમાં પરિણમી આ લાંબી ચર્ચાઓ દરમ્યાન બન્ને દેશના પ્રતિનિધિઓના નેતા કેટલીએ વેળા તન્દુરસ્તી ગુમાવી બેઠા, જાપાનના મીલમાલિકો મીજાસ ગુમાવી બેઠા, અને સામાન્ય જનતા આશા ગુમાવી બેઠી; પરંતુ ભૂતમા બનેલી આ દીલગીરીભરી વાતોને વિસરવાના પ્રયત્નો કરતાં ભવિષ્યના ગર્ભમાં રહેલા લાભાલાભ જાણવાની જિજ્ઞાસા સહજ થાય છે.

પ્રસ્તુત કરારોને અંગ્રેજ વેપારીઓએ ઉત્સાહપૂર્વક આવકાર આપ્યો છે; હિન્દી સરકારના 'પોતાના' માણસોએ અને મુખપત્રોએ ઉલટભેર વધાવી લીધા છે; રૂની નિકાસમાંથી આર્થિક લાભ પ્રાપ્ત કરનારાઓએ પ્રશંસા કરી છે; અને જાપાનના હુન્નરઉદ્યોગના બધા વર્ગોએ માન્ય રાખ્યા છે. આમ બધી દિશાના એક સરખા સૂર સાંભળો સાધારણ માણસને તો એમજ લાગે કે હિન્દી સરકારે હિન્દીઓ માટે કંઇક કિંમતી ભેટ મેળવી છેઃ આ સંવાદી સૂરોમાં બે વિસંવાદી અવાજ કાને પડે છે અને બીજા સામાન્ય ધ્વનિમાં ડૂબી જવા ના પાડે છેઃ કેટલાંક રાષ્ટ્રીય દૃષ્ટિકોણવાળા વર્તમાનપત્રો આ કરારોમાં વ્હાઇટ હૉલનું પ્રતિબિંબ* જૂએ છે; અને ઈંગ્લંડના જાણીતા છાપા, મૉર્નિંગ પોસ્ટનું એવું માનવું છે કે આ કરારો માન્ચેસ્ટરને હાનીકારક થઇ પડે એવો સંભવ છે કારણ કે જાપાનીસ માલ પરની જકાતનો દર ૭૫ ટકાથી ઓછો કરી ૫૦ ટકા પર લાવવામાં આવશે ને ઈંગ્લીશ માલ પર ૨૫ ટકાનો દર તો કાયમ રહેશે, અને આમ, મોર્નિંગ પોસ્ટના અભિપ્રાય પ્રમાણે, બ્રિટિશ સરકારે હિન્દી સરકારની નીતિપર અસર કરવાની સત્તા છોડી દીધી છે જ્યારે હિન્દનું રક્ષણ કરવાનો બોજો તો વહે જાય છે. આમ બે વિરુદ્ધ પક્ષો પણ અમુક બાબતોનો વિરોધ કરવામાં સહકાર કરી શકે છે ખરા!

---

* "The Government should take steps to abrogate the most-favoured-nation clause with Japan as regards our colonies, and endeavour to induce the latter to accord to our textiles preference......"– from the speech of Mr. Baily, in the House of Commons, on 23rd Nov., 1933.

"The latter (Japan) country can hit England on every neutral soil and British business men are aware of this unpleasant fact. For this reason the Indian Government has successively revised the terms offered to Jap delegates in Simla.''......" To save Japanese competition on neutral soil the Government will offer many more concessions."–from the December number of the 'Insurance and Finance Review.'

આ મન્તવ્યોમાંથી સત્ય શોધવું હોય તો મૂલ કરારોના મુદ્દાઓનું જ્ઞાન અગત્યનું છે:

(૧) ઉભય પક્ષ જકાતની બાબતમાં કોઇપણ જાતના – કાચા યા બનાવેલા – માલ સંબંધી પરસ્પર વધુમાં વધુ પક્ષપાત ભોગવતા રાષ્ટ્રના ( most – favoured – nation ) હક્ક આપશે;

(૨) દરેકને પોતાના હિતનું રક્ષણ કરવા માટે જકાતની દિવાલ ઉભી કરવાનો અધિકાર રહેશે, પણ આથી બીજાના વ્યાપારહિતને જો હાની થતી હોય તો એકબીજાના વિરુદ્ધ હિતો વચ્ચે તોડ આણવાના હેતુથી બન્નેએ વાટાઘાટ કરવી પડશે;

(૩) ૩૧ મી ડીસેમ્બર ૧૯૩૩ પછી યેન અને રૂપીઆ વચ્ચેના હુંડિયામણમાં થએલા ફેરફારને લીધે થતી અસર નાબુત કરવા જાપાનીસ માલપર પૂરતા પ્રમાણમાં બીજી ખાસ જકાત હિન્દી સરકાર નાંખી શકશે, અને આવાજ સંજોગોમાં (રૂપિયાનું પ્રમાણ ૭૩૨ યેનથી નીચે જાય ત્યારે) જાપાનીસ સરકારને પણ આવી જ સત્તા પ્રાપ્ત થશે;

(૪) જાપાનીસ સુતરાઉ કાપડ પર નીચે જણાવેલા જકાતના દર કરતાં વધુ નહિં રખાય—

સાદા કોરા કાપડ પર કિંમતનાં ૫૦ ટકા અથવા રતલે ૫$\frac{1}{4}$ આના,
બીજી જાતના કાપડ પર કિંમતના ૫૦ ટકા;

(૫) અ એક વર્ષમાં, હિન્દની સુતરાઉ કાપડની આયાતમાં જાપાને, મુકરર કરેલા ફાળાથી વધુ માલ મોકલવો નહિ—

૩૨$\frac{1}{2}$ કરોડ વાર કાપડ હિન્દમાં આયાત કરે તો જાપાને ૧૦ લાખ રૂની ગાંસડી ખરીદવી, જો ૧૦ લાખથી ઓછી ગાંસડી લે તો દરેક ૧૦ હજાર ગાંસડીની ઓછી ખરીદીએ ૨૦ લાખ વાર કાપડ ઓછું મોકલે પણ જો હિન્દ ૧૦ લાખ ગાંસડી કરતા વધારે નિકાસ (જાપાન) કરે તો દરેક દશ હજાર ગાંસડી દીઠ ૧૫ લાખ વાર કાપડ વધુ લે; આમ છતાં જાપાનનો ફાળો ૪૦ કરોડ વાર કરતાં કદી વધુ હોવો ન જોઇએ;

(૫) બ આ ઉપરાંત નીચેના વર્ગીકરણ મુજબ જ જુદી જુદી જાતનું કાપડ મોકલી શકે—

| | |
|---|---|
| સાદું કોરું | ૪૫ ટકા, |
| કીનારીવાળું કોરું | ૧૩ ટકા, |
| ધોએલું | ૮ ટકા, |
| અને રંગીન વગેરે | ૩૪ ટકા, |

કીનારીવાળા કોરા અને ધોએલા કાપડના પ્રમાણમાં તેના ૨૦ ટકા અને બીજા વર્ગોમાં તેના પ્રમાણના ૧૦ ટકા ઉપરાંત વધારો થઈ શકે નહિ;

(૬) આ નવા કરારો પર બને તેટલી ત્વરાથી જાપાનના અને બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ લંડનમાં સહી કરશે અને તેનો અમલ ૧૯૩૭ ની ૩૧ મી માર્ચ સુધી રહેશે;

આપણા, રૂના અને સુતરાઉ કાપડના, જાપાન અને ઇંગ્લંડ સાથેના, નિકાસ–આયાતના આંકડા અત્રે ટાંકવાથી ઉપર દર્શાવેલા આંકડાનો અર્થ સમજવો સુગમ થઇ પડશે:—

૧૯૩૧–૩૨ દરમ્યાન જુદી જુદી જાતના કાપડની આયાત—†

† 'Review of the trade of India' માંથી.

| | ગ્રેટબ્રિટન<br>વાર | જાપાન<br>વાર |
|---|---|---|
| કોરું | ૫,૯૬,૭૯,૦૦૦ | ૧૮,૫૨,૧૬,૦૦૦ |
| ધોએલું | ૨૦,૭૦,૪૬,૦૦૦ | ૫,૫૮,૨૦,૦૦૦ |
| રંગીન | ૧૧,૦૨,૭૧,૦૦૦ | ૯,૪૬,૬૮,૦૦૦ |

ઉપરના આંકડાપરથી જણાઈ આવે છે કે જાપાનથી આયાત થતા કોરા અને ધોએલા કાપડ વચ્ચેનું પ્રમાણ ૩:૧ છે, અને ગ્રેટબ્રિટન અને જાપાનથી આવતા કોરા કાપડનું પ્રમાણ ૧:૩ છે; જ્યારે કરારમાં સાદા કાપડને ૫૮ ટકા (૪૫+૧૩) આપવામાં આવ્યા છે અને ધોએલા કાપડને ફક્ત ૮ ટકાનો હિસ્સો મળ્યો છે, એટલે કે જાપાને, આ કરાર મુજબ, ધોએલા કાપડથી સાતગણું કોરું કાપડ મોકલવું: લેંકેશાયરથી મોટા જથ્થામાં આયાત થતાં ધોએલા કાપડને જાપાનીસ ધોએલા કાપડ સાથે હરિફાઇમાં ઉતરવું ન પડે એવો હેતુ, આ પ્રકારના કરાર પાછળ, તો નહિ હોય? અને ઘણે ભાગે કોરું કાપડ કાઢતી હિંદી મીલોને આથી સહન કરવું તો નહિ પડે? જો જાપાન ૪૦ કરોડ વારનો હિસ્સો (quota) મોકલે તો તેમાં ૨૩ કરોડ વારથી વધુ કોરું કાપડ હશે; જ્યારે ૧૯૩૧-૩૨ માં તે ફક્ત ૧૮½ કરોડ વાર હતું.

હવે આપણે હિંદી રૂની ખરીદીના આંકડા લઇશું;

| | ગ્રેટ બ્રિટન<br>ગાંસડી | જાપાન<br>ગાંસડી | હિંદી મીલો<br>ગાંસડી |
|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૨,૮૦,૮૦૦ | ૧૬,૮૬,૦૦૦ | — |
| ૧૯૩૧-૩૨ | ૧,૬૪,૪૦૦ | ૧૦,૮૦,૦૦૦ | ૨૩,૪૧,૭૦૭ × |

ગ્રેટબ્રિટન આપણું રૂ જૂજ પ્રમાણમાં લે છે, જાપાને ૧૯૩૦-૩૧માં ૧૬⅞ લાખ ગાંસડી ખરીદેલી અને તેની પછીના વર્ષમાં ૧૦⅞ લાખ, અને હિંદી મીલોએ, ૧૯૩૧-૩૨માં, લગભગ ૨૩⅜ લાખ ગાંસડીનો ઉપાડ કરેલો. કરાર પ્રમાણે વધુમાં ૧૫ લાખ ગાંસડી જાપાન જઇ શકે. જાપાન હિંદી રૂનો બહીષ્કાર ચાલુ રાખતે તો હિંદના કપાસ ઉગાડનારાઓ પોતાનો ઘણોજ અગત્યનો ગ્રાહક ગુમાવત; પણ શું જાપાનીસ મીલોને હિંદી રૂ વિના ચાલત? જાપાનની મીલો જે ઘણે ભાગે, ચીન અને હિંદને માટે, હલકું કાપડ પેદા કરે છે તે શું હલકા અને સોંઘા રૂ શિવાય ચલાવી શકત? અને જાપાનના બહિષ્કાર સાથે ભારે જકાતને લીધે કાપડની આયાત બંધ થાત ને હિંદી મીલોની સ્થિતિ સુધરત તો તે દેશી રૂ વધુ પ્રમાણમાં નહિ ખરીદત? આ ઉપરાંત દેશી મીલ ઉદ્યોગની સંભવિત ઉન્નતિનો પ્રશ્ન અગત્યનો નથી? છેવટે જાપાન જો બીજા દેશોનું રૂ વાપરે તો પણ દુનિયાના રૂના બજારમાં તેની જગા હિંદી રૂને જરુર મળે*

×'Review of the Trade of India' માંથી.

*જો કે હાલમાં રૂની માંગ કરતાં પેદાશ વધારે છે એટલે હિંદી રૂની બીજા દેશોના રૂની જગા પૂરવા ખાસ જરુર ન પડે; પણ આવા કરારો કરતી વેળા વર્ષ બે વર્ષના સંજોગો જ ધ્યાનમાં ન લેવાય.

હિંદનું રૂ પરદેશમાં ખપે અને તેથી ખેડુતને લાભ થાય એ ઇચ્છનીય છે, પરંતુ હુન્નર-ઉદ્યોગના ઉત્કર્ષનો પ્રશ્ન વધુ મહત્વનું સ્થાન ભોગવે છે કારણ કે કાચામાલ ઉપર કરેલી મજુરીનું મૂલ્ય ઓછું આવે છે અને રહેવાનું ધોરણ (Standard of life) ઊંચે લઈ જવું હોય તો દેશની શક્તિ વધારે ફળદાયક વ્યવસાયોમાં રોકવી જોઇએ, અને જ્યારે રૂની ખપત તેનાજ બનેલા માલની આયાતપર અવલંબતી હોય અને જ્યારે તેજ ચીજની આયાત કરવા અને તેને દેશમાં પેદા કરવા વચ્ચે પસંદગી કરવાની હોય ત્યારે પાછલી વસ્તુસ્થિતિ સ્વાભાવિક રીતે સ્વીકારાય. આ ઉપરાંત બન્ને પ્રકારના સંજોગોમાં રૂનો ઉઠાવ થાય તો લગભગ એકસરખોજ હોવાનો.

ઐતિહાસિક અને રાજકીય દૃષ્ટિએ પણ હિંદ-જાપાનના કરારોનું મહત્વ જરાએ ઓછું નથી. હિંદી સરકાર અત્યાર સુધીની તેની કારકીર્દીમાં પહેલીજ વેળા પરદેશી સત્તા સાથે, સીધી માટે, સીધી વાતચીત કરી શકી છે. આર્થિક વિષયોમાં હિંદી સરકારના સ્વાતન્ત્ર્ય (Fiscal Autonomy Convention) ની દિશામાં આ એક પ્રગતિમય પગલું ગણી શકાય. પણ આ કરારોપર સહીસિક્કાની વિધિ લંડનમાં થશે એ હિંદની રાજકીય પરતંત્રતાનો એક વધુ પુરાવો છે; કેનેડા, ઓસ્ટ્રેલીઆ ને દક્ષિણ આફ્રિકાને આવે સમયે લંડનનો આશરો લેવો નથી પડતો; કદાચ એ શ્વેતવર્ણા દેવોની, હિંદની ગરીબડી પ્રજાપરની વધુ પડતી મહેરબાની આ રીતે વ્યક્ત થતી હોય તો તે જુદી વાત છે.

હિંદનો પરદેશ સાથેનો વેપાર અમુક દેશો વચ્ચે વ્હેંચી આપવામાં મોટો ભય રહેલો છે. અત્યારે હિંદનો ઉદ્યોગ જોઇતા પ્રમાણમાં વિકસ્યો નથી; ભવિષ્યમાં તેમ થાય ત્યારે હિંદ અત્યારે જે તૈયાર માલ જે પ્રમાણમા બીજા દેશો પાસેથી લે છે તે તેટલા પ્રમાણમાં લેવાની જરૂર નહિ રહે. આવે સમયે, પોતાના પરદેશ સાથેના વેપારના ભાગલા પાડી આપ્યા હશે તો પછી જરુરી ફેરફાર કરવા કેટલા મુશ્કેલ થઇ પડશે? અને તે ફેરફાર કરતા પહેલાં ઉદ્યોગની ખીલવટમાં નડતર નહિ થાય?

આજે જાપાનના સંબંધમાં હિસ્સા (quota) નો સિદ્ધાન્ત સ્વીકારાયો; ભવિષ્યમાં લેંકેશાયર જરૂર હિસ્સો માંગવાનું. કદાચ તેમ કરવાની લેંકેશાયરની ઇચ્છાએ, જાપાન સાથે કરાર કરવા, હિંદી સરકારને પ્રેરી ન હોય? આ બે પરદેશી હિતો વચ્ચે દેશી મીલ ઉદ્યોગની સ્થિતિ કફોડી થશે એમ લાગે છે. ઇંગ્લંડને પોતાને લાભ થતો હોય તો હિંદને ભોગે જાપાનને થોડું લઇ જવા દેવા અંગ્રેજો તૈયાર છે! જો કે આવા વેપારી કરારોનું આધુનિક વેપારી-નીતિમાં અગત્યનું સ્થાન છે અને હિસ્સાનો સિદ્ધાન્ત હમેશાં નુકશાનકર્તા નથી-કેટલીક વેળા આ હરિફાઇના દિવસોમાં ઘણો લાભકર્તા છે-તો પણ હિંદની હાલની રાજકીય પરતન્ત્રતાની હાલતમાં અને તેના હુન્નરઉદ્યોગની પછાત સ્થિતિમાં આ કરારો ઘણા કલ્યાણકારક છે એમ કહેવું મુશ્કેલ છે; અને એમાંથી ચિંતાજનક પરિણામો ઉદ્ભવે એવો સંભવ છે.

તા. ૯:૧:'૩૪

# પ્રાચ્યવિદ્યા પરિષદ્

## ગુજરાતી વિભાગ

વિદ્યાવિલાસી રાજવી તરીકે શ્રી. સયાજીરાવ ગાયકવાડનું નામ દેશવિદેશમાં સારી રીતે જાણીતું છે. તેમણે પોતાની વિદ્યાપ્રિયતાનો લાભ હમણાં જ ડિસેમ્બરની આખરમાં આપ્યો છે. હિન્દી પ્રાચ્યવિદ્યા પરિષદ્દનું ૭ મું સંમેલન વડોદરામાં થયું. એ ત્રણ દિવસમાં વહેલી જ્ઞાનગંગાથી વંચિત રહેનારે એક અમૂલ્ય તક ખોઈ કહેવાય. તેના બીજા બધા વિભાગોને જતા કરી માત્ર ગુજરાતી વિભાગનો વિચાર કરીએ.

પરિષદ્દના પંદર વર્ષના જીવન પછી, આ જ પ્રસંગે પ્હેલી જ વાર ગુજરાતી વિભાગ અસ્તિત્વમાં આવ્યો. અત્યાર સુધીના સંમેલનોમાં અગત્યનો ભાગ ભજવનાર બેરીસ્ટર શ્રી. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય ગુજરાતી વિભાગના પ્રમુખ હતા, અને વડોદરા પ્રાચ્યવિદ્યા મન્દિરવાળા શ્રી. મંજુલાલ ર. મજમુંદાર મંત્રી હતા.

તા. ૨૮–૧૨–૩૩ ને રોજ વડોદરા કૉલેજના સેન્ટ્રલ હૉલમાં સંમેલન થયું હતું. આ પ્રસંગે ઘણા જાણીતા ગુજરાતી વિદ્વાનોએ હાજરી આપી હતી. કુલ મળેલા ૧૮ નિબન્ધોમાંથી સમયના અભાવે થોડા નિબન્ધો વંચાયા હતા. બીજા વિભાગોની સરખામણીમાં ગુજરાતી નિબન્ધોની સંખ્યા સારી ગણાય. પણ વિચાર સમૃદ્ધિ સરખાવવા જઇએ તો ગુજરાતનું દારિદ્રય તરત જણાઇ આવે. ગુજરાતી નિબન્ધોના આન્તર પ્રાન્તીય મહત્વ તથા ચિરંજીવ તત્વ વિષેનો વિચાર નિરાશાજનક છે. પણ ગુજરાતીઓએ બીજા વિભાગોમાં આપેલો ફાળો આથી અદ્યિાતો લેખાય, જો કે બીજા પ્રાન્તના વિદ્વાનોના નિબન્ધો આગળ તે ઝાંખા તો પડે જ.

ગુજરાતમાં સાચુ ઐતિહાસિક સંશોધન થવાની ખૂબ જરુર છે. કોઇપણ વિષયનો તલસ્પર્શી અભ્યાસ કરતાં આપણે ત્યાં ખૂબ અડચણો નડે છે. પ્રથમ તો આખુંયે ગુજરાત જેમાં ગર્વ લઇ શકે, એવી સમસ્ત ગુજરાતનું સબળ પ્રતિનિધિત્વ ધરાવનારી એક મધ્યસ્થ સંસ્થા જોઇએ. 'નાગરી ભાષા પ્રચારિણી સભા' કે 'બંગીય સાહિત્ય પરિષદ્' જેટલું અનુક્રમે હિન્દી કે બંગાળી ભાષા જાણનારાઓમાં ઉત્સાહ અને આદર ઉત્પન્ન કરે છે તેટલો ઉત્સાહ અને આદર આજે આપણને ગુજરાત સાહિત્ય પરિષદ્દનું નામ સાંભળતા નથી ઉપજતાં. તેમાં વાંક કોનો ?

બીજા પ્રાન્તો સાથે ઉભા રહેતાં પ્હેલાં આપણે ઘણું કરવાનું છે. ગુજરાતને પોતાના સર્વમાન્ય ઇતિહાસની જરુર તો ક્યારનીયે એમ ને એમ ઉભી છે તે ઉપરાંત રાષ્ટ્રીય કે પ્રાન્તીય અસ્મિતા જાગ્રત કરવા માટે ગુજરાતી ભાષા અને સાહિત્યને મહત્વ આપનારી ગુજરાત વિદ્યાપીઠ તથા ગુજરાતમાંથી મળેલ અમૂલ્ય ઇતિહાસ સામગ્રીને બરાબર વ્યવસ્થિત રીતે સંભાળનાર મધ્યસ્થ સંગ્રહાલયની પણ જરુર જણાઇ છે.

આપણા પ્રાન્તના વિદ્યાર્થીઓમાં પણ કોણ જાણે કેમ ઇતિહાસ પ્રેમનો અભાવ છે. ભાગ્યે જ કોઇ વિદ્યાર્થી પોતાના ગામનાં ખંડેરોથી પરિચિત હશે. જ્યાં 'હળવા સાહિત્ય' ને નામે હલકું સાહિત્ય ઢગલાબંધ તૈયાર થતું હોય અને વેચાતું હોય ત્યાં ઉચ્ચ આદર્શો પ્રેરનાર

સાહિત્યનો ક્યાં આશરો ? આ પ્રાન્તીય પ્રીતિ જગાડવા વિના છૂટકો નથી, ને તે માટે ઇતિહાસનો અભ્યાસ અનિવાર્ય છે. તે કારણથીજ આ પરિષદમાં ભાગ લેનારા થોડા ગુજરાતી યુવાનોનું કામ આવકારદાયક છે. બીજાં બધાં ક્ષેત્રોની માફક, ઇતિહાસ સંશોધનમાં પણ યુવાનોએ રસ લેવાની જરુર છે. કોઇપણ જાતની પક્ષાપક્ષી વગર, કીર્તિની ભૂખને અવગણી, માત્ર આત્મ કુતૂહલ અને સેવાવૃત્તિથી સંશોધન થવું જોઇએ. એ કાર્ય ઉપાડી લેનારાઓમાં અખૂટ ધૈર્ય અને અદમ્ય શક્તિ હશે, અપાર ઉત્સાહ અને ઉદ્યમ હશે, આદર્શ સિદ્ધિ માટે ફકીરી લેવાની તૈયારી હશે તોજ સંશોધન ફળદાયી નીવડશે. એવા સેવાભાવી આપણે ત્યાં ઘણાજ ઓછા છે. ગુજરાત પોતાનો ભૂતકાળ જાણી, સમજી, વિચારી પોતાનો વર્તમાન વિકસાવે અને ભાવિ ઘડે—એ સુદિન વ્હેલો આવે!! મિશ્રિ

# વિજ્ઞાન પરિષદ્

વર્ષો થયાં વિજ્ઞાન પરિષદમાં જવાનો મારો વિચાર આ વર્ષે ફળીભૂત થયો અને પરિષદ્‌ના કાર્યમાં સક્રિય ભાગ લેતાં મ્હને જે લાગ્યું તે હું 'સુકુર' ના વાચકો સમક્ષ રજુ કરું છું.

ઘણે ભાગે પરિષદ્‌ના પ્રતિનિધિત્વમાં બંગાળા તરી આવતું હતું. ગુજરાત અને મુંબાઇ ઇલાકાનું પ્રતિનિધિત્વ પ્રમાણમાં બહુ જ નજીવું લેખાય. વૈજ્ઞાનિક કેળવણીમાં આપણો ઇલાકો બહુ જ પાછળ લેખાય. દીર્ઘદૃષ્ટિએ વિચારતાં લાગે છે કે જ્યાં સુધી વિજ્ઞાનની જરૂરિયાત પૂરતો ખ્યાલ ઉદ્યોગ કરનાર લોકોમાં નહિ આવે ત્યાં સુધી કેળવણીનો કાંઇ અર્થ સરવાનો નથી.

ના. ગવર્નર સાહેબે પરિષદ્ ખુલ્લી મૂક્યા પછી, શ્રી. મેઘનાદ સહાએ કોઇપણ જાતના આડમ્બર વગર ભાષણ કર્યું. વ્યાખ્યાન બહુ જ વિદ્વત્તાવાળું અને દીર્ઘદૃષ્ટિવાળું હતું. ભાષણનો મુખ્ય વિચાર વિશ્વની ઉત્ક્રાન્તિ અને પ્રવૃત્તિ વિષેનો હતો. વૈજ્ઞાનિક દૃષ્ટિએ એ ભાષણ ઘણું અગત્યનું છે પણ એથીએ વિશેષ અગત્યનું તે રાજદ્વારી પુરુષો અને સામાન્ય પ્રજાને થઇ પડે. વિશ્વની અનન્ત સીમાની અંદર એક સૂક્ષ્મ પૃથ્વી ઉપર ક્ષણિક જીવન ગુજારવા મનુષ્યજાતિને અલ્પ સમય મળ્યો છે અને એ થોડા સમયમાં જો સંપ અને સહકારથી સંસ્કૃતિનો વિકાસ ન કરે અને કુદરતના બળો સામે બાથ ભીડવાની પ્રવૃત્તિ ન આદરે તો કાળક્રમે માનવજાત અદૃશ્ય થઇ જશે. માનવ સંસ્કૃતિના વિકાસમાં દેશ, જાતિ અને વર્ણનું અભિમાન અવરોધ કરી રહ્યું છે. જગત વિજ્ઞાનના વિકાસથી સંયુક્ત થતું જાય છે. પરંતુ આજની રાજદ્વારી વ્યક્તિઓ આ એકતાને છિન્નભિન્ન કરવાની પ્રવૃત્તિઓ આદરી રહ્યા છે. × ×

આ વખતની વિજ્ઞાન પરિષદમાં એક બીજું અગત્યનું કાર્ય શરુ કરવાનું હતું. Indian Science Acedemyની યોજના અંગે મળેલી સભાઓમાં ઠીક ઠીક શબ્દપ્રહાર અને વાગ્ચાતુર્ય જોવાનાં મળ્યાં. ગુજરાત ખાતે ડૉ. કુંવરજી નાયકે આમાં અગત્યનો ભાગ લીધો હતો. એકેડેમીની સ્થાપના માટે એક સમિતિ ચૂંટાઇ છે, તેમાં પણ ડૉ. નાયક સભ્ય છે. આ સમિતિમાં પણ બંગાળાનું જોર વિશેષ છે, અને બીજા પ્રાન્તો પછાત હોય એટલે હોયજ ને?

× × × સભ્યોમાંના નેવું ટકા મુંબાઇ જોવા, સંબંધીઓને મળવા, પરિષદ્‌ને અંગે

ગોઠવાએલાં સંમેલનોમાં જવા, અગર તો મુંબઇની આસપાસનાં સ્થળો જોવા માટે વિશેષ આતુર હતા. તેમાંયે ના. ગવર્નરની પાર્ટીમાં જવાનું કુતૂહલ સવિશેષ ધ્યાન ખેંચે એવું હતું.

વિજ્ઞાન પરિષદ્‌ને નીચેના નવ વિભાગમાં વ્હેંચી નાંખવામાં આવી હતી. તેમનાં પ્રમુખ સાથેની યાદી નીચે આપી છે.

| | | |
|---|---|---|
| (૧) ભૌતિક અને ગણિતશાસ્ત્ર | ડૉ. એસ. કે. મિત્ર | કલકત્તા |
| (૨) ખેતીવાડી | ડૉ. એસ. એસ. નેહરૂ | અલ્હાબાદ |
| (૩) રસાયણ શાસ્ત્ર | ડૉ. એચ. બી. ડનીકલીફ | લાહોર |
| (૪) પ્રાણીશાસ્ત્ર | પ્રો. પી. આર. અટાવી | મુંબાઈ |
| (૫) વનસ્પતી શાસ્ત્ર | પ્રો. આર. એચ. દસ્તુર | મુંબાઇ |
| (૬) ખનીજશાસ્ત્ર | પ્રો. કે. કે. મથુર | બનારસ |
| (૭) મેડીકલ અને વેટરનરી સંશોધન | લેફ. કર્નલ સોખી | મુંબાઈ |
| (૮) પુરાતત્ત્વ (એન્થ્રોપોલોજી) | રા. બા. રામપ્રસાદ ચંદા | પુ. સં. સ. ના માજી સુપ્રી. |
| (૯) માનસશાસ્ત્ર (સાઇકોલોજી) | રા. મન્મથનાથ બેનરજી | કલકત્તા |

× × પરિષદ્‌ને અંગે મુંબાઇના જોવા લાયક ઔદ્યોગિક સ્થળોની મુલાકાતો ધ્યાન ખેંચે તેવી હતી. આથી વૈજ્ઞાનિકોને લાભ થવા ઉપરાંત સન્તોષ અને આનન્દ બન્ને મળ્યા હતા. આ ઉપરાંત દરરોજ રાત્રે ઔદ્યોગિક કે વૈજ્ઞાનિક ચિત્રપટ બતાવવામાં આવતા. એક રાત્રે મેનકાના નટ્યમૂએ નૃત્ય પ્રયોગો કરી બતાવ્યા હતા. દિવસે વિજ્ઞાનના સૂકા, નીરસ વિવાદોના વાતાવરણ પછી લલિતકલાના પ્રદેશમાં વિહરવા અને જીવનને આનન્દમય બનાવવા આવા પ્રયોગો અતિ આવશ્યક હતા.

વિભાગવાર ભાષણોમાં ડૉ. નેહરૂ, ડૉ. મિત્ર અને પ્રો. દસ્તુરનાં વ્યાખ્યાનો ઘણા મહત્વના હતાં. પ્રો દસ્તુરે ચેતન આત્મા અને વિજ્ઞાન ઉપર સારુ વિવેચન કર્યું હતું. ચેતન એ ભૌતિક અને રાસાયણિક વિક્રિયા શિવાય બીજું કાંઇ નથી; એમ એમણે દર્શાવ્યું હતું. × ×

જાણીતા ગુજરાતી વૈજ્ઞાનિક લેખક શ્રી. પી. જે. શાહે ફાર્બસ સભાના આસરા હેઠળ ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યમાં રસ લેનારા સાયન્સ કોંગ્રેસના સભ્યોની એક સભા બોલાવી હતી. ડૉ. કુંવરજી નાયક (વડોદરા) પ્રમુખસ્થાને હતા. ફાર્બસ સભાએ લગભગ ૨૦૦૦ રૂ. વૈજ્ઞાનિક સાહિત્ય માટે જુદા રાખી મૂક્યા છે. હજી એ પૈસાનો ઉપયોગ થયો નથી. સભામાં પ્રમુખે અને બીજા કેટલાક વક્તાઓએ સારું વિવેચન કર્યું હતું પણ સહુનો પ્રધાનસૂર એકજ હતો કે ગુજરાતને વિજ્ઞાનમાં રસ લેતું કરવા ફાર્બસ સભા જેવી બીજી સંસ્થાઓએ ઉગતા વૈજ્ઞાનિક લેખકોને સ્હાય કરવી જોઇએ. ફાર્બસ સભા, વર્નાક્યુલર સોસાયટી કે ગુજરાત સાહિત્ય પરિષદ્ કાંઇ કરશે ? × × ×

આવાં સંમેલનોથી વિજ્ઞાનની પ્રવૃત્તિને ઘણો વેગ મળે છે અને એ શિવાય એકમેકના પરિચયથી પોતાનો અને બીજાનો માર્ગ સરળ કરી શકાય છે. Indian Science Acedemy શરુ થાય તો જરુર આપણા દેશના વિજ્ઞાનીઓને જગતભરના વૈજ્ઞાનિકોમાં સ્થાન મળે.

યશવન્ત નાયક, એમ. એસસી.

# ઐતિહાસિક પાત્રો
## અને તેમનું નિરૂપણ

રા. કનૈયાલાલ મુનશી

વીશ વર્ષ થયાં કેટલાક વિવેચકોએ પાત્રો હું કેમ બગાડી મૂકું છું અને તે કેમ ચીતરવાં જોઇએ એ વિષે ઘણું લખ્યું છે. પણ હું ઠોઠ નિશાળિયો છું. હું એમની પાસેથી ઝાઝું શીખી શકયો નથી. તેનાં કારણ હું આજે આપું છું.

ઇતિહાસ વિજ્ઞાન છે કે કલા, એનો પ્રાણ સત્ય છે કે કલ્પના, એ શાસ્ત્રીય થઇ શકે કે માત્ર કથા જ રહે—આ મતભેદ ઘણોજ જૂનો અને ન મટે એવો છે. "ઇતિહાસનું વિજ્ઞાન શાસ્ત્ર," પ્રો. ડબલ્યુ એસ. જેવોન્સ કહે છે, "એના ખરા અર્થમાં,—એ આખો ખ્યાલજ મૂર્ખાઇભર્યો છે." ડૉ. જે. બી. બેરી એથી ઊલટું જ કહે છે: "ઇતિહાસ વિજ્ઞાનશાસ્ત્ર છે—નથી વધારે ને નથી ઓછું." મહાવિદ્વાનોની આવી માથાફોડ આગળ પામર માનવીનું શું ગજું?

વિજ્ઞાનશાસ્ત્ર શું? સત્ય હકીકતોનું અન્વેષણ ને વર્ગીકરણ; અને એમના ક્રમ અને પરસ્પર સંબંધના અચલ નિયમોનું દર્શન. લોર્ડ એક્ટન, અર્વાચીન યુગનો મહાસમર્થ ઇતિહાસકાર, કહે છે: "વિજ્ઞાન એટલે સરખી હકીકતોના મહાસમૂહને એક સર્વવ્યાપી અનુમાન, એક સિદ્ધાન્ત, એક નિયમને અનુસાર એવી રીતે ભેગો કરવો કે ભવિષ્યમાં અમુક સંયોગોમાં અમુક જ બનાવ થયા વિના નહિ રહે એમ કહી શકાય." અને એ પણ એ જ નિર્ણય પર આવે છે કે ઇતિહાસ વિજ્ઞાન ન થઇ શકે.

ઇતિહાસનાં સાધનો સદા લૂલાં જ રહેવાનાં. માનવીની જોવાની, યાદ રાખવાની શક્તિ અત્યંત પરિમિત. એની માનવાની અને અતિશયોક્તિ કરવાની શક્તિને માપ નહિ. એકથી બીજે મોઢે જતાં એ વાતનું વતેસર કર્યા વિના રહીજ શકે નહિ. એ લખે તો પોતાનો પક્ષ જ સબળ કરવા. એવા માનવીની કહેણી ઉપર સત્યનો પાયો રચવા કરતાં તો રેતીમાં બંગલો બાંધ્યો હોય તો વધારે વાર ટકે.

ખરું જોતાં તો એક બનાવ બન્યો એવો અણીશુદ્ધ બીજો બનતો નથી. મનુષ્યજીવનનો પ્રવાહ અકસ્માતથી અને ઇચ્છાશક્તિના સ્વૈરવિહારથી બદલાતો ચાલ્યો આવે છે. આ બે ગહન તત્ત્વો છે: એનું ન માપ કઢાય અને ન એ એક જ રીતે ફરી દર્શન દે. વોટર્લૂ પર બ્લુશર બે કલાક મોડો આવ્યો હોત તો? જગતનાં આર્થિક બળોના અણગણ્યાં વહેણો—જેનાથી ગાંધી-અર્વીન કોલકરાર થયા—ફેબ્રુઆરી ૧૯૩૧માં હતાં તેના કરતાંય જાન્યુઆરી ૧૯૩૨માં ઈંગ્લાંડની વિરુદ્ધ ગયાં હોત તો? ગાંધીજીને મરીને પણ હરિજનોને હિંદુઓ રાખવાનું મન ન થયું હોત તો? આવા અણધાર્યા અકસ્માતો શુદ્ધ વિજ્ઞાનના ક્ષેત્રમાં શકય નથી.

તેમજ જેટલા ઇતિહાસકારો તેટલી ઇતિહાસદૃષ્ટિ દેખાય છે. ઑગસ્ત કૉંતે સિદ્ધાન્ત શોધ્યા, બકલે શોધ્યા, માર્ક્સે શોધ્યા; આજે મુસોલીની ને હિલટર પોતાના લાભાર્થે સિદ્ધાન્તો શોધાવે છે; પરદેશીઓએ લખેલા ઇતિહાસોમાં હિંદ વિરુદ્ધ સિદ્ધાન્તોના ઢગ ખડકવામાં આવે છે. જેમ છાપાના સિદ્ધાન્તો અઠવાડિયું બે અઠવાડિયાં ટકે છે, તેમ આવા સિદ્ધાન્તો પેઢી બે પેઢી ટકે છે—અને પછી લોક તેને હસી કાઢે છે.

વીરથી વસ્તુસ્થિતિ ઘડાય છે? વીરને પૂર્વજો ઘડે છે કે સમયબલ? ઇતિહાસ ભાવનાથી ઘડાય છે કે આર્થિક મૂંઝવણોથી? લોક શાંતિ ને સુખથી પ્રેરાય છે કે વર્ગવિરોધના ઝનૂનથી? આવા પ્રશ્નોનો સ્વભાવ પ્રમાણે ઇતિહાસકાર જવાબ દે છે, ને રુચિ પ્રમાણે વાચક તેનો સ્વીકાર કરે છે. આવા પ્રશ્નો એકમેકને પૂછવા કરતાં નચિકેતાની માફક યમરાજાનેજ પૂછવા એમ શા માટે ન રાખવું?

આ જોતાં ઇતિહાસ વિજ્ઞાનની ભૂમિકાપર ન પહોંચી શકે. ભૂતકાલના અવશેષો વર્તમાનમાં પડયા હોય – સિક્કા, શિલાલેખો, તામ્રપત્રો, પ્રશસ્તિઓ, સ્થાપત્યના નમૂનાઓ, નોંધો, નોંધપોથીઓ, પત્રો, સમકાલીન સાહિત્ય – એ બધાંની વિવેચનાત્મક તપાસ, પૃથક્કરણ ને સરખામણી કંઈક અંશે વિજ્ઞાનલક્ષી બની શકે. પણ ત્યારે ઇતિહાસ ઇતિહાસ ન રહે – એ પુરાતત્ત્વ બની જાય.

ઇતિહાસ સાહિત્યની એક કલાત્મક કૃતિ છે.

'ઇતિહાસ કલા છે કે કેમ એ પ્રશ્ન પુછાયો અને ગંભીરતાથી ચર્ચાયો એ મનુષ્યની મૂર્ખાઈનો નમૂનો છે. એ બીજું શું હોઇ શકે? સ્પષ્ટ રીતે એ વિજ્ઞાન નથી; સ્પષ્ટ રીતે એ હકીકતોનો સમૂહ નથી, તેના પરસ્પરસંબંધનું દર્શન છે. અધુરા વૈદિયાઓના આડમ્બરમાંથી આ અમાનુષ વિચારનો ઉદ્ભવ થયો છે. ભૂતકાલ વિશેની હકીકતો, કલા વિના એકઠી કરવામાં આવે તો તે સંગ્રહ બને; સંગ્રહ તરીકે જરૂર તે ઉપયોગી થાય; but they are no more History than butter, eggs, salt and herbs are an omellete. ‡ આપણી ભાષામાં ઘઉં ને શેરડી અને દૂધને કંસાર કહીએ તો આવા સંગ્રહને આપણે ઇતિહાસ કહી શકીએ. × × × ×

કોઈ પણ મુદ્દો સાધ્યા વિના, ઘણી રીતે અશુદ્ધ કે અસત્ય છતાં 'ચક્રવાકમિથુન' કેમ સરસ લાગે છે? એવું કૈં એ શું વ્યક્ત કરે છે કે આપણે તેને હૃદયમાં સ્થાન આપવા પ્રેરાઈએ છીએ? એ કૈં તે સાહિત્યકારનો અનુભવ. એ સ્વાનુભવ અનુભવ રસ પોષવા જ એણે અનુભવ્યો છે; અર્થાત્ એમાં બીજા સ્વતંત્ર મુદ્દા કરતાં સરસતાનો સ્વયંભૂ આનંદ લેવાનો મુદ્દો જ પ્રધાનપદે છે. એને એની રસવૃત્તિએ કલ્પનાદ્વારા એકતાનતા આપી અપૂર્વ બનાવ્યો છે. અને એને એવો જ સ્વાનુભવ હું લઇ શકું એવા શબ્દચિત્રોમાં પ્રગટ કર્યો છે.

કલાત્મક ઇતિહાસનાં પણ એજ અંગ. હેરેડોટસ પોતાના સ્વાનુભવને ગ્રીસ ને ઈરાનના મહાયુદ્ધના પ્રસંગો, પાત્રો ને કૃત્યોદ્વારા જુવે છે. એની રસવૃત્તિ એ બધી છૂટીછવાઇ વસ્તુઓને એકતાનતા આપે છે. જ્યાં ભિન્નતા ને અસંબદ્ધતા હતાં ત્યાં શબ્દચિત્રો દ્વારા અભેદ ને જીવંત સંકલનાની અપૂર્વ એકતા પ્રગટે છે. એ શબ્દચિત્રો હું જોઉં છું ત્યારે એ અપૂર્વતા મારે હૈયે

‡ Lytton Strachey; Portraits in Miniature p. 160.

વસે છે, મારી રસિકતા સંતોષાય છે. ભૂતકાળના પાત્રો અને પ્રસંગોનો મને સરસ રીતે અનુભવ થાય છે, અને તે મારા સ્વાનુભવસંચયને સમૃદ્ધ કરે છે. આમાં જ ઇતિહાસની સરસતા સમાઇ છે.

સર્જકતાનું રહસ્ય, આ પ્રમાણે સાહિત્યકારના સ્વાનુભવમાં છે; પાત્રો કે પ્રસંગોના ખરાપણામાં નથી. ઇતિહાસકારોના સ્વાનુભવે પોતાના ઓપ પુરાણાં પાત્રોને–થેમિસ્ટોક્લિસ, વિલિયમ, ફ્રેડરિક, હેન્રી આદમાને–આપી તેમને મારાં સ્વજનો બનાવ્યાં છે; અને આ સ્વજનોના પરિચયનો અનુભવ આનંદ લેતાં, હું હેરેડોટસનો એશિયા તરફનો દ્વેષ, થુસીડાઇડીસનો પક્ષપાત, મેકોલેની ભૂલો, કાર્લાઇલની અવાસ્તવિકતા, ફ્રુડની દુષ્ટતામાં ઉદ્ધારક શક્તિ માનવાનો અંધાપો હું વીસરી જાઉં છું.

આ ઉપરથી મને બે સત્ય સ્પષ્ટ દેખાય છેઃ

(૧) ઇતિહાસમાં સરસતા મને દેખાય છે તે ઇતિહાસકારે સ્વાનુભવમાંથી ઉપજાવેલી એકતાનતાને લીધે છે;

(૨) એ સ્વાનુભવ ઐતિહાસિક પાત્રોમાં હેતુ, ભાવ, વ્યક્તિત્વ અને પ્રસંગો સાથેનો જીવંત સંબંધ ઉપજાવી તેમનામાં મનુષ્યત્વનો પ્રાણ મૂકે છે.

(૩) આ પ્રાણ ઇતિહાસકારનો છે, અસલી પાત્રોનાં રઝળેલાં હાડકાંમાં ભરાઈ બેરેલો તેમનો પ્રાણ નથી.

ઇતિહાસને ચાર જુદા જુદા પ્રકારમાં વહેંચી શકીએઃ લોકકથા, કથા, નવલકથા, અને ઇતિહાસ. ચારેનું મૂળ એક જ છેઃ ભૂતકાલનાં પાત્રો અને પ્રસંગોને, કલ્પનાદ્વારા સ્વાનુભવના રંગથી સરસતા અર્પી, સજીવન કરવાનો પ્રયાસ. પ્રારંભદશાનો પ્રયત્ન તે લોકકથા. તેને ઇતિહાસની આપણી વ્યાખ્યા બરોબર લાગુ પડે.

धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितं ।
पूर्ववृत्तं कथायुक्तमितिहासं प्रचक्षते ॥

એમાં ધર્માદિ ચાર હેતુ, ઉપદેશનો મુદ્દો અને પૌરાણિક પૂર્વવૃત્ત એની સરસતાને ગૌણ બનાવે છે. જેમ એમાં કલ્પના વધારે જીવંત, જેમ સ્વાનુભવ વધારે સમૃદ્ધ, જેમ સર્જકતા વિશુદ્ધ, તેમ એ પ્રકાર સરસ વધારે થાય.

જસમા ઓડણનો ગરબો એ નગદ ઐતિહાસિક લોકકથા–લોકવાયકાએ સાચવેલી કહાણી છે. એમાં સત્યનો અંશ નહિ જેવો. એમાં માત્ર પ્રસંગ ને ભાવ, પણ પાત્રોના માત્ર આકાર જ, સિદ્ધરાજ માત્ર જુલ્મી લંપટ રાજાનો આકાર, જસમા એક મજૂરણનો આકાર; હજારો જુલ્મી રાજા ને કરોડો લટકાળી મજુરણથી તે જુદાં પડતાં નથી.

કોઇ વાર આવી લોકકથાઓમાં પાત્ર આકાર મટી એક ગુણની મૂર્તિ થઇ જાય છે મનુષ્ય કદી થતો નથી એમ. જૂના જૈન ધર્મકથામાં આવાં પાત્રો બહુ મળે છે. હરિભદ્રની 'સમારાઇચ્ચા કહા'માં પાત્રો લગભગ એક ગુણની હાલતી ચાલતી પ્રતિમા બની જાય છે. સ્વાનુભવને વિસારે મૂકવાથી ધર્મકથાની મહત્તા સચવાઇ એમ લેખક માને છે.

જેમ કેટલીક મૂર્તિઓ કોરવામાં જડ નિયમો હોય છે તેમ પુરાણોની સામાન્ય આખ્યા-

વિકાનાં પાત્રો ચીતરવાના નિયમ લાગે છે. રાજા ઋષિ ને સતિને ત્રણ પ્રણાલિકાબદ્ધ બીબાંમાં ત્રણ પ્રકારનાં પાત્રો ગોઠવી દેવા શિવાય સ્વાનુભવનો બીજો ઉપયોગ નહિ. એમાં નથી દુર્વાસામાં ને વસિષ્ઠમાં ફેર. એક જ ફેરઃ એક ગુસ્સે થાય ને બીજો શાંતિ જાળવે. માંધાતા, સગર ને નહુષ બધા એકજ પ્રકારના ચક્રવર્તી. સીતા ને સાવિત્રી ને અરુંધતી બધીએ એકજ પ્રકારની સ્ત્રીઓ, નહિ કોઈ જિદ્દી, નહિ કોઈ તોફાની, નહિ કોઈ જીવતી સ્ત્રી જેવી. બધાં પ્રતિમારૂપઃ સ્વભાવ અને કૃત્યમાં થોડો ફેરફાર ખરો, પણ મનુષ્ય સ્વભાવની રેખાઓ તેમનામાં શોધવી કઠણ થઈ પડે.

કથા એ લોકકથા અને ઈતિહાસ વચ્ચેનું પગથિયું. એમાં પાત્રોને જીવંત રગરનાયુઓ અર્પવાના પ્રયત્નો સમાયા હોય છે, અને છતાં તેમને આકાર કે પ્રતિમાનાં સ્વરૂપમાંથી કલાકાર છોડવી શકતો નથી. પુરાણોની સારી આખ્યાયિકાઓમાં, કલ્હણની રાજતરંગિણીમાં પ્રેમાનંદાદિ કવિઓના આખ્યાનમાં, આપણી કેટલીક જૂની ઢબે લખાયેલી નવલકથા ને નાટકોમાં આ જાતનાં પાત્રો મળે છે. એ એક ગુણ દર્શાવવા, એક નીતિ સિદ્ધ કરવા, રચવામાં આવે છે. કોઈકજ મહાભારતકાર જેવો સાહિત્યસ્વામી કૃષ્ણ જેવા પાત્રને ચીતરતાં મનુષ્યસ્વભાવના મૌલિક રંગો તેમાં પૂરે છે. છતાં તેમાં સદીઓના સંપાદકો તેને આકાર ને પ્રતિમાની રેખાઓ વડે ઘડયા ગયા છે; અને તેથીજ મહાભારતનું પાત્રાલેખન ઇલીઅડ જેવું સરસ નથી.

ત્રીજી ભૂમિકાના ઈતિહાસસાહિત્યમાં નવલકથા અને ઈતિહાસ બન્ને આવે છે. બન્નેનો હેતુ એક જ છે–ભૂતકાલીન પાત્રો, કૃત્યો ને પ્રસંગોમાં સ્વાનુભવસિદ્ધ એકતાનતા દ્વારા અપૂર્વતા સર્જવી. પણ નવલકથાકારનું કામ સરલ છે. એ નવાં પાત્રો, કૃત્યો ને પ્રસંગો ઉપજાવી કાઢવા સ્વતંત્ર છે. ઐતિહાસિક કૃત્ય કે પ્રસંગોની કાલ્પનિક હેતુથી તે સંકલના કરી શકે છે, અને ચાહ્ય તે નિરૂપણનાં સાધનો વાપરી શકે છે. ઈતિહાસકાર આધાર વિના નથી પાત્ર કે કૃત્ય સરજી શકતો, નથી હેતુ સૂચવી શકતો, અને નથી કાલ્પનિક વાર્તાલાપ જેવાં નિરૂપણનાં સાધનનો ઉપયોગ કરી શકતો. નવલકથાકારની કલ્પના ને સર્જકતાને સ્વાભાવિકતાનાં જ બંધનો હોય છે; ઈતિહાસકારની કલ્પના અને સર્જકતાને એ ઉપરાંત ભૂતકાલના અવશેષરૂપ સાધનોનું કઠણ બંધન સ્વીકારવું પડે છે. ઈતિહાસને આદિ ન હોય, અને અંત ન હોય; તેનાં મૂળ પુરોગામી સમયમાં દટાયાં હોય; તેની કૂંપરો ભાવિમાં અદ્ધર લટકતી હોય; અને તેનાં બધાં થડિયાં આપણે ગણી પણ ન શકીએ. એક પ્રસંગ ને બીજાની વચ્ચેનો સંબંધ પણ આપણે જાણતા ન હોઈએ. નવલકથા કે કાવ્યમાં તો સંપૂર્ણ એકતાનતા લવાય. ધાર્યાં મૂલ ને ધારી કૂંપરો આણી શકાય. કાર્યકારણસબંધ સંપૂર્ણ રીતે જળવાઈ શકે. હેતુઓની ગૂંથણી તદ્દન સુરેખ થઈ શકે. અને ભાવનાત્મક અપૂર્વતા બરોબર સર્જાઈ શકે. પરિણામે નવલકથાકાર કરે તેવી સહેલાઈથી ઈતિહાસકાર સરસતા મૂર્તિમાન કરી શકતો નથી,

અને છતાં બન્નેની નેમ એક જ છે,–સ્વાનુભવસિદ્ધ એકતાનતા લાવવાની. એ લાવવા માટે બન્ને પોતાના સમકાલીન મનુષ્યસ્વભાવના જ્ઞાનનો જ ઉપયોગ કરે છે. બીજાનો ઉપયોગ એનાથી થઈ શકતો નથી, કારણ કે એમનો સ્વાનુભવ એમની સમકાલીનતાની મર્યાદા છોડી શકતો નથી, પોતાના અનુભવની, આંતર્વ્યથાની, પરિચયની ભઠ્ઠીમાં તપ્યા વિના નવલકથા કે ઈતિહાસનાં

પાત્રો બોલી, ચાલી કે જીવી શકતાં નથી. આ કલાત્મક સર્જનનો મૌલિક નિયમ: સમકાલીન માનવતાના પ્રાણ વિના કોઇ પણ ઐતિહાસિક કે કાલ્પનિક પાત્ર સજીવન થતું નથી. કાર્લાઇલનો ક્રોમવેલ, એમીલ લુડવીગનો નેપોલિયન, લીટન સ્ટ્રેચીની એલીઝાબેથ, કે પછી વ્યાસનો કૃષ્ણ કાલિદાસનો દુષ્યંત, શેક્સપીઅરનો સીઝર, હ્યુગોની એન, ડુમાસનો રીશલ્યુ, ફ્રાંસની કે શૉની જોન ઓફ આર્ક કે ફુક્તવેંગરનો જ્યુ સ્રસ પોતાના વિધાતાનાં માનસ સંતાન છે. એમની માનવતા એમના કર્તાની છે — નથી તેના પહેલાંની, ને નથી તેની પછીની.

આ દષ્ટિથી પ્રેરાઇ, મેં પ્રયત્ન આદર્યો નથી સાધુ ચીતરવાનો, કે ડાહ્યાઓ અને મહેતાજીઓને પ્રિય એવાં પ્રણાલિકાઘડયાં ઢીંગલાઓ ચીતરવાનો, કે ગુણદોષના ફિક્કા આકારો ચીતરવાનો. હું તો ચીતરવાને મથ્યો છું—લોહીની ભરતીઓ જેની રગોમાં આવે છે એવાં, ખરા જીવનમાં પ્રેમ કરે છે, યુદ્ધ કરે છે, પાપ કરે છે, તફડે છે એવાં, સ્ત્રીઓ અને પુરુષો. મારો રસ જીવનના છે એવા ખેલમાં રહ્યો છે, નથી રહ્યો ડહાપણે ઘડયાં ધોરણોમાં, નીતિએ ઘડયા સિદ્ધાન્તોમાં. મને પાઠ શીખવવાના બે પેઢીઓના વિવેચકોના પ્રયત્નો છતાં ઐતિહાસિક નવલકથાને માનવ વ્યવહારના એક પ્રયોગ શિવાય બીજી રીતે હું જોઇ શકયો નથી. ગતયુગ, હતો તેવો, કોઇ સાહિત્યનો કલાકાર સર્જી શકયો નથી. કયાં તો ભૂતકાલને અસંભાવ્ય આકારોની સૃષ્ટિ એ માને, અને વર્તમાનમાં એના પડદા સીનેરી ખેંચી લાવી ખડકવા બેસે; કે કયાં તો પોતાની આસપાસ ચાલતા જીવનનાટકનાં છાયાચિત્રો ભૂતકાલના પટ પર નચવે. હું સમજ્યો છું ત્યાં સુધી કાલિદાસ ને શેક્સપીઅર, સ્કોટ, હ્યુગો, ને ડુમાસનું કલાવિધાન આ બીજા પ્રકારનું છે; અને મારી અત્યંત પરિમિત શક્તિથી, મેં આ ભેદ સદાય મારી દષ્ટિ સમક્ષ રાખવાની મહેનત કરી છે,— મનુષ્યોને બદલે લાકડાંની ઢીંગલીઓ બેસાડી દેવાની ઇચ્છાને વશ રાખી છે. અને હું માનું છું કે તેથી જ ઐતિહાસિક નવલકથાને હું કંઇક અંશે જીવનની સાથે નિકટ સંબંધમાં આણી શકયો છું.

આ પાત્રોનું નિરૂપણ સરસ રીતે કેમ થઇ શકે એનો આધાર ઘણે ભાગે લેખકની શક્તિ અને વૃત્તિ ઉપર રહે છે. પણ એમાં રહેલો પ્રશ્ન એક જ છે: મારો માનવીઓ વિષેનો સ્વાનુભવ હું વ્યક્ત કેમ કરી શકું. સ્વાનુભવ એટલે માત્ર મને થએલો અનુભવ નહિ પણ બીજાને થએલા અનુભવનો કલ્પના અને સહાનુભૂતિ દ્વારા મેં કરેલો અનુભવ, અને આવા અનુભવ ઉપરથી કાલ્પનિક સંયોગોમાં જુદા જુદા માનવીઓ કેમ વર્તે, તેનો મારો ખ્યાલ.

આ સ્વાનુભવ દર્શાવાય તે પહેલાં એ મારી કલ્પનામાં એવો રમી રહેવો જોઇએ કે તેનાથી હું ઓતપ્રોત થઇ જાઉં. મને અનુભવ છે કે જે પાત્રો આલેખતાં હું કાંપું છું, આંસુ સારૂં છું, હરખાઉં છું — અને વાર્તા પૂરી થયે સ્વજનો ગુજરી ગયાં હોય તેમ બે દહાડા શાતા-વિહોણો ફરૂં છું — તે જ સુંદર બને છે. હું જેને મારા જીવનની આંચે સચેતન કરું છું તે જ સજીવન થાય છે. પણ હું એકલો એ પાત્રનો પરિચય કરું એ નકામું છે: મારે એનો અનુભવ મારા વાચકને કરાવવો જોઇએ. એ શક્તિમાં સાહિત્યકારની શક્તિનું મૂલ છે. મનમાં પરણીને બધા મલકાય, પણ પોતે પરણ્યે જગતને પરણવાનો લહાવો તો કોઇક જ આપી શકે.

એ અનુભવ શબ્દો દ્વારા કરી શકાય છે એ ભ્રમણામાં નિષ્ફલતાનાં બધાં મૂલો સમાયાં છે. અનુભવ શબ્દો દ્વારા થતો નથી કે શબ્દો દ્વારા બીજાને તે આપી શકાય. શબ્દો દ્વારા

કલ્પનાચિત્રો ઊભા કરું તો જ મને જે થયો તે અનુભવ તમને કરાવી શકું.

શબ્દના અર્થ કલ્પના ઉત્તેજવા અસમર્થ છે; એ જે સૂચન કરે છે તેનાથી જ મારી કલ્પના કર્તાએ કર્યા અનુભવ મને ફરી કરાવે છે. શબ્દો પર સૂચનાત્મકતા આરોપવામાં જ સાહિત્યકારોની શક્તિ આવી જાય છે. ' એક જ્વાલા જલે તુજ નેનનમાં ' [1] એ પંક્તિમાં, એના અર્થ, નાદ ને સૂચકતાના સંમિશ્ર પ્રભાવમાં મદમસ્ત નયનોની જ્વાલાઓ, અભિલાષાઓ, આકર્ષણો, પ્રચંડ તોફાનના સૂચનો સમાયાં છે. ને સુંદરમની આ સુંદર પંક્તિમાં આખા બુદ્ધ ખડા થાય છે :

> સજ્યું કો કોદંડ, ગ્રહિ પરશુ, ચક્રે ચિત ધર્યું,
> પ્રભો, આ જન્મે તો નયનરસ લેઇ અવતર્યા. [2]

કાર્લાઇલના ' The seagreen incorruptible ' માં રોબ્સપીઅરનો મને અદ્ભુત પરિચય થાય છે. [3] શેક્સપીઅરની એક પંક્તિમાંથી સીઝર ઉદ્ભવે છે, " He doth bestride the narrow world like a Colossus. "

આ સૂચનાત્મકતા દરેક સાહિત્યસ્વામી પોતાની રીતે લાવે છે. એ સુસંબદ્ધ, ટુંકા અને ચિત્રમય વર્ણનથી આવે છે. કૃત્યમાં પરિણમતા પ્રસ્તુત અને એકધારા વાર્તાલાપમાંથી પણ પ્રગટે છે. અને સ્વાભાવિક શબ્દચિત્ર નાટ્યકલાત્મક — melodramatic નહિ, dramatic – કૃત્યમાં પરિણમે ત્યારે અદ્ભુત રીતે આવે છે. સીઝર ઉદાર છે, મહાન છે. એના દ્વેષીઓ અને મિત્રો એને કેપીટોલમાં બોલાવી અરજી કરવાને બહાને આસપાસ આવે છે, ને છરાઓથી એને વીંધી નાખે છે. સીઝર સામે થાય છે. એણે જેને પુત્ર ગણ્યો છે તે બ્રૂટસ જખમ કરે છે. " Et tu Brutus. " કહીને મરી જાય છે. [4] આમ પિતૃભાવ, આક્ષેપ, ઔદાર્ય ને વિધિવશ થવામાં રહેલી ભવ્યતા સીઝરને મારી આગળ જીવતો જાગતો બનાવે છે. એના હૃદયના ઉચ્ચતમ ભાવો મારા સ્વાનુભવને ગુંજતા કરે છે; હું એમાં રહેલી સરસતાનો આનંદ લઈ શકું છું. આ સૂચનાત્મકતાનો પ્રભાવ. છતાં આ રીતિઓમાં પસંદગી ભાગ્યે જ થઈ શકે છે; જેવી જેની શક્તિ તેવી પદ્ધતિ તેને હસ્તગત થાય છે. છતાં સાહિત્યસ્વામીઓની ઊંચામાં ઊંચી કલામાં આ ત્રણેનો સફલ સંવાદ માલમ પડે છે.

હું માનું છું કે વર્ણનાત્મક શબ્દચિત્રો કરતાં દર્શનાત્મક શબ્દચિત્ર વધારે સૂચક છે. ગુજરાતી આખ્યાનોમાં વર્ણનાત્મક શબ્દચિત્રોની પદ્ધતિ સિવાય બીજીનો સ્પર્શ નહોતો, કારણ કે કથાકારની વાણી અને શ્રોતાઓની શ્રવણેંદ્રિયના વ્યવહારમાં જ આખ્યાન – શ્રાવ્ય કાવ્ય – ઉદ્ભવ્યું. નાટ્યકલાનું મૂલ શ્રવણ ને દર્શન એમાં છે; નાટ્ય દૃશ્ય ને શ્રાવ્ય કાવ્ય. અને એનાં પાત્રો જીવંત હોય નહિ ત્યાં સુધી ઓળખાય નહિ : જેણે એક શબ્દના વર્ણન વિના વાર્તાલાપથી જ પાત્રો દોરવાનો પ્રયત્ન કર્યો હશે તેને સ્પષ્ટ થશે કે એ રીતે સજીવતા આણવી કેટલી અઘરી છે, અને આણ્યે પાત્રો કેવાં સરસ થાય છે.

પાત્રોએ બોલવું ને કરવું જોઇએ – એવી રીતે કે એમનાં વ્યક્તિત્વ જણાય, શું થવાનું છે તે તરફ રસનું વહેણ વહ્યું જાય. અને સુસંબદ્ધ કૃત્યો મુખ્ય પ્રસંગની રચના રચ્યે જાય. પાત્રોના વ્યક્તિત્વના પરિપાકરૂપ પ્રસંગોની સંકલના જ્યારે માત્ર વાર્તાલાપ ને કૃત્યો દ્વારા વ્યક્ત

૧. જયાજયંત. ૨. બુદ્ધનાં ચક્ષુ. ૩. French Revolution. ૪. Julius Ceaser.

થાય ત્યારે નાટયકલા સધાય. બનાવોની સંકલના દ્વારા જીવનનો પ્રવાહ દર્શાવતો તે સંચલન – action, તેને એરિસ્ટોટલ ટ્રેજેડીનું મુખ્ય તત્ત્વ માને છે. વર્ણનનું સ્થાન આમાં નથી એમ નથી. પણ નાટકનાં Stage-directionsમાં ભાષણો ને ઉપમાપરંપરા તો અક્ષમ્ય જ. તેમજ નવલકથા અને ઇતિહાસમાં એનું સ્થાન મોટું જ રહેવાનું. પણ તે સ્થાન આંતરસ્વરૂપ કે વ્યક્તિત્વવિકાસ દર્શાવવા નહિ. રંગભૂમિ પર પડદા, સીનરી, લાઇટ, પહેરવેશ, પાઉડર ને અભિનયનું જે સ્થાન છે તે સ્થાન નાટયકલાત્મક સાહિત્યમાં વર્ણનનું છે. નવલકથા, ઇતિહાસ કે નાટક વાંચનાર આગળ નાટક નથી થતું; છતાં સાહિત્યસ્વામીઓ સૂચક વર્ણનાત્મક શબ્દચિત્રોથી પાત્ર અને કૃત્યના દર્શનને સમૃદ્ધ કરી તેની સજીવતાને મન આગળ તરાવી શકે છે.

જૂનામાં જૂનો દાખલો હોમરના 'ઇલીઅડ'નો છે; એવું ભવ્ય નાટક શબ્દચિત્રોની રંગભૂમિ પર મળવું અઘરૂં છે. તાજા દાખલામાં લુડવીગનું જીવનચરિત્ર 'નેપોલીઅન.' એમાં નાટયકલાના અદ્ભુત ઉપયોગથી નેપોલીઅનનું ચરિત્ર ગદ્ય મહાકાવ્ય લાગે છે. કુબેરોના ધનભંડાર સાથે આપણી રાંકડી પુંજી જોઇએ તો રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટના 'વીર નર્મદ'માં આ કલાનું ઉગતું બીજ જડે છે.

ગુજરાતમાં નાટયવૃત્તિ – dramatic sense – બહુ ઓછી છે; આજથી નહિ, પહેલેથી. હેમચંદ્ર અને તેના શિષ્ય રામચંદ્રે બારમી સદીમાં નાટકનાં બીજ આ ભૂમિમાં રોપવાના બહુ પ્રયત્ન કર્યા: છસો ઉપલબ્ધ સંસ્કૃત નાટકોમાં ગુજરાતી લેખકોનાં પચીસેક મળી આવે છે; અગિયાર તો રામચંદ્રે પોતે લખ્યાં. સુ. નરસિંહરાવભાઈ સૂચવે છે તેમ ઓગણીસમી સદીના કોઈ કવિએ અરાઢમી સદીમાં એ બીજ રોપવાનો અખતરો પણ અજમાવ્યો. રામચંદ્રની પણ નાટયકલા અધમ પ્રકારની; અને ૧૨૯૭થી માંડીને ૧૮૫૧માં શેકસપીઅરની પ્રેરણા નીચે નાટકો લખાવા માંડયાં ત્યાં સુધી આ કલા આપણે ત્યાં હતી જ નહિ. આજે આપણી રંગભૂમિ નાટયકલાની કબર પર રચાઈ છે. અને કેટલાં ય નાટકો ને નવલકથાઓ વાંચતાં, મને તેના લેખકો દર્શનાત્મક કલાને પહોંચવાના પ્રયત્ન કરતાં શ્રવણાત્મક કલામાં લપસી પડતા વધારે લાગ્યા છે. મારો પોતાનો અનુભવ પણ એ જ કહે છે. વાંચકના ધ્યાન આગળ નાટક કરે એવાં પાત્રો રચવાની મહેનત કરવા કરતાં તેમને રસ પડે એવી રીતે વર્ણવવાની સહેલી રીત પકડી લેવાનું ઘડીએ ને પળે મન થઇ જાય છે — ને ઘણી વાર પકડી લેવાય છે.

અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રે નિર્જીવ સંતાનો હસ્તીમાં આવતાં અટકાવવા રસ્તા શોધ્યા છે. કોઇ સાહિત્યકારો પર તો કૃપા કરો: નિર્જીવ પાત્રો હસ્તીમાં આવતાં અટકાવવાનો એમને કોઇ તો રસ્તો બતાવો! *

---

* ૧૧મી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સમક્ષ વંચાએલા નિબન્ધમાંથી.




## ફૂલદોલ :

( કર્તા: મનઃસુખલાલ મ. ઝવેરી
આણંદરોડ, જામનગર )

શ્રી. બ. ક. ઠાકોરની 'કવિતા સમૃદ્ધિ'માં સ્થાન પામેલા ઊગતા કવિઓમાંથી એક ત્રીજા કવિનો આ કાવ્યસંગ્રહ છે. 'આપણી કવિતા સમૃદ્ધિ'માં સ્થાન પામેલા અને તેમાં સ્થાન ન પામેલા ઘણા કવિઓની પ્રવૃત્તિ આપણે માસિકપત્રો દ્વારા જાણી શકીએ છીએ અને તે જોતાં આપણા કવિતા–સાહિત્યનું વ્હેણ પ્રગતિમાન હોય તેમ જણાય છે. ભાઈ મનઃસુખલાલે કવિ કાલિદાસના રસપ્રદેશમાં ડોકિયું કર્યું ત્યારથી જ ગુજરાતને એમનો પરિચય થયો છે.

કાવ્યોના સંગ્રહોના નામકરણમાં કેટલી મુશ્કેલી પડે છે તે જાણતાં આ સંગ્રહના નામની વિશેષ ચર્ચા નહિ કરું. આ સંગ્રહમાં કર્તાએ જણાવ્યા પ્રમાણે તેમની નવા સંસ્કારવાળી શક્તિનું દર્શન થાય છે તેનું જ નિરીક્ષણ કરીએ.

ફૂલદોલના કર્તાએ બે ભાગ પાડ્યા છે. પહેલાં ભાગનું નામ ઇન્દ્રધનુ છે. આ વિભાગમાં ૭ કાવ્યો છે. સાતમું કાવ્ય કાઢી નાખ્યું છતાં આ વિભાગનું નામ ઇન્દ્રધનુ શા માટે કાયમ રાખ્યું તે સમઝાતું નથી. અસ્તુ: આ ૭ કાવ્યોમાં ત્રણ લાંબા કાવ્યો છે. તેમાંના બેમાં મહાભારતના બે સમર્થ પાત્રોને આલેખવાનો પ્રયત્ન છે, અને ત્રીજામાં મહાભારતના યુદ્ધના આરમ્ભનું સૂચન અને વર્ણન છે. ગીતાની તત્ત્વચર્ચા, રણભૂમિનું વર્ણન, ભીમનું ચિન્તન અને દર્શન એ આ કાવ્યના મુખ્ય અંગો છે. વર્ણનમાં અન્તર્યમક અને ધ્વન્યાત્મક શબ્દોથી તેમજ લાંબા છન્દોના પ્રયોગથી કર્તાને ઠીક સફળતા મળી છે. કાવ્યના અન્તમાં છેલ્લા શ્લોકથી કાંઇક શિથિલતા આવી ગઈ છે. કાવ્યના સ્વાભાવિક અન્ત માટે છેલ્લા શ્લોકની જરાપણ અગત્ય નથી છતાં 'યુદ્ધારમ્ભ'ને પ્રવેશ કરાવવા ખાતર જ એ શ્લોક મૂકાયો હોય એમ જણાય છે.

બીજું કાવ્ય અભિમન્યુ ઘણા પ્રસાદયુક્ત શ્લોકોથી ભરેલું છે. અભિમન્યુનું વર્ણન કરતાં કવિ અનેક ઉપાયો યોજે છે અને તેમ કરતાં અભિમન્યુના મૃત્યુનું સૂચન કરતાં વીસરી જાય છે. આ કાવ્યના અન્તેનો અનુષ્ટુપ્ પણ નિરર્થક છે એમ સ્પષ્ટ કહેવું જોઇએ વીરનો આત્મજ્યોતિ બ્રહ્મમાં ભળ્યો એ પણ અન્તે કહેવાની જરુર ખરી ? ત્રીજા કાવ્ય 'અશ્વત્થામા' માં એની વિચારસરણી અને તર્કશ્રેણી જોઇ જવા જેવાં છે. પાત્રને અનુરૂપ ભૂમિકા રચવાનો પણ કર્તાનો પ્રયાસ ઠીક સફળ થયો છે. આ ત્રણ કાવ્યો કર્તાની કલ્પનામાં વસતા મહાકાવ્ય 'કુરુક્ષેત્ર' ના મણકા છે એમ એ આપણને જણાવે છે. મહાભારતમાં અનેક મહાકાવ્યો માટે સામગ્રી છે એટલે આ ત્રણને સંકળાવી શકાય તેવાં બીજાં કાવ્યખંડોથી મહાકાવ્ય બને ખરું. પરન્તુ અહિં તો એ ત્રણને આપણે નિરાળાં જ સમઝીએ એજ ઇષ્ટ છે. કારણ કે કર્તાએ કરેલા સૂચન પરથી જ આપણે આ ત્રણને સંકળાવીને કાંઇ વધારે દર્શન કરી શકીએ તેવું છે નહિ.

ઇન્દ્રધનુના બીજાં ત્રણ કાવ્યોમાં 'માડી' સામાન્ય છે. 'ભૂચર મોરી' યુદ્ધનું વર્ણન કરતું કાવ્ય છે. અને 'તદા' માં ભાવિનું એક અન્ય સ્વપ્ન ગૂંથાયેલું છે. આ ત્રણ કાવ્યો વચ્ચે તો 'ઇન્દ્રધનુ' માં સાથે મૂકાયાં છે એટલો જ સંબંધ છે. 'યુદ્ધારમ્ભ' પછી ભૂચર મોરીના વર્ણન પરત્વે ખાસ કશું કહેવાની જરુર નથી.

ગ્રન્થના બીજા વિભાગમાં તલસાટમાં કર્તાનું મનોમન્થન પ્રતિબિમ્બિત થાય છે. દેશભક્તિ, નારીપૂજા, પ્રણય વગેરે ભાવોની ગૂંથણી આ વિભાગના જુદાં જુદાં કાવ્યોમાં છે. તેમાં 'વસન્ત પૂજન' કવિ ન્હાનાલાલના છન્દોબદ્ધ કાવ્યોની ખાસ યાદ આપે છે, અને આ કાવ્ય જાણે કવિ ન્હાનાલાલના અનુકરણ રૂપે લખાયું હોય એવું આપણને લાગે છે. પછીનાં કાવ્યોમાં 'ભારતનાં પુણ્યકીર્તને' પ્રાચીન અને અર્વાચીન ભારતની ગુણગૌરવ ગાથાથી ભરેલું છે. એમાં ભાવિનું તો કાંઇ સૂચન નથી એટલે અર્વાચીન ભાવના યુવકમાનસને એ પ્રેરણાત્મક નીવડે તેવું નથી અને આવાં કાવ્યોમાં કાંઇ ચમત્કૃતિ હોય તો તે Expression પૂરતી જ. 'અર્ધ્ય' કાવ્યમાં સ્ત્રીત્વનાં જુદાં જુદાં સ્વરૂપનું દર્શન કવિએ કરાવ્યું છે તેમા નારીપૂજાની આપણી પ્રાચીન અને અર્વાચીન ભાવનાનો ઠીક સમન્વય સધાયો છે.

અતૃપ્તિના સૂરનું ગાન ગૂંજતા કાવ્યોમાં કવિહૃદયનું સુકોમળ સ્વરૂપ આપણને દેખાય છે. જીવનનો તનમનાટ આવાં કાવ્યોમાં સ્વાભાવિક રીતે જ વધારે સ્પષ્ટ સ્વરૂપમાં નજરે પડે છે. આવી અતૃપ્તિ સ્પષ્ટ અને અસ્પષ્ટ, પ્રત્યક્ષ અને પરોક્ષ અનેક કારણોને લીધે જીવનમાં ઉદ્‌ભવે છે. અતૃપ્તિમાં પણ સંતોષ માની શકાય ખરો તેમ સૂચવતી કવિની એક જ પંક્તિ આપણે લઇએ.

'નિસાસતણી હૂંફ શું નહિ જ ચુમ્બનોથી ન્હડે ?'

**वरमिह विरहो न संगमस्तस्याः** આ એક સંસ્કૃત કવિની ઉક્તિ છે. અતૃપ્તિને દૂર કરવાની ભાવનાનો ઊંડો સંચાર સ્વીકાર્યા છતાં એ અતૃપ્તિમાં પણ એક જાતની મઝા તો છે જ એમ કવિહૃદય અનુભવે છે તેમજ આટલા વિશાલ અને વૈવિધ્યપૂર્ણ માનવજીવનમાં પણ આવા ગાનને સંવાદી અનેક સૂર મળી રહે છે એટલે કવિને પોતાના હૃદયનું માર્દવ, કલ્પનાની કોમળતા, વિચારોની કુમાશ, વગેરે આવાં કાવ્યોમાં અનાયાસ આવે છે.

'રહી શી કવિતા જગે, નહિ જ પર્વતો જો નડયાં ?'

આ પ્રમાણે જીવનમાં ઘર્ષણો અનુભવતાં કવિ પોતાનું ગાન લલકારતો જાય છે એ અનુભવ જગતને મન તો બહુ જૂનો છે. આવાં ઘર્ષણોમાંથી 'ફૂલદોલ' નો કવિ ગુજરાતને અનેક કાવ્યો આપી શકે એવી એની શક્તિની પ્રતીતિ આ ગ્રન્થના વાચનથી અવશ્ય થાય છે.

કાવ્યગ્રન્થની વ્યાપક ભાવનાનો વિચાર કરતાં ભાઈ મનઃસુખલાલનાં મન અને બુદ્ધિ ઉપર પ્રાચીન સંસ્કારિતાની છાપ વિશેષ હોય એમ લાગે છે. એમાં અર્વાચીન ભાવ પ્રવિષ્ટ પામ્યા છે ખરા. મહાભારતના પ્રસંગોમાં પણ અર્વાચીન યુગનો સંપર્ક ઘણે સ્થળે વ્યક્ત થાય છે. પરન્તુ એમના માનસનું સમગ્ર સ્વરૂપ પ્રાચીન ભાવનાને વધારે ઝીલે છે એવું લાગે છે. આ ભાવનામાં અત્યારે આપણને એક ઊણપ લાગે તે દૃષ્ટિબિન્દુનું સંકુચિતપણું—એટલે સમગ્ર માનવજીવનને ભેટવાની—બાથ ભરીને વીંટી લેવાની અશક્તિ. પણ કવિનું કાવ્ય મૂળ તો એના પોતા માટે છે—એવું જ છે. નિર્જન વનમાં કોઇ પર્વતની ગુફામાં બેસીને કોઇ પુરુષ પોતાનો એકતારો વગાડતો ગાનની ધૂન લગાવે—તેનું ગીત જગતને પૂહોંચે ન પૂહોંચે તેમાં એનો શો દોષ ? પરન્તુ ભાઈ મનઃસુખલાલને માનવજીવનના મહાલયના અનેક ખંડોમાં હજુ પગરણ માંડવાના છે અને એનું સૂચન આ ગ્રન્થમાં પણ છે.

હવે છન્દોરચના વિષે છન્દોના મિશ્રણના અનેક પ્રયોગો આ યુગમાં થાય છે. છન્દ કવિતાનું વાહન છે એ સ્પષ્ટ છે એટલે આવાં મિશ્રણ માટે કવિતામાં અવશ્ય અવકાશ છે. પરન્તુ દરેક છન્દને એક સ્વતંત્ર લય હોય છે અને જે છન્દોના લય પરસ્પર સંવાદી ન હોય ત્યાં છન્દોનું મિશ્રણ રુચિકર નથી નીવડતું. સૂક્ષ્મ રીતે જોતાં કાવ્યની ભાવનાની સંક્રાન્તિ પણ સંવાદી લયમાંજ થાય એ સ્વાભાવિક છે એટલે એકજ ભાવ પરસ્પર મેળ ન સાધે તેવા છન્દોમાં ગૂંથાય તે અસ્વાભાવિક લાગે છે. 'ફૂલદોલ' ના અર્પણમાં સ્રગ્ધરાની પંક્તિ અનુષ્ટુપ્ જોડે ભળતી લાગે તો એનો વિચાર પણ આગળની ચાર પંક્તિઓથી સ્વતંત્ર છે તેને જ લીધે, અનુષ્ટુપ્ અને સ્રગ્ધરાની પરસ્પર સંવાદિતાને લીધે નહિં. ઉપજાતિનો અનુષ્ટુપ્ જોડેનો સંયોગ પણ ભાવની સંક્રાન્તિનું સંપૂર્ણ પ્રતિબિમ્બ ઝીલી શકતો નથી. પરન્તુ મન્દાક્રાન્તાની ત્રણ પંક્તિ પછી શ્લોકની છેલ્લી પંક્તિ અનુષ્ટુપ્ હોય ત્યારે તો મન્દાક્રાન્તાનું માધુર્ય ગદ્યમય બની જવાથી ચોકખી શિથિલતા પરિણમે છે. આથી પણ વિચિત્ર પ્રયોગ તો મન્દાક્રાન્તાની ત્રણ પંક્તિ પછી આવતી વસન્તતિલકાની પંક્તિનો છે. આ એનો મેળ કેમ સધાય તે તો સમઝાતું નથી—અને ખાસ કરીને શ્લોકનું પર્યવસાન વસન્તતિલકામાં કેમ થાય તે ? પૃથ્વી છન્દ પર ભાઈ મનઃસુખલાલનો ઠીક હાથ બેસે છે. એ છન્દના નિર્દિષ્ટ યતિ વિષે ચર્ચા કરવાનો સમય હવે જતો રહ્યો છે. પ્રો. ઠાકોરે યતિની અવિશદ ચર્ચા કરીને 'પૃથ્વી'ને લગભગ અકારો બનાવી દીધો હતો છતાં 'પૃથ્વી'ને આપણા સાહિત્યમાં વ્યાપક બનાવવામાં એમનો હિસ્સો બેશક છે. તેમના પછી પૃથ્વીનું ખેડાણ કરનારાઓમાં 'ફૂલ દોલ'ના કવિનું સ્થાન અચૂક આવવાનું ભાઇ મનઃસુખલાલની ભાષાની શિષ્ટતા સ્વતઃસિદ્ધ છે—સંસ્કૃત પ્રચુર છે એટલા માટે નહિં પણ વિચાર વહનની અને અર્થદર્શનની એની શક્તિ માટે. છતાં એમણે કેટલાક અપરિચિત સંસ્કૃત શબ્દોનો પ્રયોગ કર્યો છે એ બાબત તરફ એમનું લક્ષ ખેંચાય અને એવા પ્રયોગોની મર્યાદા અંકાય એ ઇષ્ટ છે. છન્દની શુદ્ધિ જાળવવા માટે પણ ઘણીવાર સંસ્કૃત

શબ્દોનો વિશેષ ઉપયોગ કરવામાં આવે છે એ ખરું પણ આપણી ભાષાનું ગુજરાતીપણું સંસ્કૃતત્વમાં ન પરિણમે એટલા સાવધ રહેવાની જરુર છે. આવી ભાષા અને શબ્દપ્રયોગો વચ્ચે, ' વસન્ત પૂજન 'માં આવતો ' પ્રકૃતિ ' શબ્દનો પ્રયોગ ખૂંચે છે.

આ સ્થળે એક બીજું સૂચન પણ કરી લઉં. ' ફુલદોલ 'ના કવિ પાસે ગુજરાત સંસ્કૃત સાહિત્યનું રસદર્શન પણ માંગે છે. ઉત્તર રામચરિત અધૂરું છે, તે સત્વર પૂરું થાય એ ઇષ્ટ છે. અંતે આ સંગ્રહમાં પ્રત્યક્ષ થતી અને પ્રગૂઢ જણાતી ભાઈ મનઃસુખલાલની સર્વ શક્તિઓ વિકાસ પામે એવી શુભેચ્છા દર્શાવી વિરમું છું.

મા.........સ.

## સ્વીકાર

૧ **ગોવિન્દ ગિરા:** સ્વ. ગોવિન્દજી કાનજી, ૨ **કલાપી ચિત્રદર્શન:** પ્રકાશક ચન્દ્રકાન્ત એન્ડ સન્સ, મુંબાઇ રૂ. ૪ અને ૧૦. ૩ **સાહિત્ય રત્ન** ભા. ૧ લો આવૃત્તિ ચૌદમી, સુધારનાર રમણ ન. વકીલ કિં. ૦-૧૦-૦ ૪ **ગુજરાતી સાહિત્ય પરિચય:** પુ. બીજું મંજુલાલ ર. મજમુંદાર ૦-૧૪-૦ ૫ **હિન્દના ઇતિહાસમાં હિન્દુ મુસ્લીમ એકતા:** ઇમામુદ્દીન દરગાહવાળા ૦-૮-૦ ૬ **બાલોદ્યાનની વાર્તાઓ:** (સી. જમનાદાસની કં.) ચન્દ્રશંકર ભટ્ટ. ૭ **રસમય બાલવાર્તા:** (સી. જમનાદાસની કં.) અરવિન્દ મજમુંદાર ૦-૪-૦ ૮ **લીલીની આત્મકથા:** (ગાંડીવ સાહિત્ય મન્દિર) નટવરલાલ વીમાવાળા ૦-૪-૦ ૯ **ભવાટવી:** (ગાંડીવ સાહિત્ય મન્દિર) નટવરલાલ વીમાવાળા ૦-૪-૦ ૧૦ **પ્રાથમિક શાળામાં શિક્ષક:** (દક્ષિણામૂર્તિ પ્રકાશન મન્દિર) ગિજુભાઇ ૦-૧૦-૦ ૧૧ **ખુશ્કી અને તરી:** વિજયરાય કલ્યાણરાય વૈદ્ય ૧-૦-૦ ૧૨ **હૃદયનાથ:** રમણલાલ વસન્તલાલ દેસાઇ (બીજી આવૃત્તિ) ૨-૮-૦ ૧૩ **જ્યારે તેઓ ઉપકાર કરે છે:** સાદીક: ૧-૦-૦ ૧૪ **Kalapi's selections From wordsworth** ૧૫ **The Indian Theatre** *by Dr. R. K. Yajnik.* ૧૬ **માઉન્ટ આબુ:** અશોક કાંદાવાલા. ૦-૬-૦

## સ્વ. હરગોવનદાસ પારેખ

તા. ૨૨ જાન્યુ. ૩૪ ને રોજ અચાનક હૃદય બંધ પડવાથી શ્રી. હરગોવનદાસ ઇશ્વરદાસ પારેખનું મુંબાઈમાં અવસાન થયું છે ત્હેની હમે સખેદ નોંધ લઇએ છીએ. સ્વ. હરગોવનદાસ એક છૂપા રત્ન હતા, અને તક મળી હોત તો અમર નામ મૂકી જાત. સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના એ મિત્ર અને મદદનીશ હતા. પોતાનું સમસ્ત જીવન, ધન અને શક્તિ એમણે ગુજરાત અને હિન્દમાંથી પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ કરવામાં ખર્ચ્યાં હતાં અને પરદેશીઓની સારી માગણી અવગણી, આપણી સંસ્કૃતિસૂચક સર્વ સામગ્રી આપણા દેશમાંજ રહેવી જોઇએ એવો એમણે જીવનભર આગ્રહ સેવ્યો હતો. ગુજરાત અને હિન્દમાં એમણે અનેક કલાપ્રદર્શનો ભર્યાં હતાં અને એવી સર્વ પ્રવૃત્તિઓમાં સક્રિય ફાળો એમણે હરહમેશ આપ્યો હતો. એમની પાછળ એ સારા જેવું પોતાનું સંગ્રહસ્થાન મૂકી ગયા છે. એમાં પ્રાચીન ચિત્રકળા, કાપડ, વાસણ, હાથીદાંત અને લાકડાના કોતરકામ અને હસ્તલિખિત પ્રતોના અમૂલ્ય નમૂનાઓ છે. એ સર્વની યોગ્ય વ્યવસ્થા કરવાનું- અને દેશમાંથી બ્હાર ન જાય એ જોવાનું કામ કોઇ ગુજરાતની સંસ્થા ન ઉપાડી લે?

આ ઉપરાંત સ્વર્ગસ્થ એક સારા સંગીતશાસ્ત્રી હતા, અને વિવિધ પ્રકારના વાદ્ય વગાડવા ઉપરાંત શાસ્ત્રીય પદ્ધતિએ દરેક રાગરાગણી ગાઇ શકતા હતા. પણ જીવનમાં આગળ આવવાની મહત્વાકાંક્ષા એમણે કદી સેવી નથી. સાહિત્ય રસિકોને મુંબાઇની સાહિત્ય પરિષદ્‌ના પ્રદર્શન દ્વારા એમની યાદ લાંબા કાળ સુધી રહેશે. ગુજરાત એના ખરા સેવકો અને સાચા કલાકારોને શોધી કાઢવાનું ક્યારે શીખશે?

૨. વ.

દીલગીર !!!

☞ સ્થળ સંકોચને લીધે કેટલાંક અવલોકનો, ગુ. સાહિત્ય પરિષદ્નો હેવાલ 'સરસ્વતીચન્દ્ર એક નિષ્ફળ ગ્રન્થ' એ શિર્ષક રા. બાણુનો એક માર્મિક લેખ અને ચર્ચાપત્રો આ અંકમાં લઇ શકાયાં નથી—તે માટે અતિ દીલગીર છીએ.

તન્ત્રી.

## • આટલું સુધારી લેજો.

પૃ. ૧૧૧ પંક્તિ નીચેથી બીજી શકૃથ ને બદલે શફૃથ.

પૃ. ૧૧૨ પંક્તિ નીચેથી છઠ્ઠી તારા ને બદલે તારલા.

પૃ. ૧૧૫ પંક્તિ નીચેથી બીજી માલવનાં ને બદલે માળવાનાં.

પૃ. ૧૧૬ પંક્તિ નીચેથી તેરમી પ્રચાર ને બદલે પ્રમાર અને ઉજ્જયિની ને બદલે ઉજ્જયિની; સમ્રાટ ને બદલે સમ્રાટ્.

પૃ. ૧૧૬. પંક્તિ નીચેથી બીજી શબ્દો ને બદલે શબ્દઃ.

આટલા બધા 'મુદ્રારાક્ષસો' ને માટે પ્રેસ કે તન્ત્રી જવાબદાર નથી પણ લાઠીની સાક્ષર પરિષદ્.

## ત્હમારું લવાજમ?

• કેટલાક ગૃહસ્થોએ અને કેટલીક સંસ્થાઓએ પોતાનું નામ ગ્રાહક તરીકે નોંધાવ્યું છે. એમાંથી કેટલાકના લવાજમ મળ્યા નથી. તો આ માસની ૨૦ તારીખ સુધીમાં મોકલી આપવા વ્યવસ્થા કરવી, નહિ તો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે.

એમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



વર્ષ પ્હેલું : માર્ચ, ૧૯૩૪ : અંક ત્રીજો

# જીવનમન્ત્રની શોધમાં

રા. કનૈયાલાલ મુનશી

(ગતાંકથી ચાલુ)

(૫)

## જીવન

જીવનની વ્યાખ્યા મને સમજાય છે: જે ભાવનાવૃત્તિ સબળ કર્યાં જાય છે તે જીવે છે.

જે ક્ષણે ક્ષણે વધતી ભાવના સેવે તેજ પોતાની ભાવનાશક્તિ સુદૃઢ કરી શકે. જે પોતાની ભાવનાશક્તિનું વજ્ર બનાવે તે પોતાની શક્તિઓનો અપરિમિત વિકાસ સાધી શકે- તેજ ભાવનાની સિદ્ધિ પ્રાપ્ત કરે

જેની શક્તિ અભેદ્ય હોય તે ક્લેશને જીતે-તે વીતરાગભયક્રોધ બને એનેજ ત્રણ ગુણના ભેદ સમજાય- એને જ સમાધિસિદ્ધિ થાય એજ યોગી કહેવાય ભાવનાની એની ક્રિયા અપૂર્વ બને છે આને કૈવલ્ય કહો, મુક્તિ કહો કે નિર્વાણ કહો- વિકાસની આ સંપૂર્ણતામાં જીવનનું સાફલ્ય છે.

(૬)

પણ વિકાસ કોનો ? બધા વિકાસનું મધ્યબિન્દુ સ્વધર્મ છે. ઘણાય શુષ્ક યોગાભ્યાસીઓએ મન અને દેહ દમી દમીને વૃત્તિઓ કચરી નાખવાના પ્રયત્નો કર્યા છે. સુન્દર વૃક્ષ ને વેલીઓને ઉખાડી નાંખી ઝાંખરાં માટે જગા કરી આપી છે.

મનુષ્ય મનુષ્યથી જુદો છે. એકની વૃત્તિઓ બીજાથી નીરાળી છે. એકના સંસ્કાર બીજાના કદી થયા નથી. એકની યોગસિધ્ધિ જેવી બીજાની ન થાય. વસિષ્ઠ ને વિશ્વામિત્ર મહર્ષિઓ હતા પણ એકબીજાથી તદ્દન જુદા. ગાંધીજી અને અરવિંદ બાબુ બન્ને યોગસિધ્ધિ કર્યે જાય છે છતાં આકાશ ને પાતાળ જેટલું અન્તર સેવે છે.

મારા પૂર્વજો, મારા સંસ્કારો, મારી પરિસ્થિતિ– એ બધાનો ઘડયો હું છું. મારી શક્તિઓ ને અશક્તિઓ મારી જ છે. કોઇની હતી નહીં, કોઇની હોવાની નહીં. મારો પ્રયત્ન પણ મારો જ રહેવાનો– લાક્ષણિક અન–અનુકરણીય મારો વિજય ને પરાજય એ પણ મારાં જ. આ બધાં મારા સ્વધર્મમાંથી ઉદ્ભવવાનાં. તેની બની મારી ભાવનાસિધ્ધિમાં જ મારો મોક્ષ રહેવાનો. આર્કીમીડીસે કહ્યું: મને ઊભા રહેવાનું સ્થાન આપો તો હું 'લીવર' વડે જગત ઉંચકી શકું. સ્વધર્મ એ મારું સ્થાન. એને અવલંબી હું ભાવનાશક્તિના વજ્ર વડે સમસ્ત જગતને ઉધ્ધારી શકું.

સ્વધર્મને અવલંબ્યા શિવાય ભાવનાવૃત્તિમાં શક્તિ ન આવે. સ્વધર્મ જાણ્યા વિનાની વૃત્તિ એ આંધળા જેવી છે. દિશા જાણ્યા વિના ફાંફાં મારી રહે છે. આ સ્વધર્મ ન કોઇ ફેરવી શકે, ને, કોઇ છોડી શકે. પોતાનો સ્વધર્મ વિગુણ હોય તો સારો. પરધર્મ સારો હોય તોય ખોટો. મૃત્યું સારું, સ્વધર્મ છોડવો ખોટો.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

સ્વધર્મ મારા સ્વભાવનો પાયો છે.

स्वभावजेन कौंतेय निबद्धः स्वेनकर्मणा । એ મારી ભાવનાશક્તિનો પ્રવાહ ઝીલે છે. પોતાની સંકુચિત મર્યાદામાં પ્રવાહને રાખી તેને વેગવાન્ કરે છે. એની મર્યાદા કોઈ શક્તિ ઉલ્લંઘી શકતું નથી. સ્વધર્મના પરિપાકમાં કૈવલ્યનું બીજ છે.

(અપૂર્ણ)

# આણુગંગા

ગંગા ગોદાવરી તીરે પંચવટી તપોવને
સીતારામે જવા ઇચ્છયું મહાસાગર દર્શને
અયોધ્યા તીર્થે તો હતી જ સરયૂ ત્યાંહી વિલસ્યાં
તહીંથી ગંગાજી ઉતરી વનની કુંજ વિહર્યાં
તહીં પ્હાડો ખીણો સરવર ઉંડાં કૈંક વિચર્યાં
નરી પૃથ્વી મધ્યે ભમી ભમા વને દંડક વસ્યાં

સીતારામ પધારેલાં ગુર્જર રાષ્ટ્ર દક્ષિણે-
કુંડે ઉષ્ણોદકી ગંગા પૂર્ણારે પ્રકટાવિયાં!

તું ધન્ય: ગુર્જર સુરાષ્ટ્ર ભૂમિ પનોતી!
સીતાજી રામ પગલે તુજ કુંજ સ્હોતી-
ઋકિમણી કૃષ્ણ પણ તાપી નીરેથી ન્હાયાં-
સૌભાગ્યમંગલ સુરાશિષ ત્હેંય સ્હાયાં!

એ અદ્‌ભુત ભારતમાં સમુદ્ર ને હિમાલય-
તેમાંને રસનિધિ ચાલ્યાં જાનકી રામલક્ષ્મણ!

ગંગા! તું નિર્દમન ગુર્જરી સિન્ધુ વ્હેતી!
ત્હારે ઉરે તરણીમાં લઇ જા હલેતી-
આવ્યાં વને જીવન આર્યતણું સુહાવા-
મીઠાશ તુજ જળની ધરી લે તું લ્હાવા!

સમુદ્ર સંગમે પ્હોંચી ત્રિપુટી એ પન્હાઈમાં-
માધુર્યે તેમ લાવણ્યે નદી સિંધુ જૂદાં દીઠાં!

પૃથ્વી આરે ઉદધિ ધુધવે દૂરનો દૂર ક્યાંયે:
આકાશે યે ઉતરી ક્ષિતિજે નીર આધાર સ્હાયે:
ચોપાસે જો! નભજળ ધરા બાંધતાં રમ્ય રેખા:
તેની મધ્યે રસ જ ઉછળે: ત્યાં રમે ચિત્રલેખા!

દૃશ્ય સૌન્દર્ય એ જોતાં સીતા હેરત પામતાં
લળીને રામને કંઠે સાગરે જો! પ્રવેશતાં

લીલાથી ઉછળે તરંગ લહરી જો! જો! મહાસાગરે,
તેને ભવ્ય હિંડોલના વજુલતાં સ્હોજો મહાસાગરે,
છંટાતાં જલ શીકરો લવણનાં લ્હોજો મહાસાગરે,
ઉષ્માની અપવિત્રતા શરીરથી ધોજો મહાસાગરે!

દૂરને દરિયે જાતાં પૃથ્વીનાં વન ઓસર્યાં–
એ દશ્યેથી જળાકારે ક્યાંય પશ્ચિમ સંચર્યાં!

ઊંચેને આસપાસે ગગન વિલસતું એ નીચે ઉતર્યું શું?
એવા એ કેં સમુદ્રે જળજળ દીસતું વ્યોમમાં એ સર્યું શું?
એકાકારેજ વિશ્વે પ્રલય પ્રણવશું બ્રહ્મ એ વિસ્તર્યું શું?
ૐકારેશું સમાયું રસમય દ્યુતિ શું? ને જગત્ પીગળ્યું શું?

વિવર્ત્ત બુદ્દબુદો આવા ઉઠે ત્યાં શમી જાય કાં?
રાત્રિચર્યા વીતી એમ ત્યાં ઉગી હસતી ઉષા!

સીતા સમી એ હતી સૌમ્ય લાડિલી–
મીટે મળી એયની રમ્ય કોડિલી:
સુરેખ સુદ્રાંકિત કાંતિ ઝીલતાં–
સમુદ્રને રામ રહ્યા નિહાળતા!

ત્યાં તો સૂર્ય ઉગ્યો તેવો સમુદ્રેય સુવર્ણનાં–
રસને તેજને રંગે એકરંગ સુહાવતો!

અનેક નાના દ્વીપ પર્વતે ભર્યો–
જળે ઝુલી સર્વ વધાવતા નર્યો:
ઉતાર્યું ત્યાં એક દ્વીપેજ નાવને–
સીતા અને રામ ધર્યાંજ લક્ષ્મણે!

દ્વીપને ઘાટ શું ન્હાનો હતો એ મલયાચલ?
દીસતો મંગલ મૂર્તિ મહાબ્ધિકેય દેવ શો!

સમુદ્રનાં એ જળમાંહી ઝૂલતાં–
સીતાજી આનન્દ મહીં જ ડૂબતાં–
વિરામવા વક્ષપરે સીતા ઢળ્યાં–
પ્રસન્ન એ દમ્પતી પ્રેમમાં ગળ્યાં!

ત્યાં તો સીતાજી જાગ્યાં ને તૃષાર્ત્ત જળ માગતાં–
વાલુકાબ્ધિ તટે ક્યાંથી મીઠાં તે જળ લાધતાં?

સીતાની તૃષ્ણા હતી એ વિરામની–
સચોટ લાગી રઢ રામબાણની:
ચઢયું ધનુષ્યે છુટયું ફોડતું ધરા–
શી બાણગંગા ફુટી સાગરાત્મિકા!

સીતારામે પીધાં વારિ પૃથ્વીમાનાં જ દૂધ શાં
તૃપ્ત સીતાં થતાં સૌએ ગંગાજીને વધાવિયાં

પ્રસન્ન હૈયે અનુકમ્પથી ભર્યાં–
સીતાજીએ દૃષ્ટિ કરી અમીની ત્યાં–
ભાવિભર્યું નિર્જન બેટનું પૂરું–
સ્વરાજ્યના સુન્દર લક્ષ્મીધામ શું!
આશિખાંદોલને ઉડ્યાં પંખીડાં કિલકિલારતાં–
"રામબાણુ સીતાગંગા ધન્ય દ્વીપે પધારિયાં!"

ફૂટયાં તેવાં અખૂટ વહજો રામના બાણુગંગા!
આ દ્વીપે તો દીનની બનજો એ પરિત્રાણું ગંગા!
સીતાલક્ષ્મી ભરતી ભરજો રામ–વિષ્ણુની ગંગા!
સ્વેચ્છાજોમે ઉદધિ ધરજો રત્નની લ્હાણુ ગંગા!

"એકને બે કરે એવા ઘણા બાણાવળી ઘૂમે
બેને એક કરે ઉરે રામ બાણાવળી રમે!"

"જગત જો! પ્રભુની વિભૂતિ છે!
ભગત જો! પ્રભુની જ મૂર્તિ છે!
પ્રભુજી જો! જગભક્તની પૂર્તિ છે!
જીવન જો! રસઐક્ય ત્રિપુટી છે!
આમ સાગર યાત્રાળુ વિરામ્યાં સૂર્ય સંગમાં–
આવ્યાં તેવાં સિધાવ્યાં ને ગંગા એ ભાવિ ગુંજતાં!

ગીત

હો રામબાણુ વાગે—
ત્યાં ગંગાજી જાગે!

રામબાણુ ગંગાનો ફુવારો ફુટે ને આતમનો માંડવો ભીંજાવે—
ઘૂમ્મટ ઘટાને ઘેરીને વરસે ને લીલાલ્હેરે ધરા ધરાવે!

રામબાણુ ગંગા તો એકજ ઇલાજ આપુ! ભૂખ્યાં તરસ્યાંને સંતોખે!
ભવમાંહે ભોગજોગે ભૂલાં પડે તેને જોગવે ધર્મ સંજોગે!

રામબાણુ ગંગા તો હૈયે અચાનક ઉગે ઉપાય તે સાધે—
આવરણુ આવે તેવાંને તોડે એતો, સ્વેચ્છા બળથી આગે વાધે!

અંતર્યામી આતમરામ પ્રેરે ને અગમનિગમ વાત સૂઝે—
ભાવને ભરોંસે કરે ઉગ્રપુણ્યપરાક્રમ, પ્રાણુ નારાયણુ ઝૂઝે!

રામબાણુ ગંગા, વિસામાને ધામ, આપુ! તારે સીયારામને વિરામે!
જીવન જળ ધોધમાર ધસમસતાં વ્હેતાં ત્યાં શૂરવીર રણુસતીયા જામે!

રામબાણુ ગંગા તે કાશી કાંઠે તેમ સાગર મધ્યે મીઠા મ્હેરામણુ—
મુક્તિ બારૂં તે ભારતી દ્વારિકાસમ નીવડે મુમ્બઈ પતિતપાવન !

મુંબઈના ઉદ્યમ ઉદ્યોગ ઉપભોગ ભર્યા સંયમ ઉપયોગ નહિ જાણે !
રામનાં કામને કામણુ કામે તે તો જીવન સલૂણાં માણે !

મુંબઈનો દ્વીપ જંબુદ્વીપને ઉગારે એક સ્વદેશી રામબાણે—
હિન્દીજન એકમેક સ્વાર્પણે સહાયતો રોજ સ્વરાજ્ય પ્રમાણે !

નિવૃત્તિ પ્રવાસ–બીઆવર

લલિત

---

# ?

જનઉરે વસતી વિભુતા થઇ
પ્રકટ, પાંખ સહસ્ર પરે ચઢી;
અચર ને ચરને નિજ ભાવથી
નિરખતાં વિભુમૂર્તિ થઈ છતી.

ઉર અવાક બની ઘડી ઊછળ્યું
નિયમ તર્કથી પાર તરી ઊભું;
અણુગણ્યા સ્વરૂપે કલ્પ્યો પ્રભુ
પ્રથમ સર્જન એજ મનુષ્યનું.

રુધિત, કુંઠિત, બાધિત કલ્પના
મનુજની–સફલા નિવડી તદા;
પરમ સર્જનકાર્ય કર્યું જગે,
વિજય માનવનો વિભુસર્જને

જન ઘડયો પ્રભુએ જગ સૌ કહે
પ્રભુ સર્જ્યો મનુજે નવ સત્ય એ?

રમણ વકીલ

# કયમ ન માનવી પાંગરે?

—અને બટુક, મંજુલા, કનક, સર્વ કાલે જશે
બની અમ સમાન દમ્ભ, ભય, સ્વાર્થનાં પૂતળાં?
વ્હિલાઈ વિધુલેખ આ પુનિત બાલ્ય નિર્દોષની
જશે જ ઘનઘોર શું તિમિર જાગૃતિને? અને
પ્રતિશ્વસનમાં રમી અવ રહેલ આ મુગ્ધતા,
બધો તનમનાટ આ, પ્રણય પૂર્ણ આ, આ બધી
વિશુદ્ધિ ઉરની, અને વિમળ સામ્યનો ભાવ આ,
શમી સકળ શું જશે? અમરવેલ આનન્દની
જશે શું મુરઝી? અને નયનનીર આચ્છાદશે
સચેત સ્મિત એમનાં? મધુરપો શું મસ્તી તણી,
જશે પરિણમી બધી મરણનાં જ ગાંભીર્યમાં?

નમેલ કટિપેં ધરી મનુજદેહનું માળખું,
બધા અમ સમાન શું ખદબદી રહી કીટશાં,
વિશાળ નિજ જીવને શ્વસન એકલું ધારશે?
અને સભર સૃષ્ટિમાં, અબળ ક્ષુદ્ર સંતોષની
ધરી શું મતિ, પેટમાં પરમ પૂર્ણતા પેખશે?

અરે! પુનિત બાલ્ય આ વિકસતાં જ કાલે થઈ
જશે અમ સમાન એ શબ સજીવ શાં ભૂતડાં?

બધાં શબ સજીવ શું થઇ જશે જ? નિઃસીમ આ
નભે નયન ઘૂમતાં વિરમશે? અને રાચશે
પિતામહતણાં અને પ્રબળ પૂર્વજોનાં, હવાં
થયેલ સ્મૃતિશિષ્ટ સૌ, વિભવ સિદ્ધિ સમૃદ્ધિનાં
અખંડ જયગાનમાં? અતળ ભૂત વાગોળતાં
નહીં જ કદિ થાકશે? ઉપહસી ય પોતાતણી
મનોરથ તરંગની મધુર સૃષ્ટિનાં સ્વપ્ન પેં,
બધાં અમ સમાન શું થઈજ કાલ ડાહ્યાં જશે?

ફરી નહિ જ ઊડતાં નભ અસીમ, આરોગશે
સુવર્ણ નવ ભાનુના મૃદુલ ભર્ગની મંજરી?
ફરી, ધસમસી, ધસી, શરઝડીથી ઝંબોળતાં
મહાન કુરુ સૈન્યને, અજય એક અર્જુનની
નહીં ગલિત તેમનાં નયનમાં ખુમારી ચડે?

ન ચેતક પરે ચઢી, સમરભોમમાં સિંહ શા
પ્રચંડ જય ઘોષથી, ઉર સલીમનું વીંધતાં
ફરી થનગની રહે હૃદય બાલ આ એમનું ?

ન વાઘનખ તીવ્ર એ, શઠ બની સ્વયં, શાઠ્યનાં
પ્રતીક સમ શત્રુને હૃદય ભોંકતાં, મુગ્ધ એ
સુરમ્ય શિશુકલ્પના વિજયગર્વથી ગૂંજશે ?

મહીયસ મહાનથી, અણુ થકી ય ને સ્વલ્પ એ
ધરી હૃદય ગાંધીનું, જગતદાહ બૂઝાવવા,
ન રેલ અનુરાગની શતમુખે ફરી રેલશે ?

પરાગ નિજ પ્રાણનો અફળ વેડફાશે ? અને
પ્રદીપ પુરુષાર્થનો જગતવાયરે બૂઝશે ?
શમી જ શિશુભાવ આ સુભગ સર્વ કાલે જશે ?
અને થઈ જશે અધાં કુટિલતાં તણાં કીડનો ?

ઝગે ક્ષિતિજને તટે અમળ ઇન્દુનું બિમ્બ તે
થતું વિકસતાં શશી, જગતકુંજને હાસમાં
સ્મિતે સરળ પ્રેરતો, અમર એક આહ્લાદ શો;
વિકાસ સહકારની મૃદુલ મંજરી પામતાં
ફળે મધુર આમ્રનાં પરિણમે; અને કોકિલા
બને, વનનિકુંજને સતત પંચમાલાપથી
વસન્તસમયે ભરી, મદનકાર્યને સાધતી;
ભલે ઇતર કર્કશ દ્વિજકુલે રહે શૈશવે.

સજાત ફળ સંભવે; ઇતર સૃષ્ટિમાં બીજથી,
ન તો મનુજ પલ્લવે કયમ જ માનવી પાંગરે ?

મનઃસુખલાલ ઝવેરી.

# કાલિદાસ ક્યારે થયો ?

ગૌરીપ્રસાદ ચુનીલાલ ઝાલા, એમ. એ.

(ગતાંક પૃ. ૧૧૮ થી ચાલુ)

લોકાખ્યાયિકામાં વિક્રમાદિત્ય વિષે જે માહિતી મળે છે તે "કથા સરિત્સાગર" ના વર્ણનને પૂરી મળતી આવે છે. "કથા સરિત્સાગર" પ્રમાણે, વિક્રમાદિત્ય .માલ્યવાન નામનો શિવનો ગણ હતો; તેને મ્લેચ્છોના સંહાર માટે, બૌદ્ધ ધર્મ જેવા વેદવિરુદ્ધ ધર્મોનાં ઉચ્છેદન માટે, અને વૈદિક ધર્મના પુનરુદ્ધાર માટે ખાસ પૃથ્વી ઉપર મોકલવામાં આવ્યો હતો. એ પરમશિવભક્ત હતો એમ જણાય છે-જો કે ધર્માન્ધ તો ન્હોતોજ. તેનાજ વખતમાં માલવામાં શિવસંપ્રદાય સ્થિરભાવ અને મહત્ત્વ પામ્યો હોય તેમ જણાય છે. ઉજ્જયિનીનું મહાકાલનું સુવિખ્યાત મન્દિર જે મુસલમાનોએ ઇ. સ. તેરમા સૈકામાં તોડી નાખ્યું તે હવે આપણે માની શકીએ કે આ વિક્રમાદિત્યેજ બંધાવ્યું હતું. સુપ્રસિદ્ધ ઐતિહાસિક ફિરિસ્તાએ આ સંબન્ધે સરસ ઉલ્લેખ કર્યો છેઃ

"ગ્વાલિયર લીધા પછી રાજા (સુલતાન અલ્તમશ) માલવા તરફ આગળ વધ્યો, ભિલસાનો કિલ્લો જીત્યો, અને ઉજ્જેન શહેર તાબે કરી ત્યાંનું સોમનાથનાં મન્દિરના ઘાટે બાંધેલું મહાકાલીનું ભવ્ય મન્દિર તોડયું. કહેવાય છે કે આ મન્દિર બાંધતાં ત્રણસો વર્ષ લાગ્યાં હતાં; એને ફરતી દિવાલ સો ક્યુબીટ ઊંચી હતી. વિક્રમાદિત્ય જે આ મુલકનો પ્હેલાં ધણી હતો તે એવો પ્રખ્યાત હતો કે હિન્દુઓએ તેના મરણ પછી તેના નામનો સંવત્ ચલાવ્યો છે તેની, અને મહાકાલીની પાષાણની મૂર્તિઓ અને બીજી ઘણી પિત્તળની મૂર્તિઓ આ મન્દિરમાં મળી હતી. આ મૂર્તિઓને રાજા દિલ્હી લઇ ગયો અને મોટી મસ્જીદનાં દ્વાર પાસે તેને ભાંગાવી નાખી."*

આ હકીકત લોકાખ્યાયિકાના વિષયભૂત વિક્રમાદિત્યની મહત્તા, ધર્મસંપ્રદાય, અને હિત-કારિતાને બંધબેસતી આવે છે. આવું મહાન કર્મ બીજા ચન્દ્રગુપ્તને નામે ચડાવી દેવું તેના કરતાં વધારે ભૂલ ભરેલું બીજું શું હોઇ શકે! કારણ કે, પ્રથમ તો, ગુપ્ત સમ્રાટો કટ્ટર વૈષ્ણવો હતા; અને બીજું, જો કે પોતાનું મહત્ત્વ દર્શાવતી અનેક હકીકતોનો ઉલ્લેખ તેઓએ શિલા-લેખોમાં કર્યો છે, છતાં આવું ભવ્ય મંદિર બંધાવવાનાં મહાન કર્મની ગન્ધ પણ ક્યાંય તેના શિલાલેખોમાં મળતી નથી. વળી, ગમે તેવો ધનસંપન્ન હોય પણ કોઇપણ વૈષ્ણવમતાનુયાયી રાજા આટલો મોટો વ્યય કરી આવું ભવ્ય મંદિર શિવને અર્પણ કરે એ બનવા જોગ છે ? અને માની શકાય પણ ખરું ?

"રાજતરંગિણી" માં બે વિક્રમાદિત્યોનાં નામ છેઃ આ બન્ને ચન્દ્ર-ગુપ્તથી તો જુદાજ

---

* ફિરિસ્તા, કર્નલ બ્રીગ્સકૃત ભાષાન્તર, ભાગ ૧ લો, પૃષ્ઠ ૨૧૧.

છે. તેમાંનો પ્હેલો મોડામાં મોડો ઇ. સ. ની શરુવાતની પ્હેલાં થયો હોવો જોઇએ. "રાજા વિક્રમાદિત્યના સગા પ્રતાપાદિત્ય નામના કોઈ રાજાને તેઓ દૂરથી લઇ આવ્યા અને (કાશ્મીરની) ગાદી ઉપર તેને બેસાડયો."† કલ્હણનો બીજો વિક્રમાદિત્ય તે ઉજ્જયિનીનો રાજા શિલાદિત્ય પણ કાશ્મીરના પ્રાચીન રાજાઓના સમ્યનિર્દેશમાં કલ્હણે એટલો ગૂંચવાડો કર્યો છે કે ફક્ત રણાદિત્યને ત્રણસેં વર્ષ સુધી રાજ્ય કરતો તે વર્ણવે છે! તેથી સ્પષ્ટ જણાય છે કે પાછળના રાજા વિક્રમાદિત્યનાં વર્ણનમાં તેણે ભૂલ કરી છે. કલ્હણ પોતે આ બે વિક્રમાદિત્યો વિષે પોતાના પ્હેલાંના ઐતિહાસિકોએ ગૂંચવાડો કરી નાખ્યો છે એમ ટીકા કરે છે, પણ ઉપરની હકીકતથી જણાશે કે ગૂંચવાડો તો કલ્હણે પોતે જ કર્યો છે—તેના ભૂતપૂર્વોએ નહિ. વળી એમ પણ જણાય છે કે બીજા વિક્રમાદિત્યની મહત્તા, દમામ વગેરે તેણે વર્ણવ્યાં છે તે વસ્તુતઃ પ્હેલાનાં હોવાં જોઇએ. કલ્હણ જો કે સમર્થ ઇતિહાસકાર હતો છતાં કાશ્મીરના વંશો શિવાય અન્ય પ્રદેશોના વંશોના ઇતિહાસથી તે પૂરો વાકેફ ન હતો તેથી આવો ભ્રમ ઊભો થાય એ સમજી શકાય એવું છે; એટલે એણે વર્ણવેલો પ્હેલો વિક્રમાદિત્ય ઘણે ભાગે તો "કથા સરિત્સાગર"ના છેલ્લા લમ્બકમાં વર્ણવાયેલા વિક્રમ સંવતનો સ્થાપક—વિક્રમાદિત્ય જ હોવો જોઇએ.

આ બધી ઐતિહાસિક હકીકતો ઉપર વિદ્વાનો તરફથી પૂરતું લક્ષ અપાયું નથી. ઉપર જોયા પ્રમાણે એ હકીકતો એકજ વિક્રમાદિત્યનો નિર્દેશ કરે છે; અને આ વિક્રમાદિત્ય તે આજ સુધી પણ ચાલતી આવતી લોકાખ્યાયિકાઓનો નાયક. અતિદીર્ઘ અને સફળ રાજ્ય કારકીર્દી, વિદ્યાકલા વગેરેને આશ્રયદાન, અનેક સાહસો અને પરાક્રમો, ધર્મશીલતા, વગેરે ગુણોને લીધે વિક્રમાદિત્યનું નામ અમર અને ઉજ્જવલ બન્યું અને ત્યારથી મહાત્વાકાંક્ષી હિન્દુ રાજવીઓને તેના નામમાંથી પ્રેરણા મળવા લાગી તેના રાજ્યકાળમાં માલવામાં વૈદિક ધર્મનો પુનરુદ્ધાર અને વૈદિક શિક્ષણનો પુનઃપ્રચાર થયો, અને આજ સમયે માળવાને ખોળે કવિઓ અને ખગોળવેત્તાઓ જન્મ્યા. બીજો લગભગ આવો જ પુનરુજ્જીવનનો મોજો ગુપ્ત-કાળમાં આવ્યો. પાશ્ચાત્ય વિદ્વાનો માને છે કે ગુપ્તોના સમયમાં જ પ્હેલો મોજો આવ્યો: પણ એ સત્ય નથી. કારણ કે પુરાણોમાં એ વિષે કંઇ ઉલ્લેખ નથી. ઊલટું, ચોકખે ચોકખા-શબ્દોમાં પુરાણો, અગ્નિકુળ ક્ષત્રિયોને જ પુરાતન સંસ્કૃતિના પુનરુદ્ધારક માને છે. વળી ગુપ્તોએ નથી મૂકી કોઇપણ આખ્યાયિકાઓ પોતાની મહત્તા અને ગૌરવ દર્શાવતી. ગમે તેમ, એટલું તો નિશ્ચિત છે કે ગુપ્તોની લાક્ષણિક આખ્યાયિકાઓ આપણે માટે ઊતરી આવી નથી. તેઓનો ઇતિહાસ શિલાલેખો અને શિક્કાઓમાં જ પૂરાયેલો છે. જ્યારે, વિક્રમ સંવતનો સ્થાપનાર વિક્રમાદિત્ય લોકાખ્યાયિકાઓનો નાયક બન્યો છે. અને આ આખ્યાયિકાઓનું પ્રામાણ્ય સમગ્ર રીતે એવું સબળ જણાય છે કે શિલાલેખોમાં માલવગણ સંબંધે ગૂંચ ઊભી હોવા છતાં એજર્ગર્ટન અને વિન્સેન્ટ સ્મીથે તો પોતાનો મત દર્શાવ્યો છે કે આવો કોઇ રાજા તે વખતે (ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકામાં) થયો હોય એ સંભવિત છે. +

પણ હવે તો શિલાલેખમાંની ગૂંચ ઉકેલાઈ છે અને વિશ્વસનીય ઐતિહાસિક પૂરાવાઓ

† રાજતરંગિણી ૧, ૨-૬.

+ એડગર્ટન, Vikrama's Adventures, Intro., p. 7XV

પણ જડર્યા છે. તેથી લોકાખ્યાયિકાના નાટ્ય વિક્રમાદિત્યના અસ્તિત્વ વિષે કંઇ શંકા રહેવી ન જોઇએ. આખ્યાયિકાઓ તો ઠીક,પણ તેણે તો અમર સંવત્ આપણને વારસામાં આપ્યો છે.

આજ લગી વિદ્વાનો વિક્રમસંવત્ વિક્રમાદિત્યે શરુ કર્યો એવી વાત સાંભળવાને તત્પર નહોતા. પરિણામે, વિક્રમસંવત્ "વિક્રમ" શબ્દ સાથે કેમ જોડાયો એ પ્રશ્નના ઉકેલમાં તેઓએ કલ્પનાના ઘોડાઓ કંઇ ઓછા દોડાવ્યા નથી. તેઓને સારે નશીબે, બીજા ચન્દ્ર-ગુપ્તે "વિક્રમાદિત્ય" ઉપનામ ધારણ કર્યું હતું. આ બીજો ચન્દ્ર-ગુપ્ત એ તેઓના મતે પ્હેલો વિક્રમાદિત્ય. જો કે આ "વિક્રમાદિત્યે" વિક્રમસંવત્ સ્થાપ્યો ન હતો, તો પણ વિદ્વાનોએ પોતાના મનને સંતોષવા માટે માની લીધું કે તેણે એ સંવત્‌ને પોતાનું નામ લગાડી ચલાવ્યો. આશ્ચર્યની વાત તો એ છે કે જે જે ઇતિહાસકારો અને અન્ય વિદ્વાનોએ આ મતને અપનાવ્યો તેમાંના એકેયને આ મત કેટલો બેહુદો છે તેનું ભાન જ ન થયું! પ્હેલાં તો, આવાં ઉદાહરણો ઇતિહાસમાં મળવાં મુશ્કેલ છે; અને બીજું, સમ્રાટના ગૌરવમાં આ મતે કેટલી હાનિ પ્હોંચે છે! કોઇપણ હિન્દી રાજવીએ આજસુધીના સમયમાં બીજા રાજાએ પ્રવર્તાવેલા સંવતનું સ્વીકરણ-અપહરણ-કર્યું નથી. ચન્દ્ર-ગુપ્ત જેવા સમ્રાટે જો આવું અપહરણ કર્યું હોત, તો જરુર અન્ય ભૂપાળોએ તેના દાખલાનું અનુકરણ કર્યું હોત. એટલે ઇતિહાસપટ ઉપર દૃષ્ટિએ પડતા ન્હાના મ્હોટા અનેક સંવતને બદલે અપહરણના પ્રયાસો જ આપણી નજરે પડતા હોત. છેક શિવાજીના સમય સુધીમાં કોઇપણ જાણીતા રાજવીએ આવું પાપ કર્યું નથી. લાંબા કાળ સુધી જેનો સંવત્ ટકી રહ્યો હોય એવા તો જૂજ છે; પણ જેટલાઓને આવી વિશિષ્ટતા પામવાની અભિલાષા હતી તેઓ સૌએ પોતાનાં સમ્રાટ્પદને અમર કરવા માટે જુદોજ સંવત્ પ્રવર્તાવવામાં આત્મ-ગૌરવ માન્યું છે.

આ તો થઇ સામાન્ય કારણોની ગણતરી. બીજા ચન્દ્ર-ગુપ્તને આમ અપહરણ ન કરવા માટે એક વિશિષ્ટ કારણ હતું. તેના પ્રભાવશાળી વડવા પ્હેલા ચન્દ્ર-ગુપ્તે જ ઇ. સ. ૩૧૯માં "ગુપ્ત-કાલ" ન્હોતો સ્થાપ્યો? તે છતાં જો ચન્દ્ર-ગુપ્તે બીજા (વિક્રમ) સંવત્‌ને પ્રવર્તાવ્યો હોય, તો પોતાના પૂર્વજો તરફના તેના પૂજ્યભાવ માટે આપણે શું ધારવું?

આ ચર્ચાનો નિષ્કર્ષ એ કે બીજા ચન્દ્ર-ગુપ્તે માલવ-સંવત્‌ને પોતાના નામથી પ્રવર્તાવ્યો એ મત નિરાધાર, અનાવશ્યક છે, અને એના ઉપન્યાસનું મૂળ રહેલું છે ગણસ્થિતિના થયેલા ખોટા અર્થમાં, અને તે ઉપરથી ઉદ્દભવેલા ગૂંચવાડામાં.

એ તો ખરું છે કે આ સંવતનો ઉલ્લેખ જૂના શિલાલેખોમાં થયો છે ત્યાં તેના સ્થાપનારનું નામ તેની સાથે જોડેલું નથી. પણ આથી એમ માનવાનું નથી કે એને એ વખતમાં નામજ ન હતું; કે કંઇ બીજું નામ હતું. કારણ કે સૌ દીવા જેવું જાણે છે કે સંસ્કૃત લેખકો સંવતનો નિર્દેશ કરવામાં ચોકસાઇ વાપરતા નથી. "સંવત્," "ચાલતો સંવત્", "શક રાજાઓ પછી-વર્ષમાં"-આવાં વચનો સંસ્કૃત લેખોમાં ઠામઠામ નજરે પડે છે. દાખલા તરીકે વરાહમિહિર "गतानि वर्षाणि शकेन्द्रकालात्"† એટલું જ લખે છે. તેનો ભાષ્યકાર ઉત્પલ પણ 'वस्त्वष्टमिते शके' એવો અનિર્ણાયક ઉલ્લેખ કરે છે. શિલાલેખોમાં પણ આવી

† બૃહત્સંહિતા ૮. ૨૦,

જ સ્થિતિ છે; સમુદ્ર-ગુપ્તના ગિરનારના લેખમાં "गुप्तप्रकाले गणनां विधाय"; પુલકેશી (બીજો) ના ઐહોળે શિલાલેખમાં "समासु समतीतासु शकानामपि भूभुजाम्" ઇત્યાદિ સામાન્ય વચનો નજરે પડે છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સંવત્‌નો પૂરો અને યોગ્ય નિર્દેશ કરવા તરફ સંસ્કૃત લેખકો બહુ ધ્યાન દેતા ન હતા. સંભવિત છે તે ગુપ્ત-કાલ પણ તેના સ્થાપનારનાં પૂરાં નામ સાથે જોડાયેલો હોય, અને તે વખતમાં પૂરી યોગ્ય રીતે વ્યવહારમાં ઓળખાતો હોય. "શાલિવાહન" સંવત્‌ની તો આપણને ખબર છે કે તેનાં સ્થાપન પછી લગભગ એક હજાર વર્ષ સુધી તે "શક-સંવત્" તરીકે ઓળખાતો હતો. છતાં અત્યાર સુધી કોઈ પુરાતત્ત્વ શોધક વિદ્વાને "વિક્રમ-સંવત્"ની પેઠે 'શક-સંવત્'ના વિષયમાં મતોપન્યાસ કરવાની મહેનત કરી નથી — કદાચ, હિંદના ઇતિહાસમાં એ વખતે શાલિવાહન નામનો કોઇ રાજા મળતો નહિ હોય, જેનાં નામ સાથે આ સંવતને સહેલાઇથી જોડી શકાય!

સંસ્કૃત લેખકોની આ બેદરકારી કે શિથિલતા સમજવી મુશ્કેલ નથી. પ્રથમ તો છન્દને અનુસાર શબ્દો યોજવાની આવશ્યકતાને લીધે સંવત્‌નો સંપૂર્ણ ઉદ્દેશ મ્હોટે ભાગે થઇ શકે નહિં. બીજું ઇ. સ. ના શરુવાતના શતકોમાં હિંદુસ્તાનમાં ઘણાએ સંવત્ ચાલતા હતા અને પરસ્પર સ્પર્ધા કરતા હતા. તેથી જ્યાં સુધી આ બધામાંથી કોઇપણ એક સંવત્ બીજાઓને હઠાવી મહત્ત્વ ન પામે ત્યાંસુધી વર્ષગણના કરવામાં લેખકો અને શિલાલેખકો સામાન્ય વચનોજ વાપરે. આમ હોવાથીજ પ્રાચીન હિંદના ઇતિહાસ લખનારાઓને ગંભીર ગૂંચવાડો ઉભો થયો છે, જો કે પ્રત્યેક લેખક કે શિલાલેખકનો આશય તો સંશયને દૂર રાખવાનો હતો. ત્રીજું, વત્સભટ્ટિ જેવા લેખકો જે ગુપ્ત સમ્રાટોના કાલમાં થયા હતા તેઓ રાજદરબારમાં અને રાજશાસનમાં વપરાતા ગુપ્ત સંવતને છોડી દઇ, "વિક્રમ-સંવત્"નો સ્પષ્ટ ઉલ્લેખ કરી સમ્રાટની નાખુશી પોતા ઉપર વ્હોરી લે એ સંભવે નહિં. પણ મન્દાસોર શિલાલેખોમાં વિક્રમ સંવત્ વપરાયો છે એજ સ્પષ્ટ રીતે સૂચવે છે કે બીજા સંવત્ હોવા છતાં વિક્રમ સંવત્ હળવે હળવે જોર કરતો કરતો વધારે ફેલાવો પામતો હતો. અને આજ મુદ્દો માલવ-સંવતને બીજા ચન્દ્ર-ગુપ્તે પોતાનું ઉપનામ જોડી "વિક્રમ-સંવત્"ના નામથી પ્રવર્તાવ્યો એ મત જે અત્યારસુધી કંઇ વિરોધ વિના ચાલી રહ્યો છે તે મતનું ખંડન કરે છે. કારણ, જો વસ્તુસ્થિતિ ખરેખર આમ હોય, તો વત્સભટ્ટિ જેણે સંવતનું નામ 'मालव' સંવત્ આપ્યું છે, તે શું એટલો અજાણ અથવા પ્રમાદી હોય કે 'मालव' સંવત્‌ને 'विक्रम' સંવત્ તરીકે અપનાવ્યાને લગભગ સો વરસ પછી પણ જૂની રીતેજ સંવત્‌નું નામ આપે? વળી, આ સંવતનો 'विक्रम' સંવત્ તરીકે નિર્દેશ વ્હેલામાં વ્હેલો ઇ. સ. ૮૪૨ ના ધોળપુર શિલાલેખમાં થયેલો જાણવામાં છે. જો માલવ સંવતનો વિક્રમ સંવત્ તરીકે નિર્દેશ બીજા ચંદ્ર-ગુપ્તના સમય પછીના તરતના જ અરસામાં થયેલો માલમ પડ્યો હોત, તો તો "બીજા ચન્દ્ર-ગુપ્ત વાળો મત" કંઇક બલવાળો અને ધ્યાનમાં લેવા યોગ્ય ગણી શકાત. પણ આવું કંઇ પ્રમાણ મળતું નથી. એટલે આ મત તદ્દન અનાવશ્યક નીવડે છે. આમ હોવા છતાં આશ્ચર્યની વાત એ છે કે ઘણા વિદ્વાનોએ આ મતને અપનાવ્યો છે!—અને આટલા લાંબા કાળ સુધી! જેમ શક-સંવત્ માટે આવા કોઇ મતની આવશ્યકતા નથી તેમ આ વિક્રમ સંવત્ માટે પણ જરુર નથી. ઉપર દર્શાવેલાં કારણોજ કાલમાન કરવામાં સંસ્કૃત લેખકોએ બતાવેલી જણાતી બેદરકારી કે શિથિલતાનું સમાધાન કરે છે. કોઇ કોઇ

ઠેકાણે વિક્રમ-સંવતનો " વિક્રમ શક " એવો નિર્દેશ મળે છે, પણ તેને આધારે કંઈ પણ યુક્તિયુક્ત અનુમાન થઇ શકે નહિ.

ત્યારે, ઉપરની સવિસ્તર ચર્ચા ઉપરથી સિદ્ધ થાય છે કે: માલવામાં ઇ. સ. ના પ્હેલા સૈકામાં ગણસત્તાક રાજ્ય ન્હોતું. જો કે પ્હેલાંના શિલાલેખોમાં ( Earlier Inscriptions ) શાલિવાહન શકની પેઠે વિક્રમ સંવતનો " માલવ દેશમાં કાલમાન કરવાની પદ્ધતિ " એવો અનિશ્ચિત ઉલ્લેખ થયેલો છે, છતાં આ સંવતને ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યેજ સ્થાપ્યો હતો. અને, તેથી, " બીજા ચન્દ્ર-ગુપ્તવાળો મત " જે લગભગ અર્ધા સૈકા સુધી વિદ્વાનોએ માન્યો છે તે જેટલો પ્રમાણહીન છે તેટલોજ અનાવશ્યક છે.

( અપૂર્ણ )

---

# ગુલાબ

ગુલાબ ! તુજ પાંખડી શત, ભરી મૃદતાવતી
જરા ય ધબકાર એ કર તણો શકે ના સહી,
ઉરે અકળ સ્પર્શતી દલ કુમાશ સૌન્દર્યની
શકે મનુજ માત્રના હૃદયની પિડા સૌ હણી;
સિંચી સકળ પાંદડી મધુર તત્ત્વથી ગંધના
હરે મધુપ ચિત્તને, અનિલ અંગ બ્હેકી ઉઠે,
મથી સકળ વિશ્વના અણુ હણુન્ત દુર્ગન્ધના
કરી ખતમ જ્યોતને સકળ સત્ત્વ સારે સરે.
ઉઘાડ મૃદુ ભાવના મુજ ઉરે, વધી પાંગરે,
બની વિવશ ક્રોધને કઠિનતા ધરું ના ઉરે,
વિવિધ રૂપ સુન્દરે: સમજ સત્ય સૌન્દર્યની
પઢાવ; ભર ભાવથી જીવન પાંખડી સૌરભે;
બધાય તુજ સત્ત્વથી જીવન પુષ્પ મારું ખીલે,
નહીં જગત જન્મની સફળતા અધૂરી રહે. ૧૪

ચંપકલાલ વ્યાસ

# જગત્ ચ્હડે છે, કે પડે છે?

ડૉ મંજુલાલ જમનારામ દવે
એમ. એ., પી. એચ. ડી., ડી લીટ.

કદાચ સર્વને નવાઇ તો લાગશે કે "જગત્ ચ્હડે છે કે પડે છે?" એવો વિષય શા માટે મ્હેં પસંદ કર્યો હશે. એક વ્યક્તિ ચ્હડે છે કે પડે છે, એક નાનકડી સમાજ ચ્હડે છે કે પડે છે, એક ગામ વા શહેર ચ્હડે છે કે પડે છે, એક સારોય પ્રાન્ત વા દેશ વા ખંડ ચ્હડે છે કે પડે છે, એવું એક–એક ભાવવાળું કંઇજ નહિ, ને આવા સમસ્ત જગતની ચર્ચા કરવાની શી જરુર, એવો પ્રશ્ન પણ કદાચ કોઇકને થયા વિના નહિ રહે. આમ છતાં કેટલીક તો એવી વિશાળ ને સર્વગ્રાહી બાબતો છે, જેના વિષે જેટલું એક વ્યક્તિ વા સમાજ વા દેશને માટે કહી શકાય, તેટલું જ તે વ્યક્તિ, સમાજ તથા દેશ વડે સંભૃત થયેલ સમસ્ત જગત્ માટે પણ કહી શકાય. કારણ જગત્ એક મોટા વર્તુળ ગણીએ તો ખંડ, દેશ, પ્રાન્ત, નગર, ગ્રામ, સમાજ ને વ્યક્તિ એ સૌના નાના નાના વર્તુળો એજ જગતના જુદા જુદા અંશો જેવા જ જણાવી શકાય; અને ધર્મ, નીતિ, સંસાર, વિદ્યા, સાહિત્ય, કલા, હુન્નર, ઉદ્યોગ, વ્યાપાર, વાણીજ્ય, વિજ્ઞાન, રાજ્ય – એ સર્વમાં તેમની સ્થિતિ વડેજ સારાય જગતની સ્થિતિનું માપ કાઢી શકાય.

હવે જગત્ શબ્દની વ્યંજના તપાસતાં પણ માલમ પડી આવશે કે આજનો વિષય સાર્થ છે. ઇશોપનિષદ્નો પ્હેલો જ મંત્ર કહે છે કે "ઇશાવાસ્યં ઇદમ્ સર્વમ્ યત્કિંચ્ય જગત્યામ્ જગત્" આ જે કાંઇ સર્વ જગતમાં જગત્ રૂપે એટલે ગતિમાન રૂપે (કારણ ગમ્–ગચ્છ ધાતુ પરથી જગત્ શબ્દ ઉપજેલો છે) છે તે સર્વમાં ઇશ તત્ત્વ – પરમાત્મ તત્ત્વ વ્યાપ્ત છે. અર્થાત્ જગત્ એટલે ગતિમાન: અને આ ગતિ ઉર્ધ્વ – ઉંચી હોય વા નીચી હોય અને આથીજ આપણે કહ્યું કે જગત્ ચ્હડે છે કે પડે છે – એટલે જગત્ ઉંચે જાય છે કે નીચે ગરે છે:–એટલે જે જગતમાં એક અખંડ અનંત ઇશતત્ત્વ ઓતપ્રોત છે, તે જગત્ ઉર્ધ્વગામીન છે કે અધોગામીન?

ઇંગ્લંડનાં એક પરમ વિદુષી, જેને અમારું કુટુમ્બ પૂજ્યતમ એક ભગિનીના ભાવે ઓળખે છે અને જેઓ પરમાત્મજ્યોતિમાં વિલીન થયેલ છે, તે મેરી કોરેલી–જેમને નામે સારું એક અમેરિકાનું નગર વસેલ છે, Corelli city નામનું–તેઓ પોતાની એક ઉમદા કથાના આરંભ તેમ અંત આવાજ એક પ્રશ્નથી પૂછે છે કે ઇશ–સ્વરૂપ પુન: આજના જગતમા મૂર્તિમાન થાય તો તેને જગત્ સત્કારે વા ન સત્કારે? અને એ પ્રશ્નનો જેવો ઉત્તર અપાય તે વડે જ આપણે કહી શકીએ કે જગત્ ઉંચે ચ્હડેલ છે, કે નીચે પડેલ છે.

આજ પ્રમાણે ગયા બર્નાર્ડ શૉ નામના આજના ઇંગ્લંડના પ્રખ્યાત નાટ્યકારના "સેન્ટ

જોન" નામના નાટકમાં તેના અંતિમ પ્રવચનમાં આ પ્રશ્ન આ રીતે છેડાયો છે: "O God That madest this beautiful earth, when will it be ready to receive Thy Saints? How long, O Lord, how Lord?" પ્રભુપુત્રી જોન ઓફ આર્કના મોંમાંજ આ શબ્દો મૂકેલા છે, ને કહેવડાવ્યું છે કે "હે પ્રભુવર, તમે સર્જેલી આ જગતની સુન્દરતમ કુંજ સંતોને નિમંત્રવા ક્યારે તત્પર થઇ રહેશે?–હા, તેને તેમ કરતાં કેટલો વખત લાગશે, કેટલો વિલંબ થશે?" અને આપને જણાશે કે આ પ્રશ્નના ઉત્તરમાંજ આજના આપણા પ્રશ્નના ઉત્તરના પડઘા આપણને સંભળાયા વિના નજ રહેવા જોઇએ.

હવે આપણે મુખ્ય વિષયને છેડીએ, અને જણાવીએ કે આજનું જગત્ સામાન્ય રીતે પૂર્વ અને પશ્ચિમ એ બન્ને સ્વરૂપે ઓળખાય છે અને પૂર્વના જગતને કેટલાકો ચેતનવાદી કહે છે, જ્યારે પશ્ચિમને જડવાદી એ નામે વધાવે છે અને એવી સ્થિતિમાં ઇંગ્લંડનો એક કવિ કિપ્લીંગ ગાઇ રહે છે કે

East is East; and West is West;
And never the twain shall meet."

'પૂર્વ તે પૂર્વ છે, ને પશ્ચિમ તે પશ્ચિમ છે, અને પૂર્વ તથા પશ્ચિમનો યોગ કદીય થનાર નથી.' કારણ? પૂર્વ નિવૃત્તિવાદી છે, પશ્ચિમ પ્રવૃત્તિવાદી છે. પણ સાચું કહીએ તો અત્યારે આવા ભેદો વસ્તુતઃ સાચા તો નથીજ ગણવાના. એકને ચેતનવાદી કહી પ્રશંસવું, ને બીજાને જડવાદી ગણી નિંદવું, એ વસ્તુતઃ સાચું તો નથીજ. કારણ સાચી સ્થિતિ તો તે બન્ને પ્રશંસા તથા નિંદાની વાણી થકી સાવ વેગળીજ છે; અને ધર્મની ભાવનામાં જગત્ કેટલે છે, ક્યાં ઉભે છે,–ચ્હડે છે વા પડે છે, તેની વિચારણામાં ભાગ્યેજ તેનો ઉપયોગ થઇ શકે છે. આજ રીતે નિવૃત્તિ તેમ પ્રવૃત્તિ વિષે કહી શકાશે. ઉપનિષદમાં વિદ્યા–અવિદ્યાના સારાસાર દાખવ્યા છે અને જણાવ્યું છે કે એકલી વિદ્યા તેમ એકલી અવિદ્યા બન્ને મહતી વિનષ્ટિ કરનાર છેઃ એકલી નિવૃત્તિ તેમ એકલી પ્રવૃત્તિ પણ આવીજ હાનીકારક છે. એકલી ચેતનતાની ભાવના તેમ એકલી જડવાદી વિચારણા પણ આવુંજ પરિણામ પ્રેરે છે. જગતના મહાન બજારમાં એકની એક વસ્તુતો સદાને માટે નજ શોભે. વિવિધતા તો જોઇએજ આથી ઉપનિષદ્કારે કહ્યું છે કે "અવિદ્યયા મૃત્યુમ્ તીર્ત્વા વિદ્યયા અમૃતમ્‌ઽનુતે." આ અવિદ્યા તે ભૌતિક શાસ્ત્રોનો અભ્યાસ, વૈજ્ઞાનિક ખીલવણી અને વિદ્યા તે આધ્યાત્મિક–દૈવી શાસ્ત્રોનું જ્ઞાન ને તેનું વિકસન–વિલસન. પશ્ચિમ ભૌતિક શાસ્ત્રોનું જ્ઞાન જેટલું બતાવે છે, તેટલુંજ આધ્યાત્મિક શાસ્ત્રોનું જ્ઞાન નથી બતાવતું એમ નથીઃ તેમ પૂર્વ પણ આધ્યાત્મિક તેની વડિલોપાર્જિત સંપત્તિ પર જેટલું મગરૂર છે, તેટલું તેના ભૌતિક બાપો પર હમણાં હમણાં થવા માંડેલ સર્વ કોઇને જણાયા વિના નહિજ રહે. પશ્ચિમ માને છે કે એકલી ભૌતિક વિદ્યા તેને મૃત્યુમાંથીજ તરાવશે પણ તે પછી અમૃતતાની પ્રાપ્તિને માટે તો તેણે આધ્યાત્મિક ભાવનાઓ વિચારવી પડશેજ અને તે તે હાલમાં નથી વિચારી રહેલ તેમ નથી. સર આર્થર કોનન.ડોઇલ વિષે તો આપે કદાચ સાંભળ્યું હશે. તેમની ડીટેક્ટીવ નવલકથાઓ

વિષે ને તેમાંના મુખ્ય પાત્ર શેરલોક હોમ્સનાં પરાક્રમો વિષે પણ ઘણાને માહીતી હશે જ. પરંતુ આજ આપણા કોનન ડોઇલ ઈંગ્લંડની જનતાના પ્રખર ધર્મનેતા છે અને પૂર્વના દેશોને જે જ્ઞાન એક દિવસ ભૂતકાળમાં હસ્તામલકવત્ હતું, તેજ જ્ઞાનનું આજ તે પશ્ચિમમાં જ્યાં ને ત્યાં પ્રકાશન કરી રહ્યા છે. અવિદ્યા જેને આપણે કહીએ છીએ તેવી ભૌતિક વિદ્યાઓના પ્રખર નેતા સર ઓલીવર લૉજનું નામ પણ આપે સાંભળ્યું છે. જેવા હિન્દમાં સર જગદીશ ચંદ્ર વસુ તેવા જ ઈંગ્લંડમાં સર ઓલીવર લૉજ; અને જેટલી સર જગદીશની ધાર્મિક ભાવના સતેજ તેટલીજ સર ઓલીવરની પણ–પછી ભલેને બન્ને વૈજ્ઞાનિકો ગણાઈ રહે. પરંતુ ગોવર્ધનરામભાઇ કહેતા તેમ આત્માની ઉંડેરી ને પ્રફુલ્લ આસ્તિકતામાં, ધાર્મિકતામાં, શ્રદ્ધા ભાવમાં તો એ બન્ને વૈજ્ઞાનિકો–ભૌતિક શાસ્ત્રના નેતાઓ–સાચા સરસ્વતી પુત્રો–પુરાણા બ્રાહ્મણતત્ત્વની જ પ્રતીતિ કરાવી રહેલ સર્વ કોઈ નિષ્પક્ષપાતીને જણાયા વિના નહિ રહે. આજ રીતે બીજાં અનેક દૃષ્ટાંતો આપી શકાશે, અને તે રીતે પુરવાર કરી શકાશે કે "જડવાદ, જડવાદ" કહી આપણે જે વિદ્યાઓને, શાસ્ત્રોને અને તેમના ઉત્પાદકો તેમ પ્રચારકોને વિષે કહીએ છીએ, તે વસ્તુતઃ તેવા નથી, પરંતુ તેઓ તો ઉંડેરા ચેતનવાદીઓ છેઃ સ્થૂલમાંથી સૂક્ષ્મને પ્રકટાવવાની તેમની મહદ્–અભિલાષા છે: બ્રહ્માંડમાંથી બ્રહ્મને વિલસાવવાની તેમની ઉચ્ચોચ્ચ આકાંક્ષા છેઃ જગતદ્વારા જગન્નાથને તેમાં વસેલ ઇશતત્ત્વ–વરવાની, પામવાની, તેમાં પ્રવેશવાની, તેમની પરમ ભાવના છે અને આજ ભાવના પ્રાચીન વેદ ને ઉપનિષદોમાં, ગીતા ને શાંકરભાષ્યમાં, મઝેથી ઝીલાઈ છે.

એકના જ્ઞાને અનેકનું જ્ઞાનઃ અનેકના જ્ઞાને એકનું જ્ઞાનઃ–એ ડીડકટીવ–ઇન્ડકટીવ રીતો આપણને જાણીતી છે. અને "બ્રહ્મ સત્યમ્ જગન્મિથ્યા, જીવો બ્રહ્મૈવ કેવલમ્" એમ કહેનારે ડીડકટીવ રીતિ વ્યક્ત કરી છે એમ કહી શકાશેઃ જ્યારે "બ્રહ્મ સત્યમ્ જગત્ સત્યમ્, જીવો બ્રહ્મ સુહૃદ્ દ્વયમ્" એમ ગાનાર ઇન્ડિકટીવ રીત સ્વીકારી છે એમ જણાવી શકાશે. અને તે બન્ને ધર્મની ઉચ્ચોચ્ચતા પામવાને તો જરુરી છેજ. કારણ આ ઇન્ડિકટીવ રીતે આપણે ન માનીએ તો ગીતાના લોક સંગ્રહને કયાં જતો કરવો? બુદ્ધદેવ કહે છે તેમ "જન હિતાર્થ જીવન વહન"ની વિચારણાને કયાં ફેંકી દેવી? ઉપનિષદ્કાર પણ કહે છે કે "તેન ત્યક્તેન ભુંજીથાઃ" નિરસક્ત વૃત્તિથી તેને ભોગવી રહે–તેને એટલે કોને? ઉપર કહ્યું તે "ઇશાવાસ્યં ઇદમ્ સર્વં યત્કિંચ્ય જગત્યામ્ જગતને." હવે જો આ જગત્ મિથ્યા જ હોય તો આવું આદેશવાનું પ્રયોજન શું? પણ તેમ નથી. જગત્ ઇન્ડકટીવ રીતે જોતાં તે સત્ય છે, અને આત્મોદ્ધાર તેમ લોકોદ્ધાર ઉભય કાર્ય કરવા મનુષ્યપાત્રનું તેમાં નિર્માણ થયેલ છે–એટલું જ આ પરથી સમજવાનું છે. અને આજ અર્જુનને અપાયેલ ગીતાજીનો ધર્મ છે–આત્મોદ્ધારક ને લોકોપકારક. ગીતાજીનું સૂક્ષ્મ અવલોકન કરનાર તત્કાલ જોઈ શકે છે કે તેમાં પ્રથમ અર્જુનના આત્મોદ્ધારની કથા છેઃ ધર્મમાં ચૂકેલાને–"શિષ્યસ્તેહમ્ શાધિમાં ત્વાં પ્રપન્નમ્" એવું ભાખનારાને–તેમાં ધર્મજ્ઞાન અપાઇ તેના આત્મોદ્ધારનાં બીજ ત્યાં વવાયાં છે. અને તે પછી લોકસંગ્રહાર્થ કર્મ કરવાની તેમાં ભાવના દાખવાઇ તે દ્વારા એ બીજના ઉત્તમોત્તમ ફલનો પરિપાક અર્જુનને–અર્થાત્ મનુષ્ય માત્રને–ઝીલવાનો તેમાં અંતિમ ઉપદેશ ગવાયો છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે ચોખ્ખતાંજ અર્જુન બોલી ઉઠે છે કે "નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધ્વા

ત્વત્ પ્રસાદેન મયાઽચ્યુતઃ"–વગેરે, વગેરે. આ આત્મોદ્ધારક ને લોકોપકારક ધર્મમંત્રણાને જેમ ગીતાકારે ઉંચું સ્થાન આપ્યું છે તેમજ સારાય મહાભારતમાં પણ તેને "ઉત્થાન ધર્મ" એ નામે સ્વીકારવામાં આવેલ છે. પ્રગતિકારક જનહિતાર્થની હરકોઇ પ્રવૃત્તિ એ ઉત્થાન ધર્મની પ્રાણવાન ઓજસ્વિની ભાવના છે. અને એનાં મૂલ તો છેક ઉપનિષદ્ કાળ સુધી પથરાયલાં માલૂમ પડી આવે છે. "ઇન્દ્રિઇચ્ચિરતઃ સખા," એ શ્રુતિવાણી શું સૂચવી રહે છે? એટલુંજ કે ઇન્દ્રિ–દેવવર તો ચરનારનો–ફરનારનો–પ્રવૃત્તિવાળાનો–સન્મિત્ર છે. "Not belief, belief: but Action, Action!"–એ કાર્લાઇલનો મહાભાવ પણ આજ શ્રુતિવાણીને સંબોધી રહેલ છે. સો વર્ષ જીવવાની મ્હેચ્છા હોય, દીર્ઘાયુ જીવન ટકાવવાની સદ્‌ભાવના હોય તો કર્મ કરતે કરતે તેમ કરી રહોઃ એ ઉપનિષદ્ ભાવ પણ પ્રવૃત્તિને પ્રાધાન્ય આપે છે. આજ છીએ તેનાં કરતાં આવતી કાલે આગળ વધેલ દેખાઇએ તેનું નામ પ્રગતિવાન્ પ્રવૃત્તિ. અને આ પ્રવૃત્તિ તો જીવનની દરેકે દરેક કક્ષામાં હોય. તેના ચારે પુરુષાર્થમા હોય–ધર્મ, અર્થ, કામ ને મોક્ષમાં. એટલે કે મુક્તાત્માઓ પણ ઇશ્વર–સાન્નિધ્યમાં વસી તેનાજ કાનુનો વિશ્વભરમાં પ્રવર્તાવી તે દ્વારા વિશ્વકલ્યાણ સાધી રહેલ છે, અને એ દ્વારા તેમની કાળ ગણના પ્રમાણે ઉત્તરોત્તર તેઓ પણ વૃદ્ધિ ને વિકાસ સાધી રહેલ છે, એ ભાવ આપણને નવો કહેવો પડે તેમ નથી. અને અમેરિકાનો પેરો નિર્બંદ્ધ કવિ વૉલ્ટ વ્હિટમન તો કહેતો કે ઇશ્વર પણ જગત્‌નાં વૃદ્ધિ ને વિકાસ સાથે નિજ નિજ વૃદ્ધિ ને વિકાસ અનુભવી રહે છે. તે યે દિવસે દિવસે લોકકલ્યાણની નવનવીન ભાવનાઓ જનસમાજ સમક્ષ મૂકે છેઃ પોતાનાં છૂપાં ભેદ–રહસ્યોને પ્રતિદિન સવિશેષ પ્રસિદ્ધ કરી રહે છે; અને વધુ ને વધુ Democratic થતો જાય છે.

સતત પ્રવૃત્તિ–પ્રગતિને તો આજનો કાળ પોતાનો મહાન ધર્મ માની રહેલ છે – અહીં તેમ ત્યાં; પૂર્વ તેમ પશ્ચિમમાં વિવેકાનંદ ને રામતીર્થ; દયાનંદ ને ગાંધીઃ રામમોહનરાય ને રવિબાબુઃ એજ એક ઉત્થાન ધર્મનીજ પ્રેરણા પાતાં કરનાર પૂર્વના જગતના મહાન ધર્મવીરો છે. તો કાર્લાઇલને ટોલ્સ્ટોય, થૉરો ને એમર્સન, માદામ બ્લાવાટ્સ્કી ને ડૉ. બિસન્ટ, પોલ રિશાર ને રોમેં રોલાં, પશ્ચિમના ધર્મવીરો તરિકે ભાગ્યેજ અણજાણ્યા રહેશે. અને એ સર્વ એકજ આત્મોદ્ધારક ને લોકોપકારક ધર્મનેજ ઉચ્ચ સ્થાને મૂકી રહેલ છેઃ જનહિતાર્થ જીવન-વહનનેજ મહાભાવના તરીકે પ્રમાણી રહેલ છેઃ અને એ દ્વારા સતત પ્રગતિમતી પ્રવૃત્તિનેજ પ્રબોધી રહેલ છે.

એજ ધર્મની વિશ્વવિરાટ વિચારણા પશ્ચિમ ને પૂર્વ બન્ને જગતોમાં સક્રિય યોજાય છે તે ક્યાં અજાણ્યું છે? મુંબાઇ યુનિવર્સીટીના અભ્યાસક્રમમાં "History and Progress" નામનું એફ્. એસ્. માર્વીન નામના એક આજના પ્રખર વિચારકનું "વિશ્વ ઐક્યની પુસ્તકમાળા" માંનું પુસ્તક શીખવાયું હતું. એ હિન્દમાં આવી પણ ગયા, ને મદ્રાસ તથા મુંબાઇ ને ઇતર જગાએ વ્યાખ્યાનો પણ આપ્યાં. આ પુસ્તકમાં, તેના પ્હેલા પ્રકરણમાં, Progress પ્રગતિની વ્યાખ્યા અપાઈ છે. કોક કહે છે જ્ઞાનની વૃદ્ધિ તે પ્રગતિ છેઃ અન્ય કહે છે સત્તાની વૃદ્ધિ તે પ્રગતિ છેઃ જ્યારે ત્રીજો વર્ગ, જેનાં પ્રતિનિધિ એક સન્નારી છે, તે જણાવે છે કે પ્રગતિ એટલે તો વિશ્વપ્રેમની, બંધુભાવની, વસુધૈવકુટુમ્બકમ્‌ની વૃદ્ધિ. અને માર્વીન મહાશય સારાય પોતાના પુસ્તકમાં આજ એક ભાવને લક્ષમાં રાખી ધર્મમાં, તત્ત્વજ્ઞાનમાં, કલામાં, નીતિમાં,

વિજ્ઞાનમાં, સંસારમાં, વ્યાપાર રાજ્ય અને મનુષ્યોની સર્વ કાંઇ ક્રિયાપ્રક્રિયાઓમાં - ક્યાં ને કેટલે દરજ્જે આ ભાવનાએ સક્રિય ને વ્યવહારૂ સ્વરૂપ લીધેલ છે તેને અનુલક્ષી તે તે બાબતમાં પ્રગતિનાં મૂલ્ય આંકી રહે છે: અને અંતે એવા વિચાર પર આવે છે કે જગત્ ઉપલી સર્વ બાબતોમાં પ્હેલાંના કરતાં વધારે એ જનહિતાર્થે જીવનવહનનો મંત્ર આચારમાં પાળી રહેલ છે, એટલે કે ગ્રીક, રોમન, કેથોલીક, પ્રોટેસ્ટન્ટ, અને ફ્રેન્ચ રેવોલ્યુશન-ના જમાનાઓ કરતાં આજના ખુનખાર મહાવિગ્રહના જમાનામાં પણ એ મંત્રનો વ્યવહારૂ પ્રયોગ કાંઇ ઓછો આદરપાત્ર તો નથી જ. મનુષ્યો, પ્રજાઓ, આજ જેટલું એકમેકને પિછાને છે તેટલું પૂર્વે ન્હોતાં પિછાનતાં: મનુષ્યો, પ્રજાઓ, આજ જેટલી એકમેકને માટે સમભાવના દાખવે છે તેટલી પૂર્વે ન્હોતી દાખવી. એમ ન હોત તો ગાલ્સવર્ધી એક અંગ્રેજ તે દુશ્મનમાં ગણાયેલ જર્મન બાળકોને અન્નભેગાં કરવા પોતાનાં નાટકોનાં આર્થિક ઉત્પન્ન તેમને ન આપી રહેત: તેમ જાપાનમાં ઇશ્વરી પ્રકોપ થતાં પૃથ્વીની સમસ્ત પ્રજાઓ તેને સહાય કરવા એકપગે તત્પર ન થઇ હોત. "One touch of Nature makes the whole world kin" એ ભાવ આજ જેટલો સર્વોપરી વિલસે છે તેટલો પૂર્વના જગત્‌માં કદાચ નહીં હોત. ટૂંકામાં સ્વામી રામતીર્થ જેને સાચો નગદધર્મ જણાવે છે તે નગદધર્મની ભાવના જેટલી આજ સતેજ ને સર્વ જગતને વીંટતી ઉભી છે તેટલી તે કાળે કદાચ નહીં હોય.

અને જ્યાંસુધી આ ધર્મભાવના સ્વયંપ્રકાશિત વિલસે છે, ત્યાંસુધી ઇશ્વર સાક્ષાત મૂર્તિમાન થાય તો તેમને પણ પોતાનું સર્જેલ જગત્ ન જોવા જેવું, વા તેમાં ન વસવા જેવું, તો ન જ લાગે: અને તેના સન્તજનો પણ પધારે તો તેમને ય આ જગત્ અકારું કે વસમું તો ન જ થઈ પડે. અને આપણે જણાવેલ કે મેરી બ્હેન તથા બર્નાર્ડ શૉના પ્રશ્નના ઉત્તરનો આધાર છે: તો આપણે કહી શકીએ કે જગત્ એક ધર્મ ભાવનામાં તો જરુર આગળ વ્હડે છે - કોકકોક વ્યક્તિગત અળવીતરાંઓ છતાંય. કારણ નીચાતિનીચ નષ્ટભ્રષ્ટ મનાયેલ લોકોમાં પણ બંધુતાનો, વિશ્વપ્રેમનો, માનવએકતાનો, ભાવસંચાર આજ થયેલ છે, ને તે દ્વારા આજનું જગત્ જરુર ઉંચું વ્હડેલ છે, એમ તો વિના શંકા કહી શકાશે જ.

(અપૂર્ણ)

# નરસિંહરાવ-ભાષાશાસ્ત્રી

રા. 'મા......સ.'

ભાષાશાસ્ત્રનો વિકાસ આપણા સાહિત્યનું એક મહત્ત્વ-પૂર્ણ અંગ છે. આ દિશામાં પણ આદ્ય પ્રયાસ સદ્દગત નવલરામે કરેલો એ નોંધવા જેવું છે. પરંતુ તે પછી તો હિંદુસ્તાનના અને યુરોપના ભાષાશાસ્ત્ર-વિશારદોએ અનેક વિગતો બહાર આણી અને જુદી જુદી ભાષાઓ અને તે દ્વારા જુદા જુદા દેશના સંબંધ પરત્વે કલ્પનાઓ કરી. હિંદના વિદ્વાનોએ પણ પોત પોતાની ભાષાનું બંધારણ વિચારી તેમાં વ્યાપારમાં આવતાં તત્ત્વોનું સંશોધન કરવાનો પ્રયાસ કર્યો.

આ સમયે આપણા જૂના સાહિત્યનો નવીન દૃષ્ટિથી અભ્યાસ શરુ થયો. અને એ અભ્યાસ માટે આપણા વિદ્વાન સાહિત્યકારોએ ભાષાના તાત્ત્વિક સ્વરૂપની આવશ્યક્તા સ્વીકારી. જૂના પુસ્તકોને સંશોધન કરીને પ્રસિદ્ધિમાં લાવવા માટે પણ ભાષાનું જ્ઞાન અનિવાર્ય ગણાયું. સંસ્કૃતનો અભ્યાસ વધારવાને અને તે દ્વારા સંસ્કૃતમાંથી ઊતરી આવેલી બીજી ભાષાઓ જોડે ગુજરાતી ભાષાનો સંબંધ સમજવાની ઉત્કંઠા આપણા વિદ્વાનોમાં ઉદ્દભવી. આ દિશામાં આપણા પ્રાન્તના વિદ્વાન અને અભ્યાસશીલ જનોએ જે પ્રયાસ કર્યા છે તેમાં શ્રી. નરસિંહરાવનો પ્રયાસ બહુ ઉપયોગી અને ચિરસ્થાયી છે.

આ દિશામાં શ્રીયુત નરસિંહરાવે ગુજરાતને બે ગ્રન્થ આપ્યા છે. તે બન્નેમાં તેમણે મુંબાઇ યુનિવર્સિટી તરફથી ભાષાશાસ્ત્ર વિશે આપેલાં ભાષણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બીજા છૂટા છવાયા લેખો પણ તેમણે લખ્યા છે; પરન્તુ આ બે ગ્રન્થોની ગણના કરતા એવા લેખોનો વિગતપૂર્ણ ઉલ્લેખ આવશ્યક નથી. એમના ભાષણોના એ બે ગ્રન્થમાં શ્રીયુત નરસિંહરાવે આપણને શું આપ્યું છે તે સંક્ષેપમાં જોઇએ.

શરુવાતમાં તેમણે ભાષામાં સામાન્ય રીતે ક્યાં ક્યાં બળોને લીધે વિકાસ થતો રહે છે તેની શાસ્ત્રીય ચર્ચા કરી છે. અને તે વિષય પરત્વે મેક્સમલર જેવા વિદ્વાનોએ જે અભિપ્રાયો દર્શાવ્યા છે તે સંબંધે વિવેચન કર્યું છે. વિવિધ જાતિઓનો પરસ્પર સંબંધ એક બીજી જાતિની ભાષામાં કેવી અસર કરે છે તે પણ તેમણે દર્શાવ્યું છે. આ સામાન્ય ચર્ચા પછી ગુજરાતી ભાષાની ચર્ચા હાથમાં લેતાં તેમણે ગુજરાતના ઇતિહાસની વિગતોનો સ્પર્શ કર્યો છે. આપણા પ્રાચીન ઇતિહાસની વિગતો માટે સર્વસમ્પૂર્ણ સાધનો નથી એટલે કેટલીક વિગતો માટે વિદ્વાનોમાં મતભેદ રહેલા છે એટલે આ બધી વિગતોમાં કાલાન્તરે ઉમેરો થાય ખરો. પણ આપણી ભાષાનું તાત્ત્વિક સ્વરૂપ સમજીએ અને પ્રાચીન સાહિત્યની શુદ્ધ અને સાચી પ્રતો મેળવીએ તો આપણી ઘણી આંટીઘૂંટી ઉકેલી શકે. એટલે ઇતિહાસની દૃષ્ટિએ પણ એમણે આપણી ભાષાનું અવલોકન કર્યું છે.

ભાષાના સ્વરૂપની વિચારણામાં બીજું મહત્ત્વનું અંગ આપણાં ઉચ્ચાર-સ્થાનો છે. જુદા

જુદા દેશો અને પ્રાંતો કે તેથી ન્હાના ખંડો પરત્વે ઉચ્ચાર સ્થાનોમાં કાંઇક કાંઇક વિશિષ્ટતાઓ સંભવે છે એટલે એ વિશિષ્ટતાઓને લીધે પણ ભાષાના ઘડતરમાં જે જે લક્ષણો પ્રવેશે છે તેનો એમણે નિર્દેશ કર્યો છે અને ઇતરપ્રાન્તીય વિદ્વાનોની પદ્ધતિનો પરિચય આપણને આપ્યો છે.

ભાષાશાસ્ત્રનું વસ્તુ એમણે સંસ્કૃતમાંથી પ્રાકૃત અને પ્રાકૃતમાંથી અપભ્રંશમાં જે સંક્રમણ થતું રહ્યું છે તેમાંથી લીધું છે. શબ્દોના અવતરણોમાં કયો કયો ઉત્સર્ગ કેવી રીતે વ્યાપાર કરે છે તે તેમણે દૃષ્ટાંતપૂર્વક દર્શાવ્યું છે. આ બધું દર્શાવતાં એમણે અન્ય વિદ્વાનોના મતનો ઉલ્લેખ અનેક સ્થળે કરેલો છે. કારણ કે ગુજરાતી ભાષા સંબંધે કેટલાક હિન્દના અને પરદેશી વિદ્વાનોએ કંઇક ભ્રમમૂલક ઉલ્લેખો કરેલા છે. એવા ઘણાખરા ભ્રમનું નિરસન કરવાનું કાર્ય પણ શ્રીયુત નરસિંહરાવે કર્યું છે. તે ઉપરાન્ત ગુજરાતના કોઇ કોઇ વિદ્વાનો જોડે એમણે જે ચર્ચાઓ કરી છે તેમાંથી પણ ગુજરાતે તો લાભજ મેળવ્યો છે અને આવી ચર્ચાઓની અસર આપણી ભાષાની જોડણી ઉપર પણ ઓછી નથી થઇ. પરન્તુ આપણું-ગુજરાતનું એ સદ્‌ભાગ્ય નથી કે આપણા વિદ્વાનો એકત્ર મળી પરસ્પર સમાધાનવૃત્તિથી જોડણી વિશે કોઇ નિર્ણય પર આવે.

આ ઉપરાન્ત ગુજરાતી ભાષાના કેટલાક ખાસ લક્ષણોનું એમણે કરેલું પરિશીલન લક્ષમાં રાખવા જેવું છે. સાનુસ્વાર ઉકારાન્ત નામો અને ઓકારાન્ત નામોની પ્રાપ્તિ, વિવૃત્ત ए અને ऒના ઉચ્ચારની ઉત્પત્તિ, વિભક્તિઓના પ્રત્યયની ઉત્પત્તિ, સ્થિતિ અને ઉત્ક્રમણ ઇત્યાદિ વિશેની એમની ચર્ચામાં એમનાં વિશદ જ્ઞાન અને સત્ય દૃષ્ટિની આપણને પ્રતીતિ થાય છે. વળી ભાષાના પ્રાચીન નમૂનાઓ લઇને, તેમાંથી અર્વાચીન સ્વરૂપનું કેવી રીતે સંક્રમણ થયું છે તે દર્શાવવા તેમણે અનેક પ્રાચીન ગ્રન્થોનો ઉલ્લેખ કરેલો છે. આ રીતે ભાષાની વિવેચના કરતાં કરતાં એમણે સાહિત્યના વિકાસનું પણ દર્શન કરાવ્યું છે અને એમની પ્રકૃતિ પ્રમાણે સ્થળે સ્થળે રસ નિદર્શન કર્યું છે.

આ પ્રમાણે વારસામાં મળેલા આવા અમૂલ્ય સાહિત્યને અત્યારના અભ્યાસકો ન વીસરે એ જરૂરનું છે. એમણે અર્પેલા બે ગ્રન્થોમાં તીવ્ર સંશોધન બુદ્ધિવાળા ઉદ્યમશીલ અભ્યાસીઓ માટે અનેક પ્રેરણાસ્થાન રહેલાં છે. આ પ્રમાણે ગુજરાતના ભાષાશાસ્ત્રના સાહિત્યનો વિચાર કરતાં શ્રીયુત નરસિંહરાવનું નામ 'કનિષ્ઠિકાધિષ્ઠિત' રહે છે. આગમ ગણના કરતાં અનામિકા અર્થવતી નથી રહેતી એ ખરું; અને એ નજ રહે એમાં ગુજરાતનું ગૌરવ છે.

# •ખ•ર•તા •તા•રા•

લે. 'વિહારી'

(૧)

ચાલ, એ ભૂલાયા ભૂતને શોધી, પામી, ફરીથી આપણે તાજી કરીએ એ સ્મૃતિ. સમયના પડદાને ઉપાડી ત્યારે મ્હેં ને ત્હેં સ્વેચ્છાએ જતું કર્યું હતું તે આપણે આ ક્ષણે ફરીથી, હૃદયતન્ત્રીના તાર ઝણઝણાવી ફરીથી જીવીએ.

સ્કન્ધે સ્કન્ધ અને કપોલે કપોલ અડાડી, આપણે ફર્યાં હતાં આ સ્થલમાં. હસ્ત ધર્યો હતો હસ્તમાં, પણ ત્યારે જીવ્હા હતી મુંગી અને બંધ હતા હૃદયના ધબકારા. માત્ર ત્હારા પ્રવાલ શા લાલ અધરોના અસ્ફુટ ધ્વનિ, શન્યત્ત્વથી ઝરી, મ્હારા સદા ચેતન શ્રવણે પડી, સુતા મ્હારા અન્તરાત્માને જગવી, સારાયે દેહને–ત્હેના અણુ પરમાણુને હચમચાવી દેતા.

એક એક ક્ષણ ત્યારે અનન્તતા ધરી, જીવનના અનુભવ કરાવતી માત્ર એકજ વિપલમાં.

(૨)

પ્રકૃતિમાતાના ઉછંગે બેસી આપણે એ જોતાં કંઇ દશ્ય ને સુણતાં કંઇ શબ્દ, જોતાં કંઇ છાયા ને પ્રકાશ; ને મુગ્ધ હૈયે આપણે ત્યારે અવાક્ બની બેસતાં.

અન્યોન્ય દ્વારા આપણે પ્રકૃતિના ભેદો–અકલ અને ઊંડા–ત્હેને શોધવા ને પામવા કરતાં ભગીરથ પ્રયત્ન, કોણ જાણે ને કોણ સ્હમજે, અજ્ઞાત ને જાણવા–પામવા મથતા એ બે હૃદયના તલસાટ, એ જીવન યત્નોની મહાવ્યથા?

(૩)

અને પછી?...આપણે પરણ્યા, જગતે કહ્યું કે ત્હમે પરણ્યા. જગની મૂર્ખતાપર કોણ ન હસે? એકમેકને ઓળખ્યા ત્યારથીજ જે બે મટી એક થયા હતા, અન્તરની સાક્ષીએ જે અવિભક્ત હતાં તે જગતની સાક્ષીએ એક થયાં–એટલે પરણ્યાં. જેને પ્રકૃતિ અને પ્રણયે જોડ્યાં હતાં–ત્હેને જોડવાનો ઠાલો દંભ જગતે કર્યો, જે અહર્નિશ એકમેકની પાસેજ હતાં જેનાં ચિત્ત, દેહ અને સ્વભાવ એકમેકને અનુગુણ, અનુરૂપ અને અનુકૂળ હતાં ત્હેને ગૂંથવાએલી નાડાછડીની શી જરુર? જેને સાથે રહી, જગત પરકમ્માના નિશ્ચય કર્યાં હતા ત્હેને શી હતી જરુર સરકસના જાનવર માફક સપ્તપદી ફરવાની? જેનાં હૃદયોએ મૂક પ્રતિજ્ઞા ને વ્રત સ્વેચ્છાએ જ સ્વીકાર્યાં હતા ત્હેને શો હતી જરુર જગત સમક્ષ હાથ મેળવી પોપટ જેમ પ્રતિજ્ઞા લેવાની? માત્ર એકજ દંભ–અને કેટકેટલા ભેદ?

હા. પણ દુનિયાને દંભજ ગમે છે. સર્વ પાસેથી દુનિયા દંભનીજ આશા રાખે છે. દુનિયાનું તન્ત્રજ દંભથી ચાલે છે. તો દંભીઓને કેમ ન છેતરવા એમનાં માંગ્યા–એમને પ્રિય એવા દંભથી. જગતની દંભની એક ક્ષુલ્લક ઇચ્છા માત્ર એકાદ કલાકના દંભથી પોષતાંજ સદાને માટે સર્યા દિલના નહિ પણ દેહના આછા પડદા, જે સદાએ આવતા આપણાં પ્રણયની પ્રગતિની આડે?

એ પ્રસંગ જોવા એકઠાં મળેલા સમક્ષ ત્યારે આપણે કેવાં ડાહ્યાં ડમરાં થઇ બેઠેલાં, જે એકાન્તે કીલકીલાટથી ગજાવતા આખુંયે પોતીકું જગત. આપણે પણ ત્યારે બેવકૂફ જ લાગતા ને? પણ જગતને બેવકૂફ બનાવવા આપણે પણ ઘડી બેઘડી એ બેવકૂફી ધરવી જોઇએ ના?

(૪)

ભવિષ્ય માટે શું ભર્યું હશે ભાગ્યમાં? ન જાણીયે છતાં પ્રતીતિ તો છેજ ને, કે માનવ-જીવનમાંયે સૂર્યના સુવર્ણ રંગો પ્રભાત અને સન્ધ્યાએ ગગનને રંગે છે. પણ જીવનના રંગો એટલાં અલ્પસ્થાયી અને સ્વપ્નવત્ તો નહિજ નીવડે.

જગત્‌ની આશાઓ તો સદા ભાંગેલીજ કારણ જગત્ શોધે છે સુખ આપણે શોધીએ છીએ સન્તોષ. શોધ્યો સન્તોષ તો જરુર લાધે, સુખ શોધ્યું સદા દૂરને દૂર જ ભાગે-જેમ ગગનથી સીમાઓ પાસે જવા પ્રયત્ન કરતાં તે સરે છે તેમ.

કાલને માટે ભર્યું છે જે ભાગ્યે, તે તો પડશે ત્યારે દેવાશે, પણ સારો સાંપ્રત આજે તો દે છે સારા ભવિષ્યની જ આગાહી.

(૫)

નિશાન તાકીનેયે માર્યું અમોઘ બાણ સૂર્ય ચન્દ્રને તો ના જ વાગે. પણ કિંચિત્ શ્રમે વૃક્ષે તાકી ફેંક્યો પ્હાણ એકાદ ફળને તો નીચે જરુર લાવે. અતિ ઊંચા લક્ષ્ય સાધવામાં સદાએ છે સમય, શક્તિ અને ધનનો નિરર્થક વ્યય. પણ શોધે ત્હેને જરુર સાંપડે સાધ્ય સાધના કિંચિત્ શ્રમે.

(૬)

જગતમાં અજબ કૌતુક છે, સાર છે, સત્ય છે. એને જીવનનો અર્થ બનાવવો, એને પામવા શક્ય માનવ પ્રયત્ન કરવો એજ પ્રિયે! હેતુ ત્હારા ને મ્હારા જીવનનો. જીવન વનના આપણે સહુયે વીર, અને વીરને ના હોય વિજય પરાજયના સવાલ. પુરુષે કરવો રહ્યો માત્ર પ્રયત્ન-એમાંજ એનો પુરુષાર્થ.-ફલની આશા કાયરને હોય-વૃધ્ધોને હોય-યુવાનને ના જ હોય. નિષ્ફલતા એ તો છે યુવાનની નીસરણી. એજ છે યુવાનના પ્રયત્નની પ્રેરણા દેવી-એજ એના પ્રાણની સંજીવની. પાણીના પૂર-ખાડા, ટેકરાથીયે રોક્યા રોકાયા? એમ યુવાન પ્રયત્નની આડે કોણ આવે?

(૭)

સ્વપ્નાં એ કેવાં વિષમ છે? કાલે જ મ્હેં ભાળ્યું મ્હારું શ્રમ ભવિષ્ય સખી! તું વિહોણું સ્વપ્નમાં. જાણે ભર રણની ભયાનક નિર્જનતા, નીરવતા ને બિષણતા; એ સહુ જૂનાં દુઃખ અને એકલતા; તું-વિહોણા ભાગ્યની વિષમતા-ને અન્તરની તીવ્ર વેદના, એ સર્વ મ્હેં જોયાં સ્વપ્નપ્રદેશે કાલે.

ઊન્હાં અશ્રુને પણ ઠારી દેય, જીવનની શુચિતાને પણ સૂકવી નાંખે એવી ભવિષ્યની શૂન્યતા જોતાં મનોવ્યાપાર બંધ પડયો; ને મ્હારા ચિદાકાશમાં ઘનઘોર વ્યાપતાં, રાત્રિથી એ ગાઢો ને ઉજ્જડ વનવગડાથીયે ભયાનક એવો અન્ધકાર વ્યાપ્યો.

અશ્રુ-ભીનાં નયને હું જાગ્યો, ઉઠયો. કાળું સ્વપ્ન જગત પ્રકાશે ગયું અને અર્ધજાગ્રત

એવોં હું ત્યારે ગાંડાની માફક ખૂબજ હસ્યો. જાગીને જોયું તો લાગ્યું કે જગત અને જીવન શૂન્ય નથી, સ્વપ્નાં જેવું અલ્પસ્થાયી, મિથ્યા, નિઃસાર નથી. એમાં સનાતન સત્ય છે-પણ શોધે તેજ પામે ને?

જૂના વિસ્મરિત સહૂએ દુઃખો પાછા જન્મ્યાં ને ઘડીએક જીવ્યાં, એ ભ્રમિત કલ્પના પ્રદેશમાં. પણ સાંપ્રત જીવનનાં સુખને સ્પર્શે એટલાં સમર્થ એ નાજ હોય.

દુઃખ જીવવું કોઇને પણ ના ગમે. પણ સુખીને દુઃખનાં સ્વપ્નાં તો જરુર ગમે.-ત્યારે જ સ્હમજાય ને કે સુખ એ શું? નહિ તો સુખ અને દુઃખ બન્નેય સરખાંજ ને?

(૮)

પ્રશ્ન એકજ પૂછું હું મ્હારા ઉરને-કે ત્હને હું ચાહું છું કેમ? નથી આદર્યો મ્હેં પ્રયાસ, પણ એના ઉત્તરે શા?

કદાચ ત્હારા મદનના ચાપશા અધરો-કે મન્મથના બાણ શા અમોઘ નેનો, વા હોય એ ત્હારું સ્મિત નિર્દોષ ને ચાંદનીશું શીળું?

કે મ્હારા અવાક્ હૈયાને મુગ્ધ કરતા, સદાએ સંગીતથી ઝરતા ત્હારા શબ્દો? કે હોય શું સદાએ આશ્લેષવાને તત્પર એવા ત્હારા કમળ નાળ શા ભુજ પાશ? કે પવનમાં તરંગથી વહતા ત્હારા કોમલ કેશ, મેઘ જેવા કાળા ને રેશમથીયે લીસા; જગત ત્યાગી-ભૂલી જેની હુંફ શોધતો હું આવ્યો, અને મન્મથને પણ શુંચને ત્હેવી જેના ગૂંચોમાં ત્હેં મ્હને લપાવી શમાવ્યો?

કે સરલ હૃદયી! હોય તે ત્હારા સ્વભાવની સદાપ્રિય સરળતા કે બુદ્ધિની તીવ્રતા? મનનો દૃઢ સંકલ્પ કે ચાતુર્ય? ત્હારા વિચારોનું ઊંડાણ કે કલ્પનાનું ઉડ્ડયન? ત્હારા શરદાકાશ-શા હૃદયની હૃદયંગમતા કે ભાવની વિશુદ્ધતાભરી બાલિશ નિર્દોષતા? હૃદયની નિખાલસતા કે અણુશુદ્ધતા?

......પ્રશ્ન ઉકેલવા જતાં પડ્યો હું ભૂલભૂલામણીમાં. જગતજૂનો એ પ્રશ્ન ઘણાંએ આશકો એ પોતાના ઉરને કે માશુકને પુછ્યો-છતાં સદાએ એ તો રહેવાનો અણઉકેલ્યોજ. સમસ્તનો સાર એટલોજ કે હું ત્હને ચાહું છું-ત્હારા દેહને મનને હૃદયને-તે સર્વ જેવા છે તેવાને.



# નોંધ પોથીમાંથી

લે. ન. ભ.

* * * કાકા કાલેલકરનો "હિમાલયનો પ્રવાસ" વાંચવો શરુ કર્યો. કાકાશ્રીની લેખની એટલે પછી પૂછવું જ શું! કાકાના લખાણ પાછળ તેમનું ચૈતન્ય–તેમનું હૃદય–તેમની પ્રતિભા અપૂર્વપણે પ્રકાશી ઉઠે છે. તેમનું લખાણ વાંચતાં કોઇ પ્રાચીન રૂષિના સહવાસમાં વિહરતા હોઈએ એવું લાગે છે. નિસર્ગ તરફ તેમનું કુદરતી વલણ કુદરતના ઉચ્છરંગમાં વિહરવાની તેમની તીવ્ર ઇચ્છા, સચોટ સહૃદય ભાષામાં સંસ્કારી વિચારો વ્યક્ત કરવાની તેમની છટા અને પ્રાચીન સાહિત્ય તથા પુરાણો તરફ તેમનો વિવેકયુક્ત પક્ષપાત વગેરે તેમના લખાણની વિશેષતાઓ છે. લખાણ એટલું તો સંસ્કારી છે કે વાંચતાં સાથે જ હૃદય પવિત્ર થાય. ઉપનિષદ્ અને ગીતાનો સાધ્યાય કરતાં જેવો આનંદ થાય–જેવી સાત્વિકતા ઉભરે, તેવો જ આનંદ અને વૃત્તિ તેમને વાંચતાં થાય. લેખની પાછળ છૂપાયેલું વ્યક્તિત્વ હૃદય પલટો કરવાને બસ છે. રસસરિતાના પ્રબલ વેગમાં આપણે ધસડાતા જ જઇએ છીએ. ટુંકમાં કાકાશ્રી કુદરતી કવિ છે–પ્રાણવાન સાહિત્યના સ્રષ્ટા છે–ભાષ્યકાર છે સમાજના સાચા સેવક છે. એમની પ્રસન્ન ગંભીર શૈલી, હિમગિરિના રમણીય પ્રદેશમાં વહેતી ગંગા સમી છે. કાકા મહારાષ્ટ્રના નથી–ગુજરાતના છે. * * *

* * * શ્રેયાર્થી ને 'જીવન – શોધન' અત્યન્ત ઉપકારક થઇ પડે. શ્રી કિશોરલાલના એ પુસ્તકને પચાવ્યાથી જીવન વિષેની ભાવનાઓ વિશેષ ઉજ્જ્વળ થાય – જીવન વિષેની કલ્પનાઓ અને આદર્શો વધુ સ્પષ્ટ થાય. સંસ્કારી લખાણ – ભાષાની પ્રૌઢતા અને અર્થની ગંભીરતા ખરેખર વખાણવા લાયક છે. લખાણમાં ઓજસ્ છે–ઉંડા અભ્યાસ અને ચિંતનનું બળ છે. એમનું વિચાર સ્વાતન્ત્ર્ય અનુકરણીય છે. પોતાની વિવેકબુદ્ધિની કસોટીમાંથી જે પસાર થાય તેમાંજ તેમનો વિશ્વાસ છે. નિર્મળ–સ્વતન્ત્ર–વિવેચક બુદ્ધિને ન રુચે–આત્માના અવાજની વિરુદ્ધ જાય એવી વસ્તુઓમાં તેઓ શિષ્ટ પ્રાચીન ઋષિઓએ ભણાવેલા પાઠને પણ કોરે મૂકે છે. આમ કરવામાં મર્યાદાનો ભંગ થતો નથી પણ જ્ઞાનની શોધ થાય છે. વિવેક શૂન્યતાના તો તેઓ ભારે શત્રુ છે. તેમની "શોધન" શબ્દની વ્યાખ્યાજ સુંદર છે. શોધવું એટલે ન જાણેલું ખોળવું અને જાણેલું સુધારવું. વ્યાખ્યાનો ઉત્તરાર્ધ મહત્ત્વનો છે એમાંથી તેમની વિચારની સ્વતંત્રતા નિતરી આવે છે. જ્ઞાનનું ક્ષેત્ર અનંત હોઇ તેને સીમાબદ્ધ ન કરી શકાય. આકાશ તો ક્ષિતિજે પણ બંધાયલું ભાસે–જ્ઞાનને તો ક્ષિતજ પણ નથી. જો હોય તો તે વૈયક્તિક છે. મૂળમાં નથી એટલે આજ સુધીના જાણેલામાં આવતી કાલે સુધારાનો અવકાશ છે. આ વૃત્તિ જ એમના શોધક સ્વભાવની સાક્ષી પૂરે છે. ગુજરાતમાં એમના જેવા ઉંડા ચિંતકની ખાસ જરુર છેજ. શ્રી. કિશોરલાલના પુસ્તકોએ મારા જીવનમાં પ્રેરણા સીંચી છે.

* * * સવારનો સમય પૂ. બાપુજીનો "રાજનીતિ" નો ભાગ વાંચવામાં ગયો. એમના લખાણમાં તો સ્વાનુભવજ હોયને! અહિંસા અને સત્યની મૂર્તિ એટલે લખાણમાં પણ અહિંસા

અને સત્યનું જ તેજ હોય. એકેએક વાક્યમાં અનુભવ સાગરની લહરી રમે છે. એકજ વાક્યમાં અનેક વાક્યનો અર્થ સમાઇ જાય છે. જે કહેવું હોય તે એટલું તો હૃદયગમ રીતે કહે કે સીધુ હૃદયમાં ઉતરી જાય. વળી એમનુ લખાણ ખાસ કરીને વિદ્વદ્ભોગ્ય નહી પણ લોકભોગ્ય છે. આનો અર્થ એમ નથી કે એમના લખાણમાં વિદ્વત્તાની ઉણપ છે ઉલટું મને તો એમની સાદી અને અર્થ-વાહી શૈલીમા જ વિદ્વત્તાની પૂર્ણકળા ખીલી લાગે છે. સંસ્કૃતમયતા એ હમેશાં ભૂષણરૂપ નથી. ભગવાન બુધ્ધે પણ પ્રાકૃત ભાષામાજ પોતાનો ઉપદેશ જનતા સમક્ષ મૂક્યો હતો, તેમને સંસ્કૃત ઉપર કાબુ ન હતો એમ નહીં પણ તેમનું ધ્યેય અજ્ઞાનમાં અજ્ઞાન માણસને પણ પ્રભુમય જીવનની મહત્તા શીખવવાનું હતું અને તેથી જ તેમણે પ્રાકૃતનો આશ્રય સ્વીકાર્યો હતો. ગાધીજીને પણ સામાન્ય પ્રજા કેળવવી રહી – જગતના સનાતન સત્યોનો સારીએ માનવ જાતિને પરિચય કરાવવો રહ્યો. એટલે જ એમની ભાષા સરળ-સ્હેલી-સચોટ-સીધી-સબળ અને મુગ્ધ કરી નાખે એવી છે. એમની ભાષા એ માતૃભાષાને અવમાનતા ભાઇઓને મૂક ઠપકો છે. ગુજરાતીમાં ગૂઢ ભાવો વ્યક્ત ન કરી શકાય એમ કહેનારને એ પ્રતિકાર છે. ઉત્કૃષ્ટ ચારિત્ર્યનું અખડ પ્રતિબિમ્બ વાક્યે વાક્યે તરી આવે છે. * * *

* * * પરતુ કવિશ્રી ન્હાનાલાલનુ "પિતૃતર્પણ" તો અદ્ભુત જ છે. આર્ય બાળકની માતા પિતા વિષેની ભાવના કેવી ઉચ્ચ કક્ષાની હોઇ શકે તે તેમણે સહૃદયતાથી લખ્યું છે. હજારો વર્ષથી આર્યકુળમાં ગવાતી "मातृदेवो भव" "पितृदेवो भव"ની ઋચાનું સંગીત આજે હૃદયમાં ગુંજતું હતું. એમની કલ્પના ઉદાત્ત છે. ભવ્ય છે-ગગન-વિહારી છે-બ્રહ્માંડના ભેદોને ઉકેલવા સમર્થ છે. તર્પણમા બાલ્યનાં અને યૌવનના જે ચિત્રો કવિએ દોર્યાં છે તે મનોહર છે. એક શ્લોકમાં તો અવધિ છે બાળકને છાયડા રૂપ માતાપિતા હયાત હોય ત્યા સુધી તો તેમનામાં ઉછ્ખલતાની અતિશયતા હોય છે જગતનું બહુ ભાન હોતું નથી-સ્વજન પ્રત્યે પણ બેદરકારી જ હોય છે. પરંતુ જ્યારે તે શીળી છાયા ઉડી જાય-બાળક જગતના તાપતડકામાં ભમે ત્યારે જ તેને છાયાની શીતલતાનુ સ્મરણ થાય છે. અને અન્તે હૃદયમાં શોક અને પશ્ચાતાપનો અગ્નિ પ્રજ્વળ્યા કરે છે એવી જ સ્થિતિમાં પશ્ચાતાપ કરતા કવિ ઉદ્‌ગાર કાઢે છે.—

"ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા,
આપનાં મૃત્યુએ તાત! આછા નીર ઉંડા કીધાં"

ભવભૂતિનો રામ પણ આવા ઉદ્‌ગાર સારે છેઃ—

मातृभिश्चिन्त्यमानाना ते हि नो दिवसा गताः॥—

પરતુ, રામના ઉદ્‌ગારમાં સુખની સ્મૃતિ છે જ્યારે કવિની કડીમા પશ્ચાત્તાપ અને શોકની છાયા છે,... ..છેવટે આર્ય પ્રજાની ઉન્નતમા ઉન્નત ભાવના કવિતામા ગાતા કવિ વિરમે છે—

"पितृदेवो भव प्राज्ञ! मातृदेवो भव प्रिय!
સર્વે કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય."

# ત્યજાએલી

લે. સ્નેહરશ્મિ

દોલતરાય દેસાઇના પુત્ર સુમનરાયે તેની માને સાફ સાફ સંભળાવી દીધું કે "મારાં જો લગ્ન કર્યાં તો છતે વરે કોઇની છોકરીને રંડાપો આપવાનું પાપ તને લાગશે." સવિતાને આવી ધમકીનો બહુ અર્થ લાગ્યો નહિ. એનાથી વધારે કડક વસ્તુઓથી તે ટેવાઇ ગએલી હતી, એટલે તેણે સુમનને જરા શાન્ત પાડતાં, ધીરેથી સમજાવતાં કહ્યું,

"ભાઇ, એમ આકળા થયે કંઇ વળે? હું ક્યાં કહું છું કે તું પરણ જ. એક વાર તું એ છોકરીને તો જો. સહેજ ભીને વાન છે, પણ રૂપરૂપનો તો અંબાર, અને કલ્યાણજી દેસાઇનું ઘર! એવું બીજે ક્યાં મળવાનું છે! અને વાંકડો પણ ખાસ્સો તેવીસો રૂપીઆ આપે છે. ઘરેણાં ગાંઠાં લાવશે તે તો જૂદું. અને તારી ઇચ્છા હશે તો તારો સસરો દેવું કરીને પણ તને વિલાયત ભણવા મોકલશે."

સુમનનામાં આ બધું 'ટાહ્યલું' સાંભળવાની ધીરજ ન હતી, તે ચીડાઇને બોલ્યો,

"ગમે તેવું કુળ હોય, અને છોકરી અપ્સરા જેવી કેમ ન હોય, પણ મારે નથી પરણવું, નથી પરણવું, ને નથી પરણવું. બસ થયું?"

વાત એમ હતી કે સુમન મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં ભણતો હતો. દરેક વિદ્યાર્થી જેમ શાકુન્તલ વાંચે, પ્રેમનાં કાવ્યો વાંચે તેમ તેણે તે બધું વાંચ્યું હતું. તે વાંચતાં પોતે પણ કોઇ એક નવલકથાના પાત્ર જેવો બની ગયો હતો. માબાપ કન્યાને શોધી લાવે, અને દીકરો ગમે તે છોકરી માબાપ પસંદ કરે તેને પરણે એ ઢીંગલા ઢીંગલીનાં લગન પ્રત્યે તેણે પાર વિનાની ઘૃણા કેળવી હતી. સ્નેહલગ્નની ઉદાત્તતા ઉપર તેણે કૉલેજની ડીબેટીંગ સોસાયટીમાં સુન્દર ભાષણ આપી વિદ્યાર્થી – વિદ્યાર્થીનીઓને મુગ્ધ કર્યાં હતાં. લગ્નના જે જૂના અનેક પ્રકારો હિન્દુ ધર્મશાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યા છે તે બધાની જગ્યાએ માત્ર બે જ પ્રકાર તે સ્વાભાવિક લેખતો – દેવલગ્ન અને અસુરલગ્ન. સ્નેહલગ્ન – સ્વયંવરલગ્ન, દેવલગ્ન વિભાગમાં આવે, તે શિવાયનાં બીજાં બધાં અસુરલગ્ન ગણાવાં જોઇએ એવો તેનો દૃઢ અભિપ્રાય હતો. તેની લગ્ન સંબંધી આ ફિલસુફીને તે પોતાના જીવનમાં કોઇ પણ રીતે ઉતારી જગતને એક આદર્શ દેવલગ્નનું સુન્દર ઉદાહરણ બતાવવા ઇચ્છતો હતો. ત્રિવેણી નામની એક સહાધ્યાયિની તેની સાથે વધુ છૂટથી હળતી મળતી, અનેક વખત બેડમીન્ટનની રમતમાં તે તેને પોતાના સાથી તરીકે ખેલવા નિમન્ત્રણ આપતી, તેની અભ્યાસની નોટોનો વારંવાર તે છૂટથી ઉપયોગ કરતી આ બધા ઉપરથી સુમનરાયની ખાત્રી થઇ હતી કે ત્રિવેણી તેને ચાહે છે. અને પોતે તેને ચાહતો હતો એની પ્રતીતિની તો તેને જરુર જ ન હતી. પોતાના એ સ્વર્ગમાં તેના જૂના વિચારનાં માબાપને શી ગતાગમ પડે? કેવી રીતે તેમને સમજાવવું કે તેમણે પસંદ કરેલી ઢીંગલીને સુમનરાયના જગતમાં ક્યાંય સ્થાન મળે એમ નથી!

સુમનરાયે પોતાની માની વાતને તો તરત જ ધુત્કારી કાઢી; પણ દોલતરાય દેસાઇ સાથે એ રીતે વાત ન થઇ શકે તે તે જાણતો હતો. દોલતરાયના મીજાજનો તેને પૂરો પરિચય હતો. એક વાર જો તેનો પીત્તો ગયો તો ઘરમાંથી લાત મારીને કાઢી મૂકતાં તે વિચાર નહિ કરે, અને જો તેમ થાય તો પોતાનાં બધાં સ્વપ્નાં છિન્ન વિચ્છિન્ન થઇ જાય. દર મહિને મુંબઇમાં બરોબર પહેલી તારીખે ટપાલી પચાસ રૂપીઆનો જે મનીઓર્ડર લઇ આવતો તે મનીઓર્ડર તો બંધ થાય જ પણ પોતાને રસ્તાના ભીખારી બનવું પડે એટલું જ નહિ, પણ ત્રિવેણીનું નામ સુદ્ધાં ભૂલી જવું પડે. દોલતરાય દેસાઇને કેમ મનાવવા તે તેને સમજાતું ન હતું. તેણે ઘણા ઘણા વિચાર કરી જોયા, અનેક યોજનાઓ ઘડી જોઇ, પણ તે બધામાંથી એકે દોલતરાય આગળ ટકી શકે એમ તેને લાગ્યું નહિ, અને જ્યારે દોલતરાયે તેને બોલાવી કહ્યું,

"કેમ સુમન તારી બા કહે છે એ સાચું છું? આવડો મોટો ગધેડા જેવડો થયો પણ હજુ તારામાં અક્કલનો એક છાંટો પણ નથી આવ્યો. આવડો વાંકડો કોણ તારો બાપ આપવાનો છે? અને મુંબઇમાં પાછું ભાઇને ફૂલફટાક થઇને ફરવું છે! જો મારા ઘરમાં રહેવું હોય તો એ બધા ચેનચાળા છોડી દે, નહિ તો"– બહાર રસ્તા તરફ આંગળી કરતાં તેમણે કહ્યું, "આ સીધો રસ્તો. મેં કલ્યાણજી દેસાઇને હા પાડી દીધી છે – શું સમજ્યો? પણ તારા માન ખાતર એટલું બાકી રાખ્યું છે કે સુમનને છોકરી ગમે તે પછી નકી. તારે હજુ રજા પંદર દિવસ પહોંચે છે. આજે જોઇએ તો જઇ આવ. લગન તારી કોલેજ ઉઘડતાં પહેલાં જ કરી નાખવાનાં છે. અને છોકરીને મેં જોઇ છે, તારી બાએ જોઇ છે – તું શું વધારે જોવાનો હતો? છોકરી સારી છે, રૂપાળી છે. છતાં તું આજે જોઇએ તો જોઇ આવ."

સુમનને તો આખું બ્રહ્માંડ ક્યારનું ચગડોળે ચડી ગયું હોય એમ લાગતું હતું. તેનામાં કંઈ પણ બોલવાના હોંસકોંસ જ રહ્યા હતા નહિ. તેણે મન સાથે જ નક્કી કીધું –"ભલે, પણ તેને હું ઘરમાં રાખીશ તો ને? પણ ત્રિવેણી?..." સુમનરાયની બધી શક્તિ, બધી વાક્ચાતુરી ડીબેટીંગ સોસાયટીમાં જ શોભે એવી હતી. દોલતરાય દેસાઇ આગળ તે ગરીબ ગાય જેવો બની ગયો. ન તે છોકરીને જોવા ગયો ન તેણે દોલતરાય આગળ કંઇ દલીલ કરી.

ઉઘડતી કોલેજે જ્યારે તે મુંબઇ આવ્યો ત્યારે તેનું દીલ ખાટું થઈ ગએલું હતું. તે પરણ્યો હતો! પેલી 'ઢીંગલી' ના મુખને પૂરું અવલોકવાની પણ તેણે પરવા કરી હતી નહિ. શરમથી તેનું મુખ ઉંચું થઇ શક્યું જ નહિ. અને તેની પત્ની! આ શબ્દ મનમાં ઉચ્ચારતાં જ તે કમ્પ્યો! તે અગીઆર બાર વર્ષની છોકરીનું આખું માથું ફૂલની વાડીથી ભરાઈ ગએલું હતું. આંખ આખી રાતના ઉજાગરાથી ઘેરાએલી અને સુજેલી હતી. ઘરેણાંથી ખીચોખીચ લદાએલી ઢીંગલી જેવી સુમનને તે ભાસી. એ બધું જોતાં તે ધ્રુજી ઉઠ્યો. તેને ત્રિવેણી યાદ આવી. કેવો અધઃપાત! ક્યાં આ ઉંઘણસી, ગામડિયણ છોકરી ને ક્યાં ત્રિવેણી! તે ભગ્નાશ બન્યો. સવિતાએ લગનને દિવસે જ તેનું પીઅરનું નામ બદલી સુમનની સાહિત્યાભિરુચિને ગમે એવું શારદા નામ સુમનની એ 'ઢીંગલી'નું રાખ્યું, પણ સુમને એક વખત તેને જોઇ પોતાની રસદૃષ્ટિને એવી તૃપ્ત કરી દીધી કે ફરીથી તેને જોવાનુ તેને મન ન થયું.

સુમન બીજી રજામાં જ્યારે ઘેરે આવ્યો ત્યારે સવિતાએ શારદાનાં સુમન આગળ ખૂબ

વખાણ કર્યાં. સુમન તેથી વધુ ચીડાયો. તેના સસરાનો ખૂબ આગ્રહ હતો કે જમાઈ લગન પછી એક વાર પણ જમવા આવ્યા નહિ — પણ જમાઈ કેમે કરી જવા તૈયાર ન હતો. સવિતાએ તેને કહ્યું.

“ભાઈ, તેં શારદાને તો જોઈ છે ક્યાં?” તેને અધુરેથી જ અટકાવી સુમન બોલ્યો,

“જાઈ જોઈ તારી શારદા. મારી આગળ ફરી જો તેનું નામ લીધું, તો તું જાણે!”

ધીમે ધીમે સુમનના સસરાના કાને સુધી પણ વાત ગઈ કે સુમનને વહુ ગમતી નથી. પોતાની આવી સારી દીકરીનું આમ અપમાન થતું જોઈ તેને ખૂબ લાગ્યું. એવામાં શારદાને સાસરવાસે મોકલવાનો પ્રસંગ આવ્યો. કલ્યાણજી દેસાઈએ તે વખતે વહેવાઈ વહેવણને સંતોષ થાય એવી એક પણ વસ્તુ કરવાની બાકી રાખી નહિ, પણ સવિતા દેસણને લાડવા ઓછા પડ્યા, અને શારદા સાથે આવેલા મહારાજને તેણે કહ્યું,

“કલ્યાણજી દેસાઈને કહેજો કે અમને કંઈ દુબળાં ખુબળાં સમજ્યાં? આ લાડવી તો જુવો! તેને તો ઠીક પણ ગામમા અમારી આબરૂ ગઈ. સુમનના બાપ તો ચોકખી ના પાડે છે કે હવે તેની દીકરી અમારા ઉંબર પર નહિ, પણ જો સુમનને વિલાયત મોકલવાનો કલ્યાણજી કંઈક બંદોબસ્ત કરે તો મારું ચાલતું હું બધું કરું...”

કલ્યાણજી દેસાઈના ગજા ઉપરાંતની આ વાત હતી. સુમને તેની માને આપેલી ધમકી કોઈપણ રીતે સાચી પડી. શારદા કોઈપણ જાતનો પોતાના કે પોતાના માબાપના અપરાધ વિના એક ત્યજાએલીની જેમ પિતાને ઘેરે રહી. સુમનને તેણે પહેલો અને છેલ્લો એકવાર જોએલો-લગ્ન પ્રસંગે. તેથી વિશેષ પોતાના પતિદેવ વિષે તેને કંઈ જ ખબર ન હતી. સુમને જ્યારે જાણ્યું કે પોતાની પત્નીને પોતાનાં માબાપે ગામની ભાગોળેથી પાછી કાઢી છે ત્યારે તેણે જાણે છૂટકારાનો દમ ખેંચ્યો.

અલબત્ત સુમનનાં બધાં સ્વપ્નાં તો પડી જ ભાંગ્યાં હતાં. પોતે પોતાના જીવનમાં બની ગએલા એક અકસ્માતને ભૂલી નાખવા અસમર્થ હતો — અને એ અકસ્માતે પોતાનું જીવન છિન્ન વિચ્છિન્ન કરી નાખ્યું હતું એ વિષે તેને જરા પણ શંકા ન હતી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેના સ્વપ્નાંઓ જુદી જુદી મહત્ત્વાકાંક્ષાઓમાં ફેરવાવા લાગ્યાં. તેને ઘડીમાં જાહેર જીવનમાં પડવાનું મન થતું, ઘડીમાં સાહિત્ય પ્રવૃત્તિ આદરવાનું મન થતું — પણ તેણે જોયું કે જગતમાં સફળતા માટે પ્રથમ જરૂર સંપત્તિની છે. એથી સૌથી પહેલાં તેણે થોડાક પૈસા ભેગા કરવાનો સંકલ્પ કર્યો. એક વેપારી પેઢીમાં તેણે આફ્રિકામાં નોકરી સ્વીકારી.

સુમનને વારંવાર એક પ્રશ્ન મુઝવતો. જે લગ્નને માટે પોતે જવાબદાર નથી તેને લગ્ન જ કેમ ગણાય? શા માટે હિન્દુઓમાં ફારગતીની પ્રથા નથી? શું પોતાને માટે લગ્નના દરવાજા હવે હંમેશને માટે બંધ છે? એક જ ઉપાય હતો — જો શારદા મરણ પામે તો. પણ તે તો તેના હાથની વાત ન હતી. પણ શારદાને તેની પત્ની જ કેમ કહી શકાય? શા માટે પોતે આજ લગ્ન ન કરવું? તેની માએ તો વારંવાર તેને લખ્યું હતું; પણ તે તેની સાથે સમ્મત

થઇ શકતો ન હતો. તેને અનેક કન્યાઓ પણ મળે એમ હતું; પણ સુમનને એ જરાક અજુગતું લાગતું હતું.

આમ સુમનના આવા નીરસ અસંતોષી જીવનમાં એક નવી જ ઘટના દાખલ થઇ. સતત પાંચ વર્ષ તે આફ્રિકા રહ્યો. એ પાંચ વર્ષમાં તેણે સારા સરખો પૈસા ભેગા કર્યા. દોલતરાય દેસાઇ ત્રિદોષની બીમારીનો ભોગ થઇ પડી ગુજરી ગયા. સવિતાને એ આઘાત ભારે લાગ્યો. વારંવાર તે સુમનને દેશ પાછો આવવા લખતી. તેને હવે ઘરમાં એકલવાયું લાગતું, અને સુમન જ માત્ર તેનો આધારરૂપ હતો. શારદાને વિના અપરાધે કાઢી મૂકવા બદલ તેના અંતઃકરણમાં હવે પશ્ચાતાપનો અગ્નિ ભભુકવા માંડયો. તેને શારદાને બોલાવવાનું પણ મન થયું, પણ કદાચ સુમન રીસાય તો ? સુમન ઉપર તેણે એક લાંબો પત્ર લખ્યો. તેમાં પોતાની વૃદ્ધાવસ્થાનું દુઃખ તેણે વર્ણવ્યું. તેણે તેને કાં તો શારદાને પાછી તેડવા, અથવા તો બીજું લગ્ન કરવા આગ્રહપૂર્વક લખ્યું. પત્રમાં શારદાનાં તેણે સારાં વખાણ પણ કર્યા. સુમને તે પત્ર ઉપર ખાસ ધ્યાન આપ્યું નહિ, છતાં પોતાની દુઃખી માને મળવાનો, તેને આશ્વાસન આપવાનો, અને થોડોક વખત તેની સાથે ગાળી આવવાનો નિશ્ચય કર્યો. દરમ્યાન સવિતાનો પશ્ચાતાપ એટલો ઉગ્ર બન્યો કે તેણે ભવિષ્યમાં શું થશે તેનો કંઇ પણ વિચાર કર્યા વિના શારદાને તેડાવી. શારદા થોડા દિવસ તેની સાથે રહી ગઇ. તે હવે સોળ – સત્તર વર્ષની થઇ હતી. બન્ને સાસુ – વહૂનાં એકત્ર આંસુમાં તેમનો દુઃખદ ભૂતકાળ ક્ષણભર તણાઇ ગયો. બન્નેનાં ઉર એક થયાં. પણ સુમન ?

એવામાં સુમને ધડકતે હૃદયે આફ્રિકાના અખબારોમાં વાંચ્યું કે તા. ૨૨ મી માર્ચ ૧૯૩૦ને દિવસે ગાંધીજી દાંડીકૂચ આદરવાના છે. તેના હૃદયમાં દેશપ્રેમના હીલોળા આવવા માંડયા. આવે વખતે દૂર આફ્રિકામાં શે બેસી રહેવાય ? તેણે પોતે જ્યાં રહેતો હતો તે શહેરના હિન્દીઓની એક મોટી સભા મેળવી. તેમાં તેણે પ્રેરણાજનક ભાષણ કર્યું, અને જાહેર કર્યું કે દેશના આવા કટોકટીના પ્રસંગે દેશથી દૂર હાથ જોડી બેસી રહેવું એ એક મોટામાં મોટો દ્રોહ છે. દરેકે દેશમાં જઇ લડતમાં સક્રિય ભાગ લેવો જોઇએ, પણ જેનાથી એટલું ન થઇ શકે તેણે બીજું કંઇ નહિ તો નાણાંની મદદ તો અવશ્ય કરવી જ જોઇએ. તાળીઓના ગડગડાટ વચ્ચે તેણે જાહેર કર્યું કે પોતે થોડા જ વખતમાં જરૂરી વ્યવસ્થા કરી એ રાષ્ટ્રયજ્ઞમાં ભાગ લેવા સ્વદેશ ઉપડી જનાર છે.

સુમન જ્યારે મુંબઇ ઉતર્યો ત્યારે સત્યાગ્રહની લડત પૂર જોસમાં ચાલી રહી હતી. ગાંધીજી અને બીજા હજારો દેશસેવકો ગિરફતાર થઇ ગયા હતા. આખું વાતાવરણ યુદ્ધનાં ઉત્સાહથી ગાજી રહ્યું હતું. સુમનને લાગ્યું કે પોતે કોઇ નવા જ હિન્દમાં પગ મૂક્યો છે એ જાગૃતિ તેને અદ્ભુત લાગી. વાનરસેનાઓના પ્રચંડ સરઘસ, દેશસેવિકા સંઘની પ્રવૃત્તિઓ, કેસરિયા સંઘની ચકિત થઇ જવાય એવી ચોકી—એ બધું જોતાં તેનું હૃદય આનંદથી નાચવા લાગ્યું. એ આનંદમાં પોતાની માને મળવા જવાની તેની ઉતાવળ પણ મોળી પડી ગઇ. થોડાક દિવસ મુંબઇમાં રોકાઇ જવાનો તેણે વિચાર કર્યો.

પોતાના એક જૂના સહાધ્યાયીને ઘેર સુમનરાય ઉતર્યો, તેની પાસેના જ બ્લોકમાં ત્રિવેણી રહેતી હતી. સુમનના મિત્રે તેને તે સમાચાર આપ્યા. તે કોઇ સોલીસીટર જોડે પરણી હતી,

અને તેને બે છોકરાં પણ હતાં. સુમન ત્રિવેણીને મળવા ખૂબ આતુર થઇ રહ્યો, પણ જ્યારે તેણે તેને જોઇ ત્યારે તે સાચું જ ન માની શકયો કે તે ત્રિવેણી છે. તેનો દેખાવ પહેલાં જેવો તેને કાવ્યમય લાગ્યો નહિ. તેની વાતો તેને તદ્દન સામાન્ય પ્રકારની લાગી. પોતાના હૃદય-મંદિરમાં એક વાર જેની પ્રતિમા સ્થાપી હતી તે ત્રિવેણી આ જ! કેવી તેની વાતો બધી નીરસ હતી! તેના પતિની અને છોકરાંની અને સુમનની ગણતરીએ તદ્દન સામાન્ય એવી એના જેવી બીજી વાતોમાંથી તે કેમે કરી બહાર જ નીકળતી ન હતી. પોતાની કલ્પનાની શકુન્તલા કયાં? તે કાવ્ય કયાં? ત્યારે શું બધી સ્ત્રીઓ એવી જ હશે? સુમનરાયનું મન ચગડોળે ચડયું.

સાંજે કોટમાં તે દેશસેવિકા સંઘની ચોકી જોવા ગયો. એક અંગ્રેજ પેઢી સામે કેસરિયા સાડીમાં સજ્જ થએલી બે ગુજરાતી યુવતીઓ ચોકી કરી રહી હતી. બન્નેની ઉમર સત્તર અઢાર વર્ષથી ભાગ્યે જ વધુ હોય. બન્ને સ્વરૂપવતી હતી, બન્નેના મુખ ઉપર પ્રતિભા ચમકતી હતી. તેમનો વિનય, તેમની ધીરજ, તેમની સહનશીલતા જોતાં તે મુગ્ધ બન્યો. તેને તેમની સાથે વાતો કરી તેમની પ્રવૃત્તિઓ સંબંધી જાણવા મન થયું. તે દુકાનના દરવાજા તરફ ગયો. પેલી દેશ સેવિકાઓએ ધાર્યું કે તે દુકાનમાં કંઇક ખરીદી કરવા જાય છે. તેમાંથી એકે તરત જ તેને કહ્યું,

"ભાઇ, આ અંગ્રેજી પેઢી છે, એમાંથી ખરીદી કરી દેશનો દ્રોહ ન કરો." બીજી યુવતી કંઇક ઊંડા વિચારમાં ડૂબી ગઇ હોય તેમ ધારી ધારીને સુમનરાય તરફ જોઇ રહી. સુમને તરત જ જવાબ આપ્યો,

"ના બ્હેન, હું કંઇ ખરીદી કરવા નથી જતો. હું તો ગઇ કાલે જ આફ્રિકાથી હજુ આવ્યો છું." તેને વચમાં જ અટકાવી બીજી દેશસેવિકા બોલી,

"આફ્રિકાથી?"

"હાજી." સુમનરાયને જાણે એવું મુખ ક્યાંક કોઇ વખતે જોયું હોય એમ થયું. કોલેજમાં તો ન હોય? તેને પૂછવાનું મન થયું. પણ એમ પૂછવામાં અવિનય રહેલો છે એમ તેને લાગ્યું. તેણે આગળ ચલાવ્યું,

"હું આફ્રિકાથી લડતમાં જોડાવા જ આવ્યો છું, પણ જોડાઉં તે પ્હેલાં મારે અહીંની બધી સંસ્થાઓનો અભ્યાસ કરી લેવો છે, એટલે હું તો આપ કેવી રીતે પીકેટીંગ કરી રહ્યાં છો તે જોવા આવ્યો છું."

એવામાં સામેની દુકાન આગળ લોકોનું એક ટોળું ભેગું થયું હતું તેને વિખેરવા પોલીસોએ લાઠી ચલાવી. લોકો ફાવે તેમ જીવ લઇ નાસવા મંડયાં. એ ધમાલમાં બે એક જણ ઘવાઇ પડયા. પેલી બન્ને દેશસેવિકાઓ તે ઘવાએલાની વહારે દોડી. તેમની ખાદીની થેલીમાંથી પ્રાથમિક મદદનાં સાધનો કાઢી તેમના ઘા ઉપર તેમણે પાટા બાંધી તેમને કોંગ્રેસ હોસ્પીટલમાં પ્હોંચતા કરવાની વ્યવસ્થા કરી. સુમનરાય મુગ્ધ બની પ્રશંસાપૂર્વક તે જોઇ રહ્યો. પેલી બન્ને યુવતીઓ સુમનરાય પાસે આવી; તેમાંની એક જેણે તેને દુકાનમાં નહિ જવા વિનતિ કરી હતી તેણે કહ્યું,

"માફ કરજો, આપની વાત અધવચથી પડતી મૂકી અમારે જવું પડયું. આપ અમારી

શિબિરે નહિ આવો? ત્યાં આપને બધી વિગત અમે આપી શકીશું. અહીં આવી બધી ધમાલમાં ભાગ્યે જ કંઇ વાતચીત થઇ શકે." એમ કરી તેણે તરત જ પોતાની બેગમાંથી એક કાર્ડ કાઢી શિબિરનું શિરનામું આપતાં જણાવ્યું, "આ બ્હેન અમારી શિબિરનાં મન્ત્રી છે, એમનું નામ શાન્તા બ્હેન અને મારું નામ મધુરિકા"

"એ સરંજામ વિભાગનાં મન્ત્રી છે." બીજી યુવતીએ મધુરિકાનું ઓળખાણ આપ્યું. સુમનને તેના કણ્ઠમાં રૂપેરી ઘંટડીના રણકારનો ભાસ થયો. મધુરિકાએ સુમનરાયને સમ્બોધતાં ફરી કહ્યું,

"આપને ત્યાંથી બીજી અનેક સંસ્થાઓની યાદી અને જરૂરી માહીતી પણ મળી રહેશે. કાલ સવારે અમે બન્ને જણ દસ વાગ્યા સુધી ત્યાં હઇશું. આપને જો હરકત ન હોય તો આપનું નામ જાણી શકું?"

"ઘણી જ ખુશીથી. મારું નામ સુમનરાય."

શાન્તા નામ સાંભળતાં સહેજ ચમકી, પણ તરત જ તેણે પોતાની જાતને સ્વસ્થ કરી દીધી. મધુરિકા કે સુમનરાયે તેનો એ ક્ષોભ જોયો નહિ. એવામાં કેટલાક અંગ્રેજ કંઇ ખરીદી કરવા દુકાન તરફ આવતા હતા. તરત જ શાન્તા તેમના માર્ગમાં ઉભી રહી બોલી,

"આપને અત્યંત વિનયપૂર્વક વિનવું છે કે આ દુકાનેથી ખરીદશો નહિ."

પેલા અંગ્રેજમાંથી એકે કહ્યું,

"શા માટે?"

"એટલા માટે કે એ અને એવી પેઢીઓ અમારા દેશની આર્થિક અને રાજનૈતિક પરાધીનતાના કારણરૂપ છે."

પેલા અંગ્રેજે કહ્યું,

"એ અત્યંત વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. પણ ઘડીભર માની લઇએ કે તમારું કહ્યું સાચુ પણ હોય, છતાં તમારે એ પણ વિચારવું જોઇએ કે અમે એ દુકાનમાંથી માલ ખરીદીએ એ અમારા સ્વદેશનો છે. તમને જેમ તમારી સ્વદેશી વસ્તુ વહાલી લાગે, તેમ અમને પણ લાગેને!"

"જરૂર. પણ જ્યાં સુધી આપ આ દેશમાં છો, આ દેશનું આતિથ્ય માણો છો ત્યાં સુધી આપને શિર અતિથિ ધર્મ પણ રહેલો છે એ તો કબુલ કરો જ ને? આપને ત્યાં હું આવું, ને પછી આપને બધાંને ભૂખ્યાં રાખી એકલી મિષ્ટાન્ન માણું તો આપ શું કહેશો? આપનું સ્વદેશી જે ભૂમિ પર આજ આપ ઊભા છો તે ભૂમિનું સત્યાનાશ વાળનાર હોય એવું આપ ઇચ્છો ખરા?"

"અલબત્ત, નહિ. પણ આમાં ક્યાં તેવું છે! અમે અમારો માલ લાવીએ છીએ, તમે તમારો લાવો છો. આ તો સાદી અને અને સીધી હરિફાઈ છે—અમે બળજબરીથી થોડા જ અમારો માલ તમારી ઉપર લાદીએ છીએ!"

"આને હરિફાઇ કહો છો! કીડી અને કુંજર વચ્ચે હરિફાઇ સાંભળી છે? અને આપ બળજબરીની વાત કહો છો ને? અમારા દેશના તન્ત્રને આપના હિતમાં મરોડી આપ મનમાણ્યો

લાભ ઉઠાવીએ છીએ એ બાળજાહેરાતથી પણ ભૂંડું છે...

સુમનરાય આ વાર્તાલાપ મુગ્ધ બની સાંભળી રહ્યો. આ તે દેશસેવિકા કે પોતાના દુર્ભાગી દેશના ઉદ્ધાર અર્થે જન્મેલી દેવીઓ! ભારતની જાગૃત સ્ત્રીશક્તિનાં દર્શન કરી તેણે પોતાના જીવનની પરમ ધન્યતા લેખી; અને આવી આવી તો કેટકેટલી દેશસેવિકાઓ આજે પોતાનાં ગૃહ છોડી માતૃભૂમિને ચરણે પોતાનાં જીવન અર્પી રહી હશે! એ વિચારે સુમનરાયનું હૃદય ગર્વથી, આનંદથી નાચી ઉઠ્યું. તે સાથે તેના ઉરમાંથી નિઃશ્વાસ પણ નીકળી ગયા. પણ તેની પત્ની! તે ‘ઢીંગલી!’ પોતાનું છિન્ન વિચ્છિન્ન જીવન તેની નજર સમક્ષ તેને અસ્વસ્થ બનાવતું તરી રહ્યું.

બીજે દિવસે સવારે સુમનરાય સ્વરાજ શિબિરના નારી વિભાગમાં ગયો. કેસરિયાં વસ્ત્રોમાં સજ્જ બનેલી લગભગ સોએક દેશ સેવિકાઓની એક અગત્યની સભા ચાલી રહી હતી. મધુરિકાએ આપેલું કાર્ડ બતાવતાં દરવાજા ઉપરની દેશસેવિકા તેને વિનયપૂર્વક અંદર લઇ ગઇ, અને તેને સભા પૂરી થાય ત્યાં સુધી બેસવા કહ્યું.

સુમનરાય સભાવાળા ખંડમાં દાખલ થયો ત્યારે શાન્તા સભાને સંબોધી કંઇક બોલી રહી હતી. તેના કાન ઉપર શબ્દો પડ્યા—

“ ના. બાપુજીના કહેવાનો એ આશય હતો જ નહિ. તેમણે તો માત્ર એટલા જ કારણસર આપણને મીઠાની લડતમાંથી દૂર રાખ્યાં હતાં કે સરકારને એમ કહેવાપણું નહિ રહે કે સ્ત્રીઓને આગળ કરી સરકારની સદ્‌વૃત્તિનો આપણે લાભ લેવો છે. પણ ગઇ કાલે આઝાદ મેદાનમાં જે ધૃણાજનક ઘટના બની તે પછી આ ફરજ આપણી ઉપર નથી રહેતી. બ્હેનો લાઠીમાંથી નથી ઉગરી શકી. તેમના હાથ ભાંગ્યા છે, પગ ભાંગ્યા છે અને આવાં આવા અનેક અત્યાચારો તેમનો ઉપર થયા છે. એ સંજોગોમાં આપણો ધર્મ છે, કે આપણાથી બને તેટલાં દુઃખો અને જુલ્મને આપણે નોતરીએ. ભલે આપણે સામુદાયિક પગલું ન ભરીએ. પણ આજે હું નિમક સત્યાગ્રહ માટે વ્યક્તિગત છૂટ માગું છું. હું વ્યવસ્થામાં માનું છું; પણ જો આવી છૂટ નહિ મળે તો સંઘમાંથી નીકળી મારી અંગત જવાબદારી ઉપર આજે સાંજે હું મીઠાનો સત્યાગ્રહ કરીશ જ.” સભામાં તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો. અનેક ઉત્સાહભર્યા અવાજ ગાજી ઉઠ્યા—“જરુર – જરુર. એવી વ્યક્તિગત છૂટ મળવી જ જોઇએ. ગાંધીજીના કહેવાનો એવો અર્થ ન હતો કે આપણે સત્યાગ્રહ ન જ કરી શકીએ.” અન્તે સર્વાનુમતે એવી વ્યક્તિગત છૂટ આપવાનું ઠર્યું. સાંજે શાન્તાને એવો સત્યાગ્રહ કરવાની મંજુરી પણ અપાઇ ગઇ. સુમનરાયને સમજાયું નહિ કે પોતે ધરતી પર છે કે સ્વર્ગમાં. આવો ઉત્સાહ, આવી તેજસ્વિતા, આવો ત્યાગ, આવું શૌર્ય! તે નૂતન ભારતનાં એક મધુર સ્વપ્નમાં ડૂબી ગયો.

સભા પૂરી થતાં તરત જ મધુરિકા અને શાન્તા સુમનરાયની પાસે આવ્યાં; તેમણે તેને જરુરી બધી વિગતો આપી. શિબિરના કાર્યનો પણ તેને સારો સરખો પરિચય કરાવ્યો. એ એક દિવસમાં તો એ ત્રણે વચ્ચે જાણે વર્ષોનું ઓળખાણ હોય એવો ગાઢ સંબંધ બંધાઇ ગયો. શાન્તાએ તે દિવસે સાંજે સત્યાગ્રહ કર્યો. તે ગિરફતાર પણ થઈ, પણ ચોવીસ કલાક પછી તેને પાછી છોડી દેવામાં આવી.

નારી વિભાગનું કામ ઘણું વધી પડ્યું હતું. એટલે મધુરિકા અને શાન્તાના આગ્રહથી સુમનરાયે શાન્તાને મદદ કરવાનું કબુલ કર્યું. મંડળ તરફથી તેની રીતસરની નિમણુંક પણ થઇ. સુમનરાયની ઇચ્છા માને એકવાર મળી આવવાની હતી, પણ માણસને મરવાનો પણ વખત નહિ મળી શકે એવી કામની ધમાલમાંથી તેનાથી નીકળી શકાયું નહિ—છતાં થોડાક દિવસમાં બેચાર દિવસ માટે પણ જઇ આવવાનો તેણે નિશ્ચય કર્યો.

સાથે કામ કરવાને અંગે સુમનરાય અને શાન્તા ગાઢ પરિચયમાં આવ્યાં. સુમનરાયનાં સ્વપ્નાઓમાં શાન્તા અનેક રંગે વિહરવા મંડી. એક સુંદર જ્યોતને દૂરથી જેમ આપણે પૂજીએ તેમ સુમનરાય શાન્તાને પૂજવા મંડયો. અનેક વખત તેના હૃદયમાં તેના પ્રતિ પ્રચંડ પ્રેમનો ઉછાળો આવતો—પણ પોતાની સ્થિતિ, પોતાનાં બંધનોનો વિચાર કરતાં તે નિઃશ્વાસ નાખતો. પોતે કોણ? અને શાન્તા કોણ? હા. શાન્તાને તે માત્ર પૂજી શકે, ચાહી નહિ શકે. પણ દિવસે દિવસે તે વધુને વધુ શાન્તામય બનતો ગયો. શાન્તા તેની અત્યંત નાજુક દરકાર રાખતી. તેની સાથેનું તેનું વર્તન સંપૂર્ણપણે મર્યાદિત હોવા છતાં તે એટલું વહાલ, એટલી લાગણી રાખતી કે સુમનરાયના આનન્દનો પાર રહેતો નહિ. તેના સંસર્ગમાં શાન્તા વધુને વધુ ખીલવા લાગી. જાતજાતના તે વિનોદ કરતી, અનેક રીતે તે સુમનરાયને હસાવતી, ક્વચિત ક્વચિત ચીડવતી, કોઇકવાર વળી રીસાતી. એ મુગ્ધ પ્રણયીનું વાતાવરણ તેણે તે બન્નેની આસપાસ ગુંથી દીધું—પણ સુમનરાય અસહાય હતો.

એવામાં શાન્તાને એકાએક બે ત્રણ દિવસ માટે બહાર જવાનું આવ્યું. સુમનરાયને એ અસહ્ય થઇ પડયું. તેનું ચાલત તો તે પણ તેની સાથે જાત. પણ પોતે એથી પોતાની મૂર્ખતાનું જ પ્રદર્શન કરશે એમ તેને લાગ્યું, એટલે તે વિચાર તેણે શાન્તા આગળ જાહેર કર્યો નહિ. પણ શાન્તા તેને ચેતાવતી ગઇ— "હું ત્રણ દિવસમાં પાછી આવીશ. પણ આવતાં તરત મિનીટે મિનીટનો હિસાબ લેવાની છું તે રખે ભૂલતા. જો મુંબઇ છોડયું તો તો પછી જોઈ લેજો—" અને એમ બોલતાં આંખ નચાવતી વહાલથી તે એવું હસી કે સુમનરાયના ઉરમાં લાગણી, સ્નેહનો એક પ્રચંડ ઉછાળો આવ્યો. શારદાને તેણે અનેક શાપ આપ્યા. પોતાનાં કયાં પાપે તે પોતાના પૂર્વભવની વૈરીની જેમ પોતાની કોટે વળગી!

શાન્તા જતાં એ ત્રણ દિવસ પણ કેમ જશે એ વિચારે સુમન ઘણો અસ્વસ્થ થયો. બીજે દિવસ તો તેણે કામમાં ચિત્ત પરોવી જેમ તેમ ગાળ્યો. પણ ત્રીજે દિવસે એક અદ્ભુત ઘટના બની ગઈ. તેનું હૃદય તેથી ગાંડું બની ગયું. સવિતાનો પત્ર આવ્યો હતો કે શારદા એકાએક હૃદય બંધ પડી જવાથી ગુજરી ગઇ. હાશ, હવે માર્ગમાં એકેય કંટક નથી. વિદેહ શારદાની સ્મૃતિથી સુમનરાયની આંખમાથી એક આંસુ પણ ઝર્યું. તે બિચારીને કેવો અન્યાય કર્યો! એક વખત તેના તરફ પૂરી નજર સુદ્ધાં પણ કરી નહિ! તેને એકવાર બોલાવી પણ નહિ! સાચે જ પોતે નિષ્ઠુર હતો! પણ હવે બધું બનવાનું હતું તે બન્યું. હવે શો ઉપાય થઈ શકે? ચાલો બીચારી છૂટી. શાન્તાની સુમન આતુર હૃદયથી રાહ જોવા મંડયો.

ત્રણ દિવસમાં શાન્તા પાછી આવી. સુમન તેને જોતાં હર્ષઘેલો બન્યો. હવે પોતાનો પ્રેમ પોતે વ્યક્ત કરે તેમાં કંઇ પાપ છે ખરું? હા. એટલું ખરું કે સેવાના ક્ષેત્રમાં સાથે કાર્ય

કરનારાઓ વચ્ચે આવો સંબંધ બંધાય એની લોકો પર સારી અસર ન થાય – પણ એ સંબંધ લગ્ન–ગ્રન્થિથી પરિશુદ્ધ બને પછી લોકોને શા માટે એમાં કંઇ વાંધો કાઢવાપણું રહે? અને એકજ ક્ષેત્રમાં કાર્ય કરનારાં લગ્નગ્રન્થિથી જોડાય એમાં ઉભયનું તો હિત છે જ પણ જે કાર્યને તે વરેલાં હોય છે તે કાર્યને પણ મોટો લાભ રહેલો છે. પણ શાન્તાને કદાચ આઘાત ન લાગે? તે કદાચ અસ્વીકાર કરે તો? તેનું હૃદય ધ્રુજી ઉઠ્યું. પણ ઊંડે ઊંડે તેને આશા હતી કે શાન્તા પોતાને અપાર પ્રેમથી ચાહે છે, અને પોતાના પ્રેમનો અસ્વીકાર તે ન જ કરે.

શાન્તા આવી તે જ દિવસે રાતે બન્ને કામ કરતાં એકલાં બેઠાં હતાં. સુમનનું ધ્યાન કામમાં ન હતું. તે તો ક્યારનો તક શોધી રહ્યો હતો. તેણે શાન્તાને સંબોધતાં કહ્યું—

"આજે પડતું મૂકોને આ બધું. ત્રણ ત્રણ દિવસ તમે બહાર રહી આવ્યાં — એ બધા દિવસ મેં અહીં કેમ ગાળ્યા તે તમે શું જાણો?"

"એમ? કેમ એટલું બધું? મારા વિના તમને ચેન ન પડયું તો પછી જેલમાં શું કરશો?"

"જેલની વાત જેલ સાથે, પણ બહાર છું ત્યાં સુધી તો તમે છો ને? શાન્તા, ઘણા દિવસથી એક વાત મારા મનમાં ઘોળાયા કરે છે. કહેતાં જીભ નથી ઉપડતી. તમે સમજી તો શક્યાં હશો..."

"શું જે? એવું શું છે? હું તો કંઇ જ સમજી નથી."

સુમન અકળાયો, કેવી છોકરી! હંમેશાં દલીલ કરવામાં કોઇથી હારે નહિ, અને આવી જ વાત નહિ સમજે! તેણે ધીરેથી શાન્તાનો હાથ પકડયો. શાન્તા જાણે ચમકતી હોય તેમ જરા હાથ ખેંચી ફરીથી હાથ તેમને તેમ રહેવા દઇ સ્થિર બેસી રહી.

"શાન્તા, હું તમને ચાહું છું."

શાન્તાએ નેણુ નીચાં ઢાળી દઇ કહ્યું—

"ના, ના એવું ન કહેશો...એવું ન કહેશો. હું પરણીતા છું – અને સાથે ત્યજાએલીયે છું."

"ત્યજાએલી!"

સુમનના કંઠમાંથી ડુસકાંભર્યો ઉદ્ગાર નીકળ્યો. પોતાની આશાના તો ચૂરા થયા જ પણ સાથે શાન્તાના દુઃખનો પણ તેને આઘાત લાગ્યો. તેણે શાન્તાનો હાથ પડતો મૂકયો. "એવો કોણ એ બેવ......"

"અરે! હાં, હાં. જો જો એવું બોલતા, મારા પતિને બીચારાને રખે એવી ગાળ કાઢતા."

"અરે! વાહ, શાન્તા તમે સ્ત્રી છો કે દેવી? એવા માણસને માટે તમારા હૃદયમાં હજુ સ્નેહના અંકુર છે!"

"અંકુર? સ્નેહનો સાગર લહેરાય છે. તે જો મને ઓળખતા હોત તો કદી ત્યજત જ નહિ. બિચારા એવા ભલા છે!

"ના. ના. શાન્તા મારે તેનાં વખાણુ નથી સાંભળવાં."

"પણ શા માટે આમ ચીડાવ છો? તમે તેમને ઓળખતા પણ હશો."

"એવાને હું ઓળખું ?...તેનું નામ ?"

"સુમનરાય."

સુમન એકદમ ચમક્યો. શાન્તાનું મુખ આનન્દથી ખીલી ઉઠ્યું હતું – તે હસતી હસતી બોલી. "તે બિચારા મારું સાસરાનું નામજ જાણે છે. તમે તેને કહેજો કે તેમની શારદા જીવે છે..."

બારીમાંથી હસતી હસતી પૂર્ણિમા અંદરનું દશ્ય જોઇ જાણે ગાંડી ઘેલી બની ઉંચા ચડતી જતી હતી. બહાર દેશસેવિકાઓનું સરઘસ આવી રહ્યું હતું. મધુરિકા ગવડાવતી હતી.

જીરકે લગી હવા તેરી ઈન્સાન બન ગયા !

---

# હવે કયારે ?

: શિખરિણી :

અહો ! સૌન્દર્યોમાં લસી લસી રહે વિશ્વહૃદયો;
મને એ સૌન્દર્યો પૃથિવીભરમાં ખેંચી જ રહે.
સદા જોઉં ચંદા, ગ્રહ, ઉષસ્, સંધ્યા સુરજને,
લસંતી પૃથ્વી આ કુદરત મહીં હું નિરખતો.
અહો ! પેલા -કેવા ઉડ ઉડ કરે સારસગણો;
રચીને યુગ્મો ત્યાં મધુર સ્વર ગાતાં પ્રકૃતિનાં
ત્યહાં સ્નેહે પેલાં કુમુદગણુ કેવા વિકસતા,
ઉંચે જોઇ ઈન્દુ વિયતમહીં એ સ્નેહઝરતો !

પરન્તુ આજે હું ફકીરસમ બેસી અહીં રહ્યો;
અને મારા સારા હૃદયભરમાં શૂન્ય જ દિસે.
મહાઆનન્દે આ પૃથિવીભરમાં ગૂંજન ઉઠે,
અહીં એકાન્તે હું તદપિ બહુયે વ્યગ્રજ-પ્રભો !
હવે કયારે થાશે મુજ હૃદયમાં ગૂંજન ફરી ?
અને કયારે મ્હારું પુલકિત થશે હાર્દ ફરિથી ?

ચન્દ્રકાન્ત શાસ્ત્રી

# આપણો ભક્તિશૃંગાર

## (એક દૃષ્ટિબિન્દુ)

રા. જયદેવ દવે, બી. એ.

નવો જમાનો આવ્યો ને નવી આંખ્યો લાવ્યો, એનાં દૃષ્ટિકિરણને માટે જિવનનો—એને લગતા એક પણ પ્રશ્નનો—એવો પ્રદેશ ન સ્વીકારાયો કે જ્યાં એને પ્રકાશતાં ખમચી ઊભા રહેવું પડે! એ સ્વચ્છંદમાં અવિવેક હશે, ધૃષ્ટતાની છાંટ પણ હશે. એ ધૃષ્ટતાએ 'જૂની આંખ્યોને નવા તમાસા' યે બતાવ્યા હશે, પરન્તુ એ સૌમાંથી નવી આંખ્યોને જે જૂના તમાસા દૃષ્ટિગોચર થયા એનો ઇતિહાસ, બીજું કંઇ નહિ તો, રસિક તો નીવડવા સંભવ ખરો!

આપણા ગુજરાતી સાહિત્યમાં આદિભક્તકવિ નરસિંહ મહેતાનો 'ભક્તિશૃંગાર' એ એક આવો જ જૂનો તમાસો ઘણાને લાગ્યો હશે—છે. નરસિંહ જ શા માટે? એનાથી માંડીને તે ઠેઠ આપણા રસિક ભક્તકવિ શ્રી. દયારામ સુધી વત્તાઓછા પ્રમાણમાં એ જ રસરંગના ઘટ્ટ લપેડાથી જ આપણે રંગાયા કરીએ છીએ. ઉપર સંસ્કૃતમાં જરી ડોકિયું કરું છું તો મારો જ નામેરી ભક્તકવિ, 'રસમગ્ન કવિરાજ—રાજ' એનું 'ગીતગોવિન્દ' લઇ, ખાસ એના બારમા સર્ગમાંથી 'ભક્તિશૃંગાર' ની એક મ્હોટી પીંછી ભરી આખુંયે મ્હોં લપરડી દેવા સ્હામે ધસી આવે છે! એક બિચારા 'કલાપી' એ ગંભીર ભૂલ ખાધી ને ૧૯—૨૦ મી સદીમા એ ભરાઇ પડયો. નહિ તો (જો કે અત્યારે યે, હજિ પણ, કેટલાક, પોતાની જાતને નિતિસ્તંભ શા માનતા 'પ્રજ્ઞો' એના સ્નેહનાં, પ્રમાણુમાં હજાર દરજ્જે સૂક્ષ્મ, ગાન જુવાનોને માટે અનિચ્છનીય વાચનમાં લેખે છે તો પણ) ૧૫ મી કે ૧૬ મી સદીમાં જન્મી એના 'કેકારવ' સાથે ભક્તકવિમાં ખપી જવામાં એને માટે શો બાધ આવત!...પણ નહિ, નવી આંખ્યે જોયેલા એ જૂના તમાસાની ઠેકડી કરવા આજે હું તમને નથી ન્હોતરતો.

'ભક્તિશૃંગાર' એમ શબ્દ વાપરવાની લાંબા સમયની એક પ્રથા પડી ગઇ છે એટલે એમાં રહેલો (Paradox) ભાવાભાસ સ્હેજે તરી આવતો પણ આપણે જોઇ શકતા નથી. ભક્તિમાં—એની મસ્તીમાં પણ પમરી રહેલી સાત્વિકતાનું નિર્મલ, નિર્વિકારી વાતાવરણ એ રજોગુણપ્રધાન શૃંગારરસમાં સંભવતું નથી જ, ભક્તિશૃંગાર એ પ્રેમભક્તિનો પણ પર્યાય કહેવાય કે કેમ એ વિષે પણ જયદેવ, નરસિંહ વગેરેનો ભક્તિશૃંગાર વાંચી શંકા ઉપજે. છતાં જે જયદેવ કે નરસિંહ નથી કરી શકતાં તે દેવી મીરાં કરી શકે છે—ભક્તિ અને શૃંગારનો સમન્વય—એમ કહેતાં મને જરી પણ આંચકો નથી આવતો. માત્ર એટલું જ: મીરાંએ તો વાત 'અસંભમ કરી!'

ક્ષમા કરશો? જયદેવ, નરસિંહ વગેરે મારે મન ઊંચી કક્ષાના કવિ છે; તેમને ચરણ હું મારું શિર ઝુકાવું છું. પણ 'ગીતગોવિન્દ' ના બારમા સર્ગના સંસ્કૃત ભક્તકવિના, કે 'સુરતસંગ્રામ,' 'ચાતુરી ષોડશી,' ઇ. ના સુપ્રસિદ્ધ 'દીવેટીઆ' પ્રાકૃત ભક્તકવિના, શ્રી રાધા-

કૃષ્ણના સ્નેહયુગલના પુનિત નામની ઓઠે પણ લખાયલા ઉત્કટ ભોગપ્રધાન શૃંગારને **ભક્તિ શૃંગાર** તો શું પણ ખરો શૃંગારરસ પણ માનવા તૈયાર નથી. જૂની આંખ્યો આ 'અશ્લીલતાના આભાસનું નિવારણ પરમાર્થ સખી ભક્તિથી,' કે

'ગોપી છે વેદની ઋચા, શ્રીકૃષ્ણ વેદસ્વરૂપ,' ઇ. વચનો વડે કરી આત્મસંતોષ લઇ શકે તો ભલેઃ નવી આંખ્યો સમાધાનમાં નહિ, પણ છેવટના એક નિશ્ચય–નિર્ણયમાં, આખરી સંગ્રામમાંજ માને છે।

પણ, ત્યારે, આપણે 'ગીત-ગોવિન્દ' નું શું કરીશું? નરસિંહ વગેરેના ભક્તિશૃંગારનું શું? ને આપણા સંસ્કૃત અને પ્રાકૃત રસસાહિત્યમાં ભોગપ્રધાન શૃંગાર–સાહિત્ય કેટલું બધું છે। નવયુગના બૉમ્બના ધડાકે એ અચલ સામ્રાજ્યની ઇમારત ઉડી જાય એમ નથી. એનાં **બીજા** ગુણો એટલાં તો હૃદયંગમ ને મનોહારી છે કે 'આટલી સરખી' વાત સામે આંખમીંચામણાં કરી, જરા હસી દઇ, બીજા રસના અવગાહન માટે ડુબકી મારી દઇએ ને ભોગપ્રધાન શૃંગારે મર્યાદિત હોય ત્યાં સુધી તો આ ગરમ દેશનાં પંખિડાંને રસિક, અનુકૂળ, ને આવકારલાયક જ રહેવાનો. આપણાં અજન્ટા વગેરેની લગભગ, અને રોમગ્રીસની સુદ્દલ, વસ્ત્રવિહીન કલાકૃતિઓ કઇ સંસ્કારી પ્રજાએ અવગણી છે જે! જો કે અર્વાચીન જગતનો નરશ્રેષ્ઠ મહાત્મા 'ગીતગોવિન્દ' ના વાચન પછી કહે કે એતું 'વાચન મને શિક્ષારૂપ થઇ પડ્યું,' તેના વચનો માટે આપણને પૂજ્યભાવ ને આદર ઉપજે, તોયે આપણે તો ન તો એ કાવ્યમણિને કે ન એ વસ્ત્રવિહીન કલાકૃતિઓને વિદરી કે વિસારી શકીએ એમ છીએ.

પણ આ સાથે એક બીજી પણ ચિન્તાજનક આનુષંગિક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. હજિ યે આપણે જયદેવ કે નરસિંહ કે દયારામના શૃંગારને, કે ઉત્તમ કલાકારોની વસ્ત્રવિહીન કલાકૃતિઓને અપનાવી શકીએ. તે એ રીતે કે એ ઉદાત્ત કલાકારોની પીંછીએ દોરાયલાં ચિત્રોમાં એમનો પુણ્યાત્મા સદાયે વિલસી રહ્યો હોય છે ને સામાન્ય નિરીક્ષકોને પણ ઉઘાડા શૃંગારના સહજ જુગુપ્સોત્પાદક વાતાવરણમાંથી બચાવી લે છે, પણ શિવના હલાહલપાન કે કૃષ્ણની રાસલીલાના અનુકરણના મિથ્યા દંભ આચરનારા વામાચાર્યોના પાશમાંથી રસિક, પણ મુગ્ધ શિષ્યો કેમ બચતા રહે તેની સતત ચોકસી ના રહે તો પતનનો સરલ માર્ગ સહેજે ફૂલે ને ફાલે. તે ઉપરાંત માનવહૃદયની પ્રાકૃત લિપ્સાનો જુવાળ સંસ્કારી કવિઓના નામે ન્હોડે કે રાધાકૃષ્ણના પુનિત નામે સ્નેહમાં ખપે–કે ખપવા પ્રયત્ન કરે. આપણા ગુજરાતી સાહિત્યનો અધુરો અધુરો ઇતિહાસ પણ એ વાતની સાક્ષી પૂરશે. 'સજની...ક્યાં રમી આવીજી' વગેરે ભાલણ કે દયારામને નામે શિષ્ટ સાહિત્યમાં ક્યાં ઘુસવા નથી પામ્યું? ને ખરે જ, જો એ કવિવરો આના કલાકારો હોય તો આ અધઃપતનની વડવાઈઓ કેટલાં ઊંડા મૂળ ઘાલી વિસ્તાર પામી હશે એ સહેજે કલ્પી શકાય એવું છે. માટે યોગ્ય તો એજ છે કે જયદેવ કે નરસિંહ જેવાના પણ ઉઘાડા શૃંગારને ભક્તિશૃંગારના રત્નજડિત સિંહાસને ન અભિષેકતાં માત્ર તેના તરફ આંખમીંચામણાં કરી સરકી જઇએ–ને તે પણ એમના માનની ખાતર!

# સા. વ.. ર... ણી....

## રા. ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

સામાજિક પદથી હેઠ ગણાએલી વ્યક્તિઓના રાજદન્ડ સરખી સાવરણી જ્યારે હાથમાં રહી ઘૂમે છે; ત્યારે અતિ ગૌરવાન્વિત લાગે છે. જાનવરોની પુચ્છની ચમ્મર માફક ઉડતી તે ઘરને ખૂણેખાંચરે ફરીવળી દળદર, મેલ, પ્રમાદ ઇત્યાદિ કોરી ખાતાં સંહારક તત્ત્વોનો વિનાશ કરવા ભીંત પર લટકતાં દોરીઓ ને ઝાલરસમાં જાળાં તોડી પાડે છે, ઉપર છત પર ઝુમ્મર જેવાં શોભા દેતાં કસ્તર બાઝેલાં કરોળીઆના ઘરને ઝાટકી નાંખે છે; ત્યારે તેની સ્વચ્છ પ્રિયતાનો બહુ ઊંચો ખ્યાલ બંધાય છે. તેનાં પિચ્છ પહોળાં પ્રસારી શરમાતી હલકે હાથે હાથના આશરા વડે ફરે છે, અને અખુટ ધીરજ, ટેક, સેવાવૃત્તિ, સાધના અને અનુપમ કલાકૌશલ્યથી તે હજારો રજકણુની સેનાની સમાન ખબર લે છે. સુપ્રભાત જાણે એને માટે જ ઉદિત થતું હોય તેમ તે પ્રથમ કામમાં લેવાય છે. પ્રાતઃકાળનું સ્વાગત કરવા ઉષા આકાશમાં ઉગે તેમ પૃથ્વી પર સાવરણી સો–સો પીંછાની કાયા વડે તે કાર્ય માટે સદા તત્પર રહે છે, અને આનન્દોચ્છ્વાસપૂર્ણ સ્વકાર્યમાં પરોવાય છે. કંચનિયોએ પહેરેલી હિરાજડિત અંગુઠિઓમાંથી નીકળતો અમૃતપ્રકાશ ઝીલી, તેમના હાથમાં રહી રહી, કોમળ અંગુલિઓના કડાકા ફોડતી, પોતે પણ તાલ આપી ખંચાતી ખંચાતી ફરે છે; જાણે એના ચંચલચરણુમાં મૂકસ્નેહની સાંકળી ન જડી હોય! વાળુ કાઢનારના પાદધ્વનિ પ્રમાણે તે પણ ત્યારે તેની સંગમાં ચરણ મીલાવી અતિ સુકોમળ ગતિ અને લજ્જાથી તેના રહસ્યને પ્રકટ કરતી કામ કરે છે.

ભક્ત હરિચરણરજ માટે, શિષ્ય ગુરુચરણરજ માટે, ભ્રમર પુષ્પપરિમલરજ માટે જેમ આતુર હોય છે; તેમ સાવરણી મનુવંશજ સકળ માનવ સમુદાયના ચપલચરણોના સ્પર્શથી રાગરંજિત બનેલી સોનાની રજ જેવી ધૂળ માટે વ્યાકુળ રહે છે, અને એનું કંદનશીલ હૃદય મનુષ્યની ચરણરજથી માત્ર નિરાશાનો જ અનુભવ કરે છે. ધરિત્રીના હૃદયમાં જે અનંત જ્વાળા ભડભડી ઉઠે છે, તેનાં સ્વઉદરમાંથી પ્રકટેલી સરિતા શાણી દુહિતા સમાન સ્વર મેળવી કરુણગતિથી ગાતી આગળ ધપે છે; તેવી રીતે સાવરણી પણ ધરિત્રીની વેદનાનો સંદેશો ફેલાવવા ઘરઘર, શેરીશેરી, નગરનગર ઘૂમી તે પર વસતા માનવીઓને કરુણરસનો આસ્વાદ કરાવે છે. ભ્રમર પુષ્પના પરાગથી લોભાઇ તેના પર મંડરાયા કરે છે; તેમ તે ધૂળને ધરિત્રીના પ્રેમનો મહામૂલો પરાગ સ્હમજી, તેની સંગતિ વ્હાલી ગણી, લોભાય છે.

પ્રેમીનું પહેલી પ્રભાતે સ્મરણ કરતી ઢેડી કેડે ટોપલી ટેકવી, હાથમાં સાવરણો વીંઝતી શેરીઓ વટાવી રહી હોય કે કર્તવ્યપંથી નોકર કમ્મર કસી સ્ફૂર્તિપૂર્વક સાવરણીદ્વારા વાસીદું કાઢતો હોય અથવા તો નરસિંહ ભગતનાં પ્રભાતિયાં લલકારતી ઘરની કુલવંતી નાર પોતાના નિર્મળભાવ પરોવી હલકે હાથે પૂંજે કાઢી રહી હોય: એ બધાં પ્રભાતી દૃશ્યો જોનારને અનુપમ અનુરાગભર્યાં લાગે છે, અને સમાજવ્યવસ્થાના નિત્યનિયમમાં સુઘડતા સાચવવા સુમ તિ

સાવરણી પણ કેવો સુન્દર સહકાર ને સાથ દે છે તે સ્પષ્ટ થાય છે. આ રીતે તે દુનિયાની સફાઈના કામમાં બંગી, નોકર કે ઘરનારની મદદ મેળવે છે, અને વાળવાનું કાર્ય હાથ ધરતાં ચપળચરણો વડે એકાકી નૃત્ય કરતી ફરે છે. હરેક પ્રભાતે પાદયુગલની ચરણરજની આશકા ભક્તિભાવે લે છે; તેથી તે માનવહૃદયે પ્રેમ અને વિશ્વાસ સ્થાપી રહી છે. ઘરનો કચરો, હવડતા દૂર કરી, વાળીઝૂડી ચાંદની જેવી ચોકખાઈ રાખી તે સ્વચ્છતાની સાધક ને રોગનિવારિણી બની છે.

કુશાગ્રાસ કે તાડપલ્લવ વડે બનેલી પુષ્ટ ઊંચી, મજબુત બાંધાવાળી, કમ્મર કસેલી તેની કાયા છે. કુમાશ, સુંવાળટ, ચળકાટ વગેરે માર્દવગુણોથી તે ઓપે છે. ગળે વિંટાએલી દોરીઓ તેની શોભામાં વૃદ્ધિ કરે છે. વિવેકની દોરીથી બંધાયેલી તેની કાયાવડે અસહનીય કંટકકંકરભર્યો રાજમાર્ગને સાફ કરે છે, જ્યાં પણ કંઇ ધૂળના લપેડા લાગ્યા હોય તેને ઉઝેડે છે. ઘરમાં ગારથી ઓકળીઓ પાડી લીંપેલાગૂંપેલા ઓરડા કે વિશાલખંડમાં જાણે મહાસાગરની લહેરો લહેરાઇ રહી હોય એમ અનુભવી તેને મટાડવાને તે મિથ્યા ને હાસ્યાસ્પદ પ્રયત્ન કરતો હોય એમ ઘડીભર કલ્પના પ્રધાન મગજશક્તિવાળાઓ અનુભવે છે. આથી તેનું વડિલપણું સ્થાપી કલાકારોએ સાવરણીની જાણે બીજી નાજુક અનુકૃતિ જેવી પીંછીઓ હાથ પકડી. સાવરણીમાં થએલી ગૂંથણી અને બાંધણી જેમ મનુષ્યો પણ સંપના તન્તુઓથી ગૂંથાઇ એકમેક થઇ રહે અને સ્નેહના પવિત્ર બંધનથકી બંધાઇ જકડાઇ રહે; તો પછી જીવનને હંમેશ ફૂંક મારી કોરી ખાતા મેલ સમા વિઘાતક તત્ત્વો આત્માને કદિપણ ન સન્તાપે.

સાવરણીમાં પીંછાઓની અતિશયતાનું પ્રમાણ વિશેષ હોવા છતાં તે એક જ કેન્દ્રરૂપ તેના હથ્થામાં બંધાઇ રહે છેઃ તેમાં તેમનો એકરૂપતાનો આદર્શ વર્ણવી શકીએ એમ છીએ. આપણો ભારતવર્ષ પણ આટઆટલા આદર્શો, રીતરિવાજ, રહેણીકરણી, ભાષા અને જાતિ વગેરેમાં સાવરણીના પીંછા જેમ ભિન્નભિન્ન હોવા છતાં તેની સંસ્કારિતામાં અભિન્ન અને અજોડ છે. હિન્દુ સંસ્કૃતિ અજોડ ઐક્યના પાયા પર જ રચાઇ છે, અને આ ઐક્યના આદર્શવાળી સંસ્કૃતિનું ઉત્તમ અનુકરણ સાવરણીમાં પણ કરવામાં આવ્યું હોય, એમ કેમ ન માની શકીએ? એનાં છૂટાં છવાયાં પીંછાઓને ઐક્યની સાંકળી વડે સાંકળી રાખવામાં આવ્યા છે તેમ સનાતન હિન્દુજાતિમાં બધી ક્રિયાઓનો વિચારઆદર્શ માત્ર ઐક્યના અજર સિદ્ધાન્ત પર નિર્ભર છે; તે આદર્શનું લક્ષ્ય સાવરણીમાં ઉતારીને તેનું રક્ષણ કરવાનો પ્રયાસ છે. તો વળી કોઇ કવિમિત્ર એમ પણ કેમ ન કલ્પી શકે કે દુષ્ટ દુઃશાસને સતિ દ્રૌપદીનાં ભરી સભામાં લટીયાં પકડયાં તે નિર્દેશનાર્થે – તેનાં ઝુલ્ફાં જાલીમ જંજિર જેવી દોરી વડે કચકચાવી બાંધ્યા હોવાનું દર્શાવવા– તેમાં નમ્ર પ્રયાસ છે. તાડની હરીપત્તીઓની બનેલી તે મનોહર સામગ્રી હોઇ શિશુજગતનું એ એક રમકડું છે. બાળકો જ્યારે તેનો ઘોડો ફલગે છે કે ચાબુક તરીકે ઉપયોગ કરે છે; ત્યારે તે મરક મરક હસી હસાવે છે. આ ઉપરાન્ત તે ગુપ્તચરની પગલીઓ ભૂંસવાનું ઉત્તમ સાધન મનાયું છે. ભુવડનાં માણસો જ્યારે જયશિખરીની સગર્ભા રાણીની શોધમાં લાગ્યા હતા; ત્યારે તેની ચતુર રાણીને વનમાં સંતાતાં ને છૂપાતાં ભટકવું પડ્યું હતું. દુશ્મનો તેની પગલી સુદ્ધાં ન વર્તી જાય એટલા માટે પૂંઠે લાંબી સાવરણી બાંધી ફરતી હતી. જેમ જેમ

રણી ધૂળ પર પગલીઓ પાડતી જાય તેમ તેમ સાવરણી ભૂંસી નાખતી જાય. આવી રીતેજ, કાળરૂપી રેતીના મેદાનમાં પાશવિક પ્રભુત્વ સ્થાપિત કરનાર વિક્રમો રાજા, લાખોના જીવોનો સંહાર કરી રક્તની નદી વહેવડાવનાર વિજયી, પારકા દેશને પરતન્ત્રતાની શૃંખલાઓમાં જકડી દેનાર ભોગવિલાસ પ્રિય પશુશક્તિ અથવા સર્વશાસ્ત્રપારંગત કૂપમંડુક પંડિત જે કૈં નામનો નિશાનીઓ મૂકી જાય છે; તેના પર કાળક્રમે વિસ્મૃતિની સાવરણી ફરી વળી તેને સદંતર ભૂંસી નાંખે છે. પરંતુ તે સાચા દેશભક્ત અને સાધુપુરુષની અમીટ પગલીઓ નથી ભૂંસી શક્તી. અનવરત પરિશ્રમદ્વારા પાડેલી મહાપુરુષોના બલવત્તર આદર્શની નિયંત્રિત પગલીઓ ઉલટું તેમના અનુગામીઓને સુમાર્ગ પ્રદર્શિત કરે છે.

જેવી રીતે ઘરઆંગણુ અને બહારની સફાઇ સાવરણી કરી દે છે; તેવી રીતે દુનિયા સમસ્તની સફાઇ ભગવાનને ત્યાંના વાયરા આવી કરી જાય છે. મહાવંટોળ એ કુદરતી વિરાટ સાવરણી છે. તે મહારુદ્ર સમાન માઝા મૂકી ફરે છે. ચોમેર વાવાઝોડું વા આંધી ફેલાવી સફાઈનું અતિ ચોક્કસ અને વેગવંતુ કાર્ય હાથ ધરે છે, ત્યારે તો ત્રાહી ત્રાહી પોકારવું પડે છે. આપણા આધ્યાત્મિક પતનમાંથી નિપજાવેલી કેટલીક અશુદ્ધતાનો નાશ કરી સુપંથ પર આરોહ થવામાં જેટલાં કષ્ટ સહેવાની જરુરત પડે છે, તેવાંજ કષ્ટ કદાચ આ કુદરતી શુદ્ધિ થતી વખતે સહેવાં પડે છે મહાતત્ત્વ પોતાની શુદ્ધિનું કામ અતિ સ્હેલ સુગમતાથી રમત કરતાં પૂરું કરે છે, અને પૃથ્વીના સર્વ પદાર્થો ઝાપટી ઝંઝણાવી મૂકે છે. પૃથ્વી આખી ભયકંપિત ડોલવા લાગે છે. ઉપર તારાઓ ધ્રૂજી ઉઠે છે. વાદળાંઓ તણાઇ આવે છે, સાગરનો સકળ જળભંડાર હિલોળે ચઢે છે. પૃથ્વીથી માંડી આકાશ સુધીની આ રીતની સફાઈ થતાં ડગુમગુ વધે છે પણ તે પછી શુદ્ધિની આંખ ઠારતી શાંતિ પથરાય છે. કુદરતનાં આ સફાઇ સાધનમાં અંધકારની ભયંકરતા, સાગરની ક્રૂરતા, અને પાપી હૃદય જેટલી મલિનતા છે; છતાં તેમાં સકળ ચેતના શક્તિનો ભંડાર ભર્યો છે. તે યુવાનીની સુરખી ભર્યો ફરે છે અને ગતિબલથી આગળ વધે છે ત્યારે આનંદભેર હૈયું હરખી ઊઠે છે. પર્વતશૃંગથી તે ટેકરીઓની સપાટ તળેટીઓના ખૂણાખાંચરા સર્વ પલમાત્રમાં સાફસૂફ કરી દે છે, અને જગત પરનો એકઠો થએલો એંઠવાડો તો જગતના પૃથ્વીતત્ત્વમાં સમાવી દે છે.

જે આબોહવાના અણુઅણુમાં રજકણુની નાની નાની અતિ સૂક્ષ્મ કણિકાઓ ભરી છે, તેની શુદ્ધિ વિરાટ સાવરણી પણ નથી કરી શકતી; તો જગતની શુદ્ધિ તાડપલ્લવની બનેલી સાવરણી તે શી રીતે કરી શકવાની હતી? જો કે ધૂળના થરેટા જ્યાં જ્યાં જમા થયા હોય છે, ત્યાં ત્યાં સાવરણી કાળમુખી જેવી ફરી વળે છે. સુઘડતા ને સ્વચ્છતાને નોતરે છે, તે છતાં તે નામ માત્રની જ શુદ્ધિ કરી શકવાને શક્ય છે. ધૂળનો તે પણ સદંતર નાશ નથી કરી શકતી તે એક જગાની ધૂળ ઉરાડે છે તે બીજી જગાએ જમા કરવા માટે જ. તે ધૂળને ભેગી કરી શકે છે, પણ પાછી રસ્તે નાંખી ગુલાલ સમી ઉડાવવા કાજે જ. આમ સાવરણી સંપૂર્ણ શુદ્ધિ નથી કરી શકતી; મળની ખાસિયત વળી વળીને વળગી પડવાની હોય છે. મધમાખીને ગળપણ કે મધુવાસની જગાએથી ઉરાડીએ ઉરાડીએ ને પાછી વળગતી આવે છે; તેમ ધૂળ અને એના જેવા બીજા દુર્ગુણુ રાક્ષસો પણ હાંકીએ હાંકીએ ને આક્રમણુ કરે છે. હવાની ધૂળ કોઇ ધોઇ

શકતું નથી તેમ બાહ્ય ધૂળની સફાઇ પણ કોઈ સાવરણીથી સંપૂર્ણ થઇ શકતી નથી. કારણ કે તે લૂલી લબરક છે. મનુષ્ય પણ જો પોતાના નિશ્ચયમાં રહેજ પણ ડગુમગુ અર્થાત્ લૂલો રહે તો કોઈપણ કાર્ય તે સુંદર રીતે સાધી શકે નહિ.

જેમ આત્માની શુદ્ધિનું સાધન પ્રાયશ્ચિત ગણાયું તેમ ઘરની શુદ્ધિનું સાધન સાવરણી છે. આબોહવામાંથી ધૂળ ઉરાડવી જેટલી દુષ્કર છે એટલુંજ દુષ્કર કાર્ય મનુષ્યની અજ્ઞાનરૂપી ધૂળ ઉરાડવાનું છે. સાવરણી દુનિયાની સફાઇનું કામ કરે છે તેમ મનુષ્યના જ્ઞાનપ્રકાશ પર અજ્ઞાનતાની ધૂળનું જે આવરણ ચઢયું હોય છે તેને ઉરાડવા મહાન સાધુ–ઓલીઆ અને મહાત્મા પુરુષોની શિક્ષા સાવરણીની ગરજ સારે છે; છતાં તેઓ પણ તમામ અજ્ઞાનને નથી વેડફી શકતા. પતંગ, કુરંગ, માતંગ જેવા પ્રાણીઓ એકજ ઇન્દ્રિયદ્વારા વિનાશને પંથે પળ્યા છે તો પછી મનુષ્યપ્રાણી જેને પરમાત્માએ પાંચપાંચ ઇન્દ્રિયોનાં દાન દીધાં છે તે પોતાનો વિનાશ કેવી રીતે રોકી શકવાના હતા: એ પ્રકારનો પ્રશ્ન દુર્ગુણવશ માનવીઓ માટે એક સંસ્કૃત કવિને ઉદ્દભવ્યો છે તે શું ખોટો છે? એ મેલઘેલાં માનવીઓની શુદ્ધિ કયી સાવરણી કરી શકે એમ છે?

આ રીતે, સાવરણી કે મહાપુરુષોની શિક્ષા બાહ્ય કે આંતરિક શુદ્ધિ સમૂળગી નથી કરી શકતી તેમાંજ મને તો ઇશ્વરી સર્જનકલાનો વિજય અંકાયેલો લાગે છે. કારણ કે મેલ વિના સ્વચ્છતાની કિંમત કોઇના દિલે વસત નહિ. દુર્ગુણ વિના ગુણની આંકણી જગતમાં અંકાત નહિ. દુર્ગુણની પણ દુનિયામાં જરુરિયાત છે. દુર્ગુણ વિનાની દુનિયા કરતાં આ દુનિયા અને તે પર વસનાર માનવીઓ તેમના દુર્ગુણ સહિત વધારે સોહામણા અને ઇચ્છવાજોગ લાગે છે. દુર્ગુણ સદ્દગુણ એ સંબંધી વિશેષણો છે એટલે એકના અસ્તિત્વ શિવાય બીજાનો ખ્યાલ સરખો પણ આવી શકે એમ નથી. અર્થાત્ દુર્ગુણની હયાતિ સદ્દગુણને પ્રકાશમાં લાવે છે. તો પછી સાચો પરિશ્રમ ત્યાગી આદર્શ પાછળ ઘેલાં કાઢી ઘૂમવામાં મનુષ્ય વૃથા સમય અને શક્તિનો દુર્વ્યય કરે છે. મનુષ્યને સંપૂર્ણતા આ લોકમાં વરી જ નથી તેથી સાવરણી માફક તે સઘળા દુર્ગુણની સફાઇ ન પણ કરી શકે છતાં જો તે પોતાના કર્તવ્યપંથે વિના વિલંબ, વિના ચૂક, વિના સ્વાર્થ વધ્યો જાય તો આત્માનો મહાનુભાવ વિજયનો પડઘો પાડે એમાં શક નહિ. કર્તવ્યનું જ્ઞાન રાખ્યા વિના નહિ તો બાકી આદર્શો પાછળ ભટકનાર દુનિયાને દુર્ગુણની કે મળમૂત્રની ખાણ કહી વખોડી કહાડનાર સાચો કાપુરુષ છે, એમ સ્હમજવું.

દુનિયામાં સાવરણીનો આદર્શ ઉંડે ઉંડે સર્વ વસ્તુઓમાં રહેલો છે. આપણાં વાણી, વર્તન અને વિચાર, રહેણીકરણી અને રીતભાત પણ એની અગત્ય માગી લે છે. તેથી આળસ તજી ઉદ્યમરૂપી સાવરણી ધારી અભ્યાસીને પુસ્તકોની ધૂળ ઉડાડવાનો પડકાર થાય છે, અને વિદ્વજ્જનોના ઉપયોગી અને આવશ્યક લખાણો જે જનદૃષ્ટિ બહાર જતાં રહ્યાં હોય અથવા માસિકોમાં દટાયેલાંજ રહ્યાં હોય કે પડયાં પડયાં ધૂળ ખાતા હોય તેને પ્રકાશરૂપી સાવરણીથી પ્રકાશક જો પ્રકટ કરે તો એમાં તેની સાહિત્યસેવાનો વિજય અંકાયેલો ગણાય છે. સ્વતંત્ર થવા ઇચ્છતી વ્યક્તિ કે પ્રજાને ગુલામી મનોદશા ખંખેરી નાખવાનું પ્રબોધવામાં આવે છે. અનેકવિધ સુધારાની ધૂળ સાવરણીનું રહસ્ય જ પ્રકટ કરે છે.

સાવરણી ઘણાં ઉત્તમ કાર્યો કરે છે; છતાં તેનો ઉપયોગ સાસુઓએ વહુ પર અને કોઈ કુભારજા નારે પોતાની સાવકી દીકરી પર છૂટે હાથે અણછાજતી રીતે કર્યો હોવાની સાબિતી સમાજના અણઉકેલાયલા ઇતિહાસને પાને સાબુત છે. આમ સાવરણી બિચારી સામાજિક અનિષ્ટમાં વખતોવખત સંડોવાઇ ગઇ છે: એ એનું એક દુર્ભાગ્ય છે. પણ આટલેથી જ એની કરુણકથાનો અંત આવી જતો નથી. તે અપશુકનિયાળ પણ ગણાઇ છે. પ્રભાતે બિછાનેથી ઉઠતા વેંત જ જો તેનાં દર્શન થાય તો તે અમંગળસૂચક અને મહાઅનર્થની પરિચારિકા તરીકે લેખાય છે. તેને પુણ્યકાર્યોમાંથી સદા વંચિત કરવામાં આવી છે. તેથી શુભ પ્રસંગે પાવન નિમંત્રણમાંથી સદા બાતલ થઈ છે. સફાઇ કરવાનું સેવાકર્મ આજલગી તો દલિત અને અસ્પૃશ્યોનું જ મનાતું આવેલું હોવાથી તે ઘરના ખૂણામાં કે ગેરમટીના ઢેર પાસે અસ્પૃશ્ય ગણાએલા એના સ્વર્ગસદનમાં આશ્રય અને વિશ્રાંતિ મેળવે છે. ત્યાંથી કદાચ જો તે દર્ભની કાયાથી ઉપજાવેલી હોય છે; તો પ્રમુદિત વરદાન મેળવી દેવાગરને આંગણે માંડ માંડ સફાઇ કરવાનું સદ્ભાગ્ય તેને સાંપડે છે. એના આ કરુણ ઇતિહાસને કારણે કાળના બૃહત્ પૃષ્ઠ પર એનું કરુણગીત અંકાયેલું છે. તેનું આ વિકલસંગીત તે કાર્યશીલ રહે છે; ત્યારે સાંભળવામાં આવે છે. તે અગણિત ભાવોની આકુળભાષા તેના કરુણ પોંછોડામાં રાખી મૂકે છે તે ખરખર અવાજ કરતી ગાતી માત્ર ધૂળ સાથે ગોષ્ઠી કરતાં કહી સંભળાવે છે, અને પ્રત્યેક ચરણ વડે અંધકારનો ડમ્મર ઉઝેડતી આગળ ધપે છે. આ વખતે આંધીના તાર હલાવવા એનું પાવનહૃદય ઉતાવળું બની જાય છે.

તે હિંસા અર્થે વપરાય છે ત્યારે યુદ્ધનાં વાજાંઓને બંધ થવા આદેશ આપતી હોય તેમ ખખડે છે, અને ક્રોધથી તેનું અંગ કાંપતું દેખાય છે. ધ્વજાનું પરનું એનું આક્રમણ બહુ જ આકરુ હોય છે. તે તલવારના ચમકારને અંધકારમાં બુઝાવા કહેતી હોય છે, કારણ શાહુડીનાં પીંછા સમાન એનાં પીંછા પણ તલવારની ધાર કરતાં ય વિશેષ અણીદાર અને તીક્ષ્ણ હોય છે. તે છતાં તે સૌમ્યભાવ ધારી બકુલકળીનાં શૃંગાર સમાન તેનાં પીંછા ઉદાર સૌંદર્યની સાથ લહેરાવે છે અને તેને ફફડાવીએ છીએ ત્યારે તો તેનાં પીછાં કોઇ રમણીય ફૂલવાડી જેવાં ખીલી ઉઠે છે. તે વખતે તેના સમસ્ત કેશરાશિમાં પાંપણોની પટપટનું રૂપાંતર થયું હોય એમ ભાસ થાય છે. આંસુ વડે કરીને આંખે બાઝેલાં જાળાં ખંખેરી નાખવા પાંપણો પટપટે છે; તેમ સાવરણી પણ હાથમાં નચાવીએ છીએ; ત્યારે તેનામાં પાંપણોનો માદક વિકાસ થએલો હોય એમ જ લાગે છે.

તે કદિ વિવેકભ્રષ્ટ થઇ નથી. દેવાગારે, ભવનખંડે કે ઉત્સવઓચ્છંગે તેને સન્માન મળતું નથી છતાં કોઈ અતિથિના સ્વાગત સમયે પથને, આસનને અને ખંડને સાફસૂફ કરવાના શુભ કાર્ય વખતે તે સત્યાગ્રહ આદરતી નથી. તે આતિથ્ય ભાવે પ્રેરાઇ અતિ ઉમંગથી ભૂપકલ્યાણુની તાલ લેતી રસપૂર્ણ સમારંભ રચવામાં સહાયક થાય છે, અને સુઘડતા, સ્વચ્છતાની કોઇપણ મુખે વાહવાહ નીકળી પડે ત્યાં સુધીની સફાઇ કરે છે. લોકોના અંતરમાં તેની સફાઇની વાહની ગૂંજ ઊઠી આવે છે; ત્યારે પ્રશંસા ને પરિતોષથી તે પૂર્ણતઃ પ્રસન્ન ને પ્રફુલ્લ થઇ ઊઠે છે.

આમ તેની જીવનમહેચ્છા ચરણયુગલનું કમળ બનવા ચાહતી હોય તેમ પથ પર પથરાઇ

શતશત પાંખડીએ ચરણરજ ધૂએ છે. તેમાં જ તે જીવનની સાધના, ચિરવાંછિત ફલની સિદ્ધિ જૂએ છે, અને તે કાજે તે દુર્ગંલવાસના, તાંડવમયી ચિંતાઓ અને બીજી ઘણીએ ચિરપરિચિત ઉપાધિઓને ધૂળ જેવા નજીવા અયોગ્ય પદાર્થોનો નાશ કરી, વન્યપ્રદેશની શોભાથી મત્ત બની મયૂરનૃત્ય આરંભે છે; તેમ તે પણ તેના કંપિત નાજુક ગાત્રો વડે તાંડવનૃત્ય કરે છે એ વખતે ગર્જન થાય છે અને ગતિ મળે છે.

અંતે, સાવરણી સોહામણા પ્રભાતની પતાકા ફરફરાવતી, ઘરમાં જાગૃતિના સ્વર આલાપતી, દુર્ગુણોને મેલનો નાશ કરતી સદીઓથી પ્રાચીન વિધાનપ્રતિ નમસ્કાર કરે છે. તે સદા ભ્રમણશીલ રહે છે ને ઘરઘર ભ્રમણ જ કરતી દેખાય છે. તે વખતે તે અવાજ કાઢી પોતાના કાર્યનું અંતરગર્જન કરતી હોય છે, અને કર્મયોગના અતૂટ સિદ્ધાંતનો વિજય ગાતી ફરે છે. કર્મ સાવરણીનું ભાગ્ય નિર્દિષ્ટ કરે છે અને વેદનાના રહસ્યથી એનો ધ્વનિ બીજામાં પ્રતિધ્વનિત કરવા પ્રયત્ન કરે છે.

---

# ઓસા લઉં કેવી રીતે?

ઓખા હમે ઓખા ત્હમેઃ ઓસા દઉં કેવી રીતે?
ડોસા અને ડોસી બન્યાં, ઓસા લઉં કેવી રીતે?

હાડમાંથી હોંશ ને રસજોસનાં ઝરણાં ગયાં!
તામ્રુલવર્ણા આજ પ્હોંચ્યાં અભ્રવર્ણ તણી ગતે!

રક્ત, રંગ અશક્ત થઈ વ્હેવું મૂકી ઉડી ગયાં;
આ રક્તભક્ત વિ–રક્ત પર ઓસા કરે કેવી રીતે?

યુવા ગઈ! વૃદ્ધાતણા ભૂવા ધૂણે છે અંગ પર;
અસ્થિર અસ્થિપિઞ્જરે ઓસા લઉં શાની પ્રીતે?

હરકદમ પર દમબદમ બંસી બસૂરી બોલતી;
મસ્તી નથી ત્યાં મોહની, ઓસા દઉં કેવી રીતે?

હો, છો સફા બાઝારે જોબન! પણ નફાનો આંક છે;
ડોસો નમેલો છું છતાં ઓસા લઉં જૂની રીતે.

આ યત્ન વિણ મમ શીર્ષ નમતું, આત્મમંદિર પેખતું,
હમમાં સનમ શોધી, લઉં ઓસા રુચે તેવી રીતે!

"મસ્તમયૂર"

# આંખે પાટા

શ્રી. હંસા મ્હેતા, બી. એ.

(ગતાંક પૃષ્ઠ ૧૬૬ થી ચાલુ)

## અંક બીજો.

## પૃથ્વી પર.

મ્હેલા અને બીજા અંક વચ્ચે પાંચ વર્ષનો ગાળો

પાત્રો:— ડાહ્યાભાઇ દેસાઇ એની સ્ત્રી કાશીબ્હેન
વીરચંદ શાહ „ „ કાન્તાબ્હેન
મદન મહેતા
તે ઉપરાંત અન્ય પુરુષો, દાકતર વગેરે

**સમય:** રાતના આઠ વાગ્યાનો

**સ્થળ:** [ મોરારજી ગોકળદાસની ચાલ જેવી કોઇ ચાલની મ્હેલા માળની આગળની પરસાળ. એ લાંબી પરસાળ એટલે દરેકની ઓરડીમાં જવાનો સરિયામ રસ્તો. ચાલીમાં પાંચ છ ખોલીઓ હશે. પ્રેક્ષકને તો માત્ર પાસે પાસેની બે ઓરડીનાજ બારણાં દેખાય છે. ડાબી બાજુની ઓરડીમાંનો પ્રકાશ પુષ્કળ ઝાંખો છે. એ ઝાંખા પ્રકાશમાંએ ઓરડીની અંદર બાળકનું ઘોડિયું દેખાય છે. એ ઓરડીના ઉમરા પર કાશીબ્હેન બેઠાં છે. અને જરૂર પડે ઘોડિયાંની દોરી ધીમે ધીમે ખેંચે છે. બે ઓરડીના બારણાં વચ્ચેની ભીંતને અઢેલી બે કેનવાસની આરામ ખુરશીઓ પડી છે. ખુરશીની વચ્ચે એક નાની ટીપાઈ છે. એક આરામ ખુરશી પર બેસી કાન્તાબ્હેન કંઇ ગુંથતા હોય છે અને વચમાં વચમાં કાશીબ્હેન સાથે વાતો પણ કરે છે. જમણા હાથ પર ઓરડીમાં દીવાનો પ્રકાશ છે. તે પરથી ઓરડીનો થોડો ભાગ દેખાય છે. એક નાના ટેબલ આગળ બેસીને શાહ કંઇ લખતો માલમ પડે છે. ચાલીનો દાદર પણ જમણાં હાથ પર છે. એટલે ઉપર આવનાર અને નીચે જનાર આ ઓરડીઓ આગળથી પસાર થાય છે. ચાલી કોઇ ગીચ લત્તામાં છે એ દર્શાવતા જાતજાતના અવાજો રાત્રીની શાન્તિ ભંગ કરે છે. આ આખા અંક દરમ્યાન હારમોનીયમનો કર્કશ ધ્વનિ અને ગ્રામોફોનનો તીણો સૂર સંભળાયાંજ કરે છે.]

**કાશીબ્હેન:** (ગામડામાં ઉછરેલાં પણ શહેરમાં પાંચ વર્ષના રહેવાશથી કંઈક કપડાં વગેરેમાં સુધરવાનો પ્રયત્ન કરતાં છતાંએ પ્રતિકૂળ વાતાવરણમાં હોય એમ જોનારને લાગે. અત્યારે તો એમનો ચહેરો ચિન્તાથી લેવાઇ ગયો છે. ઉજાગરો અને શ્રમ બન્નેની અસર મ્હોં પર અને બોલવામાં લાગે છે. વાળ પણ બરોબર ઓળેલા નથી અને કપડાં પણ જેમ તેમ પહેરેલાં છે. ઉંચા નીચા થઇ દાદર ભણી જોતાં) " હજી એ આવ્યા નહિ! "

**કાન્તાબ્હેન:** (કાશીબ્હેન કરતા કંઈક વધારે સંસ્કારી. સ્ત્રી સમાજોમાં જઇને કંઈક શીખેલાં હોય એમ લાગે કપડામાં પણ વધારે સ્વચ્છતા.) " ઓફીસમાં પાછું કામ

નીકળ્યું હશે. બાકી આવે વખતે બહાર નકામા તે ના જ રહે."

(એકાએક નીચે વાગતા હારમોનીયમનો કર્કશ સૂર જોરથી કાને પડે છે)

કાશીબ્હેન : બળી આ પેટી. બીચારો કુમાર હમણાં જરા જંપીને સુતો છે તેને જગાડશે. (અંદર જોઇ આવે છે. કુમારને ઉંઘતો જોઇ પાછાં આવે છે)

કાન્તાબ્હેન: કીકો પણ આજે તે ડાહ્યો થઇને વ્હેલો વ્હેલો ઉંઘી ગયો.

કાશીબ્હેન : મ્હારું નસીબ તે આજે એ વ્હેલો સુતો. (એટલામાં નીચેથી ગાયન સંભળાય છે)

બાગેશ્રીની ધૂન.

મનડા! કરીશ નહિ તું શોક—મનડા (ટેક)
જન્મ્યું તે તો નિશ્ચે જાશે
ફાંફાં મારે ફોક—મનડા.
રંકો જાશે જાશે રાયા.
જોયા કો અમર લોક?—મનડા.

કાશીબ્હેન : (ગાયન પૂરું થતાં અકળાઇ) આવાં ગાયનો તે શીદ ગાતાં હશે નાહક મનને દુઃખી કરવા?

કાન્તાબ્હેન: (સ્વગત) કમળો હોય તે પીળું જ દેખે. મન શોકાતુર હોય તો બધું જ દુઃખી લાગે. પેલો બાપડો આનંદમાં ગાય છે. એને શી ખબર કે એક નાનકડું બાળક અહીં જીવન મૃત્યુનો ખેલ રમી રહ્યું છે.

(પાસેની એકાદ ઓરડીમાં બે બૈરીઓ ચાંદા પાડીને લડતી સંભળાય છે.)

કાશીબ્હેન : (ખૂબ જ અકળાઇ) આ સાસુ વહુથી તો તોબા! દરરોજના ઝઘડા! અને (બે હાથ જોડી) તોબા આ તમારા મુંબાઇ શહેરથી. જરા પણ શાન્તિ, જરા પણ નિરાંત મળે જ નહિ. કોણ જાણે લોકોને શહેરની શી મોહની લાગી છે? શહેર કહેવાય ત્યારે મોટું. પણ મારા જેવી ગામડામાં ખુલ્લામાં ઉછરેલીને તો અહીં સંકડાશ, બંધિયાર જેવું જ લાગે. છૂટથી હરવા ફરવાનું તો નામ જ નહિ. એક ઓરડીમાં પુરાઇ રહેવાનું.

કાન્તાબ્હેન: (હસીને) કાશીબ્હેન! શહેર એટલું ખરાબ છે? તમે મારી સાથે બ્હાર આવતાં તો છો નહિ. અહીંના ભગિની સમાજમાં ગરબા ગાવા કે અમસ્તા પણ બેસવા ઊઠવા આવતાં હો તો તમારું મન છુટું થાય.

કાશીબ્હેન : (નીસાસો નાખી) આ છોકરાઓમાથી પરવારું ત્યારે બહાર આવું ને? અહીં ઓછાં રસ્તા પર છૂટાં મૂકી દેવાય? એમને પણ ક્યાં ઘડીનો પરવાર છે? સવારે નવ વાગે જમીને જાય તે સાંજના સાત સાડાસાત વિના પત્તો જ નહિ. જુવોને આજે આઠ વાગી ગયા તોએ હજુ ક્યાં ડેકાણું છે. (કોઇના પગલાં દાદર પર સંભળાય છે. કાશીબ્હેન વાંકા વળીને કોણ આવ્યું તે જુવે છે. બીજા કોઇને જોતાં નિરાશ થાય છે. એક ગૃહસ્થ આવી કાશીબ્હેનની ઓરડી આગળ થોભે છે.)

ગૃહસ્થ : કેમ કાશીબ્હેન ! આજે બુચાની તબીયત કેમ છે ?

કાશીબ્હેન : ઉધરસ જરા ઓછી છે. તમારાં ગંગાબ્હેન કેમ છે? મારાથી તો જોવા એ નથી અવાયું.

ગૃહસ્થ : તમે આમાંથી પરવારો ત્યારે આવી શકોને ? ચાલો બીચારો જલદી હરતો ફરતો થઈ જાય. (પોતાની ઓરડી તરફ જાય છે)

કાશીબ્હેન : (આંખો લુંછતાં) ભાઇ, ઇશ્વર કરે તે ખરું.

કાન્તાબ્હેન: (દવા ખાતાં) કાશીબ્હેન, આ ઉપરાછાપરી મંદવાડમાં ચાકરી કરી તમે અડધાં થઈ ગયાં છો. મેં તો ડાહ્યાભાઇને બહુવાર કહ્યું કે કુમારને ઇસ્પીટાલમાં રાખો. હવે તો આપણા જેવા માટે ઇસ્પીટાલમાં કયાં ઓછી સગવડ છે? આ ગંગાબ્હેન પણ ત્યાં ગયાં જ છે ને ? બાળકની બીચારાની બરોબર સંભાળ લેવાય અને તમારાથી પણ જરા નીરાંતે ઉંઘાયને? ત્યારે મને કહે કે તમે 'એને' સમજાવો. હું આટલા દિવસ બોલી નહિ પણ હવે તો રહેવાતું નથી. આમને આમ તો તમારી તબીયત બગાડશો. એક છોકરો તો ગયો. આ બીજો માંદો અને ભોગજોગે તમે માંદા પડશો તો બીચારા ડાહ્યાભાઇના તો ભોગ જ લાગશે.

કાશીબ્હેન : (પીગળતાં) પણ બ્હેન છોકરાને ઇસ્પીટાલમાં મૂકતાં જીવ જ કેમ ચાલે ? ત્યાં ગયા પછી તો કોઈ પાછું જ ના આવે.

કાન્તાબ્હેન: અરે એમ શું બોલો છો? એ તો અજ્ઞાનની વાત. જુવોને એ ત્યાં હોય તો એની સારવાર કેવી સારી રીતે થાય. નર્સ દાકતરો ત્યાં હાજર જ હોય. દવા દારુની પણ ફીકર નહિ. તેમને પણ આરામ અને બીચારા ડાહ્યાભાઇને પણ દવા દાક્તર માટે દોડાદોડી કરવી ના પડે. એક તો ઑફીસ સંભાળવાની અને આ કામ. બે સાથે કેમ કરી શકે ?

કાશીબ્હેન : (આંખો લુંછતાં) પણ બ્હેન હું શું કરું ? કુમારને ઇસ્પીતાલમાં પણ મારા વિના ચાલે નહિ. વળી આ કીકો ઘેર એકલો શી રીતે રહે.

કાન્તાબ્હેન: ત્હમને મ્હેં કહ્યું હતું ને કે હું સંભાળીશ.

કાશીબ્હેન : બ્હેન ત્હમારો તો ઉપકાર નહિ ભૂલાય. તમે અને વીરચંદભાઇએ અમારે માટે ઘણું કર્યું છે. (અંદરથી બાળકની ઉધરસનો અવાજ આવે છે. કાશીબ્હેન એકદમ ઊઠીને અંદર જાય છે. શાહ બહાર આવે છે. પાંચ વર્ષમાં એનામાં ફેર તો પડયો છે. કાંઇક વધારે દુનિયાદારીનું ભાન હોય એમ લાગે છે.)

શાહ : (કાન્તાબ્હેનને) હું જરા આ ટપાલ નાખી આવું. કેમ હજી દેસાઇ આવ્યા નથી? આજ તો બહુ મોડું થયું, કુમારને કેમ છે ? (અંદરથી ખૂબ ઉધરસ અને બાળક દર્દથી રડતું હોય એવો અવાજ આવે છે).

કાન્તાબ્હેન: ત્હમે જલદી આવો તો સારું. મંદવાડ વખતે કોઇ પુરુષ હાજર હોય તો ઠીક. દાકતર બાકતરની જરુર પડે.

શાહ : આ હું હમણાં જ આવ્યો.

(જાય છે. નીચેથી કોઇ ધબધબ કરતું ગાતું ઉપર આવે છે.)

કાન્તાબ્હેન: (ખૂબ અવાજ થાય છે તેથી ચીઢાઇ) કોઇ સાજું માદું આપણાં લોકોને જરાએ દરકાર નહિ. કેવા અણસમજુ લોક! (પેલો ગૃહસ્થ શરમીન્દો પડી મુંગો મુંગો ત્યાંથી પસાર થઈ જાય છે.

કાશીબ્હેન: (પાછાં બારણાં આગળ આવી) હજી આવ્યા નહિ! અરે રામ! આજે કેટલું મોડું.

કાન્તાબ્હેન: કાશીબ્હેન! આમ આકળાં શા માટે થાવ છો. એક કામ કરો. તમે જમી લો હું કુમાર પાસે બેસું છું. ડાહ્યાભાઇની વાટ જોશો ને વારાફરતી જમશો તો બહુ મોડું થશે.

કાશીબ્હેન: એમને મૂકીને ક્યાં જમવા બેસું?

કાન્તાબ્હેન: આવે વખતે એ વિચાર કરવાનો નહિ. તમે નીરાંતે જમી લો અને બન્ને બાળકો સૂતાં છે એટલો વખત તમે પણ આડાં પડો. હું બેઠી છું.

(કાશીબ્હેન, કાન્તાબ્હેન ઓરડીની અંદર જાય છે. દાદર પર પગલાં સંભળાય છે અને શાહ અને મહેતા ઉપર આવે છે. પગલાંનો અવાજ સાંભળતાં કાન્તાબ્હેન બહાર આવી ડોકીયું કરે છે. ડાહ્યાભાઇને ન જોતાં પાછાં અંદર જાય છે. મહેતા ખુરશી પર ગોઠવાય છે. શાહ પોતાની ઓરડીમાંથી સીગરેટનો ડબ્બો લાવે છે. અને એ પણ ખુરશી પર ગોઠવાય છે. સીગરેટ સળગાવવાની ક્રીયા થાય છે.)

શાહ : (મહેતાને કોટ પાટલુન ટાઇ કૉલરવાળા વીલાયતી લેબાસમાં, તેમજ શરીરે પણ પ્હેલાં કરતાં જરા મજબુત જોઇ) તું ખરેખરો બદલાયો તો છે. પૂરો સાહેબ બન્યો છે તેં અને ના ઓળખ્યો હોત તો હું તને જરાએ ઓળખી શકત નહિ. તું હિન્દુસ્તાન પાછો ફર્યો એ મેં પેપરમાં વાંચ્યું તો હતું. પણ ત્હારા જેવો મોટો માણસ અમારે ગરીબને ઘેર આવે એ તો સ્વપ્ને પણ ખ્યાલ નહિ.

મહેતા : (એના બોલવાની રીત પરથી લાગે છે કે ગુજરાતી બોલવાની ટેવ ઘણાં વખતથી નથી) અરે એમ શું બોલે છે? એ ઈંગ્લંડ રીટર્ન્ડ એવા સ્નોબીશ હશે. અમે અમેરિકાના નહિ. હું ત્હારું જ ઘર શોધતો આવતો હતો. ત્હારો છેલ્લો કાગળ વર્ધેક પર મળ્યો હતો. એટલે એ જ ઠેકાણે હશે કે કેમ એ શંકા હતી. કેમ દુનિયા કેમ ચાલે છે?

શાહ : ભલા હિંદુસ્તાનની દુનિયા તો થંભી ગઇ છે. અમે તો છીએ ત્યાંના ત્યાં. પણ તું તો અમેરિકાના જેવા દોડતા દેશમાંથી આવે છે. એટલે દુનિયાની ખબર તો તારેજ આપવાની.

મહેતા : (હસીને) તો તે દુનિયા એટલે આપણે. હું ને તું માં જ બધું સમાયું છે ! હું તો બી. એ. થઇને સીધોજ અમેરિકા ગયો. વેઠ કરી ભણવા જેટલા પૈસા એકઠા કર્યા અને શીખ્યો. મ્હારે તો બેન્કીન્ગનું શીખવું હતું. માત્ર પુસ્તકિયા જ્ઞાન નહિ. મહા મહેનતે મ્હારી ઇચ્છા પાર પડી અને બેન્કમાં નોકરી મળી. પછી તો ત્યાં રહી જેટલું શીખાય એટલું શીખ્યો. આપણાં દેશમાં એગ્રીકલચરલ બેન્ક કહાડવાના ઇરાદાથી થોડા દિવસની રજા લઇ આવ્યો છું. આ મારો પાંચ વર્ષનો ઇતિહાસ. પણ તારું શું ?

શાહ : બી. એ. થયા પછી મેં તો પત્રકાર થવાનો વિચાર કરેલો. પણ આજનું પ્રેસ તો તું જાણે છેને, નમાલું. એટલે પ્હેલાં તો ફીનાન્સ માટે ફાંફાં માર્યાં. પણ આપણો દેશ ! એ ધંધો તો ખોટનો જ. ( કડવાશથી ખભો ચઢાવી ) લોકોને મફત લેખો જોઇએ. અને મળતા હોય ત્યાં મ્હારા જેવાને કોણ પૈસા આપે ! અને પૈસા આપવાની જ્યારે વાતો કરે ત્યારે લેખની કીમત આંકીને નહિ પણ એ લેખના પાના ગણીને, કેટલાં પાનાં લખ્યાં છે તે પર ! મ્હેં તો કહી દીધું કે પાનાની ગણત્રી પ્રમાણે તો કવિતાની કિંમત કોડીની પણ નહિ અંકાય !

મહેતા : (હસીને) તે તું કવિતા તો નથી લખતો ને ? આ શુષ્ક નિર્દય જમાનામાં કવિતાને જરાએ સ્થાન નથી.

શાહ : ના રે હું નથી લખતો. પણ જે બાપડો લખતો હશે તેની વાત કરું છું. આ સ્થિતિ હોય ત્યાં અભ્યાસી લેખો કોણ લખે ? એટલે ના છૂટકે મારે છાપામાં નોકરી લેવી પડી.

મહેતા : એ પણ અનુભવ ખોટો નહિ. કોઇ દિવસ પ્રેસને પ્રજાનો અવાજ થવું પડશે. પ્રજાજીવનને ઘડવામાં એના જેવું કોઇ ઉપયોગી શસ્ત્ર નથી. પણ આપણા બીજા મિત્રોનું શું ?

શાહ : બીજા કોઇની તો અને ખબર નથી. પણ દેસાઇ બાપડો આ પાસેની જ ઓરડીમાં રહે છે.

મહેતા : ક્યાં ક્યાં છે ? એને બોલાવની.

શાહ : હજી આવ્યો નથી.

મહેતા : (વિચારમાં) બાપડો કેમ ?

શાહ : એને ઘર તો ખરે જ દશા બેઠી છે. પંદર દિવસ પર એનો એક છોકરો ગુજરી ગયો. બીજો માંદગીના બીછાના પર છે. તને યાદ છે ને એનો બાપ એકાએક ગુજરી ગયો હતો ? ત્યારનું એનું નસીબ ચક્કર ફેરવાઇ ગયું છે.

મહેતા : હા, પણ ત્યારપછી તો એ બી. એ. થયો હતો ને ?

શાહ : માંડ માંડ પાસ થયો. એનું મન વાંચવામાં ક્યાં લાગતું હતું. આખું વર્ષ મગનદ

કરી છેલ્લી ઘડીએ વાંચવાનું રાખીએ ત્યાં એવું જ થાય. એને માટે તો સારી રીતે પાસ થશે એવી પ્રોફેસરોએ આશા બાંધેલી. તું તો પરીક્ષા આપી તરત ચાલ્યો ગયો એટલે પછી શું થયું તે ક્યાંથી ખબર હોય ?

મહેતા : શું થયું ?

શાહ : એને ભણાવવા પાછળ બાપે ઠીક દેવું કરેલું. એ બધું પતાવવા એણે જમીન વેચી નાંખી અને થોડા ઘણા પૈસા બચ્યા તે લઇ બૈરીને સાથે લઇ મુંબઇ નોકરી શોધવા આવ્યો.

મહેતા : એ પરણેલો હતો ?

શાહ : ગામડાના એટલે તો નાનપણથી જ પરણેલા. અહીં આવ્યા પછી નોકરી માટે ખૂબ ફાંફાં માર્યાં. આજે તો તું જાણે છે બી. એ. ની કશી કીંમત જ નથી. આખરે સરકારી દફતરમાં કારકુનની જગ્યા મળી.

મહેતા : તે કોઇ પ્રોફેસરે અથવા યુનીવર્સીટીએ સારી નોકરી મેળવી આપવામાં મદદ નહિ કરી ?

શાહ : વળી આપણાં દેશમાં એ ક્યાં રિવાજ છે ? યુનીવર્સીટી માત્ર પૈસા લઇ એના નામની છાપ આપે એટલું જ. એકવાર છાપ આપ્યા પછી અહીંની યુનીવર્સીટી એના જીવનમાં કયે દહાડે રસ લે છે !

મહેતા : ( હસીને ) હું ભૂલ્યો. બીજા દેશમાં એવું થાય છે. બીચારો દેસાઇ !

શાહ : ખરે જ બીચારો. તું એને ઓળખી પણ નહિ શકે.
( દાદર પર ધીમા પગલાંનો અવાજ આવે છે. એક સુક્કો, ફીક્કો ગમગીન ચહેરાનો પુરુષ કંઇક મેલા ધોતીઆ અને લાંબા જૂના દેખાતા કોટમાં સજ્જ થયેલો ઉપર આવે છે. )

શાહ : ( ધીમેથી ) આ દેસાઇ.
( દેસાઇ સીધોજ આસપાસ જોયા વિના પોતાના ઓરડીમાં જાય છે. મહેતા તથા શાહ એની પાછળ જોઇ રહે છે.

મહેતા : ખરે જ ઓળખાય એવો રહ્યો નથી. ક્યાં હસમુખો તન્દુરસ્ત બાંધાનો દેસાઇ અને ક્યાં આ સુક્કો ફીક્કો જર્જરિત દેસાઇ ! કાળનો ફટકો એને જબરો પડ્યો લાગે છે.
( દેસાઈ કોટ ટોપી ઉતારી બહાર આવે છે. મહેતાને પ્હેલીજ વાર જુએ છે. એક અજાણ્યા માણસને શાહ સાથે જોઇ અંદર જવા જાય છે ત્યાં શાહ અટકાવે છે. )

શાહ : દેસાઇ ! આ મહેતા. હમણાંજ અમેરિકાથી પાછો ફર્યો. ઓળખ્યો કે નહિ ?

દેસાઇ : ( મહેતાનું નામ સાંભળી ચમકે છે. પણ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરી ) ઓહો મહેતા તમે ક્યાંથી ? મેં તો ઓળખ્યા જ નહિ.

(કાશી તથા કાન્તા દેસાઇને જમવાનું કહેવા બહાર આવે છે.)

કાશી : હવે મોડું ન કરો. જમીને વાતો કરો.

કાન્તા : ડાહ્યાભાઇ ! તમે જમી લો પછી વાતો કરજો.

દેસાઈ : મને તો જરાએ ભૂખ નથી. કાશી ! મારે માટે ચ્હા કરી લાવ મારે બીજું કંઇ નહિ જોઇએ.

કાશી : (અબડતાં) બળ્યું જમવું નહિ ને ચ્હા પીવી. એમજ તબીયત બગડે.

કાન્તા : ડાહ્યાભાઇ ! તમે ખરેખર જ નહિ જમો ? (ડાહ્યાભાઇ માથું ધુણાવે છે); તો કાશીબ્હેન તમે સૂઇ જાવ હું ચ્હા બનાવી લાવું છું. (બન્ને અંદર જાય છે. આ વાર્તાલાપ દરમ્યાન શાહ અંદરથી એક ત્રીજી ખુરશી લાવે છે અને બેસે છે. થોડીવાર લગી કોઇને શું બોલવું તે સુઝતું નથી. આખરે કંઇક શરુવાત કરવાની ખાતર મહેતા સીગરેટનો ડબ્બો દેસાઇ આગળ ધરે છે.)

દેસાઈ : (ડોકું ધુણાવી ના પાડતાં) હું તો પીતો નથી. એ પૈસાદારોની લત મારા જેવા ગરીબને ના શોભે.
(મહેતા શાહને ધરે છે. એ લે છે. પછી પોતે લે છે. બન્ને જણા સળગાવવાની ક્રિયા કરે છે).

મહેતા : (હસીને) સીગરેટ તો સુખદુઃખની સોબતણ અને એકલા અટુલાની સંગાથણ છે એને તે કેમ છોડાય ?
(દેસાઇ મૌનજ રહે છે. થોડીવારે એને ફરી બોલાવવા)
દેસાઇ ! તારા બાળક વિષે શાહે વાત કરી. એ સાંભળી બહુ દીલગીરી થઈ.

દેસાઈ : thanks. એ શિષ્ટાચારની કશી જરુર નથી.
(પાછો મૌન રહે છે. મહેતા કે શાહને શું બોલવું તે સુઝતું નથી. એટલામાં દાદર પર પગલાં સંભળાય છે અને દાક્તર આવે છે. દાક્તરને આવતા જોઈ દેસાઇ ઉઠે છે)

દેસાઈ : ઓહો દાક્તર ! તમે અત્યારે ક્યાંથી ?

દાક્તર : આ બાજુ બીજા દરદીને તપાસવા આવેલો તે થયું કે લાવ અહીં આંટો મારી જાઉં. કેમ છે કુમારને ?

દેસાઈ : હમણાં તો ઉંઘે છે. (બન્ને જણા બોલતા બોલતા ઓરડીમાં જાય છે)

મહેતા : હું અહીં આવ્યો છું તે દેસાઇને બહુ પરવડ્યું હોય એમ લાગતું નથી.

શાહ : એ તો કોણ જાણે પણ આજકાલ એ બહુ જ ઓછાબોલો થઇ ગયો છે.

મહેતા : અત્યારે તો હું જઇશ. વળી પાછો એ સારા mood માં હશે ત્યારે આવીશ. કંઇ ખાસ મારાથી થઇ શકતું હોય તો મને જરુર કહેવડાવજે.
(મહેતા ઉઠે છે. શાહ એને દાદર લગી વળાવે છે. દાક્તર તથા દેસાઇ બહાર આવે છે.)

દેસાઇ : કેમ દાક્તર! તમને કેમ લાગે છે?

દાક્તર : સવાર કરતાં તો સારું. નીરાંતે ઉંઘે છે એજ સારી નિશાની પછી તો ઇશ્વર જાણે.

દેસાઇ : ઇશ્વર! ઇશ્વર! ઇશ્વર! ઇશ્વર છે ખરો કે માત્ર ભ્રમણાં જ. (કડવાશથી હસે છે) દાક્તર! તમે ખરેખર ઇશ્વરમાં માનો છો કે માત્ર જવાબદારીનો ટોપલો એને માથે મૂકવા ખાતર જ.

દાકતર : અરે દેસાઈ! એમ શું બોલો છો? અમે દાકતરો તો જરુર ઇશ્વરમાં માનીએ.

દેસાઈ : કેમ?

દાકતર : કારણ, અમે હજી લગી જીવને ઉત્પન્ન કરી શકતા નથી કે નથી એને મરણ-મુક્ત કરી શકતા, જે શક્તિઓ કરે છે તેને જ અમે ઇશ્વરી શકિત ગણીએ છીએ. (હસે છે) દેસાઇ ઇશ્વરમાં શ્રદ્ધા રાખો શ્રદ્ધા. સૌ સારા વાના થશે. (દાક્તર જાય છે.)

દેસાઇ : (દાક્તરને પાછા વળાવી આવતાં આમથી તેમ આંટા મારતાં) કેમ મહેતા ગયો?

શાહ : (આરામ ખુરશી પર બેઠો બેઠો) મોડું થઇ ગયું એટલે ગયો. પાછો આવવાનું કહી ગયો છે.

દેસાઇ : એને અહીં આવવાનું શું પ્રયોજન?

શાહ : આપને મળવા વળી બીજું શું કામ હોય? પણ તું આમ કેમ બોલે છે?

દેસાઈ : આપણાં જેવા ગરીબ માણુસના જીવનમાં એને હવે શું રસ પડે.

શાહ : શા માટે નહિ? કૅાલેજની દોસ્તી ભૂલાય?

દેસાઇ : શાં માટે નહિ? કૅાલેજની દોસ્તીનો પાયો શો? સામાન્ય વિચારો, સામાન્ય ભાવનાઓ, સરખાં કાર્યો કરવાનો ઉમંગ. એ પાયોજ જ્યાં ભાંગી પડે ત્યાં દોસ્તી શી રીતે ટકી શકે? (વર્ષોનો ઉભરો કહાડતો હોય તેમ) શાહ! હું તો મારી વાત જ કરું કે આજનું મારું એક ચીલે ચાલતું દિવસભર ગદ્ધા વ્હેતરૂં કરતું ગર્દભ જીવન કયાં અને કયાં તે વખતનું મોટા મોટા કામ કરવાની આશા રાખતું વિદ્યાર્થી જીવન? તે વખત ન્હોતો આગળ પાછળનો વિચાર. આંખે પાટા બાંધી જ આપણે ફરતા. સ્વપ્નેએ ખ્યાલ હતો કે આવા હાલ થશે? (કડવાશથી હસે છે) આવા શુષ્ક જીવનમાં કોને રસ પડે? મહેતા હંમેશાં મને ટોકતો મારા આ હાલ જોઇ એને મજાહ તો પડી હશે.

શાહ : અરે ભલા માણુસ એમ શું બોલે છે. એને તો ઉલટું બહુ ખરાબ લાગ્યું.

દેસાઇ : (શાહનું સાંભળ્યું જ ન હોય તેમ) Back to Land Back to Land એનાં શબ્દો હજી મારા કાનમાં ગુંજે છે. હું કેવો મૂર્ખો (કડવાશથી હસે છે) ઘણીવાર થાય છે કે આ બધું છોડી ગામડે જઈ વસું..

શાહ : તને કોણ અટકાવે છે?

દેસાઇ : કોણ અટકાવે છે ? આ સંસારની શૃંખલાઓ. એકલવાયા જીવને જીવન પર પ્રયોગો કરવાની છૂટ છે. મારા જેવાને સંસારની બેડીમાં જકડાયલાને એવા પ્રયોગો કરવાનો જરાએ હક નથી. આમ કરીશ, તેમ કરીશ એ બધું મારે માટે તો સ્વપ્નવત્ ( ખુરશી પર બેસે છે બે હાથમાં માથું રાખી થોડીવાર ચુપ બેસે છે. થોડીવારે કંઇ વિચાર આવતાં અટ્ટહાસ્ય કરે છે.)

દેસાઇ : હા! હા! હા! હા! કયાં મુશ્કેલીની અને બેચન થવાની અપેક્ષા રાખનાર હું અને કયાં આજનો સવારથી રાત સુધી કામની ઘરેડમાં પડેલો ગર્દભનો પૂરો અવતાર કારકુન હું! હા! હા! હા! હા!
( એનું આ અટ્ટહાસ્ય સાંભળી કાન્તાબ્હેન ચ્હાનો પ્યાલો લાવતાં બારણામાં જ થંભે છે. શાહ પણ ગભરાઇને ઉભો થઈ જાય છે. પડદો પડે છે. )

---

# હું પૂજારી

( મંદાક્રાંતા-શાલિની )

હું પૂજારી ઈહિ ભુવનમાં રાજતા માનવીનો,
માટીમાંથી ઊઠી જેણે અનેરો
લીધો સીધો માર્ગ વેગે ઊંચેરો;
જેની હાકે ગરવ ગળિયો સ્વર્ગના રાજવીનો.

અગ્નિ એના અણુ અણુમહીં તાંડવે મત્ત ખેલે;
તેજે કાળા ગર્તનો દ્વાર દારી
પાતાળે દીધો છ એને ઉતારી,
તારા શૃંગે ચરણ તણખા ઊડતા આભસ્હેલે.

વીરાત્માએ યુગ યુગતણી વેદનાને વલોણે
દુ:ખોનાં મંથી દહીં પ્રાણગોળે,
પીયૂષોને તારવ્યાં શ્વેત છોળે,
ને રેલાવ્યાં અમર સરિતાને પટે સર્વ કોણે.

મેલી માટી મરણ જડતાથી નરી જે ભરેલી
તેને ચે ખૂંદી ખૂંદી સ્વપ્નકેરો
આપ્યો સોનાઘાટ પાકો અનેરો,
આજે એમાં પ્રકટ રમતા દેવ વૈકુંઠ મેલી.

તા. ૨૩-૧-૩૪ પૂજાલાલ

શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# શિક્ષણના પ્રશ્નો

લે. ચન્દુલાલ જટાશંકર ભટ્ટ

(પ્રિન્સિપાલ, અંધેરી હાઇસ્કૂલ)

લેખાંક ત્રીજો

( ગતાંક પૃષ્ઠ ૧૨૫ થી ચાલુ )

## બેકદર જનસમાજ

હાલની શિક્ષણસંસ્થાઓ સંતોષકર નથી નીવડતી તેનાં મુખ્યત્વે બે કારણો છે. એક તો શિક્ષણવૃત્તિને નાપસંદ કરતા હોવા છતાં માત્ર કમાણીના સાધન તરીકે જ નોકરી સ્વીકારનારા શિક્ષકો અને બીજું જનસમાજની કદરહીનતા.

કોઇપણ ધંધામાં યોગ્યતા મેળવવા માટે જેમ તાલીમની જરુર છે, તેમજ શિક્ષણનો ધંધો સ્વીકારનારાને પણ તાલીમની જરુર છે. અલબત્ત એક મહાન શિક્ષણકારનું કથન સત્ય છે કે "Teachers like poets are born never made" તોપણ જે વ્યક્તિમાં શિક્ષણકલાનું બીજ કુદરતે જ રોપ્યું હોય તેને વિકસાવવા માટે કેળવણીના મૂળ ભૂત સિદ્ધાંતો અનુભવે શીખવેલી નવીન પદ્ધતિઓ વિદ્યાર્થીઓને વર્ગમાં શીખવામાં રસ પડે એવી રીતે શિક્ષણ આપવાની યુક્તિઓ તથા માનસ શાસ્ત્રનું જ્ઞાન આવશ્યક છે. જેમ કોઇ વકીલ કે ડૉકટર ડીગ્રી (ઉપાધિ) મેળવ્યા પછી કોઇ અનુભવીની સાથે રહી કામ કરે તો વધારે સફળતા મેળવે તેમજ શિક્ષણનો ધંધો સ્વીકારનારાઓએ પણ અનુભવી શિક્ષકોની નીચે તાલીમ લેવાની જરુર છે. આવી તાલીમ લીધા પછી, જેને શિક્ષણ માટે પ્રેમ હોય તેમણે જ એ ધંધામાં પડવું જોઇએ. કારણ કે તેમાંથી ધનવાન થવાની મહત્વાકાંક્ષાવાળાઓને નિરાશ જ થવું પડે. અને હાલ જે કેટલાક શિક્ષકો પોતાના ધંધાને વ્યાપારનું રૂપ આપીને સરસ્વતીને શરમાવે છે તેમણે જનતાના સદ્‌ભાવથી વંચિતજ રહેવું પડે. આવાં કટુ લખાણથી કદાચ આ લેખકને તેના ધંધાભાઇઓનો ખોફ વહોરી લેવાનું જોખમ ખેડવું પડે, પણ એટલા ભોગે પણ અત્યારનું મોટા ભાગના શિક્ષકોનું માનસ કેવું છે તે સત્યની ખાતર સર્વ કોઇને જણાવવું જોઇએ. અત્યારનો શિક્ષક શહેરમાં હશે તો સવારથી સાંજ ખાનગી શિક્ષણમાં અને નોકરીમાં સમય ગાળતો હશે, ગામડામાં હશે તો લોકોની અરજીઓ લખી દેવામાં, અથવા તો વૈદું કરવામાં, અથવા તો અન્ય કોઈ અધિક દ્રવ્યોપાર્જનની પ્રવૃત્તિમાં પડયો હશે તેને પોતાનું જ્ઞાન વધારવાને માટે લેશપણ અવકાશ રહેલો નથી. શાળામાં કે કોલેજમાં જેટલું જ્ઞાન મેળવ્યું હશે તેટલાથીજ સંતોષ માનશે અને એવા અધુરા જ્ઞાને ભવિષ્યની પ્રજાનો એ ભાગ્યવિધાતા થઈ

શિક્ષણ આપતો હશે. કોઇને આ શિક્ષકને જોઇ અંતઃકરણમાં પૂજ્યભાવ ઉભરાશે ? કોઈ કહેશે आचार्य देवो भव।

પરંતુ શિક્ષકની આવી સ્થિતિ ઊભી કરનાર જનસમાજ છે. આશ્રમોમાં ઋષિઓ વિદ્યાર્થીઓને વેદાભ્યાસ કરાવતા અને બાકીનો સમય ધ્યાનનિયમમાં ગાળતા તેમને ઉદરપૂરણ માટે ચિન્તા ન હતી. તે ચિન્તા રાજા અને શ્રીમંતો કરતા, તેથી જ ઋષિઓ આત્મોન્નતિ સાધી શકતા અને आचार्य देवो भव। એ વન્દન મેળવવા સદ્‌ભાગી થતા. આજે કોઇ રાજા કે શ્રીમંતને શિક્ષક તરફ લેશ પણ સહાનુભૂતિ હોય એવું જણાય ? જ્યાં જુવો ત્યાં તે બિચારો અવગણાય. તેનું શિષ્ટમંડળમાં સ્થાન નહિ, ક્લિષ્ટમંડળમાં માન નહિ અને તેની મુસ્કેલીઓનું બેકદર જનસમાજને જ્ઞાન નહિ. સૌ કોઇ તેની વિરુદ્ધ ફરિયાદ કરશે, પણ કોઈ તેની સ્થિતિ સમજવા તત્પર થશે ?

એક વેપારીને પૂછીએ કે તમે અત્યારની કેળવણી વિષે શું ધારો છો ? તો તરત જ તેના મગજમાં શેરબજાર, રૂબજાર, અળશીબજાર, ખાંડબજાર વગેરે બજારોના વિચાર દોડતી ટ્રેઇનની માફક પસાર થશે અને તે નિઃશ્વાસ મૂકીને જવાબ આપશે કે "ભાઇ, શું કરીએ ! નિશાળોમાં છોકરાઓને વેપારને લાયકનું કંઇ ભણાવવામાં આવતું નથી. ચોપડા લખતાં પણ શીખવાતું નથી. એક વેપારીને કાગળનો જવાબ લખવાનો હોય, તેમાં તમારો સ્નાતક (Graduate) બે કલાક વિચાર કરશે અને પછી તદ્દન નિર્માલ્ય અને નિરાશાજનક મુસદ્દો ઘડી લાવશે તેને ભણાવવાને બદલે અમે અમારી પેઢીમાં જ ચાર વર્ષ વહેલો બેસાડયો હોત, તો ઘણો લાભ થાત."

કોઇ કારીગરને પૂછીએ કે તમારા છોકરાઓ હાલની કેળવણી પામીને કેવા થયા છે તો તરતજ હથીઆર બાજુએ મૂકી પોતાના ધંધાની ભવિષ્યમાં દુર્દશા થશે એવા ખ્યાલથી જવાબ આપશે કે "ભાઇ, આજના ભણેલા છોકરા, નથી અમારા ધંધામાં સફળતા મેળવી શકતા કે નથી બીજા ધંધામાં સંતોષકારક કામ કરી શકતા. અરે ભાઇ ખરું કહું તો આજના ભણેલાઓ રંદાને ભૂલીને ફંદામાં પડયા છે. ફક્ત વાર્તાઓનાં પોથાં વાંચ્યા કરે છે, સિનેમા જોયા કરે છે અને બાપદાદાનો ધંધો કરવામાં હીણપ માને છે. મને તો લાગે છે કે આ કેલવણી લીધેલા જુવાનીઆઓ નહિ તો પોતાનું ઉકાળે, નહિ તો કુંટુમ્બને ઉજાળે અને નહિ તો દેશને ઉદ્ધારે."

ખેડુત તો બીચારો એમજ સમજે છે કે "ભણ્યો એટલે છોકરો વંઠી ગયો" એક ગામડાના પટેલને કહેવામાં આવ્યું કે "પટેલ, તમારા છોકરાને વધારે ઉંચી કેળવણી આપો, એ બહુ બુદ્ધિશાળી છે. વિલાયત મોકલશો તો સારી (ઉપાધિ) Degree મેળવી આવશે અને તમારી કીર્તિ વધારશે." ત્યારે તે "જૂનું તે સોનું" માનનારા પટેલે જવાબ આપ્યો કે "શાબ, આ સોકરો વિલાયતી ભણતર ભણ્યા પસી કણબણને પઇણે નઈ ને બળદને પુંસડે હાથ લગાડે નઈ. અને મઢમ પઇણવાની ઘેલછા લાગે તો બધાંયનું નખ્ખોદ વાળી નાખે. ના ભા, મારો સોકરો આંહિ ઠીક સે."

આવા આવા ઉદ્‌ગારો જનસમાજના જુદા જુદા વ્યક્તિકારો તરફથી નીકળ્યા જ કરે છે. પરંતુ કોઇએ હાલના શિક્ષણને વખોડી કહાડવા સિવાય તેને સુધારવાનો કંઇપણ પ્રયત્ન કર્યો ?

કયા શ્રીમંતે બંગલા અને મોટરના વિલાસને બે ઘડી દૂર મૂકી પોતાનાં જ બાળકોને કેળવવાના વિષય ઉપર ગંભીરપણે વિચાર કર્યો હશે? કયા વેપારીએ એક દિવસ—અથવા એક કલાક પણ—પેઢી છોડીને ભવિષ્ય દેશના માલિકો—બાળકો જે પેઢીમાં કેળવાય છે, તે પેઢીમાં (નિશાળમાં) જઇને શિક્ષક સાથે સહૃદયતાથી વાતચીત કરી હશે?

સર્વથી ઉત્તમ પણ સર્વથી ઉપેક્ષિક ધંધો શિક્ષકના શિવાય અન્ય કોનો હશે? જ્યાં જાય ત્યાં બીચારો પંતુજી તરીકે પોંખાય; અને જે શિષ્યવર્ગમાં પોતે પૂજ્ય ગણાવો જોઇએ તેજ શિષ્યવર્ગ પોતાના માબાપની શિક્ષક તરફથી બેદરકારી જોઇ તેમનું અનુકરણ કરે. શિક્ષકો કેવા હોવા જોઇએ તે વિષે કોઇને પૂછીએ તો શો જવાબ મળે? તે પ્રમાણિક હોવો જોઇએ, શુદ્ધ ચારિત્ર્યવાળો હોવો જોઇએ, સત્યવાદી હોવો જોઇએ, બહુ શ્રુત હોવો જોઇએ, સ્નેહાળ હોવો જોઇએ, સંતોષી હોવો જોઇએ વગેરે વગેરે સર્વ સદ્‌ગુણોથી વિભુષિત દેવસમાન વ્યક્તિ હોય તોજ હાલના છિદ્રશોધક જમાનાને સંતોષ આપી શકે. પરંતુ તેના બદલામાં સરાસરી શિક્ષકનું વેતન કેટલું? એક કેદીને માટે માસિક જે ખર્ચ તુરંગમાં આવે છે તેના કરતાં ઓછું.

બેકદર જનસમાજે સમજવું જોઇએ કે જ્યાં સુધી શિક્ષકના ધંધાની ઉપેક્ષા કરવામાં આવે ત્યાં સુધી સારા શિક્ષકો મેળવવા અશકય છે. એક રામોશીને અથવા ઓફીસના મુખ્ય સિપાઇને જે વેતન મળે તેના કરતાં પણ ઓછું એક શિક્ષકને મળે તેથી સમાજને શરમાવાનું નહિ? એક ગૃહસ્થે એમ કહેલું કે "શિક્ષકનો ધંધોજ એટલો ઉત્તમ છે કે તેની ઉત્તમતા એજ તેનો બદલો છે." તેવા ગૃહસ્થને એટલીજ વિનંતિ કરવાની કે પ્રભુ પાસે શિક્ષકને માટે પ્રાર્થના કરી વરદાન માગી લે. શિક્ષકોને ભૂખ તરસ આદિની પીડાઓ ન નડે અને રાજસત્તા પાસે એવો કાયદો ઘડાવી લે કે શિક્ષકો તેમને અભાવે વસ્ત્રહીન ફરે તો તેમને કોઇ સજા ન ફરમાવે. જો પ્રભુ એ વરદાન આપે અને રાજસત્તા જોઇતો કાયદો ઘડી કહાડે તો આદર્શ શિક્ષકો મળી રહે; અને કોઇપણ કારીગર, ખેડુત કે વેપારીને નિઃશ્વાસ નાખવાનું કારણ ન રહે—ત્યાં સુધી તો જનસમાજ એકપક્ષી અપેક્ષા ન રાખે એટલીજ વિનંતિ છે. જ્યાં સુધી શિક્ષણ સંસ્થાઓને માટે તન, મન અને ધનથી સેવા કરનારાઓ શ્રીમંત વર્ગમાંથી બહાર ન પડે ત્યાં સુધી કેળવણી કે કેળવણીકારોને વખોડી કહાડવાનો તેમને હક નથી.

(અપૂર્ણ)

# સૂર્ય

## લે. વિ. ય. આવસત્થી

સૂર્ય એક મોટો આગનો ગોળો છે. એ આગ અહીં પૃથ્વી ઉપર જેને અગ્નિ કહીએ છીએ તેવી નથી, કેમકે સૂર્યમાં લાકડાંની જેમ તાપ થતો નથી–એટલેકે તેમાં પ્રાણવાયુ અને બીજાં મૂળતત્ત્વોનું રસાયણિક મિશ્રણ બનતું નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે સૂર્યની ગરમીનું માપ તેની સપાટી ઉપર આશરે ૭૦૦૦ "સેન્ટીગ્રેડ" ડીગ્રી અથવા ૧૨૦૦૦ "ફેરનહાઇટ" ડીગ્રી જેટલું છે. આપણે પૃથ્વી ઉપર તો વધુમાં વધુ ગરમી ૪૦૦૦ "સેન્ટીગ્રેડ" ડીગ્રી જેટલી ઉપજાવી શકીએ.

આ વાત સૂર્યની સપાટીની ગરમીની થઇ. પણ તેની અંદરના નીચલા ભાગોની ગરમી અતિશય હોય છે, અને તે પંચાવન લાખ "સેન્ટીગ્રેડ" ડીગ્રી જેટલી હોય છે. આટલી બધી ગરમીને લીધે જે પદાર્થો સૂર્યમાં છે તે બધા પદાર્થો પૃથ્વી ઉપર જે રૂપમાં છે તેવા રૂપમાં રહી શકે જ નહિ. પણ ત્યાં એ પદાર્થો બધા ગેસની હાલતમાં જ છે, અને એ બધાં મૂળતત્ત્વોનાં પરમાણુઓ પણ છિન્નભિન્ન દશામાં છે.

સૂર્ય પોતાની ગરમી પંડમાં જ ભરી રાખતો નથી, પણ બધી દિશામાં તેનો પ્રવાહ વહ્યા કરે છે. એ બધી ગરમીનો બે અબજમો ભાગ માત્ર આપણી પૃથ્વીને મળે છે, અને પૃથ્વી સહિત બીજા નવે ગ્રહોમાં મળીને સૂર્યની ગરમીનો એક કરોડમો ભાગ જ પકડાય છે.

ધારો કે–સૂર્યના ઉપલા પડનો ૪૫ ફુટ જેટલો જાડો થર તેની બધી બાજુએ ઠરી ગયેલો હોય, તો સૂર્યમાંથી જે ગરમી નીકળે છે તે ગરમી એના ઠરી ગયેલા જાડા થરને માત્ર એક મીનીટમાં જ ઓગાળીને રસ બનાવી દે એટલું બધું સૂર્યની ગરમીનું બળ છે! અને બે માઇલ જેટલા જાડા થરવાળા બરફનો પૂલ અહીંથી સૂર્ય સુધી પહોંચવાનો જો બાંધ્યો હોય, તો તેવા જાડા થરના બરફના પુલને માત્ર એક સેકન્ડમાં જ પીગાળીને તેનું પાણી બનાવી દે, અને સાત સેકન્ડમાં તો એ બધું પાણી વરાળ બનીને છેક અલોપ થઇ જાય!

સૂર્યની આટલી બધી ગરમી છતાં આપણે બળી મરતા નથી તેનું કારણ તો આપણે તેનાથી નવ કરોડ માઇલ છેટા છીએ એ છે. જો અહીંથી આપણે સૂર્ય સુધી પહોંચવું હોય, અને કલાકના ૬૦ માઇલ વેગે દોડતી કોઇ રેલ્વે ટ્રેનમાં ઉપડીએ અને વચમાં ક્યાંય અટકીએ નહિ, તો આપણે લગભગ ૧૭૫ વર્ષે સૂર્ય સુધી પહોંચીએ. આ ઉપરથી તે કેટલો દૂર છે તેનો કાંઇક ખ્યાલ આવશે.

પૃથ્વી સાથે સરખાવતાં તો સૂર્ય મોટા જબ્બર રાક્ષસ જેવો લાગે. તેના ગોળાનો વ્યાસ ૮૬૫૦૦૦ માઇલ લાંબો છે; અને પૃથ્વીનો વ્યાસ તો માત્ર ૮૦૦૦ માઇલ જેટલો છે. એટલે પૃથ્વી કરતાં સૂર્ય ૧૧૦ ગણો મોટો છે. જો પૃથ્વીને આખી ને આખી તેની ફરતા ચાંદા સહિત આપણે સૂર્યના વચગાળામાં ગોઠવી દઇએ, તો ચાંદાની ફુદડીના કુંડાળાના માપ

સહિત આખી પૃથ્વી સૂર્યની સપાટીના વચલા અર્ધભાગમાં જ સમાઇ રહે.

સૂર્યની આખી સપાટી એવડી બધી મોટી છે કે તે સપાટીમાં આપણી પૃથ્વી જેવડી તેર લાખ પૃથ્વીઓને ફરતી બધે ભરી શકાય! આમ છતાં સૂર્યનું વજન પૃથ્વી કરતાં સવાત્રણ લાખગણું વધારે છે. કારણકે સૂર્ય એટલો બધો ગરમ હોવાથી ઓછો ઘટ્ટ છે. પૃથ્વીનું વજન પાણી સાથે સરખાવતાં સાડાપાંચ ગણું વધારે છે, અને તે હીસાબે સૂર્યનું વજન પાણીની સરખામણીમાં દોઢ ગણું ઓછું છે.

સૂર્યના પદાર્થો પૃથ્વી ઉપરના પદાર્થો કરતાં ઘણા ઓછા ઘટ્ટ છે તોપણ સૂર્યની ગુરુત્વાકર્ષણ શક્તિ બહુ જોરાવર છે. જો કોઇ માણસને પૃથ્વી ઉપરથી એકદમ સૂર્ય ઉપર મોકલી દેવામાં આવે તો તેનું સૂર્ય ઉપર વજન આશરે છ મણ જેટલું થાય. અને એને પોતાના પગો એટલા બધા ભારે લાગે કે તે ત્યાં ચાલી જ શકે નહિ.

ચાલીશ જેટલાં મૂળતત્ત્વો જે પૃથ્વી ઉપર માલૂમ પડયાં છે તે બધાંય સૂર્યમાં પણ હોવાનું જણાયું છે. એ બધી ઘણીખરી ધાતુઓ છે, અને તેમાં રૂપું, લોઢું, જસત, કલઇ, એલ્યુમીનીયમ, કેલ્શયમ વગેરે છે. અને બલૂનમાં ભરવાનો બહુ જ ઉપયોગી ગેસ જે "હીલીયન" કહેવાય છે તે પણ સૂર્યમાં હોવાનું કેટલાક વખત પહેલાં માલૂમ પડેલું છે. આ "હીલીયન" ગેસ પૃથ્વી ઉપર તો હજી હમણાં થોડા વખતથી જ જડયો છે, અને તે "હાઇડ્રોજન"ની જેમ સળગી ઉઠે એવો નથી તેથી તે બલૂનોમાં ભરવામાં બહુ કામ આવે છે.

સૂર્યના રાક્ષસી ગોળાને પોતાની ધરી ઉપર એક ગોળ ફુદડી ફરવામાં પચીસ દિવસ કરતાં સહેજ વધારે વખત લાગે છે. પણ તેની બધી સપાટી એકજ ગતિથી ફુદડી ફરતી નથી તે અજબ જેવું છે. તેનો મધ્યકટિબંધ એટલે વચલો પાટ તેની ઉપર નીચેની બેઉ બાજુના પાટ કરતાં વધુ ઝડપથી ફુદડી ફરે છે તેથી તેને ઓછો વખત લાગે છે. સૂર્ય નક્કર નથી પણ ગરમ ગેસની હાલતમાં હોવાથી એમ બને છે. સૂર્યની સપાટી ઉપર કેટલાંક મોટાં ગંજાવર કાળાં ધાબાં છે, અને તે ધાબાં જમણી બાજુ તરફ ખસતાં દેખાય છે, અને તે ખસતાં ખસતાં છેક અદૃશ્ય થઇને કેટલીક મુદ્દતે પાછાં સામી બાજુએ દેખાવા માંડે છે. આ ઉપરથી એમ નક્કી જણાયું છે કે સૂર્ય પોતાની ધરી ઉપર ગોળ ફુદડી ફર્યા કરે છે.

સૂર્યના અમુક રીતે ફોટોગ્રાફ લીધાથી વિજ્ઞાન શાસ્ત્રીઓને જણાયું છે કે—સૂર્ય ફરતો એક તેજસ્વી ગોળો દેખાય છે. અને તે સૂર્યની ફરતા વાતાવરણમાં તરતાં અને આંખને આંજી નાંખે એટલાં બધાં તેજસ્વી વાદળાંનો ગોળો છે. પ્રોફેસર યંગ એમ માને છે કે ગેસની બત્તીના કરતાં તેની ઉપરનું "મેન્ટલ" જેમ વધુ તેજસ્વી દેખાય છે તેમ આ ચકચકીત વાદળાં જેવો ગોળો (ફોટો સ્ફીયર) સૂર્યના મુખ્ય બિમ્બ કરતાં વધુ ચળકતો લાગે છે.

એ શિવાય બીજો વળી એક રંગીન ગોળા જેવો દેખાવ થાય છે તેને "ક્રોમો સ્ફીયર" કહે છે. તે સૂર્ય ફરતું જાણે પાંચ હજાર માઇલ જેવડા થરવાળું બધું વાતાવરણ ભભકી ઉઠેલું હોય એવો તેનો રંગીન ચળકતો દેખાવ દેખાય છે. આ ક્રોમોસ્ફીયરનો ચળકતો રંગીન ગોળો તો જ્યારે ખગ્રાસ સૂર્યગ્રહણ હોય ત્યારે જ દેખાય છે, અને એ ચળકતો ક્રોમોસ્ફીયર

સૂર્યમાં બળતા હાઇડ્રોજન, હીલીયમ અને કેલશીયમ નામના ગેસોનો બનેલો હોય છે.

તે ઉપરાંત વળી ખગ્રાસ ગ્રહણ વખતે કોઇ કોઇવાર આખું સૂર્યનું બિમ્બ ચાંદાના પડછાયાથી ઢંકાઇ ગયું હોય ત્યારે તે ગોળ કાળા પડછાયાવાળા ભાગની બધી બાજુએ એક તેજસ્વી પાતળું કુંડાળું દેખાય છે, અને એ કુંડાળાની ફરતી બધી બાજુએ ચળકતા ધ્વજગરા કે મુગટની કલગીઓ ફરકયા કરતી હોય એમ તે કુંડાળા ફરતી ચકચકીત સોના જેવી જ્વાળાઓ ઉડતી અને ફરકતી દેખાય છે. આ દેખાવને વિજ્ઞાનશાસ્ત્રીઓએ "સૂર્યનો મુગટ" એવું નામ આપ્યું છે. પણ ખગ્રાસ સૂર્યગ્રહણ કોઇકવાર જ થાય છે તેથી "મુગટ" ના ચકચકીત ગોળ કુંડાળા વિષે હજી વધુ માહીતી મળી શકી નથી.

ચંદ્રથી પૂનમને દિવસે પૃથ્વીને જેટલો પ્રકાશ મળે છે તે કરતાં સૂર્યમાંથી પૃથ્વીને મળતો પ્રકાશ છ લાખ ગણો વધારે ઉજળો છે. અને "સીરીયસ" તારાનો જે પ્રકાશ પૃથ્વી ઉપર આવે છે તે કરતાં તો સૂર્યનો પ્રકાશ સાત અબજ ગણો વધુ ઉજળો છે. પૃથ્વી ઉપર આપણે સૌથી ઉજળો પ્રકાશ વીજળીના ઝબકારાનો દેખીએ છીએ, પણ વીજળીનો સૌથી ઉજળો ઝબકારો પણ સૂર્યના તેજનો માત્ર ત્રીજો ભાગ છે.

સૂર્યના એ બધા પ્રકાશનું બળ ઘણુંખરું વેડફાઇ જાય છે. તોપણ માનવી, પ્રાણી, પશુ, પંખી અને ઝાડપાન વગેરે સર્વ જીવતા પદાર્થો જે જે ગતિ અને ક્રિયા કરી રહ્યા છે તે ગતિ અને ક્રિયાની શક્તિ સૂર્યના થોડા જેવા મળતા પ્રકાશને બળે સર્વને મળે છે અને જમીનની અંદર ઉંડી ખાણોમાં કોલસા, ઘાસલેટ વગેરે જે બની રહ્યું છે તે પણ હજારો વર્ષ પહેલાંના સૂર્યના તાપ અને પ્રકાશને લીધે જ પેદા થયેલું છે, અને તેનો ઉપયોગ આપણે અત્યારે કરીએ છીએ. સૂર્યની ગરમી અને તેજની શક્તિ કેટલીક તો આપણી પૃથ્વીની ફરતા વાતાવરણમાં ભરાઇ રહે છે.



# સાહિત્યકોના દર્શનાર્થે—લાઠી યાત્રા

લે. "अच्युत"

"તોબા, કાઠીઆવાડની રેલ્વેથી પ્રભુ તોબા;" આવા અર્થના અનેક ઉદ્‌ગારો પ્હેલાં અનેકવાર સાંભળેલા, પણ આજે તો જાતઅનુભવ થયો. કોણ જાણે કોઇ પૂર્વ જન્મના પાપના નિવારણ માટે આ મ્હારે માટે નિર્મિત તપ હોય, કે પશ્ચાતાપનો પ્રસંગ હોય, પણ આવી તે હાડમારી હોય? આ દુઃખ કરતાં તો બાદશાહને બીરબલની વાતમાં આવે છે તે બ્રાહ્મણની માફક શિયાળાની કડકડતી ઠંડીમાં, મૂકતાં હાથ ઠરી જાય એવા તળાવના પાણીમાં સારીયે રાત ઊભા રહેવાનું મ્હેં પસંદ કર્યું હોત; કે મધ્યાહ્નનો સૂર્ય તપતો હોય ત્યારે ઉઘાડે માથે રણવગડે કલાકો સુધી ઊભા રહેવાનું વિકલ્પે સ્વીકાર્યું હોત. અસ્તુઃ વિશેષ લખીને યે પ્રયોજન શું? કાંઇ મ્હારી તિતુડીનો સાદ રેલ્વે કંપનીવાળાઓના કે સ્ટેટના સદાયે બધિરકર્ણે પડવાનો હતો? કે મ્હારે કહે એ લોકો મુસાફરોની સગવડ અગવડનો વિચાર સરખો યે કરવાના હતા? પણ સાહિત્યકોના દર્શન વિનાકષ્ટે, વિનાશ્રમે, વિનાદુઃખે, વિનાતપે કંઇ થાય?

આ રેલ્વેથી તો મુંબાઇની ટ્રામ પણ લાખ દરજ્જે સારી. અમદાવાદથી નીકળ્યાં હમે વીરમગામ પહોચ્યાં. ગાડીમાંથી ઉતરતાંજ સ્થાનિક વીશીવાળો હમારી પાસે આવ્યો અને પોતાની લાક્ષણિક, મુખપાઠ કરેલી શૈલીમાં પોતાની વીશીના ભોજનની પ્રશંસા કરી રહ્યો. ઇચ્છા ન હતી, આવશ્યકતા પણ ન હતી, કે ન હતી અનુકૂળતા; છતાં એની સતત ભલામણના ભોગ હમે સ્વેચ્છાએ થઇ પડ્યા, અને ગાડી ઉપડવાનો સમય થાય ત્યારે હમારા ડબ્બામાં થાળી લાવવાની સૂચના કરી દીધી. સમયસર થાળી આવી. તીખું તમતમતું શાક, અને તે પણ પાદરાના વેગણ અને બટાકાનું,—બે ચટણી—શેની છે તે જાણ્યા વગર વગેરે ખાધાં ન ખાધાં. પણ એક સંશોધનનો વિષય અહીં હાથ લાગ્યો; ત્હમને તે સારો નિરર્થક લાગે, પણ મ્હારે માટે તો એ નવી શોધ હતી. વીશીવાળાએ પોતાના ભોજનના વખાણ કરતાં "બે શાક, બે ચટણી" વગેરે કહ્યું હતું. મ્હારા સાથી બીજા શાકની થાળીમાં શોધ કરતા હતા. આખરે એમણે કહ્યું કે આ "માણસ જૂઠો હોવો જોઇએ, બીજું શાક ક્યાં છે?" મ્હને એણે બે શાકનું કહ્યું હતું એવું સ્મરણ તો થયું. આખરે ઘણા વિચારે હમે એકમત થયા કે આ બાજુ 'વાલ' (સૂકા) ની ગણના શાકમાં થતી હશે. વાલ જેવા નિર્માલ્ય ધાન્યને શાકનું ઊંચું પદ આપી દેવાય એ મ્હને સાલ્યું—એ સ્હામે જાહેર વિરોધ કરવાનો પણ મનમાં વિચાર કર્યો. પણ જ્યારે લાઠીમાં પણ એવું જ જોયું ત્યારે વિચાર માંડી વાળ્યો; કારણ સ્હામો પક્ષ સબળ લાગ્યો. પણ સાહિત્યકારો પણ આવી ભૂલ કરે? શાક લીલું જ હોય—વળી સૂકવેલા ધાન્યને તે શાક કહેવાય? કામસાહેબનો જોડણીકોશ ઉઘાડી જોઉં છું તો પણ મ્હને મ્હારો મત સબળ નહિ તો પણ સત્ય લાગ્યો, અને ખુદ ગાંધીજીએજ એ કોશ માટે કહ્યું છે, "હવે પછી કોઇને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." સ્વતન્ત્રતા ગણાતી સ્વચ્છંદતાના આ યુગનો સ્વેચ્છાચાર દાબી દેવા ગાંધીજીએ એમ કહેવું જોઇતું હતું કે "હવે પછી કોઇને સ્વેચ્છાએ (શબ્દોના) અર્થ કરવાનો પણ અધિકાર નથી." ગાંધીજીએ એમ કહ્યું હોત તો

સૂર્યમાં બળતા હાઇડ્રોજન, હીલીયમ અને કેલશીયમ નામના ગેસોનો બનેલો હોય છે.

તે ઉપરાંત વળી ખગ્રાસ ગ્રહણ વખતે કોઇ કોઇવાર આખું સૂર્યનું બિમ્બ ચાંદાના પડછાયાથી ઢંકાઇ ગયું હોય ત્યારે તે ગોળ કાળા પડછાયાવાળા ભાગની બધી બાજુએ એક તેજસ્વી પાતળું કુંડાળું દેખાય છે, અને એ કુંડાળાની ફરતી બધી બાજુએ ચળકતા ધજાગરા કે મુગટની કલગીઓ ફરકયા કરતી હોય એમ તે કુંડાળા ફરતી ચકચકીત સોના જેવી જ્વાળાઓ ઉડતો અને ફરકતી દેખાય છે. આ દેખાવને વિજ્ઞાનશાસ્ત્રીઓએ "સૂર્યનો મુગટ" એવું નામ આપ્યું છે. પણ ખગ્રાસ સૂર્યગ્રહણ કોઇકવાર જ થાય છે તેથી "મુગટ" ના ચકચકીત ગોળ કુંડાળા વિષે હજી વધુ માહીતી મળી શકી નથી.

ચંદ્રથી પૂનમને દિવસે પૃથ્વીને જેટલો પ્રકાશ મળે છે તે કરતાં સૂર્યમાંથી પૃથ્વીને મળતો પ્રકાશ છ લાખ ગણો વધારે ઉજળો છે. અને "સીરીયસ" તારાનો જે પ્રકાશ પૃથ્વી ઉપર આવે છે તે કરતાં તો સૂર્યનો પ્રકાશ સાત અબજ ગણો વધુ ઉજળો છે. પૃથ્વી ઉપર આપણે સૌથી ઉજળો પ્રકાશ વીજળીના ઝબકારાનો દેખીએ છીએ, પણ વીજળીનો સૌથી ઉજળો ઝબકારો પણ સૂર્યના તેજનો માત્ર ત્રીજો ભાગ છે.

સૂર્યના એ બધા પ્રકારાનું બળ ઘણુંખરું વેડફાઇ જાય છે. તોપણ માનવી, પ્રાણી, પશુ, પંખી અને ઝાડપાન વગેરે સર્વ જીવતા પદાર્થો જે જે ગતિ અને ક્રિયા કરી રહ્યા છે તે ગતિ અને ક્રિયાની શક્તિ સૂર્યના થોડા જેવા મળતા પ્રકાશને બળે સર્વને મળે છે અને જમીનની અંદર ઉંડી ખાણોમાં કોલસા, ઘાસલેટ વગેરે જે બની રહ્યું છે તે પણ હજારો વર્ષ પહેલાંના સૂર્યના તાપ અને પ્રકાશને લીધે જ પેદા થયેલું છે, અને તેનો ઉપયોગ આપણે અત્યારે કરીએ છીએ. સૂર્યની ગરમી અને તેજની શક્તિ કેટલીક તો આપણી પૃથ્વીની ફરતા વાતાવરણમાં ભરાઇ રહે છે.



# સાહિત્યકોના દર્શનાર્થે—લાઠી યાત્રા

લે. "अच्युत"

"તોબા, કાઠીઆવાડની રેલ્વેથી પ્રભુ તોબા;" આવા અર્થના અનેક ઉદ્‌ગારો પ્હેલાં અનેકવાર સાંભળેલા, પણ આજે તો જાતઅનુભવ થયો. કોણ જાણે કોઇ પૂર્વ જન્મના પાપના નિવારણ માટે આ મ્હારે માટે નિર્મિત તપ હોય, કે પશ્ચાતાપનો પ્રસંગ હોય, પણ આવી તે હાડમારી હોય? આ દુઃખ કરતાં તો બાદશાહને બીરબલની વાતમાં આવે છે તે બ્રાહ્મણની માફક શિયાળાની કડકડતી ઠંડીમાં, મૂકતાં હાથ ઠરી જાય એવા તળાવના પાણીમાં સારીયે રાત ઊભા રહેવાનું મ્હેં પસંદ કર્યું હોત; કે મધ્યાહ્નનો સૂર્ય તપતો હોય ત્યારે ઉઘાડે માથે રણવગડે કલાકો સુધી ઊભા રહેવાનું વિકલ્પે સ્વીકાર્યું હોત. અસ્તુઃ વિશેષ લખીને યે પ્રયોજન શું? કાંઇ મ્હારી તિતુડીનો સાદ રેલ્વે કંપનીવાળાઓના કે સ્ટેટના સદાયે બધિરકર્ણે પડવાનો હતો? કે મ્હારે કહ્યે એ લોકો મુસાફરોની સગવડ અગવડનો વિચાર સરખો યે કરવાના હતા? પણ સાહિત્યકોના દર્શન વિનાકષ્ટે, વિનાશ્રમે, વિનાદુઃખે, વિનાતપે કંઇ થાય?

આ રેલ્વેથી તો મુંબાઇની ટ્રામ પણ લાખ દરજ્જે સારી. અમદાવાદથી નીકળ્યાં હમે વીરમગામ પહોંચ્યાં. ગાડીમાંથી ઉતરતાંજ સ્થાનિક વીશીવાળો હમારી પાસે આવ્યો અને પોતાની લાક્ષણિક, મુખપાઠ કરેલી શૈલીમાં પોતાની વીશીના ભોજનની પ્રશંસા કરી રહ્યો. ઇચ્છા ન હતી, આવશ્યકતા પણ ન હતી, કે ન હતી અનુકૂળતા; છતાં એની સતત ભલામણના ભોગ હમે સ્વેચ્છાએ થઇ પડયા, અને ગાડી ઉપડવાનો સમય થાય ત્યારે હમારા ડબ્બામાં થાળી લાવવાની સૂચના કરી દીધી. સમયસર થાળી આવી. તીખું તમતમતું શાક, અને તે પણ પાદરાના વેગણ અને બટાકાનું,—બે ચટણી—શેની છે તે જાણ્યા વગર વગેરે ખાધાં ન ખાધાં. પણ એક સંશોધનનો વિષય અહીં હાથ લાગ્યો; ત્હમને તે સાવ નિરર્થક લાગે, પણ મ્હારે માટે તો એ નવી શોધ હતી. વીશીવાળાએ પોતાના ભોજનના વખાણ કરતાં "બે શાક, બે ચટણી" વગેરે કહ્યું હતું. મ્હારા સાથી બીજા શાકની થાળીમાં શોધ કરતા હતા. આખરે એમણે કહ્યું કે આ "માણસ જૂઠો હોવો જોઇએ, બીજું શાક ક્યાં છે?" મ્હને એણે બે શાકનું કહ્યું હતું એવું સ્મરણ તો થયું. આખરે ઘણા વિચારે હમે એકમત થયા કે આ બાજુ 'વાલ' (દાળ) ની ગણના શાકમાં થતી હશે. વાલ જેવા નિર્માલ્ય ધાન્યને શાકનું ઊંચું પદ આપી દેવાય એ મ્હને સાલ્યું—એ સ્હામે જાહેર વિરોધ કરવાનો પણ મનમાં વિચાર કર્યો. પણ જ્યારે લાઠીમાં પણ એવું જ જોયું ત્યારે વિચાર માંડી વાળ્યો; કારણ સ્હામો પક્ષ સબળ લાગ્યો. પણ સાહિત્યકારો પણ આવી ભૂલ કરે? શાક લીલું જ હોય—વળી સૂકવેલા ધાન્યને તે શાક કહેવાય? કાકાસાહેબનો જોડણીકોશ ઉઘાડી જોઉં છું તો પણ મ્હને મ્હારો મત સબળ નહિ તો પણ સત્ય લાગ્યો, અને ખુદ ગાંધીજીએજ એ કોશ માટે કહ્યું છે, "હવે પછી કોઇને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." સ્વતન્ત્રતા ગણાતી સ્વચ્છંદતાના આ યુગનો સ્વેચ્છાચાર દાબી દેવા ગાંધીજીએ એમ કહેવું જોઇતું હતું કે "હવે પછી કોઇને સ્વેચ્છાએ (શબ્દોના) અર્થ કરવાનો પણ અધિકાર નથી." ગાંધીજીએ એમ કહ્યું હોત તો

આ બાબતમાં મ્હારું મન્તવ્ય સબળ પણ થાત. કાકાસાહેબ લખે છે "શાક (ન)=રાંધીને ખાઇ શકાય તેવાં કંદ, ફળ, ભાજી" આમાંથી વાલને શું કહેવાય ? (કંદ, ફળ, ભાજીના અર્થ વાચકે જોઇ લેવા) એ નથી કંદ, નથી ફળ, નથી ભાજી. "વાલ=એક કઠોળ" "કઠોળ (ન)=દાળ પડે એવું – દ્વિદલ અનાજ. (મગ, મઠ, તુવેર. ચણા, વાલ) ઇત્યાદિ." આ બધું દીવા જેવું ચોક્ખું છે. છતાં ઉત્તરગુજરાત અને કાઠીઆવાડના લોક આવી ધૃષ્ટતા કેમ કરતા હશે? હા. રાંધીને ખાઈ શકાય એટલો શાક સાથેનો એનો સામાન્યધર્મ ખરો, પણ તો પછી ભાતને શાક કેમ ન કહેવાય? કે પછી રોટલા રોટલીને પણ શાક કહેવામાં શો વાંધો ? કલ્પનાના તારો ખેંચતાં, ધારણા કરતાં, એક વસ્તુ સત્ય લાગે છે. ઉત્તર ગુજરાત અને કાઠીઆવાડમાં શાકની અછત છે અને શાક વગર ભોજન પણ અધુરું ગણાય; એટલે સુરતીભાઇઓના ૧૬ શાક, ૨૨ રાઇતાં, ૨૭ ચટણી વગેરે ન્યાતવરાના હેવાલ સાંભળી. આ લોકોને પોતાની સ્થિતિ માટે દયા કે ધૃણા ઉપજી હોય અને શાકની ગેરહાજરીમા 'કઠોળ' ને શાક માની લઈ મન મનાવ્યું હોય – અને આપણે શાક ખાઈએ છીએ એ વિચાર કે ભાવ માત્રથી આત્મોલ્લાસ કે આત્મસંતોષ માન્યો હોય. આવો જ સન્તોષ બાળકો ઘરઘર રમતાં નથી માનતાં? હોય માત્ર ચણા કે મમરા, પણ "આ જલેબી, આ લાડુ" એમ બોલી બોલી વસ્તુનો અભાવ એ કલ્પનાથી કેવો દૂર કરે છે? અને આપણે પુખ્ત ઉમ્મરનાં બાળકો પણ કલ્પિત પ્રસંગો-સ્થળો ઉભાં કરવામાં, પોતાની જાતને નવલકથા કે નાટકના મુખ્ય પાત્ર તરીકે કલ્પી–આનો જ આનન્દ ક્યાં નથી મેળવતાં ? એક સર્વસામાન્ય માનવભાવનું આ પણ એક ન્હાનું સ્વરૂપ જ ને ? અસ્તુ – આ તો શાક – કઠોળનું પુરાણ ઉઘડયું અને મૂળ વાત શાકના સ્વાદમાં અને દિવાસ્વપ્નમાં વિસારે મૂકાઈ.

આવી તરંગમાળમાં તરતાં હમે વઢવાણ જંક્શન આવી પહોંચ્યા. ત્યાં ગાડીનો એક કલાકનો ધામો હતો એટલે પ્લેટફોર્મ ઉપર લટાર મારવા ઉતર્યો, 'દાળ ચીવડા' 'ચાઇ ગરમ' ના કોલાહલમાં ન કાંઇ જોઇ શક્યો કે વિચારી શક્યો, પણ બધું વિસારી તો શક્યો. ત્યાંથી હમારું 'રગશિયું ગાડું' ઉપડયું તે ચાર કલાકે પ્હોંચ્યું ધોળા જંક્શન. ધોળા ઉપર ગાડી બદલવાની હતી એટલે બે કલાક તો ત્યા ગાળવા જ પડે. નિયમિત અનિયમિતતામાં શ્રદ્ધા રાખનાર મ્હને મ્હારો જોટો જડયો કાઠીઆવાડની રેલ્વે ગાડીમાં. પણ અહીં બે ચાર સાહિત્ય-રસિકોની સોબત મળતાં સમયને તો હમે પસાર કર્યો, કે એ જાતે જ પસાર થઇ ગયો. 'સ્પેશલ દૂધની ચ્હા' અને ભાવનગરી જેવા દેખાતા ગાંઠીઆ ખાઇ, સામાન બીજી ગાડીમાં મૂકાવી હમે ગાડીમાં બેઠા. હમારા ખાના (Compartment)માં એક નાટકના દૃશ્ય જેવો પ્રસંગ જ હતો. વાચક! ત્હારા ચર્મચક્ષુ બંધ કરી, કલ્પનાચક્ષુ ખેંચી, ઉઘાડી, વિકસાવી. કાઠીઆવાડની આગગાડીનું એક ન્હાનું ખાનું કલ્પી લે. કોઇ વિરાટ સ્વરૂપના બાલપ્રદેશ જેવા સપાટ અને વેરાન પ્રદેશમાંથી સામાન્ય ગતિએ દોડતી જતી, ઘડીમાં પીસલો વગાડી દુનિયાને ડારતી, આગળ પાછળના પ્રદેશને જગાવતી, 'ધડ્ ધડ્ ધડ્' અવાજ કરી વાતાવરણમાં પોતીકું સ્પષ્ટ, સંવાદી એકધારું સંગીત ગજાવતી, વાદળાં વગરના સન્ધ્યાકાળના ઝાંખા ભુરા આકાશને વાદળાંની ખોટ પૂરી પાડવાની પરોપકારક વૃત્તિથી ઘડીએ ને પળે ધૂમાડાના ગોટેગોટ

કાઢતો એવી આગગાડી કરવી લે–પછી એ દૃશ્ય ત્યારી નજર સમક્ષથી ઢાંકવાની ધૃષ્ટતા કરતો પડદો હું ઉચકી લઉં.

## –: દૃશ્ય પ્હેલું :–

—પાત્રો—

હું : મ્હારી ઇચ્છા વિરુદ્ધ ભજવાએલા નાટકનો નાયક. અદૃશ્ય નાયિકાનો પ્રણયી અને પતિ. સાહિત્યપરિષદ્‌ના સમારંભમાં જવાને ઉત્સુક–એવો દેખાવે, વયે અને જ્ઞાને યુવાન. ઉમ્મર લગભગ પચીસ જેટલી ખરી, રંગે ઘઉંવર્ણો – ઊંચાઇ ૫ ફીટ ૫ ઇંચ. વજન ૧૪૦ ની આસપાસ હશે. દેખાવે ગંભીર છતાં કોઇકવાર હસું એવો ખરો. એવો હું – જ્યાં બેસવાની બધા ઇચ્છા કરે, અને બેઠેલાની ઇર્ષ્યા કરે – એવા સ્થાને એટલે કે રેલ્વેના ખાનાની બારી આગળ બેઠેલો છું.

કવિ : ધોળાના સ્ટેશન ઉપર ન્હા અને ગાંઠીઆ ખાતાં જ જેમનો અને મ્હારો પ્રથમ અને છેલ્લો પરિચય થયો હતો તે અનામી વ્યક્તિ. ખબરદારથી પણ જોરદાર અને કલદાર પ્રતિકાવ્યોના ભાવિ કર્તા. દસ મહાકાવ્યો લખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાના કોડ રાખનાર સ્વપ્નશીલપી. ઉદ્યાનમાં હોય, રેલ્વેગાડીમાં હોય, જાહેર સભામાં હોય કે નદીમાં ડુબતા મછવામાં હોય; ગમે ત્યાં હોય પણ શિઘ્ર કવિતા કરી શકવાની જેમનામાં શક્તિ છે એવો દૃઢ આગ્રહ રાખતા ભાવિ મહાગુજરાતના અને ગુજરાતી સંસ્કૃતિના એક મહાકવિ. દેખાવે બટકા પણ શક્ત. પૂર્વ અને પશ્ચિમની વિરોધી સંસ્કૃતિના સંઘર્ષણ કે સમન્વયના આ યુગમાં વચલો માર્ગ કાઢી જેમણે અર્ધી મુછ રાખી છે, અને મુછ ઉપર મહાકાવ્ય લખવાનો જેમણે મનસુબો ક્યારનોએ કરી રાખ્યો છે તે મહાનુભાવદેખાવે કંઇકચાર્લી ચેપ્લીન જેવા.

બાપુ : મહાત્માજીનું આશ્રમનું નામ એમને હમે લાગુ પાડેલું– એ મહાત્મા જેવા લાગતા તેથી નહિ, (મહાત્માજી થવા ઇચ્છા રાખી હોય તે જાણમાં નથી) પણ કાઠીઆવાડી દરબારી શિષ્ટાચાર પાળી, કાઠીઆવાડના પ્રવાસ દરમ્યાન કાઠીઆવાડી દેખાવાનો પ્રયત્ન કરવા માટે જ. મ્હારી ને એમની આંખોનું પ્રથમ તારામૈત્રક રચાયું ધોળા ઉપર. પણ ધોળાના સ્ટેશને સાથે કાઢેલા બે કલાક દરમ્યાન હમારી પ્રીત જાણે જુગ જુગ જૂની હોય એવો ભાવ– એવું આકર્ષણ અને એવી નીકટતા અમે બન્નેએ અનુભવેલી. સાહિત્યકારોના ખાનગી જીવન માટે અતિ જિજ્ઞાસુ; કદાચ બોઝવેલથી પણ વિશેષ. સાહિત્યકારોના અંગતજીવનના પુસ્તકો લખવાનો ઇરાદો જેમણે રાખ્યો હોય, અને તે માટે સામગ્રી એકઠી કરતા હોય એવા, ખંતીલા, અપમાનને પાણીના ઘુંટડા વગર ગળી જાય એવા. કટાક્ષ કે વિનોદ ન સ્હમજે એવા જાડ અને જાડી ચામડીના. દેખાવે રજપુત જેવા પણ સ્વભાવે વાણિયા જેવા, બુદ્ધિમાં શુદ્ર જેવા, ખુશામતમાં બ્રાહ્મણ જેવા.

વિદ્યાર્થી: એક કોલેજની સાહિત્યસભાના મન્ત્રી; સ્વભાવે નમ્ર અને દેખાવે શાન્ત. હમારા નાટકના મુખ્ય પ્રેક્ષક અને ગૌણ નટ.

સમય : સ્હાંજના લગભગ છ.                    સ્થળ : ધોળા અને ઢસાની વચ્ચે દોડતી આગગાડી.

બાપુ : "ત્હમે ધોળા ઉપર જેની સાથે વાત કરતા હતા તે કોણ હતા?"

હું મુંઝાયો. કોણ જાણે કેમ પણ જેની સાથે વાત કરું તે વિશિષ્ટવ્યક્તિ સાહિત્યકાર જ હોય એવી ભૂલ કરવાની હમારા 'બાપુ' એ ટેવ કેળવી હતી. પ્રશ્ન સાંભળી મ્હેં જરા માથું ખંજવાળ્યું. ધોળા ઉપર કોની કોની સાથે વાત કરી હતી તેનું સ્મરણ કરવા બેચાર મિનીટ મગજને તસ્દી આપી ને સમગ્ર વિચાર કરી જવાબ વાળ્યો.

હું : "મ્હેં ધોળા ઉપર ઘણા માણસો સાથે વાતચીત કરી હતી. સામાન ઉપાડનાર મજુર સાથે નક્કી કરી ધોળાની વાતચીતના ગણેશ માંડયા. પછી વાત કરી ચ્હાવાળા સાથે. પછી ટ્રેઇનનો ટાઇમ પૂછવા સ્ટેશનમાસ્તર જેવા લાગતા એક દાઢીવાળા ગૃહસ્થ સાથે"

બાપુ : (અધવચથી મ્હને તોડી પાડી) "ના, ના. હું તો પૂછું છું પેલા ખાદીધારી, ગાંધી ટોપીવાળા, સોટી જેવા સૂક્ષ્મ અને બેસી ગએલા ગાલવાળા ગૃહસ્થ માટે."

કવિ : શું મ્હારા ભાઇ! એમને પણ ત્હમે નથી ઓળખતા? એ તો પ્રસ્થાનવાળા રામનારાયણભાઇ પાઠક.

મ્હેં સાક્ષી પૂરી રામનારાયણભાઇ ધોળા ઉપર મળ્યા હતા. પણ એ આ બાપુને ખૂંચ્યું કે શું– હવે 'શું વાત કરી' એવો જો સવાલ પૂછે. તો 'ત્હેની ત્હમારે શી ફીકર' એમ કહેવાનો મ્હેં નિશ્ચય કર્યો હતો. કારણ જેમાં ન લાગે વળગે તેવી બીજાની વાત જાણવાની કુતૂહલવૃત્તિ માટે મ્હને સ્હેજ પણ માન ન હતું. મ્હારા મુખ ઉપરથી એ ભાઇ ચેની ગયા લાગ્યા. એમની કલ્પનાશક્તિ તીવ્ર થવા લાગી, એમની કલાભાવના સતેજ થતી લાગી.

બાપુ : 'એ વાર્તાઓ સુન્દર લખે છે, ખરું ને?          હું : 'હા.'

બાપુ : 'અને હાસ્યરસના પણ એક્કા છે ને?'

રામનારાયણભાઇને હાસ્યરસના એક્કા કહેવા કે બાદશાહ કહેવા એનો નિર્ણય કરતાં હું મુંઝાયો. એટલે માત્ર હકારમાં ડોકું હલાવી પતાવ્યું. પણ એટલેથી કાંઇ બાપુ મ્હને છોડે એમ ન હતું.

બાપુ : "કાંઇ કવિતા બવિતા લખે છે કે નહિ?"

હું : "કવિતા તો લખે છે, બવિતા લખે છે કે નહિ ત્હેની મ્હને ખબર નથી."

બાપુ : કવિતા કેવીક લખે છે?

હું : "સારી"

પ્રશ્નોના આવા અણચીન્ત્યા હલ્લા માટે હું તૈયાર ન હતો. મ્હને મ્હારી સેંકડો પરીક્ષા (વીક્લી, ટરમીનલ, વાર્ષિક. સ્કુલની, કોલેજની) ના સવાલપત્રોના જવાબ આપતાં પણ આટલો અને આવો કંટાળો ન્હોતો આવ્યો. એ પોતે જ પ્રશ્નો પૂછતા થાકે એટલે હું ટુંકા, સીધા

ઘણીવાર તોછડા જવાબ આપતો; પણ એ ભાઈ રહ્યા જાડી ચામડીના ને ત્હેમાંય વળી ગરાસીયા. મ્હેં બારીમાંથી બ્હાર જોયું, પણ કવિતાની વાત આવી એટલે હમારા કવિરાજ સળક્યા.

કવિ : "લખી, લખી એમણે કવિતા હવે. મ્હારા જેવા જોડે ઊતરવું હોય તો ઊતરે શિઘ્ર કવિતા કરવાની હરિફાઇમાં! હું સમશ્લોકી ભાષાન્તર કરું છું, પ્રતિકાવ્યો રચું છું, શિઘ્ર કવિતા કહો તે વિષય ઉપર કહો તે છન્દમાં કરી શકું છું; અને આ રામનારાયણ પાઠક|!! ન કરી શકે ભાષાન્તર, કે ન કરી શકે શિઘ્ર કવિતા, એમ માત્ર મૌલિક કવિતા – ને તે પણ પચીસ પચાસ – લખ્યે કાંઇ કવિ થવાતું હશે. ભાઇ, કવિ થવું એ કાંઈ લાડવા ખાવાનું કામ નથી, સ્હમજ્યા, એમ સુંઠ ને ગાંગડે ગાંધી ન થવાય."

આ કવિની ધૃષ્ટતા મ્હને ડંખી પણ હું વાદમાં ઊતરું તો મ્હારા ભેજાની નાહકની કઢી થાય, એટલે મ્હેં મુછમાં હસ્યા કર્યું (અલબત્ત મુછ તો કાલે સ્હાંજે જ સફાચટ મેદાન કરી હતી.) પણ મ્હને મુનશીનો 'ગુજરાતનો શ્રેષ્ઠ કવિવર' યાદ આવ્યો. મ્હારી આંખ સ્હામે દલપતરામની સૌમ્ય, પ્રશાન્ત, ગંભીર મૂર્તિ ખડી થઈ, પણ ચ્હેરા ઉપર કયાંય ન દેખાય આવા ધૃષ્ટતાભર્યા ભાવ. અહીં વાત અટકે એમ ન હતું, અને 'બાપુ' ને કવિની આત્મશ્લાઘા અને આત્મીય ગુણગાનની વાતમાં રસ ના પડયો લાગ્યો. એટલે એમણે મ્હને સાંભળવાની ફરજ પાડી અને ફરી ઉપાડયું રામનારાયણ પુરાણ.



પ્રમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દલાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

બાપુ : "એમને છોકરા છે?" હું : "હશે."

બાપુ : "કેટલા?" હું : "તે મ્હને ખબર નથી."

મ્હને લાગ્યું કે 'ગ્રન્થ અને ગ્રન્થકાર' ની હજી ધારી અસર થઇ નથી. રા. હીરાલાલ પારેખ લેખકોના જીવન સાથે એમના કુટુમ્બ કુટુમ્બ ફમીલાની માહિતી આપી દેતા હોય તો મ્હારા જેવાને વગર લેવેદેવે આવો ત્રાસ વેઠવો ના પડે. નકારમાં જવાબ આપવાથી એક પ્રશ્નમાલા બંધ થઇ, પણ બાપુને બીચારાને કેમે કરી ઝંપ ન વળે. એમણે મ્હને સાહિત્યસર્વજ્ઞ માની લેવાની અક્ષમ્ય ભૂલ કરી હતી. મ્હને મળેલી ખોટી મહત્તા અને મ્હારી ખરી અલ્પતા બન્ને મ્હને ખૂંચ્યાં. પણ એ વિષે વિચાર કરવાનો પ્રસંગ મળે તે પ્હેલાં બીજી પ્રશ્નાવલી શરુ થઇ.

બાપુ : "ત્હમે વિજયરાયને જોયા છે?" હું : "ઘણીવાર"

બાપુ : "કેવાક છે?" હું : "બહુ સારા"

બાપુ : "ના, ના, હું પૂછું છું દેખાવે કેવા છે?"

હું ફરી મુંઝાયો, વિજયરાયનો ફોટો મ્હારી પાસે હતો નહિ. (મ્હારી પાસે ગજવામાં કાગળ કે પેન્સીલ પણ ન હતી, કે ચિત્ર પાડી આમની જિજ્ઞાસા તોષું. આચાર્યોને કાજે, સાહિત્યકારોના ફોટાની ચિત્રાવલી (album) તૈયાર કરવાનું કામ કોઇ કેમ નહિ ઉપાડી લેતું હોય? આ કામ ઉપાડી લે એવી સંસ્થાનો હું વિચાર કરવા બેઠો ત્યાં ફરી પાછો પ્રશ્નનો ગોળો આવ્યો.

બાપુ : "વિજયરાય જાડા છે?" હું : "ના, સુકા."

બાપુ : "ઉંચા?" હું : "નહિ, બટકા."

કોણ જાણે કેમ, આટલું આટલું કહ્યાં છતાં એ વિજયરાયને પોતાના મનપ્રદેશે ન સર્જી શક્યા. એમની કલ્પનાશકિત મંદ તો ખરી જ, તે બળવાન અને તીવ્ર થાય એટલા માટે એમણે અફીણનું સેવન રાખવું એવી હું સૂચના કરવાનો વિચાર કરતો હતો, કારણ કૉલરીજ અને ડીક્વીન્સી તે વગર આવું કલ્પનાપ્રધાન સાહિત્ય ન ઉત્પન્ન કરી શક્યા હોત; આપણા ભાટ ચારણો તે વગર આવો અમૂલ્ય વારસો આપણને ન સોંપી ગયા હોત એની મ્હને સો ટકા ખાત્રી હતી. પણ આ 'લપ' કાંઇ છૂટે એમ હતી નહિ; એટલે મ્હેં કહી નાંખ્યું—

હું : "ત્હમે રામનારાયણભાઇને જોયા ને? તો એમનાથી અર્ધા કદની વ્યકિત કલ્પી લ્યો. સોનેરી ફ્રેમના ચશ્મા, ખુલ્લું માથું, ખભે ખાદીની કેસરી શાલ."

એ ભાઇ સંતોષાયા. મ્હેં છૂટકારાનો દમ ખેંચ્યો, પણ એટલેથી કાંઇ પતે છે?

બાપુ : "ત્હમે મુન્શીજીને ઓળખો છો?"

મ્હને 'જી' ની નિરર્થકતા સાલી, એમાં મ્હને પ્રાચીનતાનો વિજય અને અર્વાચીનતાનો પરાજય થતો લાગ્યો. એ શબ્દમાં મ્હને માન કરતાં અપમાનનો અંશ અતિશય વિશેષ પ્રમાણમાં લાગ્યો. ગુજરાતી વાણિયા સંસ્કૃતિ નષ્ટ થતી લાગી, ઉત્તર હિન્દુસ્તાની ચોખ્ખા સંસ્કૃતિ

પ્રસરતી લાગી, પણ વિરોધ કરવો નકામો હતો, એટલે મ્હેં માત્ર હકારમાં ડોકું હલાવ્યું.

બાપુ : "જેલમાંથી ઘણાજ સૂકાઇને બ્હાર આવ્યા હશે ?"

હું : "હા.",

બાપુ : "એ બીજી નવલકથા લખવાના છે ?"

હું : "મ્હેં પૂછ્યું નથી."

બાપુ : "ત્યારે નાટક તો જરુર લખવાના હશે.".

હું : "કદાચ લખે પણ ખરા."

બાપુ : "એમની પ્રેકટીસ કેટલી હશે ?"

હું : "મ્હને ખબર નથી."

બાપુ : "દસેક હજાર હશે ?"

હું : "મ્હેં એમના ચોપડા તપાસ્યા નથી."

હું જરા છેડાયો હતો, પણ આવો સીધો જવાબ પણ નિરર્થક જતો લાગ્યો.

બાપુ : "લાઠી તો એ આવવાના ને ?"

હું : "હા."

બાપુ : "મ્હારે એમને જોવા છે—કેવો ડગલો પ્હેર્યો હશે ?"

હું : (જરા ગુસ્સાથી) "મ્હેં એમના ધોબીને નથી પૂછ્યું કે ત્હેં હમણાં કયો ડગલો ધોયો ? કે નથી એમના દરજીને પૂછ્યું કે ત્હેં હમણાં કેવો ડગલો શીવ્યો ?"

આવા સીધા સડક જવાબથી બાપુ જરા સંકોચાયા. કવિરાજ મોઢું વિકાસી ઉભા થઇ ગયા. કૉલેજનો વિદ્યાર્થી બીજી બાજુ મોઢું ફેરવી હસવા લાગ્યો. મ્હને ઘડીભર લાગ્યું કે બાપુને ખોટું લાગ્યું હશે, પણ એમાં મારો શો દોષ? કોઇ મ્હને સર્વજ્ઞ માનવાની ભૂલ કરે—મ્હને કોઇ આદર્શ માને અને પછી અનુભવે હું એમાંથી એક પણ ના નીકળું, અને એમની વગર વિચારે-વગર અનુભવે બાંધેલી માન્યતા ખોટી ઠરે ત્હેમાં વાંક કોનો ? પોતાના પતિને કે પ્રણયીને સર્વજ્ઞ અને સંપૂર્ણ માની લેવાની ભૂલ સ્ત્રીઓ સામાન્ય રીતે કરે છે. પોતાના શિક્ષક કે માતાપિતાને સર્વજ્ઞ માનવાની ભૂલ બાળક કરે છે. એ બન્ને ક્ષન્તવ્ય ગણાય. કારણ એકમાં પ્રેમનો, ઝળહળતો પ્રકાશ કે પરાધિનતાની ઘનઘટા ભૂલો જોવા ન દે. બાળકોને તો શિક્ષક અને માતાપિતા બન્નેય આવી ભૂલ કરવાની તક આપે છે, એને એ ભૂલ કરતાં પ્રયત્ને કે જુલ્મે શીખવાડે છે. આ ભાઇને મ્હેં એવી એકે તક આપી નથી એટલે એમનો આ અપરાધ ક્ષમ્ય શેં ગણું ? પુખ્ત ઉમ્મરના, મૂછોવાળા માણસો આવી ભૂલ કરે ? સ્ત્રીઓ અને બાળકો બન્નેને મૂછો નથી હોતી એટલે એવી ભૂલ સહજ થઇ જાય. પણ મ્હોટા 'ભાયડાઓમાં'—ટ્રેઇનમાં અકસ્માતે મળેલા, મ્હારા જેવા એક સાધારણ ઉતારુને સર્વજ્ઞ કલ્પી લેવાની, Walking Cycolpaedia "ચાલતું જ્ઞાનચક્ર" માની લેવાની—ભૂલ કરવાનું સામર્થ્ય હશે એનો તો મ્હને આજેજ ખ્યાલ આવ્યો.

આ વિચાર વમળમાં પડયો ન પડયો ત્યાં બાપુને થયેલા અપમાનનો ઘા ગાડીના ઠંડા પવનને લીધે આપોઆપ રુઝાઇ ગયો. એમની જિજ્ઞાસાવૃતિ ફરી સતેજ થઇ. મ્હારો એક મૌલિક વિચાર, મ્હારી એક અપૂર્વ શોધ, નોંધ્યા વગરની ઉડી જતી મ્હને લાગી. પણ આ કાઠીઆવાડી જાડાઇના અવતારસમા ગરાસીઆને તેની શી પરવા હોય?

એટલામાં આવ્યું ઢસા જંકશન, અને આપોઆપ દ્રશ્ય ઉપર પડયો પડદો. ઇચ્છા ન હતી છતાં બાપુના બોમ્બનો મારો બંધ કરાવવા, અને એમના પ્રશ્નોથી ગુંગળાઇ રહેલો એવો હું ખુલ્લી હવાની આશાએ નીચે ઉતર્યો. સ્ટેશન રંગઢંગ વગરનું અને દીવા છતાં અન્ધારું એ લોકોક્તિનો ખ્યાલ આપે એવા ઝીણા, હોલવાઇ જવાની એકમેક સાથે હરિફાઇ કરતા ફાનસ. આવા સ્ટેશનોને 'જંકશન' જેવું બોલતાં મ્હોં ભરાય એવું મ્હોટું નામ આપવાનું કાઠીઆવાડમાં અતિસામાન્ય છે. એકાદ બે ન્હાની ગાડીઓ દિવસમાં એક બે વાર આવે જાય, અને જ્યાં ગાડી બદલાતી હોય ત્હેને જંકશન જ કહેવાય ને? શબ્દના મૂળગત અર્થ માટેનો આગ્રહ આમાં તો નહિ હોય? કે પછી નામ પાડી મનમનાવવાનો છૂપો ભાવ પણ કેમ ન હોય?

હું સ્ટેશન પર લટાર મારતો હતો, ત્યાં દૂરથી તે દેખાયા, હા-એ તો એજ, એજ શાલ, એજ ચશ્મા, એજ ઉઘાડું માથું. પછી ઘોર અન્ધારામાંયે કાંઇ ઢાંક્યા રહે? એ તો કૌમુદીકાર જ, બીજા ન હોય. હું પાસે ગયો. નવીજૂની વાતો કરી. અને લાઠી મળવાનું પરસ્પર વચન આપી છૂટા પડયા. છૂટા પડતાં મ્હને બાપુ યાદ આવ્યા, એમની કે એમની જિજ્ઞાસાની દયા આવી. રામનારાયણભાઇ તો ટ્રેઇનમાં હતા જ, ને હવે તો વિજયરાય પણ સાથે થયા. મ્હને થયું કે બન્નેને પકડી પેલા બાપુને સ્વાધીન કરી દઉં. પણ હવે એક જ સ્ટેશન હતું એટલે એ વિચાર માંડી વાળ્યો.

ટ્રેઇનનો પીસવો વાગ્યો; હું ગાડીમાં ચઢી ગયો અને ગાડી ચાલી.

(અપૂર્ણ.)

## નીંદર

રાત્રીના શાન્ત એકાન્તે નેત્રનું પોપચું નમે;
માનવી આમ પૃથ્વીના નિદ્રામાંહી ઘડી ઠળે.

અનુભવે શાન્તિ ઘડી વિસારી,
જનો બધી એ ઉરની ઉપાધિ;
નિહાળતા જીવનનાં અધૂરાં,
રે! કૈંક દશ્યો કટુ વા મધુરાં.

મીઠી નીંદરની ગોદે વિભાવરી વીતાવતા;
પ્રભાતે માનવી પાછા દશ્યો સૌ વિસરી જતાં.

મોહનલાલ શાહ




## માલવિકાગ્નિમિત્ર (નાટક):

અનુવાદ કર્તાઃ–બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર
પ્રકાશક, કર્તા. મૂલ્ય રૂ. ૧–૮–૦

સામાન્યતઃ એમ મનાય છે કે ભાષાન્તર વા અનુવાદ કરવો એ બહુ સરળ છે–એમાં કાંઇ વિસાત નથી. અન્ય ભાષાની શબ્દાર્થમૂર્તિને અન્ય ભાષાનો સ્વાંગ સજાવી દેવો–એમાં શું ? એમાં ભાષાન્તરકર્તાની શી વિશિષ્ટતા ? એમાં સ્વતન્ત્ર સર્જન નથી. પરરચિતનું અનુકરણ માત્ર છે. ગૌરવ તો સ્વતન્ત્ર સર્જનમાં છે, સ્વપ્રતિભાની પ્રસૂતિમાં છે. વસ્તુસ્થિતિ આવી છતાં અનુભવ જુદું કહે છે. સ્વપ્રતિભોત્થ રચનાથી ભાષાન્તર વધુ કઠિન છે. સ્વતન્ત્રરચના અને અનુવાદમાં આટલો ફરક છે કે પહેલામાં લેખકને પોતાની જ ભાવનાઓ, આદર્શો, લાગણીઓ, મન્તવ્યો, વિચારો વગેરે રજુ કરવાનાં હોય છે. એટલે પ્રતિભા અને શબ્દધનની વિપુલતા હોય તો સરળતાથી સ્વને વ્યક્ત કરી શકે. ભાષાન્તરમાં આથી ઉલટું હોય છે. એમાં પરને સ્વ બનાવી સ્વને વ્યક્ત કરવું પડે છે. એટલે મૂળલેખકની ભાવનાઓ, પ્રેરણાનાં આન્દોલનો, વિભાવ, અનુભાવ, રસ વગેરે ઉપર અનન્ય ધ્યાન રાખવું પડે છે. મૂળ લેખકે જે જે વાતાવરણની અસર નીચે પોતાને વ્યક્ત કર્યો હોય તે જ વાતાવરણ અનુવાદકર્તાએ અનુભવી વ્યક્ત કરવું પડે છે આથી ભાષાન્તરકર્તા જો અસાવધ હોય તો મૂળ વ્યક્તિને ગંભીર અન્યાય થવાનો સંભવ રહે. પરસાહિત્ય અને પરસંસ્કૃતિ ને પણ અલ્પપ્રજ્ઞ ભાષાન્તરકર્તા વગોવે. આ ઉપરાંત બીજી ભાષાના શબ્દો–વ્યાકરણ પ્રયોગો–રીતિરિવાજો–સંસ્કૃતિને પોતાની ભાષામાં ઉતારવાને એક ખાસ પ્રકારનું કૌશલ જોઇએ. પરભાષાનું બહોળું જ્ઞાન–વિશાળ અનુભવ–પરસંસ્કૃતિનો ગાઢો પરિચય પોતાની સંસ્કારિતા–કેળવાયેલી રસિકતા–ઉચ્ચ પ્રતિભા વગેરે અતિ આવશ્યક છે. આમ જણાશે કે અનુવાદ કરવો એ બાલકની રમત નથી. બુદ્ધિમત્તા અને પ્રતિભાની પરીક્ષા છે. અલબત્ત, પરભાષાના કેવા ગ્રન્થોનું ભાષાન્તર થવું જોઇએ એમાં સૂક્ષ્મ વિવેકની જરુર છે. અલ્પપ્રાણ નવલકથાઓ કે હીનસત્ત્વ નવલિકાઓના અમર્યાદ ભાષાન્તરો

અને ઉત્તેજનથી સંસ્કારી અને ઓજસ્વી સાહિત્ય ગુંગળાઇ મરે છે. ગંદા વાચનના પ્રવાહમાં શુદ્ધ સાહિત્યને શોધવું પડે છે.

ગુજરાતના એક જ્ઞાનવૃદ્ધ સાહિત્યસર્જક શ્રી. બલવન્તરાય ક. ઠાકોરનો કાલિદાસરચિત 'માલવિકાગ્નિમિત્ર' નામના નાટકનો ઉત્કૃષ્ટ અનુવાદ જોતાં ભાષાન્તર વિષેનો આદર્શ ફલીભૂત થયો છે એમ કહેવું અત્યુક્તિભર્યું નથી. અનુવાદ તો ઘણાયે થાય પણ ચિરંજીવ થોડા હોય છે. આ અનુવાદ 'મૂલાનુબિમ્બી' છે એવી કર્તાની અર્થગર્ભિત પ્રતિજ્ઞા છે. નાટકનું વસ્તુ, વસ્તુની ગૂંથણી. પ્રધાન પ્રયોજનને સિદ્ધ કરતી વિવિધ ઘટનાઓની સંવાદિતા, પરસ્પર ઉપકારક–અન્યોન્ય વ્યંજક–ગૌણ પ્રધાનભાવે સંકળાયેલાં છતાં વૈયક્તિક વિશિષ્ટતા ને સ્પષ્ટ સૂચવતાં પાત્રોનું આલેખન, રસોત્કર્ષક કળા, આનન્દદાયી શૈલી, રસમય કવિતા, સરળ સંસ્કારી ગદ્ય વગેરે માટેનું બધું માન જો કે મૂળ નાટ્યકારને મળે છે છતાં એ બધી વિગતોને સાવધપણે જાળવવા માટે અનુવાદકર્તામાં પણ તેની સંક્રાન્તિ થાય છે. આ વિવેચનની યથાર્થતા માટે વાચકને મૂળ તથા અનુવાદ જોવાની જ ભલામણ છે. અહિં નાટકનો સાર આપવો ઉચિત નથી.

વળી, સંસ્કૃતભાષા સૂત્રાત્મક છે. થોડામાં ઘણું સમાવી શકે છે. અને તેમાં એ કાલિદાસ જેવા રસસિદ્ધ 'કવિની સરસ્વતી?-કાલિદાસના સમાનધર્મા થયા શિવાય પરભાષામાં સમશ્લોકી અનુવાદથી મૂળભાવોને પ્રતિબિમ્બિત કરવા દુઃશક્ય છે. કાલિદાસના માનસ સાથે અનુવાદ-કર્તાના માનસને તન્મય થવું પડયું હશે. સતત આરાધનથી કાલિદાસની માનસપૂજા કરવી પડી હશે. નહિ તો–

"चित्रगतायामस्यां कान्तिविसंवादशंकि मे हृदयम् ।
सम्प्रति शिथिलसमाधि मन्ये येनेयमालिखिता ॥"

આ આર્યાનો–

"દીઠી ચિત્રે ત્યારે ધારેલું કાન્તિ છાંટિ છવિકારે
હવે ન શંકા કે આ ઝળક નથી એ શકયો બિમ્બી"–

આ અખણ્ડિત ભાવ ક્યાંથી જાળવી શકાય? અલબત્ત. શિથિલસમાધિ નો સુન્દર પ્રયોગ અનુવાદકર્તા પ્રતિબિમ્બિત નથી કરી શક્યા. પણ 'છાંટિ છવિકારે' ની મનોજ્ઞતા મૂળમાંએ ક્યાં છે? ભાષાગત વિશિષ્ટતાનું આ એક ઉદાહરણ છે. વળી.

"अङ्गैरन्तर्निहितवचनैः सूचितः सम्यगर्थः
पादन्यासो लयमुपगतस्तन्मयत्वं रसेषु ।
शाखायोनिर्मृदुरभिनयस्तद्विकल्पानुवृत्तौ
भावोभावंनुदति विषयाद्रागबन्धः सएव ॥"

એ શાસ્ત્રીય વિગતોથી ભરેલ શ્લોકનો

"અંગાગોની પદપદ તણા અર્થ મેળે છટા જ્યાં
હાવે ભાવે તનમયપણું, નૃત્ય ચિચ્છન્દ બિમ્બી;
મુદ્રા મુદ્રા મૃદુ સરિ જતી ભાવ ભાવક્રમે ને,
ઠંઠાસ્યદ્રૂકરપદ સુસંવાદિ,– તે રાગબન્ધ!

આ સુન્દર અનુવાદ ક્યાંથી નીપજે? ભાવવાહી અનેક ગદ્ય તથા પદ્યભાગના વિવેચન-યુક્ત ટાંચણો સ્થળ સંકોચને લઇને છોડવાં પડે છે. કેટલાક શ્લોકો તો મૂળથીએ વધુ સુન્દર છે. દા. ત.

"ભાવિક શિખવું જે કૈં ધ્વનિ રસ અભિનય ખિલાવી તે તેના
બાલાય એ દિયે શી અહા! પ્રતિશિક્ષણ ગુરુ જનને"

આ અનુવાદ. મૂળ

"यद्यत्प्रयोगविषये भाविकमुपदिश्यते मया तस्यै
तत्तद्विशेषकरणात्प्रत्युपदिशतीव मे बाला"

અકુશળ અનુવાદકર્તા કંઇક આવું કરત:

"જે જે પ્રયોગ વિષયેં ભાવિક શીખવી રહ્યો તેને
તે તે વિશેષ રીતે પ્રતિબોધતી શી બાલા મુજને"*

विशेषकरणात्‌થી જે અર્થનું સ્ફુરણ ન થાય તે સુન્દર રીતે 'ધ્વનિરસ અભિનય ખિલાવી' માં સંપૂર્ણતાથી થાય છે. કાલિદાસે તો નાયિકા માટે આવું ગણદાસ પાસે બોલાવ્યું:—

"पात्रविशेषेन्यस्तंगुणान्तरंव्रजतिशिल्पमाधातुः
जलमिवसमुद्रशुक्तौ मुक्ताफलतांपयोदस्य ॥"

અનુવાદકર્તાના હાથથી મૂળ કર્તાની કૃતિનું પણ ગૌરવ વધ્યું છે. કારણ पात्रविशेषेन्यस्तम्.

એક બીજી વાત. અનુવાદ ગમે તેટલો ઉત્કૃષ્ટ હોય તો એ તે અનુવાદ છે. ઉત્કૃષ્ટ અનુવાદમાં પરભાષાનું અંતર તો ટલવાય છે. પણ સાથે અન્તર પણ અનિવાર્યપણે રહી જ જાય છે. આથી ઊંચી કોટીના અનુવાદોમાં પણ સ્થળે સ્થળે મોળાપણું આવી જાય છે. સંસ્કૃતભાષાની સુઘડ રસિકતા, સ્વાભાવિક કુમાશ, લાલિત્ય, ભાવગર્ભિત શબ્દપ્રયોગો વગેરેનું યથાર્થ પ્રતિબિમ્બ બીજી ભાષામાં આવવું મુશ્કેલ છે. અને તેથી આ નૈસર્ગિક અન્તર મૂળ અને અનુવાદમાં રહે છે. આ અનુવાદમાં પણ ક્યાંક રસિકતા દૂભાય એવા શબ્દપ્રયોગો છે. "મિજાજ" શબ્દ કાન્તે કવિતામાં વાપરી કવિતા કામિનીને લજ્જિત કરી. અને "બસ એ બકાલ' નો પ્રયોગ તો બીચારો પોતે ગદ્યમાં જ વપરાય એમ અંતરથી ઇચ્છે છે. "युज्यते। अधिकार: खलु तत्र।" નો અનુવાદ "બરોબર ત્હારા ઇલાકાની વાત" છે. અરે? 'Yes, it is a matter of your province' નો તો નથી ને? અથવા તો એ દેશ્યપ્રયોગ હોવાનો સંભવ છે. કેટલાક શ્લોકોમાં મૂળનો પ્રસાદ અદૃશ્ય થાય છે. મનનિકા શિવાય મતિમાં આવતો નથી.

આતો વાત થઇ અનુવાદની. મનનિકા અનુવાદનું સુન્દર મણ્ડન છે. હાર્દ ખુલે છે મનનિકામાં. અને મનનિકા પોતે પણ વાંચકનું મનન માંગે છે. યથાર્થ દર્શનમાં પરિણમતો ઉંડો અભ્યાસ, ખંત, ધૈર્ય, પ્રગલ્ભ વિચારો, સંભાવિત નિગમનો, ઉદાર માનસ, પ્રાચીન ને અર્વાચીન ને અનુકૂળ બનાવવાની સ્તુત્ય કોશીષ, ઐતિહાસિક અન્વેષણા, કલાત્મકતાની કદર,

* માત્રામેળનો દોષ સ્વીકૃત જ છે.

ભારતીય લલિતકળાઓ ઉપર વારંવાર ઉચિત પ્રકાશ પાડનારા ઉલ્લેખો, પ્રાચીનતાના અતિ ગૌરવરૂપી હિરણ્મયપાત્રને ઉઘાડી સત્યનાં જ દર્શન કરવાની તીવ્ર ઉત્કંઠા, અને તે અંગે ક્યાંક અનૃજુ વાક્પ્રહારો વગેરે, વિવેચન કળાના સુન્દર નમુના રૂપ, મનનિકાની વિશિષ્ટતાઓ છે. મિતાક્ષરી શૈલીમાં ગ્રન્થકર્તા પોતે જ કહે છે:—

"ન લખ્યું કૈં નિરાધાર, અપ્રસ્તુત નવા કશું
વાદ પાણ્ડિત્ય ના ફ્હોળું..........
સામગ્રી અતિસે' બ્હોળી; ચાળી, ફેંકી નકામને
સંગ્રહું શેષ આ ગ્રન્થે......"

તથા

"વ્યુત્પન્ન કૈંક મથિ ખૂબ ગયા ન જીતી
તો રંક આ મનનમાં પણ દોષ નાલ્પ.
ને દોષ વા ગુણ નહિ, વળી ચિન્ત્ય અંશો
શંકા ડૂબ્યા પણ અનલ્પ નથી ટળાયા."

'રંક મનન' અને 'દોષ નાલ્પ' એ પ્રયોગો તો અનુવાદકર્તાનું નિરભિમાની માનસ સૂચવે છે. વસ્તુતઃ તો મનન સમૃદ્ધ છે. અને દોષ તો 'न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः। सत्त्वं मुक्तम्' છતાં 'શંકા ડૂબ્યા ચિન્ત્ય અંશો પણ અનલ્પ નથી ટળાયાં' એ ખૂબી – વિવેકી વાંચકને આની પ્રતીતિ થશે.

આપણા સાહિત્યમાં આવી શાસ્ત્રીય મીમાંસાઓની ખોટ છે. મલ્લિનાથો હજી ખૂટે છે, અને આવી સ્થિતિમાં આ અનુવાદ તથા મનનિકાનું સ્થળ ઉંચું જ છે. અપ્રૌઢ લેખકોને એ ઉપકારરૂપ છે. વિચારશીલ વિવેચક માટે એમાં માર્ગદર્શન છે. આવા ગ્રન્થોથી આપણું સાહિત્ય વધુ સમૃદ્ધ થાવ એટલી જ અભિલાષા.

ન. ભટ્ટ

# બે નાટ્યકૃતિઓ :

**પીળાં પલાશ:** લેખક–કૃષ્ણલાલ શ્રીધરાણી (કિં. સાત આના)
**તાસેર દેશ:** અનુવાદક–પિનાકિન્ ત્રિવેદી (કિં. બાર આના)

કવિવર ટાગોરના શાન્તિનિકેતનના સંસ્કાર પામેલા અને 'ગુરુદેવ'ની આશીષથી ધન્ય બનેલા ગુજરાતના બે તરુણ સાહિત્યકારોની આ બે કૃતિઓ છે. પહેલી મૌલિક છે, બીજી અનુવાદ છે. બન્ને નાનકડાં પુસ્તકો છે, છતાં શાન્તિનિકેતનનો સંસ્કારપાશ ગુજરાતના નવજીવનને કેવી રીતે લાગી રહ્યો છે તેના તે સારા નમુના પૂરા પાડે છે.

**પીળાં પલાશ :** કેસુડાં તો બહુ જોયાં છે, પણ પીળાં પલાશના અસ્તિત્વનું ભાન તો ભાઈ શ્રીધરાણીએ જ કરાવ્યું. એટલે એના રૂપનો તો કલ્પનાથી જ ખ્યાલ કરવાનો રહ્યો. છતાં કેસૂડાંના આ જાતિભાઈઓએ કવિને આકર્ષ્યા છે તો એમાં કંઈક નોખું આકર્ષણ હશે જ !

એ જે હોય તે. પણ ભાઇ શ્રીધરાણીએ સરજેલાં આ 'પલાશ' નું સૌન્દર્ય બાળનાટકોની આપણી અલ્પ સમૃદ્ધિમાં નોખું જ છે એમ બેધડક કહી શકાય. કેસૂડાં મહા–ફાગણની વચ્ચે બરાબર ખીલે છે. જ્યારે બીજાં ફૂલ ખીલે ત્યારે તેના છોડ–ઝાડ નવા–સુન્દર સ્વરૂપે હોય છે, પણ આ ફૂલ એવા સમયે ખીલે છે કે તે વેળા એના ઝાડ ઉપરથી બધાં જ પાંદડાં ખરી જાય છે! અને વગડામાં ફરતાં કેસૂડાંથી છવાયેલા પાંદડાંવિહોણા પલાશ ઉપર દૃષ્ટિ પડે છે ત્યારે ભાઇ શ્રીધરાણીએ પ્રસ્તુત નાટકમાં કિંશુકના મોંમાં મૂક્યો છે એવો જ કંઇક ભાવ એ ફૂલ વિષે અનુભવાય છે. કિંશુક કહે છે: "કવિઓએ મારા ફૂલને વનનો વડવાનળ કહ્યો છે. પૃથ્વીને વસંતઋતુનો તાવ ચડે છે, ત્યારે હું રોમાંચ થઇ ફૂટી નીકળું છું." કિશોરાવસ્થામાંથી યૌવનમાં સંક્રાન્ત પામતાં સ્ત્રીપુરુષોમાં જે અકથ્ય–અગમ્ય મુગ્ધતા અને બીકાયેલી કળીની પેઠે ઉઘડતું સૌન્દર્ય જોવામાં આવે છે તેનું આ કિંશુક સુંદર પ્રતીક હોય એમ લાગે છે: તેથી જ વસન્તોત્સવમાં એના ઉપયોગને સ્થાન મળ્યું હશે! અને તેથી જ આ નાટકોને આ નામ આપવામાં સરસ ઔચિત્ય જળવાયું છે.

આ નાટકોને 'સત્કારતાં' શ્રી. ગિજુભાઇ કહે છે: "આ એક નાટક છે, અથવા તો ત્રણ નાટકો છે. નવીન રીતે એક નાટકમાં ત્રણ અંકો પેઠે આ નાટકના ત્રણે અંકો ત્રણ નાટકો છે, અને છતાં તે એક જ વખતે એક જ બેઠકે ભજવવાને માટે નિર્મિત કરેલા છે. એની અસળંગસૂત્રતા જ બાળરંગભૂમિને એટલી બધી બેસતી થશે કે તે સૌથી વધારે બાળકો જ સમજી શકશે." નમ્રમતિથી જણાવી દેવું જોઇએ કે આ મૂલ્યવિધાનમાં જે બે મુદ્દા સૂચવાયા છે એ બન્ને ચર્ચાસ્પદ છે. આ એક નાટક નથી, પણ ત્રણ છે; અને તે એક જ વખતે એક જ બેઠકે ભજવવા માટે જ નિર્મિત હોવાનું કશું કારણ જણાતું નથી. ઉલટું, જો એમ થાય તો સૌન્દર્યના અતિરેકથી જ સૌન્દર્ય કથળી જવાનો ભય રહે. અને, તે સૌથી વધારે બાળકો જ સમજશે એ પણ માની શકાતું નથી. ભાઇ શ્રીધરાણીએ ઠીક પ્રતિજ્ઞા કરી છે: "છોકરાંઓ માટે લખવું છે, છોકરાં સમજાવવા નથી લખવું." બાળકના હાથમાં રમકડું મૂકીએ અથવા મીઠાઇ મૂકીએ ત્યારે તેના ગુણદોષ સમજવાની તેની પાસેથી આપણે અપેક્ષા રાખતા નથી, તેમ આ નાટકો ભજવવામાં અને જોવામાં સૌથી વધારે આનંદ બાળકોને આવવાનો એ તદ્દન સાચું (બીજાં બધાં નાટકો માફક), પણ એ આનંદને બાળકો સમજે તો તો પછી એ બાળકો જ શાનાં!

હા, આ નાટકોને બાળકોને રમવાનાં રમકડાં નહિ, પણ કલાકૃતિઓ તરીકે અવલોકીશું તો તે દરેકનું વસ્તુ ભિન્ન અને સ્વતંત્ર હોવા છતાં તેને ગોઠવવામાં કવિએ બાળસૃષ્ટિનું જે વાતાવરણ ઉત્પન્ન કર્યું છે તે એ ત્રણેયને સાથે વાંચ્યા વિના બરાબર ખ્યાલમાં ન આવે એવું છે ખરું. 'પીળાં પલાશ,' 'બાળા રાજા' અને 'સોનાપરી' એમ ત્રણ નાટકો છે. શરૂઆતમાં 'પ્રાર્થના' અને અન્તે 'વિદાય' ગીતો છે અને દરેક નાટકની શરૂઆતમાં નાટકના વસ્તુથી ભિન્ન એક ગીત મૂકેલું છે.* તેથી પહેલેથી છેલ્લે સુધી કવિ સમગ્ર બાળભાવનાં દર્શન

* આ પદ્ધતિ–ખરું કે આ બધાં નાટકોની વસ્તુ સંકલનાની પદ્ધતિનાં મૂળ ટાગોરના નાટકોમાં સહેલાઇથી જોઈ શકાશે.

કરાવવા મથતા લાગે છે અને જુદી જુદી ત્રણ પાંખડીઓ લઈ ગીતના સૂર અને સૌરભ વડે જાણે બાળભાવ વ્યક્ત કરતું એક સુંદર ફૂલ સરજ્યું હોય એમ લાગે છે!

ત્રણ નાટકો પૈકી કયું સૌથી વધુ સુંદર છે એ વિષે મતભેદ પડવાનો. 'પીળાં પલાશ' અને 'સોનાપરી' એ બે માટે ખેંચતાણ થવાની, અને કદાચ બાળનાટક તરીકે 'સોનાપરી' જીતી જાય, પણ કવિ જેના સૌન્દર્યથી આકર્ષાયા છે તે તો 'પીળાં પલાશ'જ હોય એમ લાગે છે. "જીવનમાં પહેલીજ વાર રવીન્દ્રનાથના બાગમાં માત્ર એકજ ખાખરા ઉપર પીળાં પલાશ ઉઘડતાં જોઇને જે અકથ્ય લાગણી થઇ તે કહેવા—" આ નાટક. રજનીગંધા નામની રાજકન્યા એક સંગીતપ્રેમી ભરથરીના મોહમાં પડી છે. કોઇ રાજપુત્ર એને ગમતો નથી, અને ભરથરીને રાજકન્યા પરણાવાય નહિ. બાપને કુંવારી દીકરીનું મોં નહિ જોવાનું 'પણ' છે. થાકીને બાપની ઇચ્છાને માન આપી કુંવરી સ્વંયવર આદરે છે. દરેક રાજકુમારે એવું ફૂલ જંગલમાંથી લાવવાનું છે કે જે રજનીગંધાને ગમે. ભરથરી જેને કેદ કર્યો હતો તેને પણ એવી આજ્ઞા છે. રાજકુમારો ફૂલ લાવે છે, અને તે આપતાં જે સંવાદ થાય છે તેમાં કવિ પાર્થિવ સ્ત્રીના પ્રેમની સુંદર ફીલસુફી ગુંથે છે. પૃથ્વીની રૂપરાણીને સ્વર્ગ ન જોઇએ, સંપૂર્ણતા ન જોઇએ, નરી શુદ્ધિ પણ ન જોઇએ; અને અમરતા ન જોઇએ, તેમ વસંતનો તાવ ઉતારવા તૃપ્તિની શાન્તિય ન જોઇએ! એને તો જોઇએ શાશ્વત વસંત. પ્રેમ સ્ત્રીપુરુષના લગ્નથી અધુરો મટી પૂરો થતો હશે, પણ પ્રેમની આરઝૂમાં જે સ્વાદ છે, તે તેની તૃપ્તિમાં નથી. ભરથરી "પીળું પલાશ" લાવે છે—લાવતો નથી, એને માથે એ ચોંટીને આવે છે. ગયો'તો તારે માટે લેવા, પણ એ મળતાં તું સરી પડી! મને મારામાંજ તૃપ્તિ મળી. × × × પલાશનો સ્વભાવ પ્રસરવાનો હોય છે પણ પીળું પલાશ અસામાન્ય હોઇ આત્મસંતોષી છે. પ્રભુની જેમ આત્મરતિનો દુર્ગુણ એની રેષાઓમાં હળ્યો છે..." અનંત પ્રેમનાં પ્રવાસી અનંત એકલતામાં સરી જાય છે.

પીળાં પલાશનું ફૂલડું લાધ્યું,<br>આગ મહીં વળી ઇન્ધન વાધ્યું!

આગ મહીં ઇન્ધન વાધે—ઇન્ધન વાધે ને આગ વાધે—એ પ્રેમનું લક્ષ્ય! 'સાગરને વળી હોય ઓવારાં'!*

બીજાં બે નાટકોમાં પણ એવુંજ નહિ તો એવા પ્રકારનું સૌન્દર્ય ભર્યું છે પણ अलमति विस्तरेण!

**તાસેર દેશ :** ટાગોરના 'તાસેર દેશ' નામક ગીતિનાટ્યનો આ અનુવાદ છે. લેખકનો આ દિશામાં આ પ્રથમ જ પ્રયાસ છે, અને પ્રસ્તુત પુસ્તક ગયા ડિસેમ્બરમાં મુંબઇમાં ઉજવાયેલ 'ટાગોર સપ્તાહ' ને અંગે પ્રસિદ્ધ કરેલું છે. પ્રથમ પ્રયાસની કચાશ અને પ્રાસંગિક પ્રકાશનની બેદરકારી કે ઉતાવળ—એ બન્નેના ગુણદોષ આ અનુવાદમાં ઠેર ઠેર નજરે પડે છે. એકંદરે

* આ ફીલસુફી શૈલીની પ્રેમભાવનાની અને સોનાપરીની 'વિભાવના' શેક્સપીઅરના Mid Summer Night—ની યાદ આપે છે.

અનુવાદ સુવાચ્ય અને સુબોધક છે, સરસ છે એમ ન કહેવાય. ભાઈ પિનાકિનના આ દિશામાં આદરેલા પ્રયત્નને સફળતા ઇચ્છીએ; એટલું જ કે લેખનકલા હસ્તગત કરવા માટે શ્રમ લેવો જરુરનો છે.

"ગ્ર"

# બે સાહિત્ય સંગ્રહો:

ગુજરાતી સાહિત્યનું અભિવર્ધન આજ ઘણી ઘણી રીતે થઈ રહેલું છે. સાહિત્યની અભિવૃદ્ધિ માત્ર સર્જનથી નથી, પણ સંગ્રહણ અને સંગોપનથી પણ થાય છે. આ દષ્ટિએ ટીકાકાર અને વિવેચકનો-એટલે કે સાહિત્યની "ચાળણી" કરનારનો-પણ સાહિત્યની અભિવૃદ્ધિના વિષયમાં ઉપયોગ છે.

**સાહિત્ય રત્ન :** ભાગ પ્હેલો, સુધારનાર – રમણલાલ નરહરિલાલ વકીલ – એમ. એ. કિંમત દસ આના.

"સાહિત્ય રત્ન" એટલે કાવ્યમાધુર્ય પછી ગુજરાતી સાહિત્યનો બીજો અણમોલ સંગ્રહ. રા. ખાનસાહેબ અને સ્વ. નરહરિલાલ વકીલે જ્યારે આ સંગ્રહ પહેલીવાર પ્રસિદ્ધ કર્યો ત્યારે જે આનન્દ અને ઉત્સાહથી ગુજરાતે તેને વધાવી લીધો હતો તે હજી ઘણાને યાદ છે. તેના એક સંયોજકના પુત્રને હાથે આજે તેની ચૌદમી આવૃત્તિ પ્રસિદ્ધ થવા પામે તે દરેક ગુજરાતી સાહિત્યના સદભિલાષીને આનન્દ અને ગર્વનું કારણ હોય. પ્રસ્તુત આવૃત્તિમાં સમયોચિત ઘણા સુધારા વધારા કર્યા છે, અને સંગ્રહને આધુનિક સમય સુધી લાવી દેવામાં આવ્યો છે. ઉપરાંત આખા સંગ્રહને ત્રણ ભાગમાં પ્રકટ કરવાની નવી સંયોજના કરેલી છે. આથી અભ્યાસ અને સમજણનું કાર્ય સરળ અને સુલભ બને છે. પ્રત્યેક અવતરણની આગળ તેના લેખકનો ટુંક પરિચય તથા તેની સર્જકશકિતની સંક્ષિપ્ત તુલના મુકેલી છે. આથી વાંચકને વિચાર અને વિવેચનનું સત્ત્વ મળતું રહે છે. પુસ્તકને છેડે ટિપ્પણ મુકેલું છે. "સાહિત્ય રત્ન" ની આ નવી આવૃત્તિ તેની પુરોગામી આવૃત્તિઓ જેવી જ ઉપયોગી અને અર્થવાહી નીવડશે એની શંકા ન હોઇ શકે.

**ગુજરાતી સાહિત્ય પરિચય :** (પુસ્તક બીજું) પરિચયકાર–રા. મંજુલાલ મજમુંદાર, એમ. એ. કિંમત ૧૪ આના.

રા. મંજુલાલ મજમુંદાર આપણા જૂના તથા નવા–સાહિત્યની "ચાળણી" કરનાર તરીકે જાણીતા છે. આ સંગ્રહમાં એમણે કંઇક પ્રાચીન, કંઇક અર્વાચીન, કંઇક તાજેતર, એમ આપણા સાહિત્યના સઘળા સમયની થોડી થોડી વાનગીઓ એકત્ર કરી રજુ કરી છે. સંગ્રહનો ઝોક વધારે તાજેતર સાહિત્ય તરફ છે એ આનન્દ અને સંતોષની વસ્તુ છે. કોઇ પણ ઉછરતી પ્રજા, પોતાના આત્માનો વિકાસ અને સંતોષ, જેટલો તેના વર્તમાન સાહિત્યના રસપાનેથી સાધી શકે તેટલો તેના પુરાણ કે પ્રાચીન સાહિત્યના અધ્યયનથી પામી શકે નહિ. તેમાં આપણા દેશની તો એ લાંબા સમયની દુર્વ્યવસ્થા છે કે આપણી ઉછરતી પ્રજા, આપણા

દેશના સાહિત્યને તો નહીંજ, પરંતુ ઉલટું પરદેશના સાહિત્યને ગળગુંથીમાં પીને આત્મવિશ્વાસન પ્રથમ પગલાં માંડે. એ વસ્તુસ્થિતિમાં આપણા બાળકોને અને આપણા ઉંચી કેળવણી પામેલા "બાલ-યુવકોને" આપણા ચાલુ જીવંત સાહિત્યના રસાત્માનું ભાન અને સન્માન કરાવે એવા સંગ્રહો બેશક આવકારદાયક છે. પ્રસ્તુત સંગ્રહ ઉપલી ખોટ સારી રીતે પુરી પાડે છે. આપણા પ્રવર્તમાન સાહિત્યનાં ઘણાં ઘણાં ઉજળાં પ્રભાકિરણો એમનાં સર્જનોની કોઇ વિશિષ્ટ કક્ષામાં, આ પુસ્તકમાં દેખા દે છે. તેમાંનાં કેટલાંક નામો તો ગુજરાતના સાહિત્યસંગ્રહોમાં પહેલીવાર દેખાતાં જણાય છે. અમૃતલાલ ઠક્કર, રવિશંકર રાવળ, કૃષ્ણલાલ ઝવેરી, મધુભાઇ કાંટાવાલા, ભોગીન્દ્રરાય દિવેટીયા ગદ્ય વિભાગમાં, અને ચતુરભાઇ પટેલ, કલ્યાણજી મહેતા, ચન્દ્રકાન્ત ઓઝા, હંસા મહેતા, રમણલાલ દેસાઇ પદ્ય વિભાગમાં—આ અવનવ નામોનાં કેટલાંક છે. ગુજરાતી સાહિત્યના સહવાચન પુસ્તક ( companion reader ) તરીકે પ્રસ્તુત સંગ્રહ ઘણી સારી રીતે ઉપયોગી થઇ શકે.

ર. છ.

# ગિરુ હીરકગ્રન્થિકા :

સંપાદક: **યજ્ઞેશ હ. શુકલ.** પ્રકાશક: શ્રી સુરત અઠ્ઠાવીશી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા. મૂલ્ય રૂ. ૧-૦-૦

સુરત અઠ્ઠાવીશી મોઢ બ્રાહ્મણ સમવાયના અગ્રગણ્ય વયોવૃદ્ધ જ્ઞાતિસેવક શ્રી. ગિરજાશંકર મણિશંકર ભટ્ટ સુરતકરના હીરકોત્સવ પ્રસંગે, ઉપર્યુક્ત સમવાયના તથા અન્ય સમવાયના પણ કેટલાક લેખકોના લેખો તથા કવિતાના આ સંગ્રહના ઉઠાવ, રૂપ, રંગ વગેરે સુન્દર છે. ગ્રન્થિકાનો પૂર્વ ભાગ શ્રી. ગિ. મ. ભટ્ટના પરોપકારી જીવનચરિત્રનો પરિચય કરાવે છે. કેટલોક ભાગ એમના જીવનના પરસંગ્રહીત સંસ્મરણોનો છે. અન્તિમ ભાગ શુદ્ધ સાહિત્યનો છે. અન્તિમ વિભાગમાં કેટલીક કવિતાઓ સારી છે. 'શાન્ત સન્ધ્યા,' શાન્તિનિકેતન, ઉદ્બોધન વગેરેને સુન્દર ગણી શકાય. ગદ્યવિભાગમાં 'પ્રણવોપાસના' નો લેખ ગંભીર અભ્યાસી માનસ સૂચવે છે. 'ધર્મમીમાંસા' ઠીક છે. 'એમાં શું વેદ ભણવાના છે' ની નોંધ લઇ શકાય. 'કવિતા' નો લેખ પદ્ધતિસર છે. "આધિદૈવત સિદ્ધાન્ત" સુન્દર શૈલીમાં લખાયેલ છે, મનનીય છે. 'કવિશ્રીને' પણ ભાવનાત્મક કહેવાય. જો કે પુસ્તકનું મૂલ્ય દેશ્ય છે છતાં સાહિત્ય વિભાગના લેખો જોતાં એમ લાગે કે ઉપર બતાવેલ લેખોના લેખકો જો ધારે તો આપણા સાહિત્યમાં સંગીન ફાળો આપી શકે. અશુદ્ધિનો દોષ જો કે સંપાદકે સ્વીકારેલ છે. છતાં ખૂંચે છે કેમકે કેટલીક જગ્યાએ લેખકોને એ દોષો જુદા જ સ્વરૂપમાં ચિતરી દે છે. દ્વિતીય સંસ્કરણમાં ગ્રન્થિકાનું અંતર દૂભવતો આ દોષ નજ રહેશે એવી આશા છે.

"ન"

# સ્વીકાર

(૧) **મેવાડના ગુહિલો** અથવા ગુહિલોત્પત્તિમીમાંસા : લેખક અને પ્રકાશક, માનશંકર પીતાંબરદાસ મહેતા કિં. ૦-૮-૦ (૨) **દર્પણના ટુકડા** : લે. અંબાલાલ પુરાણી. પ્રકાશક શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ. કિં. ૧-૦-૦ (૩) **મિરાતે અહમદી** વૉ. ૨, ભા. ૧ કિં. ૧-૦-૦ (૪) **રસિક વલ્લભ** (દયારામ રચિત) કિં. ૧-૦-૦ (૫) **શિક્ષણનું રહસ્ય** : કિં. ૦-૬-૦ (૬) **મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર અને ભૌતિક** : કિંમત ૦-૪-૦ **વિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર** : (વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૨) (૭) **રમાબાઇ રાનડેનું ચરિત્ર** : કિં. ૦-૬-૦ (૮) **મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ** : કિં. ૧-૦-૦ (૯) **સંસ્કૃત નાટક ભા. ૧** : કિં. ૧-૦-૦ (૧૦) **ગુ. વ. સોસાઇટીનો ઇતિહાસ ભા. ૨** કિં. ૧-૦-૦ (૧૧) '**ગ્રંથ અને ગ્રંથકાર**' પુ. ૪ : કિં. ૧-૦-૦ (૧૨) **હિંદુ રાજ-વ્યવસ્થા** : કિં. ૧-૦-૦ (૧૩) **ગૃહલક્ષ્મી કોને કહેવી?** કિં. ૦-૨-૦ (૧૪) **અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય** : કિં. ૦-૬-૦ (લોકોપયોગી વ્યાખ્યાનો નં. ૧) (૧૫) **સોસાઇટીનો સન ૧૯૩૨ નો વાર્ષિક રીપોર્ટ** : (નં. ૩ થી ૧૫ પ્રકાશક : ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.) (૧૬) **પોડશી** : સંપાદક : યજ્ઞેશ હ. શુક્લ, પ્ર. "ગુણસુંદરી" કાર્યાલય કિં. ૧-૦-૦ (૧૭) **ગરીબની ગૃહલક્ષ્મી** : (ઉત્તરાર્ધ) અનુવાદક : શ્રી. "પીયૂષ" (૧૮) **રાસચંદ્રિકા ભાગ પહેલો** : કર્તા અરદેશર ફરામજી ખબરદાર, પ્ર. 'ગુણસુન્દરી' કાર્યાલય કિં. ૦-૮-૦ (૧૯) **ઝુમણું** : લે. મનુભાઇ જોધાણી કિં. ૦-૧૨-૦ (૨૦) **લોપામુદ્રા** : **દ્વિતીય ખંડ** : લે. કનૈયાલાલ મુનશી, પ્ર. જીવનલાલ અમરશી મહેતા કિં. ૨-૦-૦ (૨૧) **ઝાકળના મોતી** : લે. રતીલાલ છાયા, પ્ર. શ્રી. યશ પ્રકાશન મંદીર. (૨૨) **પતંગિયા** : સંપાદક : જયુ દાણી કિં. ૦-૫-૦ (૨૩) **જીવન-બોધ** : અનુવાદકો : છેલા, રાજ. (૨૪) **મૈસત્રી શું છે?** લે. રાજ. (૨૫) **ફુવારો**-વસન્ત નાયક : (લે. પ્ર.) ત્રણ આના. (૨૬) **જ્યોતિરેખા** : સું. ગો. બેટાઇ (લે. અને પ્ર.) ૧-૦-૦.

* ક્યમ ન માનવી પાંગરે એ કાવ્યની છેલ્લી લીટી આ પ્રમાણે વાંચવી "ન એક મનુપલ્લવે ક્યમ જ માનવી પાંગરે."

# સરસ્વતીચન્દ્ર—એક નિષ્ફળ ગ્રન્થ

ગુજરાતના ગુણપૂજક અને મહાકાલ ભગવાન શંકરની પેઠે અવગુણ-વિષને પી જનારા, ભગવાન શંકરથીએ આગળ વધીને એ વિષને ગળે ઉતારી પચાવી જનારા રા. ચન્દ્રશંકર પંડ્યાના શિથિલ દેહના વિરાટ પરિશ્રમમાંથી પરિણમેલા શ્રી ગોવર્ધન મહોત્સવના રણકાટ હજુ ગુજરાતના વાતાવરણમાં અને સવિશેષ મુંબાઇના વાતાવરણમાં ગરજે છે અને એ રણકાટ આજ મ્હને પણ લેખનપટુ બનવાને પ્રેરે છે.

મ્હારા આ પ્રયાસમાં બીજું ઉપકારક તત્ત્વ તે નડિયાદની બીજી, ધારાધોરણનો ઝઘડો પતાવવા—પરિષદ્‌ને સંમેલન નામાભિધાન સમર્પવા, ભરાયેલી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ શ્રીયુત્ ભૂલાભાઇ. એ આપણા મગજમાં ધીમે ધીમે પ્રકાશવા મંડ્યા છે, એ ગુજરાતનું સદ્‌ભાગ્ય છે. આપણા બુદ્ધિમાન પુરુષો આપણા લોકજીવનથી અસ્પૃષ્ટ નહિ રહે તે દિવસે આપણું શ્રેય નજીક આવ્યું છે એમ આપણે દલીલ વગર સમજી શકીશું.

ગોવર્ધન મહોત્સવના વિદ્યાર્થી સંમેલનમાં શ્રીયુત ભૂલાભાઇ દેશાઇને અનાયાસે અને અકસ્માત પ્રમુખ થવાનો પ્રસંગ પ્રાપ્ત થએલો. આ પ્રસંગનો લાભ લેવાનું એ વિચક્ષણ ધારાશાસ્ત્રી કેમ ચૂકે? એમણે એ સભામાં પોતાના સાહિત્ય અને જીવન વિશેનાં સ્પષ્ટ—અસ્પષ્ટ સઘળાં મન્તવ્યો પુનઃ પુનઃ રજુ કર્યાં. સભા સમક્ષ એમણે એક વિકટ પ્રશ્ન રજુ કર્યો. સાહિત્ય શા માટે અને સાહિત્યનો અભ્યાસ શા માટે? આ પ્રશ્નને પડખે નર્મદશતાબ્દી કે ગોવર્ધન મહોત્સવ જેવા સંમેલનોની ઉપયોગિતાનો પ્રશ્ન ગૌણ બની જાય છે. એમના વક્તવ્યે મ્હને વિચાર કરવા પ્રેર્યો છે એટલે અંશે હું એમનો ઋણી છું.

એમણે ન ચર્ચેલો પણ એમની ચર્ચામાં ગૂઢ રહેલો—મ્હને ગૂઢ લાગેલો પ્રશ્ન હું ઉપાડી લઉં તો તે અક્ષમ્ય તો નહિ જ ગણાય તેવી આશા છે. શ્રીયુત્ ગોવર્ધનરામે સરસ્વતીચન્દ્રના ચાર ગ્રન્થ લખવામાં જે શક્તિ, જે જ્ઞાન અને જે બુદ્ધિમત્તાનો વ્યય કર્યો છે તે નિરર્થક તો નથી? આજ વ્યક્તિત્વના પ્રબળ યુગમાં હું મ્હારો અભિપ્રાય જણાવું છું. ગુજરાતની અશિક્ષિત તથા સામાન્ય રીતે શિક્ષિત જનતાને પૂછો કે ગોવર્ધનરામે સરસ્વતીચન્દ્ર પુરાણ રચ્યું તેમાં ગુજરાતની પ્રજાનું શું વળ્યું? અને ગુજરાતની એ પ્રજાનું કાંઇ વળ્યું ન હોય તો એ પુરાણનું સર્જન કરવામાં ગોવર્ધનરામભાઇનું પણ શું વળ્યું?

બીજું સરસ્વતીચંદ્રની ભાષાની શિષ્ટતાની—ભૂલભૂલામણીમાં વિદ્વતાને ન માણી શકનારી, વાણીવિલાસમાં ન રાચનારી પ્રજા કિયું તત્ત્વ શોધી શકશે? એનાં સંસ્કૃત અને અંગ્રેજી અવતરણો ગુજરાતના બેકારોને અને ભૂખે પીડાતાંઓને શું આપી શકશે? ગુજરાતના એ સાક્ષર સમ્રાટે કદીએ વિચાર્યું હશે કે મ્હારા ગ્રન્થ ગુજરાતની જનતામાંથી કેટલા ટકા મનુષ્યો સત્કારશે? આ રીતે એ સમર્થ લેખકની ભાષા સમૃદ્ધિથી ગુજરાતની કેટલી દરિદ્રતા ફીટી એ કોઇ દર્શાવે નહિ ત્યાં સુધી એ ગ્રન્થને અને એ ગ્રન્થકારને જીવનમાંના સફળ પ્રયત્ન તરીકે હું કેમ સ્વીકારું?

વળી શ્રીયુત ગોવર્ધનરામે કરેલી તત્ત્વચર્ચા અને રાજ્યનીતિની મીમાંસોનો પણ વિચાર કરતાં અને સાથે સાથે આપણા જીવન તરફ દૃષ્ટિપાત કરતાં એમ ચોક્કસ લાગે છે કે સરસ્વતી-ચંદ્રના કર્તાએ શબ્દગૂંથણીનો મોહ છોડીને લોકજીવનને તેની વચ્ચે જીવીને ઉન્નત કરવા પ્રયત્ન કર્યો હોત તો વધારે સારું ફળ તેમને અને ગુજરાતને મળત. બુદ્ધિને વિલાસનું ક્ષેત્ર જોઇએ અને એવા ક્ષેત્રમાં વિચરનાર પોતાનું શ્રેય નથી કરતો એટલું જ નહિ પણ બીજા કેટલાકની બુદ્ધિને વિલાસનું ક્ષેત્ર પૂરું પાડી અનેકના શ્રેયને બાધરૂપ બને છે. સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના અવતરણો આવી ચર્ચામાં ઉપયોગી થઇ પડતાં હોય પણ તેમાં સામાન્ય જનસમાજનું શું વળે?

આપણા કૌટુમ્બિક અને સંસારી જીવનનું પ્રતિબિમ્બ જ કોઇ લેખને પાડવું હોય તો તો તેના પ્રયત્નો નિરર્થક જ છે, કારણ કે જે વસ્તુસ્થિતિ આપણી સમક્ષ જ છે અને જે આપણે નિત્ય અનુભવીએ છીએ તેની પ્રકૃતિઓ સર્જવામાં શક્તિનો વ્યય થાય એ અનિષ્ટ જ છે અને જો વર્તમાન પરિસ્થિતિમાં કાંઇ પરિવર્તનનાં સૂચનો કરવાં હોય, સુધારો કરવો હોય, તો શબ્દજાળો ગૂંથવી એના કરતાં પ્રત્યક્ષ જીવનમાં ઝંપલાવવું એજ સાચો અને ઇષ્ટ માર્ગ છે. કલ્પનામાંથી સેંકડો પાત્ર સરજાવવાં એના કરતાં તો એકાદ જીવન્ત વ્યક્તિને જીવનનું રહસ્ય સમજાવવું એમાં જ ખરી કૃતકૃત્યતા રહેલી છે.

આ બધું વિચારતાં સરસ્વતીચંદ્રને આપણા સાહિત્યના એક નિષ્ફળ ગ્રન્થ તરીકે હું વર્ણવું તો ખોટું શું? મ્હને તો લાગે છે કે શ્રીયુત ગોવર્ધનરામે ૪૨–૪૩ મે વર્ષે વકીલાત છોડી—કમાણીનો ધંધો છોડયો એજ ભૂલ કરી. એનાં કરતાં તો તે દિવસથી કમાણીનું બધું ધન ગુજરાતને ચરણે ધરવાનો સંકલ્પ કરી વકીલાત ચાલુ રાખી હોત તો ગુજરાતના જીવનની એમણે આજે ;ખરી ઉન્નતી સાધી હોત. આ તર્ક કે વિધાન સાચું ન હોય તો રા. ભૂલાભાઇ સાહિત્યની મીમાંસા કરવા જતાં ભૂલા પડયા એમજ ને?

"બાણ"

# અબ્બાસ સાહેબ

## એક જીવન નોંધ

### લેખકઃ મ

આજ ત્યારે તો બધેય જુવાનીની બોલબાલા છે. શું રાજકારણમાં કે શું સામાજિક કુરુઢિઓ સામે બંડ ઊઠાવવામાં, બધે જ જુવાનને પડકાર પડે છે; તે વખતે એંશી વર્ષના બુઢ્ઢા ડોસા અબ્બાસ સાહેબની જયંતી શા માટે? આપણા પચ્ચીસ વર્ષના નિસ્તેજ, ભીરુ ને ઉત્સાહહીન 'વૃદ્ધ જુવાનો' કરતાં એંસી વર્ષના આ 'જુવાન ડોસા' અબ્બાસ સાહેબ એ પડકાર વધારે સારી રીતે ઝીલે છે, તે બતાવવા માટે.

હિંદના સ્વાતન્ત્ર્ય – સંગ્રામમાં અસહકારની હિલચાલે અદ્વિતીય ભાગ ભજવ્યો છે. તેના જવાબમાં જે અનેક વકીલોએ ધીકતી વકીલાત છોડી, ને જે અનેક અમીરોએ અમીરાતની સુંવાળી ગાદી છોડી, તેમાં શ્રી. અબ્બાસ સાહેબનું નામ આગલી હરોળમાં આવે છે. વડોદરા રાજ્ય જેવા અગ્રણી ને વિશાળ રાજ્યની વરિષ્ટ અદાલતના મુખ્ય ન્યાયાધીશ અત્યારે સ્વાતન્ત્ર્ય-વીરોના ભડવીર બન્યા છે તેનો મર્મ સમજવા જેવો છે.

ઇ. સ. ૧૮૫૪ ની ફેબ્રુઆરીની પહેલી તારીખે ખંભાત શહેરમાં, બાળક અબ્બાસે આ દુનિયાનાં અજવાળાં પહેલીવાર જોયાં. તેમના પિતા શમ્સુદીન તૈયબજી મુંબઇમાં શ્રીમન્ત વેપારી મનાતા. કુટુમ્બમાં અંગ્રેજી શિક્ષણનો પવન ખૂબ ફુંકાઇ ગયો હતો, એટલે નાનપણથી જ ઉચ્ચ પ્રકારની અંગ્રેજી કેળવણી મળવા માંડી. શરીર માંદલુ રહેતું હોવાથી, તેમને અગીઆર વર્ષની વયે તેમના કાકા, મુંબઇના અગ્રગણ્ય શહેરી શ્રી. બદ્રુદીન તૈયબજી જોડે ઇંગ્લેન્ડ મોકલવામાં આવ્યા. ત્યાં શરીર સુધર્યું ને અઢાર વર્ષની ઉંમરે લંડન યુનિવર્સિટિની મેટ્રિકની પરીક્ષા પહેલા વર્ગમા પસાર કરી. તેમનો વિચાર તો સિવિલીઅન બનવાનો હતો પણ હિન્દના સદ્ભાગ્યે તેમને તેમાં નિષ્ફળતા મળી તેથી કાયદાનો અભ્યાસ કરી ને બેરીસ્ટર અબ્બાસઅલી થયા.

ચારેક વર્ષ મુંબાઇમાં વકીલાત કર્યા બાદ વડોદરા રાજ્યના વિસનગરમા સહન્યાયાધીશ તરીકે ન્યાય ખાતામાં જોડાયા. થોડા જ વખતમાં વડોદરા શહેર ન્યાયાધીશ, પ્રાંત ન્યાયાધીશ ને છેવટે ઇ. સ. ૧૮૮૫માં વડોદરા રાજ્યના મુખ્ય ન્યાયાધીશ પદે આવી, પોતાની શક્તિઓને પૂર્ણ પ્રકાશમાં આણી ને તે માનભર્યું પદ તેમણે ઇ. સ. ૧૯૧૩ સુધી ભોગવ્યું. ત્યારબાદ તેમણે નોકરીમાંથી નિવૃત્તિ લીધી.

દક્ષિણ આફ્રિકાથી ગાંધીજી ગુજરાતમાં આવ્યા, ને હિંદના રાજકારણમાં નવો પ્રાણ ફુંકાયો. ગાંધીજીના વ્યક્તિત્વથી પ્રેરાઇ અબ્બાસઅલી તેમને મળવા ગયા. ગાંધીજીનાં સાદાં કપડાં, ને સાદી વાતોમાં તેમને 'ઢગબાજી' ભાસી! પણ સાબરમતી આશ્રમની સ્થાપના થયા બાદ અબ્બાસઅલીનો પગરવ ત્યાં વધ્યો ને પરિણામે મહાત્માજીના શાંત પણ તેજસ્વી

ઓજસમાં અંજાયા; ને લોકસેવાની દીક્ષા લીધી. અંગ્રેજી રહેણીકરણી ને વૈભવી જીવનમાં રંગાયેલા વડોદરાના વડા ન્યાયાધીશ મહાત્માજીની મોરલીથી અંજાઈને, અબ્બાસઅલી મટીને 'અબ્બાસ સાહેબ' બન્યા.

ઈ. સ. ૧૯૧૯ માં રોલેટનો કાળો કાયદો થયો. જનરલ ડાયરે જલીઆનવાળા બાગમાં કતલ મચાવી; ને પંજાબભરમાં લશ્કરી અમલ વર્તી રહ્યો. મહાસભા તરફથી બેઠેલી તપાસ સમિતિમાં મહાત્માજી, પંડિત માલવીઆજી, સ્વ. પંડિત મોતીલાલજી, શ્રી. જયકર વગેરે જોડે શ્રી. અબ્બાસ સાહેબ પણ હતા. તે વખતે તેમની ન્યાયાધીશ તરીકેની સમતોલવૃત્તિનો પરચો થયો. ઈ. સ. ૧૯૨૧ માં અસહકારની ચળવળમાં ભરતી આવી, ને ગાંધીજીએ એક કરોડનો સ્વરાજ ફાળો એકઠો કરવા હાકલ મારી; ત્યારે પાંસઠ વર્ષના અબ્બાસ સાહેબે ખેડા જીલ્લામાંથી ફાળો ઉઘરાવવામાં ન જોયો રાત કે દિવસ, ન જોઈ ટાઢ કે ગરમી. ગામડે ગામડે રખડી ગરીબોના ઉમરા આગળ ખોળા પાથરીને ફાળો ઉઘરાવ્યો.

વઢવાણમાં મળેલ કાઠિયાવાડ રાજકીય પરિષદના એ પ્રમુખ હતા. તે વખતે કાઠિયાવાડના ગામડે ગામડે, ખૂણે તાકા નાખી ખાદીનો પ્રચાર કર્યો. "કાઠિયાવાડમાં હું શું કરું ?" એવા પ્રશ્નના જવાબમાં ગાંધીજીએ તેમને કહેલું, "તમારી ધોળી દાઢીજ બસ છે !" આ એકજ વાકયમાં તેમનું વ્યક્તિત્વ અને ગાંધીજીનો તેમના પરનો વિશ્વાસ ઝળકી ઉઠે છે ને ખરેખર તેમનું કામ સરસ રીતે થયું, કાઠિયાવાડમાં ખપાવવા ધારેલી ખાદી ખૂટી પડી. ત્યારથી તેમણે ખાદી પ્રચાર અને મહાસભાનો સંદેશ ફેલાવવાનું કામ આખા દેશમાં કરવા માંડયું. એ અરસામાં ભરાયેલ અખિલ હિંદ મહાસભાના અધિવેશનમાં મુખ્ય પ્રમુખની ગેરહાજરીમાં, તેમણે થોડો વખત પ્રમુખ તરીકે કામ કર્યું હતું.

ઈ. સ. ૧૯૩૦ માં અસહકારની હાક ફરીવાર પડી. ગાંધીજીએ દાંડીકૂચનો આદેશ આપ્યો, ને દેશભરમાં ઉત્સાહ વ્યાપી રહ્યો. એમાં એક રસિક બનાવ બની ગયો. એંશી કુચ કરનારાઓમાં એક અબ્બાસ નામે મુસ્લીમ જુવાન હતો; તે પરથી એક છાપાએ છાપી માર્યું કે શ્રી. અબ્બાસ સાહેબ કુચ કરવાના છે ! તે વખતે શ્રી. અબ્બાસ સાહેબ વડોદરે હતા, ભૂલથી પોતાને જણાવવું રહી ગયું હશે, તેમ માની લઈ, બધી તૈયારી કરી ગાંધીજી પાસે તે હાજર થઈ ગયા. વાત થઈ ત્યારે ભ્રમ ભાગ્યો, પણ અબ્બાસ સાહેબ હવે પાછા ફરે ? છેવટે ગાંધીજી પકડાય, ત્યારે ટુકડાની સરદારી અબ્બાસ સાહેબે લેવી એમ સમાધાન થયું. ગાંધીજી પકડાયા, ત્યારે પંચોતેર વર્ષના અબ્બાસ સાહેબે ધારાસણાની નીમકની ધાડમાં સરદારી લીધી, ને ૭ માસ જેલ આનંદથી ભોગવી આવ્યા. ૧૯૩૨ ના ઓર્ડિનન્સમાં ફરીથી થોડો વખત નજરકેદ રહી આવ્યા. એ અરસામાં શ્રી. ગાયકવાડ તરફથી મળતું પેન્શન પણ બંધ થઈ ગયું.

અમરેલીમાં ભરાયેલ વડોદરારાજ્ય પ્રજાપરિષદના અધિવેશનના પ્રમુખ થયા પછી તેમણે પોતાની સેવા વડોદરા રાજ્યના વતનીઓને અર્પી છે. ત્યારથી પ્રજામંડળનું કામ સ્થિર અને જ્વલંત થવા માંડયું છે.

પહેલી દૃષ્ટિએ જ તેમના શ્વેત ખાદીના લાંબા ઝભ્ભા, રૂપેરી લાંબી દાઢી ને વિચારમય

સ્થિર આંખો જોતાં જ; તેમની નિખાલસતા, નમ્રતા, સમભાવના અને ગંભીરતાનાં દર્શન થાય છે. એંશી વરસના વૃદ્ધ શરીરમાં જમાવેલી તાકાત અજબ લાગે છે.

નાનપણમાં નબળા શરીરનો અનુભવ થઇ ગયો હોવાથી શરીર સુધર્યા છતાંય અત્યાર સુધી કસરત ચાલુ રાખી છે, ને રોજ સવારે કલાક સુધી દંડ, બેઠક કરે છે. દાંત પણ હજી સાબુત છે. જુવાનીમાં શિકારનો તેમને ખૂબ શોખ હતો, ને તેને લીધે જ વડોદરા–નરેશના ગાઢ સમાગમમાં આવ્યા. તે પછી તો ઘણીવાર શ્રી. મહારાજા જોડે યુરોપની યાત્રાએ જઇ આવ્યા. અત્યારે પણ એ સંબંધ એટલો જ મીઠો છે.

તેમનું કુટુંબ હિંદભરનાં બધાં મુસ્લીમ કુટુમ્બોમાં આદર્શ ગણાય તેવું છે. ઇસ્લામ ધર્મ એટલે જ વિશ્વાસ, ઇસ્લામ એટલે જ વફાદારી ને એકનિષ્ઠા. એ ઇસ્લામ ધર્મના આદર્શ ગૃહસ્થનું જીવન કેવું હોવું જોઇએ તેનો દાખલો શ્રી. અબ્બાસ સાહેબ પુરો પાડે છે. તેમના ગૃહની સાદાઇ પણ અજબ છે. તેમના જુવાનીના કાળમાં તેમના કુટુમ્બમાં બધાંયે મળી એવો કાયદો કરેલો કે બધાંયે અંગ્રેજી ભાષા જ બોલવી. ભૂલચૂકથી બીજી ભાષાનો એક પણ શબ્દ કોઇથી બોલાઇ જવાય તો તેણે શબ્દ દીઠ અમુક દંડ ભરવો! આવું સાહેબશાહી કુટુમ્બ અત્યારે સાદાઇનો નમુનો બની ગયું છે. આખાં વડોદરામાં તેમના કુટુંબની અતિથિભાવના અનન્ય છે. શું હિન્દુ કે શું મુસ્લીમ, શું પારસી કે શું ખ્રીસ્તી, બધા જ તેમને ત્યાં સરખો મીઠો આદર પામે છે. તે પ્રતાપ તેમનાં ધર્મપત્ની શ્રીમતી અમીના બેગમનો છે.

આ બુઝર્ગ વીરનરની એંશીમી વર્ષગાંઠ ગઇ તા. ૧–૨–૩૪ ના રોજ ઉજવાઇ હતી. તે પ્રસંગે પ્રજાજોગ આપેલ સન્દેશમાં, પ્રજાએ આ લડતથી શું શું મેળવ્યું છે ને શું શું મેળવવાનું બાકી છે તેનું સરસ બ્યાન આપ્યું છે. અત્યારની પરિસ્થિતિથી નિરાશ ન થતાં, તેઓ હિન્દુ ને મુસ્લીમ વચ્ચે કોમી ભેદ કાઢી નાંખવા, સામાજિક સડો ને અન્યાયો દૂર કરવા, કટિબદ્ધ થવા ને હિન્દની આર્થિક લુંટ અટકાવવા ખાદીનો પ્રચાર કરવા અવિરત સ્વદેશી વ્રત પાળવા આગ્રહ કરે છે.

તેમની જયન્તી ઉજવવાની યોજના તેમના બે મિત્રોએ તેમની આગળ મૂકી ત્યારે તેઓ બોલી ઉઠ્યા, "આ તમે શું લઇ બેઠા છો? જયન્તી તો મહાત્માજી જેવા નેતાની હોય, ને હું તો માત્ર દેશનો સિપાઇ છુ" આ એકજ જવાબમાં તેમનો જીવન–સન્દેશ આવી જાય છે.

આપણે ઇચ્છીએ કે આપણા નવજુવાનો શ્રી. અબ્બાસ સાહેબનું અનુકરણ કરે— જીવનની ઉચ્ચ અવનવી ભાવનાઓ ઘડવામાં, ને તેને સાંગોપાંગ પાર પાડવામાં, હૃદયના નિખાલસપણામાં ને ચારિત્ર્ય શુદ્ધિમાં; સત્યના આગ્રહમાં ને નમ્રતામાં; સ્વદેશી વ્રત પાળવામાં ને સ્વદેશ માટે મરી ફીટવાની તમન્નામાં.

પૂજ્ય મહાત્માજીની જેમ, આપણે પણ ઇશ્વર પાસે એટલું જ માગીએ

**એ ડોસો સો વર્ષ જીવો!**

**प्रमनी स्व० पतिश्रीना स्मरणार्थे**

વ્યવસ્થાપક
જયન્તીલાલ શા. શ્રોફ, બી. એ.
રામ મેનોર, નેપીઅન–સી–રોડ
મુંબાઈ–૬.

# મુકુર

તન્ત્રી
રમણ ન. વકીલ, એમ. એ
શંકર ભવન, ક્રેન્ચબ્રીજ
મુંબાઈ–૭.

એપ્રીલ ## અનુક્રમણિકા ## ૧૯૩૪



છુટક નકલ
૦–૮–૦

ભરુચમાં આઈ. એ. મામલતદારના એન્ડ સન્સના શ્રી જ્ઞાનોદય ઈલેકટ્રીક પ્રીન્ટીંગ પ્રેસમાં બિહારીલાલ ઈચ્છાલાલ મામલતદારનાએ છાપ્યું. અને 'મુકુર કાર્યાલય', શંકરભવન ક્રેન્ચબ્રીજ, મુંબાઈથી રમણ ન. વકીલે પ્રસિદ્ધ કર્યું.

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

તરફથી સવિનય સપ્રેમ ભેટ.



ચાંદામામા

ચિત્રકાર ] [ રસિકલાલ પરીખ

# મુકુરના વાચકોને—

મુકુર અને કૌમુદીનો સુંદર સંયોગ આવતા અંકથી થશે. અને ભાઇ વિજયરાય અને ભાઇ રમણલાલના સંયુક્ત બળથી સમૃદ્ધ એવું એક જ માસિક સંસદનું મુખપત્ર બની રહેશે.

ગુજરાતને એક સમૃદ્ધ માસિક આપવું એવા આશયથી પ્રેરાઇ બન્ને પત્રના સંચાલકોએ આ પગલું ભર્યું છે. એમાં મારી પણ કૈંક જવાબદારી છે. આ પ્રયત્નને સફળ કરવાનું કામ ગુજરાતને સોંપી 'ગુજરાત' ફરી પ્રગટ થયું હોય એવા જ ઉલ્લાસથી, હું આ પ્રયત્નને અભિનન્દન સાથે આવકાર આપું છું.

**કનૈયાલાલ મુનશી**
પ્રમુખ, સાહિત્ય સંસદ.

વાચક બન્ધુઓ!

આવતા માસથી મુકુર કૌમુદી સાથે જોડી દેવામાં આવશે.

મુકુરના ગ્રાહકોને ત્હેમનું લવાજમ પુરું થાય ત્યાં સુધી કૌમુદી નિયમિત રીતે મળતું રહેશે.

મુકુર અને કૌમુદીના સામાન્ય ગ્રાહકોને ત્હેમનું લવાજમ પુરું થતાં મુકુરના બાકી લવાજમ પેટે આઠ મહિના કૌમુદી મળશે.

હમને આશા છે કે મુકુરના વાચકો ઉદારવૃત્તિથી આ યોજના માન્ય રાખશે.

મુકુર જે ઉત્સાહ અને આશાથી શરુ કર્યું હતું તે મંદ નથી પડ્યાં એની હમે ખાત્રી આપીએ છીએ. એ જ દિશામાં છતાં અન્ય સ્થાનેથી એ જ હોંશથી પ્રયાસ કરવા હમે નહિ ચૂકીએ; અને બન્ને વ્યવસ્થાના એકત્રિત પ્રયાસે એક સુન્દર અને સમૃધ્ધ માસિક હમે ગુજરાતને આપવાના કોડ રાખીએ છીએ.

મુકુરના વાચકો કૌમુદી પ્રત્યે અને તે દ્વારા સાહિત્ય સંસદ પ્રત્યે ઉંડો સદ્‌ભાવ અને મમતા બતાવશે એવી આશા હમે રાખીએ છીએ.

**રમણ ન. વકીલ**

મુકુર

વર્ષ પ્હેલું : એપ્રીલ, ૧૯૩૪ : અંક ચોથો

# જીવનમન્ત્રની શોધમાં

ર. કનૈયાલાલ મુનશી

(ગતાંકથી ચાલુ)

(૭)

## પુરુષ

સ્વ–ધર્મ એટલે કોનો ધર્મ ? મારા દેહનો, મારા મનનો, મારા આત્માનો, મારા પુરુષનો ? મનુષ્યનું મન સ્થૂલદેહથી પર એવા સૂક્ષ્મ પુરુષ પર આ ધર્મનું અવલંબન કરે છે.

પતઞ્જલિ કહે છે: દરેક મનુષ્યને પુરુષ છે; એ અપૂર્વ છે, એ તેજોમય છે, એ ત્રણ ગુણમાં લપટાઈ રહ્યો છે. પર વૈરાગ્યથી ત્રણ ગુણની વિતૃષ્ણા થાય તેને પુરુષનું જ્ઞાન થાય. तत्परं पुरुष ख्यातेर्गुण वै तृष्ण्यम ।

દેહથી ભિન્ન રહી શકે એવો મને આત્મા છે – પુરુષ છે ? એ પુરુષ સ્વભાવે અપૂર્વ છે ?

દેહથી ભિન્ન એવો અપૂર્વ આત્મા એ ભ્રમ છે. મારો દેહ જાય તો સ્વભાવ જાય, સ્વધર્મ જાય. હું હું મટી જાઉં ને રાખ બનું.

ઘણા ધર્મોએ દેહને આત્માના ભાગ પાડ્યા છે. સ્થૂલ બંધનોમાંથી મુક્ત થવાનો મારો અભિલાષ તીવ્ર બનતાં જે ધ્યેય ઉભું થાય છે તેને હું મારો આત્મા કહું છું. આ વિપ્લવકારક વિચાર છે – પણ એ ખોટો છે એમ કહેવા હું તૈયાર નથી.

(૮)

પતઞ્જલિ કહે છે કે પહેલાં અપૂર્વ પુરુષ અને પછી તેના પર ગુણના આવરણો. પણ ખરું જોતાં વિકાસ માત્ર અંધવૃત્તિથી શરુ થાય છે, અને ધીમે ધીમે વૃત્તિઓની વિચારપ્રધાન એકતામાં પરિણમે છે. બાલપણમાં જે માત્ર વૃત્તિ હોય છે તે મોટપણે વિચારવશ થાય છે. મનુષ્યની વૃત્તિઓ જેમ એકતાનતા પામે છે, એક ભાવનાથી પ્રેરાય તેમ તે મહાન બને છે. વૃત્તિઓથી પ્રેરાઈ હું કાર્ય કરું છું; મહાત્માઓ તેને ભાવના વડે *સીંચી સીંચી સર્જે* છે. મારી અલ્પતા ને તેમની મહત્તામાં આજ ફેર છે.

એટલે મારો પુરુષ સ્વતન્ત્ર હયાતી નથી ધરાવતો. એની અપૂર્વતા સ્વયંસિદ્ધ નથી, છેજ નહિ. હું અપૂર્વ થાઉં ત્યારે મારું વ્યક્તિત્વ કેવું થશે, એના મારા કલ્પનાચિત્ર પર હું પ્રભાવનું આરોપણ છું; હું એ ચિત્રને પુરોગામી માની લઉં છું; તેને પ્રેરણાબિન્દુ માનું છું; અને તેને મારો પુરુષ કે આત્મા કહું છું.

મારો આત્મા હતો નહિ, છે નહિ – એને પ્રયત્ન વડે મારે સર્જવો રહ્યો છે. વિકાસના પ્રારંભમાં પુરુષ નથી; એ વિકાસના પરિણામરૂપ છે. ખરું જોતાં હું મારા પ્રજ્ઞાશીલ પુરુષના આવરણો છેદતા નથી; વૃત્તિપ્રધાન સ્વભાવને ભાવના પ્રધાન બનાવી હું પુરુષત્વનું સર્જન આરંભું છું.

જ્યારે મારી ભાવનાશક્તિ વજ્ર જેવી બની મારી બધી વૃત્તિઓને એકતાન બનાવે, અને ત્યારે જે એકતાનતા પ્રગટે તે મારો આત્મા. મને ભ્રમ નથી. જ્યારે એ એકતાનતા રેલાશે ત્યારે તેના નિર્મળ જલમાં મારો સ્વધર્મ, શુદ્ધ ને સરસરૂપે મને જડશે. તેમાં મારી ભાવનાઓ એકાકાર બની મને 'પુરુષ ખ્યાતિ' નો લ્હાવો આપશે.

મારી સુગ્રથિત ભાવનાઓના એકાકારમાંથી પ્રગટેલું મારું વ્યક્તિત્વ એ જ મારો પુરુષ. એનું દર્શન એનું નામ આત્મદર્શન. એની સિદ્ધિ તે મારી આત્મસિદ્ધિ.

# વસંતાગમન

ઋતુરાણી વસંત પધારી (હોરી)
દેખ સખિ! નંદનવન દ્વારે,
દેવી કો દેખાણી,
નન્દનવનથી જગમાં ઉતરી,
નન્દનવન કરવાની–
અતિ હોંશ હ્રુદયમાં ધારી;
ઋતુરાણી વસંત પધારી.

(૨)
અંગ ધર્યાં શ્વેતામ્બર ઉજળાં,
ઉજળો કિરીટ ધર્યો માથે;
ઉજળી ડોલર રસકળિયોના,
ગજરા ગુંથ્યા હાથે.
લીધી અમૃતભરી ઝારી,
ઋતુરાણી વસંત પધારી.

(૩)
વનની વનશ્રી આજ ખીલી છે,
આમ્રવૃક્ષ લ્હેરાતાં;
અશોક ને ચંપકનાં વૃક્ષો,
પુષ્પભર્યાં ઉભરાતાં;
છલકે ફુલડાંની ક્યારી,
ઋતુરાણી વસંત પધારી.

(૪)
અમૃતજળથી સરવર લ્હેરે,
કમળ છોડ તરવરતો;
વીચીવૃન્દે અથડાઇ અનિલ ત્યાં,
અર્ઘ્ય દેવીને ધરતો;
કુદરત ચોગમ હસનારી,
ઋતુરાણી વસંત પધારી.

(૫)
મત્ત બની વાયે છે વાયુ,
મધુરસ ફુલનાં હરતો,
પાંખ મહીં ફુલ સુવાસ ભરીને;
ઘરઘર જઇ ઠાલવતો;
ભ્રમરી ઇર્ષ્યા કરનારી,
ઋતુરાણી વસંત પધારી.

(૬)
મીઠો મલયાનિલ વહે છે,
મીઠી ફોરમ રેલે;
છતાંય આજ વિયોગી અંતર,
ઉષ્ણો અગ્નિ મેલે.
અશ્રુ સરિતા સરનારી,
ઋતુરાણી વસંત પધારી.

(૭)
દક્ષિણ વાયુ દૂત બનીને,
કુસુમા કરનો આવે;
મૃદુતા એની મુંઝવણ કરતી,
માનિની માન મુકાવે;
જરી લાજ નહિ ધરનારી,
ઋતુરાણી વસંત પધારી.

(૮)
આ મધુમાસ પ્રથમ પ્રિયજનનાં,
અંતર કુમળાં કરતો;
પાછળથી પ્રભુ અનંગ આવી,
પુષ્પ બાણ વાપરતો;
મારે અંતર કામકટારી;
ઋતુરાણી વસંત પધારી.

(૯)
આજ જગત સ્વાગત દેવીનાં,
કરવા તત્પર ભાસે;
ઝેર, વેર, ઇર્ષ્યા તજી માનવ,
મેદિની આજ ઉલ્લાસે;
ઘરઘર છુટે પિચકારી,
ઋતુરાણી વસંત પધારી.

(૧૦)
આવ, આવ, ઓ વસંત દેવી,
સ્વાગત દિલનાં કરશું;
ત્હારાં ગાન કરી જગ આંગણ,
ઉત્સવ તુજ ઉજવશું;
ઉરમાં અતિ હર્ષ વધારી,
ઋતુરાણી વસંત પધારી.

રસબાલ

# એક બાળકીને શ્મશાન લઈ જતાં

(શિખરિણી)

તને નાનીશીને કશું રડવું ને શું કકળવું ?!
છતાં સૌએ રોયાં ! રડી જ વડમા લોકશરમે,
હસી જો કે હૈયે નિજ ઘર થકી કાશ ટળતાં.
ભિચારી બાનાં બે ગુપત ચખબિંદુ ય વચમાં
ખર્યાં, સ્પર્શ્યાં તુંને નહિ ચમસમા ડાઘુજન તે
નિચોવે શા કાજે નયન અમથાં અન્ય ઘર, ને
વિચાર્યું હું–જેવે, મરણ કુણું તે શીદ રડવું ?
–છતાં સૌ યે રોયાં રૂઢિસર, દઈ હાથ લમણે !

ખભે લૈને ચાલ્યા, જરી જઈ, વળાંકે વળી ગયા,
તહીં ઓટે તારી સરિખ વયની ગોઠણ દીઠી.
રહી'તી તાકી એ, શિર પર ચડીને અવરને
સૂઇ રહેવાની આ રમત તુજ દેખી અવનવી,
અને પોતે ઊંચા કર કરી મથી ક્યાંક ચડવા;
–અમે આગે ચાલ્યા–રમત પરખી જૈ જ કપરી,
ગળા પૂંઠે નાખી કર, પગ પછાડી સ્વર ઉંચે
ગઈ મંડી રોવા ! તુજ મરણથી ખોટ વસમી
અકેલીએ આખા જગત મહીં એણે જ વરતી !
અને રોવું ન્હોતું પણ મુજથી રોવાઈ જ ગયું !!

ઉમાશંકર જોશી

# પતંગની ઝંખના

( ઉપજાતિ )

સુદૂર મારો પ્રિય તારલો ને
પાંખો મને ભંગુર, મંદ ઝીણી !
આડા પડ્યા અંતરઅંતરાયો
વટાવશે શી રીત પ્રાણહીણી ?
ને ઘેરતી ઘોર નિશાદિવાલો
શી રીત વીંધી નભ માપશે એ ?

જગાડતાં ચેતન દિગ્દિગંતે
આમંત્રણો શાં ઉતરે હસંતાં !
ને પ્રાણ ઝંખે ચગવા અનંતે,
આશાતણાં કૈં કિરણો લસંતાં;
કિંતુ ટકે ના બહુ વાર રંગે,
અજ્ઞો નિરાશામય રે ગ્રસંતાં !

કાં ગારુડી પાંખ ન દીધ દેવે,
વિદ્યુત્પ્રભાવે પડકાર દેવા
ઝંઝાનિલોને, નભ – અંતરોને ?
આઘાતથી વજ્જર પાંખકેરા
તોડી બધાં ઘેરત રાતડેરા,
ઊડી જતે તારકરંગ લેવા.

પૂજાલાલ

# રસાલાપ

(હરિણી)

અરર, રસ પી પાવો પાછો જનો સમજ્યા નહિ,
લલિત હૃદ્‌ના મીઠા ભાવો જરી ય શીખ્યા નહિ!
સહુ ય બસ જાણે લુંટાવા અહીં સરજ્યું હશે,
ત્યમજ સઘળો ખોટ્ટો ખોટ્ટો હિસાબ કર્યા કરે!

રસમય કયહીં જે જે પેખે, ચહે સહુ પામવા,
રસમય દિલો કિંતુ ના, ના, ત્યહીં નિજ ઢોળવાં!
ખટક શીદ આ! કંજૂસાઈ અહીં પણ શી ભલા!
રસિક! રસ પીવો; પાવો ના, ન શું નકી લૂંટ આ?!

અરર, પણ આ લોકો માને બધાં મુજ ટાયલાં,
રૂદનમય ધ્રુજંતા જાણે બધા સ્વર બાપલા;
પણ નહિ, નહિ, બાપુ! એવું કદિ તું માનતો,
કદિ તું ય નહિ એવું ઘેલું જરી હસીયે જતો.

રડ રડ તુંયે મારી સાથે અને સમજી જશે,
રૂદન કરી તો જો તું, હૈયે મીઠાશ ઝરી હશે!
અહ, રૂદનમાં કેવો મીઠો વહે રસઘોઘવો,
જિગર પણ જાણે કેવું યે બને હલકું, અહો!

તદપિ જન, હા! 'કેવું ઘેલું!' કહી અવમાનશે,
રસનીય વળી વાતો ઘેલી ગણી અવધૂતશે;
'સુખદ અમને લૂંટો યે આ' ભર્યા વદશે મદે,
લુંટી લુંટી કદા કિંતુ કો યે હજી સુખ માણ્યું કે?

કદિક પણ, હા, લુંટાતાને લુંટાઈ જવું ગમે,
અનુભવ મને મારો ન્હાનો, છતાં કહી એ શકે;
હૃદય જ કદા લુંટાયું આ, અને નિરખી રહ્યો,
જડવત રહી થોડું, પાછો બહુ જ રડી પડયો;

હૃદય પ્રભુએ શાને દીધું મને બસ એક આ?
અગણિત દીધાં હોતે! તો તો બધાં ધરી દેત ત્યાં!
મધુ પ્રણય આ લુંટારા શું થયો કયમ તે હશે?
નવ કદિય એ જાણ્યુંઃ કિંતુ લુંટાવું મઝા દિસે!

અટૂલી, અધુરી, સ્વાર્થી સાચે મઝા પણ હોય આ,
જીવનં-મધુની પ્યાલી જાણે પુરી પીધી હોય ના!
પરમ સુખ ના લુંટાવામાં, નથી જરી લુંટમાં,
રસિક! સુખ તો 'પીવું-પાવું' જ એ રસસૂત્રમાં!

જયદેવ દવે

# અવસ્તા–સંસ્કૃત

## એક સામ્યદર્શન

રા. પિનાકિન્ ત્રિવેદી

નાળાની રજામાં હું ઘેર ગયો હતો.

"પણ ભાઈ! તું બી. એ. તો થઈ ગયો. હવે તું શું ભણે છે?" સ્નેહાળ અવાજે સુધરેલામાં ખપતા કાકાએ આવી મને પૂછ્યું.

"ઋગ્વેદ ને અવસ્તા." મેં ટુંકમાં પતાવવા કહ્યું.

"એ વળી ઋગ્વેદની કઈ અવસ્થા?" ધર્મિષ્ઠ કાકાએ મારી તરફ સહેજ ગુંચવણ ભરી નજર નાંખતાં કહ્યું.

શરવા કાનવાળા કાકાને કર્ણદોષ થયો હોય એમ માનવા હું તૈયાર ન્હોતો. ટુંકમાં પતાવવાના ઇરાદાથી દીધેલા મારા જવાબની 'દુરવસ્થા' થયેલી જોઈ હું સહેજ ગુંચવાયો. મને તેજ ક્ષણે વિચાર આવ્યો કે પાણિની ભગવાને અભ્યાસની સગવડ માટે ટુંકાં ટુંકાં વ્યાકરણસૂત્રો લખ્યાં તો ખરા, પણ તેનું અધ્યયન કરી તેને પચાવનારને તો તેનાં લાંબા લાંબા ભાષ્ય વિના નથી ચાલતું. ક્ષણભરમાં મને એ વિચાર પાછળ રહેલું મહાસત્ય સમજાયું.

અવેસ્તા કે અવસ્તા એ શું છે તે વિષે આપણા સમાજનો ઘણો મોટો ભાગ તદ્દન અંધારામાં છે કહીએ તો અત્યુક્તિ ના કહેવાય. શિક્ષિત ગણાતા વર્ગમાંયે આ વિષે સાધારણ જ્ઞાન ધરાવનાર વ્યક્તિઓની સંખ્યા પણ જૂજ છે. છેલ્લાં બારેક સૈકાંઓથી આપણી વચ્ચે આપણા સમાજના એક અંગરૂપે નિવાસ કરી રહેલા પારસીઓનાં ધર્મ, રીતરિવાજ, તેમનાં ધર્મપુસ્તકની ભાષા તથા તે પ્રાચીનજાતિના સામાન્ય ઇતિહાસ વિષે આપણામાંના ઘણા ઓછા માહિતગાર છે. એ વિષે જાણનારા વિદ્વાનો એ વિષયના તુલનાત્મક શાસ્ત્રીય અભ્યાસમાં ગુંથાયેલા રહે છે. ગૂજરાતીમાં આ વિષય ઉપર ઘણું લખાયેલું છે પણ તેનો મોટો ભાગ પારસી વિદ્વાનો અને લેખકોદ્વારા તેમની ગૂજરાતી બોલીમાં લખાયેલો હોવાથી તેના વાંચકોની સંખ્યા મર્યાદિત જ રહી છે. એટલે હજી યે ગૂજરાતના સાધારણ જનસમાજ માટે બહુ શાસ્ત્રીય નહિ તેવું સાહિત્ય આ વિષય પર લખાવાની આવશ્યકતા—અને અવકાશ રહે છે. જરથોસ્તી પારસીઓના મૂલ ધર્મસ્થાપક જરથુસ્ત્રના જીવન વિષે પણ શ્રી દક્ષિણામૂર્તિએ પ્રકટ કરેલા ડૉ. તારાપોરવાળાના 'અષો જરથુસ્ત્ર' એ પુસ્તક શિવાય કેટલાક છૂટા છવાયા લેખો ગૂજરાતીમાં લખાયા હોય તેજ. ધર્મ વિકાસને લગતા તુલનાત્મક ગ્રંથોમાં પણ આ વિષે તુલના પુરતો જ ઉલ્લેખ હોય છે. આ શિવાય જરથોસ્તી ધર્મગ્રંથોને આધારે ક્રાંતિકાર જરથુસ્ત્રની નૈતિક સિદ્ધાન્ત ત્રિપુટી પર સ્થાયેલા ધર્મ વિષેનું સામાન્ય જનસમાજ-ગમ્ય સાહિત્ય ઘણું ઓછું છે. 'ચેરાગ' તથા એવાં અન્ય માસિકોએ આ દિશામાં કરેલી

સેવા પ્રશંસનીય છે. અગ્રેજીમાં અને તેથીયે વધારે આ વિષે જર્મન, ફ્રેંચ તથા અન્ય યુરોપીય ભાષાઓમાં ઘણા વિદ્વાનોએ અનેક પુસ્તકો લખ્યાં છે. અત્યારે પણ ઇન્ડો-ઇરાનીય સંસ્કૃતિ વિષે પાશ્ચાત્ય યુનીવર્સીટીઓમાં થતો અભ્યાસ ખૂબ ઉચ્ચ શ્રેણીનો હોય છે.

અંગ્રેજ વિદ્વાન મેકડોનેલ લખે છે તેમ પારસીઓનાં મૂલ ધર્મપુસ્તકની પ્રાચીન ભાષા અવસ્તા સાથે વૈદિક સમયની વેદના પ્રાચીન ભાગોમાં મળતી ભાષાની વાકયરચના, શબ્દો, કાવ્યાલેખનની શૈલી અને છંદરચના વચ્ચે રહેલું સામ્ય ખૂબ આશ્ચર્યજનક છે. ભાષાશાસ્ત્રના નિયમાનુસાર તો અવસ્તા સૂક્તોનું શબ્દશઃ વૈદિક સંસ્કૃતમાં રૂપાંતર કરી શકાય છે. આ ઉપરાંત આર્યોના ઇન્ડો-ઇરાનીય મૂલ સમૂહમાંથી ઇરાનીય અને ભારતીય રૂપે વિભક્ત થઈ ગયેલી એ શાખાઓની દેવદેવીઓની માન્યતામાં એટલું બધું મળતાપણું ન હોવા છતાંય તે માન્યતાઓના ઉદ્દ્ભવ તથા વિકાસની વિગતોમાંનું સામ્ય નોંધવા જેવું છે.

વિધર્મી આરબોના ત્રાસથી નાસીને હિંદમાં ઇસ્વીસનની આઠમી સદીમાં આશ્રયાર્થે જરથોસ્તી ધર્મના ઇરાનીઓનું ટોળું ઉતરી આવ્યું. કાઠિયાવાડમાં દીવબંદર આગળ લગભગ ૧૯ વર્ષ નિવાસ કર્યા પછી દરિયામાર્ગે એ લોકો જ્યારે ગૂજરાતમાં ઉતર્યા ત્યારે સુરત જીલ્લાના સંજાણ રાજ્યના જાદી રાણાએ પોતાના સંસ્થાનમાં ઉતરી નિવાસ કરવા દેવાને માટે એ પરદેશીઓ પાસેથી તેમનાં ધર્મ, રીતરિવાજ, માન્યતા વગેરેને લગતી માહિતી માગી હતી. એ લોકોએ પોતાનો યથાર્થ પરિચય આપવા માટે સહજ સંસ્કૃતમાં જાદી રાણાને આપવા સ્રગ્ધરા છંદમાં રચાયેલા પંદર શ્લોકો સુંદર માહિતી આપે તેવા છે. દસ્તુર હોડીંગ સ્મારક ગ્રંથમાં તે મૂળ શ્લોકો અને તેનો અનુવાદ મળે છે. એ શ્લોકો ઉપરથી સામાન્ય માણસને પણ એકજ આર્યમૂલમાંથી ઉદ્દ્ભવ પામીને ભિન્ન પ્રદેશમાં વિકાસ પામેલા હિંદુ ધર્મ અને જરથોસ્તી ધર્મ વચ્ચે નિકટનો સંબંધ સમજાય તેમ છે. આ વસ્તુ સામાન્ય રીતે અવસ્તામાંથી કેટલાંક દેવદેવીઓનાં નામ લઈ શબ્દશાસ્ત્રના નિયમો પ્રમાણે તેને સંસ્કૃતરૂપમાં ફેરવી મળી આવતાં વૈદિક દેવદેવીઓનાં નામો સાથે તુલના કરી પ્રમાણ કરી બતાવવામાં આવે છે. જેમકે અવસ્તા : વેરેથ્રઘ્ન=સં: वृत्रघ्न; અ: મિથ્ર=સં: मित्र અ: આરમૈતિ=સં: अरमति; અ: હઓમ =સં: सोम; અ: યિમ=સં; यम.

'અવસ્તા' એ શબ્દ જરથોસ્તીઓનાં ધર્મપુસ્તક અથવા તે જેમાં લખાયેલાં છે તે ભાષા એ બંન્ને અર્થમાં વપરાય છે. એ ભાષા લેખિતરૂપમાં ફારસી, અરબી તથા એ દળની ભાષાઓની જેમ જમણી બાજુથી શરૂ થાય છે. પરંતુ તેની વિશિષ્ટતા એ છે કે તેમાં માત્ર બે ચાર યુક્તાક્ષર શિવાય દરેકે દરેક અક્ષર અર્થાત્ શબ્દના પ્રત્યેક સ્વર ને વ્યંજન છૂટાછૂટા લખાય છે. જેમકે સંસ્કૃતમાં હોમ રૂપ ह्+ओ+म्+अ નું લેખિત રૂપ છે. તેમ અવસ્તામાં નથી. અવસ્તામાં તો ચારે અક્ષર હંમેશ એકજ રૂપે છૂટાછૂટા જ લખાય. અન્ય ભાષાઓની જેમ એક અક્ષરનાં મુક્ત અને સંયુક્ત અવસ્થાનાં ભિન્નભિન્ન સ્વરૂપોની ખટખટ અવસ્તામાં નથી. સંસ્કૃતમાં વૈદિક કાલથી છેક અત્યાર સુધી ગ્રન્થો લખાતા આવ્યા છે અને એ રીતે એ ભાષા બોલાતી ન હોવા છતાંયે જેટલે અંશે જીવંત છે તેમ અવસ્તા વિષે નથી. અવસ્તા સાહિત્ય તો ખૂબ મર્યાદિત છે. જેમ પ્રાચીન વૈદિક સંસ્કૃત અને તે પછીની classical

કહેવાતી સંસ્કૃતમાં પ્રભેદ રહેલો છે તથા વૈદિક સંસ્કૃતના કેટલાયે શબ્દો અને તેનાં રૂપો પાછળથી સંસ્કૃતમાં લુપ્ત થઇ ગયાં છે તેવી જ રીતે અવસ્તામાં પણ છે. અવસ્તા ગ્રંથમાં 'યસ્ન' (સં: यज्ञ) કહેવાતાં ૨૮ થી ૫૩ સુધીનાં પાંચ ગાથાને નામે ઓળખાતાં પ્રકરણો તે ધર્મના મહાન પયગમ્બર જરથુસ્ત્રે પોતે રચેલાં મનાય છે. અવસ્તાનો ગાથા વિભાગ તેમાં પ્રાચીનતમ છે એ વસ્તુ તેની ભાષાપરથી જણાય છે. અન્ય વ્યક્તિઓ દ્વારા રચાયેલા, અવસ્તાના ગાથા શિવાયના અંશની ભાષા કરતાં ગાથાની ભાષામાં ભાષાશાસ્ત્રને આધારે ગણાતાં ભાષાની પ્રાચીનતાનાં ચિહ્નો ખૂબ વધારે પ્રમાણમાં છે. ગાથાની પ્રાચીન અવસ્તામાંથી જ પાછળથી તે ભાષામાં લખાયેલી પરિવર્તનોવાળી અવસ્તાનો ઉદ્ભવ થયો છે એમ મનાય છે.

અત્યારે અવસ્તા કહેવાતું જે સાહિત્ય અસ્તિત્વમાં છે તે તો મૂળ અવસ્તા સાહિત્યનો એક નાનો અંશ જ છે. મહાન કહેવાતા એલેક્ઝાંન્ડરે ઇ. સ. પૂર્વે ૩૩૧માં જ્યારે ઇરાનમાં લૂંટ ચલાવી ત્યારે તથા વિધર્મી આરબોના હુમલાઓમાં જરથોસ્તી ધર્મના અનેક અવસ્તા ગ્રન્થોનો નાશ થયેલો. તેમાંથી બચવા પામેલો ભાગ અત્યારે આપણા હાથમાં છે. ઇ. સ. ૨૨૪માં સસાન વંશનો આરંભ થતાં પહેલાં અવસ્તા ગ્રન્થોની અવસ્થા શોચનીય હતી. તેજ વંશના અર્દશીર બાબાકે મળી શકે તે બધા અવસ્તા ગ્રન્થોને એકત્રિત કરાવી તેનો પુનરુદ્ધાર કરાવી જરથોસ્તી ધર્મનો પ્રચાર કર્યો. આર્ય સંસ્કૃતિના સાક્ષી સમા એ અમૂલ્ય સાહિત્યના લુપ્ત થઇ જતા અવશેષોના ઉદ્ધાર કરી રાખવા માટે આ જમાનાના સૌ વિદ્વાનો અને જરથોસ્તી ધર્મના અનુયાયીઓ એ રાજવીના ઋણી છે. જેટલું અસ્તિત્વમાં છે તે બધું જ અવસ્તા સાહિત્ય પરલોકગત જર્મન પ્રખર વિદ્વાન કાર્લ ગેલ્ડનરે અગત્યનાં પાઠાંતર અને પોતાની મોટી પ્રસ્તાવના સાથે એ ભાગમાં છપાવેલું છે. અવસ્તાસાહિત્ય મૂળ કેટલું વિશાળ હતું તે તો પહેલવી ભાષામાં લખાયેલા 'દીનકર્દ' નામના ગ્રન્થમાં મળતા અવસ્તા સાહિત્યનાં 'નાસ્ક' કહેવાતાં ૨૧ પુસ્તકોના સાર ઉપરથી જણાય તેમ છે. અવસ્તા ગ્રન્થો ઉપર પાછળથી પહેલવી ભાષામાં ઘણી ટીકાઓ અને ભાષ્યો લખાયાં છે તેને ઝંદ કહે છે. તે ઝંદમાં લુપ્ત થઇ ગયેલા મૂળ અવસ્તાગ્રન્થોના ઉતારા મળી આવે છે. ઘણાયે શિક્ષિત માણસો હજી યે જરથોસ્તીઓના ધર્મગ્રન્થને કે તેની ભાષાને ભૂલથી 'ઝંદઅવસ્તા' કહે છે. 'ઝંદઅવસ્તા' એટલે પહેલવી ટીકા સાથેનો મૂળ અવસ્તા – ગ્રન્થ કે તેનો કોઇક અંશ.

ગૂજરાતીને પોતાની માતૃભાષા કરી બેઠેલા પારસીઓનો મોટો ભાગ ગૂજરાતી લિપિમાં છપાયેલો અવસ્તા ગ્રન્થ જ વાંચે છે એ મને તો જરા શોચનીય લાગે છે. ઇરાનના અત્યારના ફ્રારસી બોલતા સમાજને એ જ પ્રદેશમાં એકવાર પૂર્ણ વિકાસને પામેલી અવસ્તા–સંસ્કૃતિના ગૌરવનો પરિચય કરાવવાનું કામ એ જ દેશના મુસ્લીમ કુળમાં અવતરેલા વિખ્યાત કવિ વિદ્વાન આગા પુરે દાઉદે ઉપાડી લીધું છે. આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિના કેન્દ્રસમા કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં છેલ્લાં બે વર્ષથી એ વિદ્વાનને ઇરાનના રાજા રેઝાશાહ પહેલવીએ ઇરાનીય સંસ્કૃતિના પ્રોફેસર તરીકે નિયુક્ત કર્યા છે. અત્યારસુધીમાં એમણે અવસ્તાના કેટલાક અગત્યના અંશોનો ફ્રારસી અનુવાદ પણ પ્રકટ કર્યો છે. અવસ્તા કે વૈદિક સંસ્કૃતમાંથી એક ન જાણનાર આર્યસંસ્કૃતિના પંડિતનું જ્ઞાન અર્વાચીન યુગમાં અપૂર્ણ ગણાય છે.

અવસ્તા વિષે આટલું સાધારણ ઉપોદ્‌ઘાત રૂપે લખીને અવસ્તા અને સંસ્કૃતનો નિકટ સંબંધ દર્શાવવા પૂરતાં કેટલાંક અવસ્તા સૂક્તોનું મેં શબ્દશાસ્ત્રના નિયમોને આધારે કરેલું શબ્દશઃ રૂપાન્તર તથા તેમાંના કેટલાંક અગત્યના શબ્દોનું સ્પષ્ટીકરણ તથા તે સૂક્તોનો ભાવાર્થ સમજવા પુરતું ગૂજરાતી ભાષાન્તર અત્રે આપવા વિચાર છે. આ રીતે પ્રો. **મીલ્સ**, ડૉ. **તારાપોરવાળા**, પંડિત વિધુશેખર ભટ્ટાચાર્ય તથા અન્ય વિદ્વાનોએ પણ અવસ્તાનાં કેટલાંક પ્રકરણોનું સંસ્કૃત રૂપાન્તર કરેલું છે. મેં પસંદ કરેલા સૂક્તનું સંસ્કૃત રૂપાન્તર આપવા પહેલાં તે વિષે થોડુંક કહેવાની જરૂર છે.

આ સૂક્તને 'કેમ્ ના મઝદા' કહેવામાં આવે છે કેમકે એ શબ્દોથી તેનો આરંભ થાય છે. જરથોસ્તીઓના 'મનુસ્મૃતિ' સમા 'વેંદીદાદ' (અ: વિ+દએવ+દાત=દાનવો વિરુદ્ધનાં વિધાન) ગ્રંથનાં આઠમા પ્રકરણના વીસ અને એકવીસમાં ફકરા રૂપે આખુંયે આ સૂક્ત તેની વંદનાની અંતિમ કડી શિવાય મળે છે. નિત્યનૈમિત્તિક કર્મ કરતી વખતે પાઠ કરવાનાં આવાં સૂક્તો, ગાથા તથા અવસ્તાના અન્ય પ્રાચીન અંશમાંથી જૂદે જૂદે સ્થળેથી લીધેલા ભાગોને એકરૂપે ગોઠવીને રચવામાં આવેલાં હોય છે. એ રીતે આ સૂક્તના પણ ચાર ભાગ પડી શકે. તેમાંનો પહેલો (યસ્ન. ૪૬,૭) બીજો (યસ્ન. ૪૪, ૧૬) અને ચોથો ભાગ (યસ્ન. ૪૯, ૧૦) ગાથામાંથી છે અને ત્રીજો ભાગ વેંદીદાદના ૮ મા પ્રકરણનો એકવીસમો ફકરો છે.

નિત્યનૈમિત્તિક કર્મ કરનાર દ્વિજની જેમ સાચા જરથોસ્તીએ પણ નિત્યકર્મ કરતાં કે કોઈ વિશિષ્ટ અવસરે મંત્ર (અ: માંથ્ર) પાઠ કરવાનો હોય છે. એમ કરવાની પાછળ હંમેશ કંઇ શુભ હેતુ રહ્યો હોય છે. જરથોસ્તીઓ સૌથી વધારે વખત રટતા હોય તેવાં તેમનાં 'અહુન વઈર્ય,' 'અશેમ્ વોહુ' અને 'યંહે હાતામ્' એ શબ્દોથી શરુ થતાં અને એજ નામે ઓળખાતાં ત્રણ વિખ્યાત સૂક્તો વિષે અવસ્તામાંથી કેટલીક હકીકત મળે છે તે પરથી જણાય છે કે દાનવો સાથે યુદ્ધ કરવામાં જરથુસ્ત્રે 'અહુન વઈર્ય' મંત્રનો પ્રયોગ કર્યો હતો. (યસ્નઃ ૨૧, ૪.)

ઉપર જણાવેલા મંત્ર કે સૂક્તમય પછીનું સ્થાન 'કેમ્ ના મઝદા' સૂક્તનું છે તેમ કહી શકાય. પ્રત્યેક ધાર્મિક જરથોસ્તી આ સૂક્તનો પોતાની કમરે 'કસ્તી' બાંધતી કે છોડતી વખતે *મુખપાઠ કરે છે. કટિમેખલા સમી એ 'કસ્તી'ની ગુંથણી 'યસ્ન'નાં અસલ ૭૨* તારની હોય છે. લગભગ પ્રત્યેક જરથોસ્તી ધર્મક્રિયા પ્રસંગે 'સ્રઓશ બાજ' કહેવાતા સૂક્તનો પાઠ થાય છે. તેમાં સ્રઓશ નામની દૈવી મનાયેલી વ્યક્તિની તથા અન્ય દેવોની સ્તુતિ હોય છે. કેમ્ ના મઝદા એ સૂક્તના અંશરૂપે પણ છે.

ધર્મશાસ્ત્રાનુસાર પ્રત્યેક જરથોસ્તી માટે પૃથ્વી, અપ્ અગ્નિ એ બધાં પવિત્ર મનાયેલાં તત્ત્વો અપવિત્ર ન થાય તે માટે સાવચેતી રાખવાની ફરજ ગણાય છે. એમાંનું કોઇ તત્ત્વ અપવિત્ર થવાથી તે મલિનતાનું વાહક થઈ સર્વત્ર માલિન્ય ફેલાવે છે. આમ છતાયે અપવિત્ર થવા પામેલા તત્ત્વની કે પદાર્થની પુનઃ શુદ્ધિ કરી લેવા વિષે તથા જાણવા છતાં તે અપવિત્ર કરવાનું પાપ કરનાર વ્યક્તિને થવી જોઇતા શિક્ષા વિષે 'વેંદીદાદ' માં સવિસ્તર લખાયેલું છે, અપવિત્ર થયેલા પદાર્થોને ઘણુંખરું ગોમૂત્રના (સરખાવોઃ હિન્દુઓની પંચગવ્ય–ખાસ

કરીને ગોમય, ગોમૂત્રથી પવિત્ર કરવાની માન્યતા) ઉપયોગદ્વારા અથવા તેમનાં શાસ્ત્રની (વેંદીદાદની) આજ્ઞાનુસાર મંત્રપાઠ દ્વારા થાય છે.

'વેંદીદાદ'ના ૮ મા પ્રકરણના ૧૪ થી ૧૯ ફકરામાં લખેલું છે કે જે રસ્તેથી શબને 'દખ્મા' (પારસીઓનાં શબને અંતિમ ક્રિયા કરવાનું સ્થળ) તરફ લઇ જવામાં આવ્યું હોય તે રસ્તો પુનઃ શુદ્ધ ને પવિત્ર કરવામાં ના આવે ત્યાં સુધી કોઇએ તેનો ઉપયોગ કરવો નહિ. પરંતુ સાધારણુ રીતે ડાઘુઓ તો શબની પાછળ જ દખ્મા સુધી જાય છે અને તેમ કરવામાં ઉપરની શાસ્ત્રાજ્ઞાનું ઉલ્લંઘન ન થાય તે માટે શબને વહી જતા 'નસા સાલાર' અને બબ્બેની હારમાં ચાલતા ડાઘુઓની વચ્ચે બે દસ્તુરો (પુરોહિત) અખંડ 'કેમ્ના મઝદા' અને 'અહુન વઇર્થ' મેનનો પાઠ કરતા ચાલે છે.

આ સૂક્તનો ગાથામાંથી લેવાયેલો ભાગ જરથુસ્ત્રે પોતે તેમણે પ્રચારેલા ધર્મના પરમ દેવ અહુરમઝદને તેમના દિવ્ય અંશોદ્વારા અને સ્રઓશ જેવી પ્રેરકને સહાયક વિભૂતિદ્વારા પોતાને દોરવા માટે કરેલી પ્રાર્થના છે. વંદનાની અંતિમ કડી શબને દખ્મામાં મૂક્યા પછી ત્રણવાર બોલાય છે.

નૈર્યોસંગ ધવલે ઇ. સ. ની ૧૫ મી સદીમાં આખા 'યસ્ન' નું સંસ્કૃત કરેલું તે હજીયે ઘણે સ્થળે ગાથાનો ભાવાર્થ સમજવામાં સહાયરૂપ થઇ પડે છે પણ તે વિદ્વાનના લખ્યા મુજબ તે ભાષાંતર મૂળ અવસ્તાપરથી કરેલું નથી પરંતુ તેનાં પહેલવીને પાઝંદ ભાષાંતરો પરથી કરેલું છે.

આ સૂક્તને લગતી આટલી ભૂમિકા પછી હવે હું એક પછી એક એ સૂક્તના ચારે ભાગને લઇ તે દરેકની સાથે જ અવસ્તાને સંસ્કૃતના સામ્યનો યથાશક્તિ પરિચય કરાવવા તેનું મેં કરેલું સંસ્કૃત રૂપાંતર આપીશ. અનુવાદ માટે પ્રાચીન ભાષાંતરકારોની મેં સહાય લીધી છે. ગૂજરાતી લિપિમાં અવસ્તા લખવાથી તેના સ્વર વ્યંજનોની કેટલીક વિશિષ્ટતાઓ તથા ઉચ્ચારણની ભિન્નતા બરાબર સમજી શકાય તેમ નથી. છતાંયે જે હેતુથી મેં આ લેખ લખ્યો છે તે માટે તો આવી જ રીતે ચલાવી લેવું પડે. ગાથા-અવસ્તામાં શબ્દાંતવ્યંજન સર્વદા દીર્ઘ હોય છે.

[કેટલાક શબ્દોની ટુંક સમજુતીમાં વાપરેલી સંજ્ઞાએ:—

સં=સંસ્કૃત; અ=અવસ્તા.

શબ્દનાં વિભકિત અને વચન તથા ક્રિયાપદનાં પુરુષ અને વચન દર્શાવવા નીચે મુજબ સંજ્ઞા રાખી છે જેમકેઃ—

દ્વિ/૩=દ્વિતિયા બહુવચન; સં/૧=સંબોધન એકવચન; તૃ/૨=તૃતીયા દ્વિવચન; ૧/૧=પ્રથમ પુરુષ એકવચન; ૨/૩ દ્વિતીય પુરુષ બહુવચન.]

૧

## મૂળ અવસ્તા

કેમ્-ના મઝ્દા મવઇતે પાયૂમ્ દદાત્ (દદાઓ)
હ્યત્ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનઙ્હે

અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્યા મનઙ્હસ્યા
યયાઓ શ્યઓથનાઈશ્ અષેમ્ થ્રઓશ્તા અહુરા
તાંમ્ મોઈ દાંસ્ત્વાંમ્ દએનયાઈ ફ્રાવઓચા

સંસ્કૃત ભાષાંતર

कोना मद्द्वया मावते पायुं ददात् (अदधाः)
यत् मा द्रोघवन्त अदिधृषत एनसे
अन्यः तवस्मात् अथरश्च मनसश्च
ययोः च्योत्नैः ऋतम् अत्रास्त असुर
तं मे दंसं दीनायै प्रवोचयाः

ગૂજરાતી ભાવાર્થ

હે મઝ્દા! ધર્મદ્રોહી જ્યારે મારા જેવા માણસ ઉપર આઘાત કરવા માટે હલ્લો કરે ત્યારે રક્ષણ માટે તેં કયા માણસને નીમ્યો છે? જે ઉભયનાં કાર્યોથી સત્ય ટકી રહ્યું છે તેવું તારું માનસ અને તારા અગ્નિ શિવાય બીજું કોણ હોઇ શકે? હે અહુર! ધર્મને માટે એ પ્રજ્ઞા મારામાં પ્રેરો.

**ટુંક સમજુતીઃ—**

**મઝ્દા :** સં. मद्द्वया. નૈર્યોસંગે महाज्ञानिन् શબ્દ વાપર્યો છે. આ શબ્દનો પાછળનો ભાગ અર્થાત્ દા. તેના અર્થ વિષે મતફેર હોવાથી વિવિધ વિદ્વાનોએ તેના અનેક પ્રકારના અર્થ કર્યા છે. મઝ્=સં. मद् કે महद्; દા=સં. ध्या. જરથોસ્તી ધર્મના પરમ ઉપાસ્ય દેવને મઝ્દા કે અહુરમઝ્દ કહે છે. એ શબ્દ અત્રે સંબોધનરૂપે છે.

**દ્રેગ્વાઓ :** પ્ર/૧ દ્રેગ્વન્ત. કેટલાક વિદ્વાનો આ શબ્દને द्रु 'દોડવું' એ ધાતુનું ગાથારૂપ કહે છે પરન્તુ તેમ કરવામાં આ શબ્દમાં રહેલા ગ્‌નું સ્પષ્ટીકરણ થતું નથી. આ શબ્દ દ્રુજ્=સં. द्रुह् 'છેતરવું' એ ધાતુપરથી થયેલો છે. અવસ્તામાં દ્રુજ્ એટલે દાનવ કે દૈત્ય.

**આથ્રસ્યાઃ** ષ./૧ આતર્+યા (ય=સં. च નું શબ્દાંત ગાથારૂપ). અહીં પંચમી (આથ્રત્) ને બદલે ષષ્ઠી વપરાઇ છે. સં. अथर्वन् જે શબ્દ પરથી થયો છે તે પ્રાચીન अथर्='જ્યોતિ' 'અગ્નિ' શબ્દ અને આ શબ્દ એકજ છે. એ જ રીતે मनसश्च. અત્રે અહુરમઝ્દના મનઙ્હ (मनस्) ના ઉલ્લેખદ્વારા જરથોસ્તી ધર્મના અમરસપ્તક (અમેષસ્પેન્તા) માંના પ્રથમ 'વાહુમન' (वसुमनस्) નો ઉલ્લેખ થયો છે. ગૂજરાતી અને પહેલવીમાં આ શબ્દનું 'બહમન' રૂપ થઇ ગયું છે.

**અષેમ્ :** પ્ર./૧ નપુંસકલિંગ. સં: **ऋतम्.** વેદમાં જે અર્થમાં **ऋत** શબ્દ વપરાયો છે તે જ અર્થમાં અવસ્તામાં આ શબ્દ છે. જે દિવ્ય નિયમનદ્વારા વિશ્વનું અસ્તિત્વ

ટકી રહે છે તેને અપ કહે છે. હિંદુધર્મમાં धर्म (धृ "ધારણ કરી રાખવું") શબ્દનો જે વ્યાપક અર્થ છે તેવો જ વ્યાપક અર્થ 'અપ' નો થાય છે. ઉપર કહેલા અમર સપ્તકના ત્રીજા તરીકે 'અપ' નું સ્થાન ગણાય છે.

**અહુરા :** સં./૧ અહુર=સં. असुरा (असु+रा=પ્રાણ અર્પવા) વેદમાં 'પ્રાણદાતા'ના અર્થમાં असुर શબ્દ છે. અવસ્તામાં પણ 'પરમ દેવ' માટે આ શબ્દ વપરાય છે. પાછળના સંસ્કૃત સાહિત્યમાં અસુર શબ્દનો અર્થ 'દૈત્ય' થઇ ગયો છે. અને તેના અગ્રસ્થ अ ને નકારસૂચક ચિહ્ન ગણી તેનો લોપ કરી सुर 'દેવ' શબ્દ યોજી કઢાયો લાગે છે. 'દેવ' અર્થમાં सुर શબ્દ વેદમાં નથી મળતો. અત્રે સં. देव એજ શબ્દરૂપમાં મળતો અવસ્તા શબ્દ 'દએવ' એ વિષે થોડુંક કહેવું ઉચિત છે. ઇન્ડો-ઇરાનીય આર્યસમૂહ કોઇ પ્રચંડ આંતર વિગ્રહને લીધે વિભક્ત થયેલો મનાય છે. એ વિગ્રહને પરિણામે તે લોકોએ પરસ્પરનાં દેવદેવીઓનાં નામો પણ ઉલટાવી નાંખેલાં જણાય છે. ઇરાનીય શાખાએ અહુર સં. असुर (વૈદિક) મૂળ અર્થમાં જ રાખીને તે સંબોધન પોતાના પરમ દેવને અર્પ્યું પણ દેવ 'દેવતા' શબ્દને 'દએવ' રૂપે 'દૈત્ય' અર્થમાં રાખ્યો.

**દએનયાઇ:** ચ / ૧. દએના. 'દી'=જોવું, વિચારવું. સં. *धीना (धी જોવું+न) અ. દએના શબ્દનો અર્થ 'ધર્મ' 'હૃદય' 'આત્મા' એમ અનેક રીતે કરવામાં આવે છે. વસ્તુતઃ મનુષ્યમાં સત્ અને અસત્નો વિવેક કરવાની જે શક્તિ રહેલી છે તેને 'દએના' કહે છે. કેટલાક વિદ્વાનો સં. धी–ध्यै ધાતુ પરથી धेना રૂપમાં 'દએના'નો અનુવાદ કરે છે. *धीनायै. સ્ત્રી. ચ / ૧.

૨.

### મૂળ અવસ્તા.

કે વેરેથ્રેમ્-જા થ્વા પોઇ સેન્ઘહા યોઇ હેન્તી
ચિથ્રા મોઇ દાંમ્ અહુંબિશ રતૂમ્ ચીઝ્દી
અત્ હોઇ વોહૂ સેરઓષો જન્તૂ મનંઘહા
મઝ્દા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્

### સંસ્કૃત ભાષાંતર.

को वृत्रहा त्वा पातुं शंसा ये सन्ति
चित्रा मे दातुं असुभिषजं ऋतावन्तं चिकिद्धि
अथ तस्मै यतु स्रओषो गन्तु मनसा
महध्या अस्मै यस्मै वश्मि कस्मै चित् ॥

### ગૂજરાતી ભાવાર્થ

તારાં વચનોથી (દોરાતા) જે (લોકો) અસ્તિત્વમાં છે તેમનું રક્ષણ કરવાને કયો વીર (શત્રુઘ્ન) છે ? આત્માની શાંતિ આપનારો સુજ્ઞ નેતાનાં સ્પષ્ટ રીતે મને

દર્શન કરાવ. પછી તને જે (વ્યક્તિ) પસંદ હોય તેની પાસે હે મઝદા! વસુમના (ભલમનસાઇ) સાથે સ્રઓષ ભલે પહોંચે.

**ટુંક સમજુતી:**

**વેરેશ્રેમ્-જા:** સં: वृत्रंहा – वृत्रहा. वृत्र + ઝન્ સં. हन् ધાતુ.

**થ્વા સેંઙ્હા:** ત/૧ થ્વ સર્વનામનું ગાથારૂપ થ્વા સંર त्वा. વેદમાં પણ त्वादत्त त्वाहत એ શબ્દોમાં આ રૂપ મળે છે. સેંઙ્હા-સેંઙ્હ-સં* शंस, शंस् ધાતુ ઉપરથી અકારાંત પુલ્લિંગ નામ. त्वा शंसा 'તારાં (થી) વચનોથી' शंसा (शंसेन) વૈદિક ત/૧. જેમકે देवा-देवेन, चित्रा-चित्रेण.

**પોઇ:** પે. કૃદંત. સં. पातुम् અવેસ્તા ઓઇ=સં. ए. જેમકે મોઇ=मे (मह्यं) પોઇ=યે

**અહૂમ્ બિશ્:** દ્વિ/૧ ને બદલે ષ/૧. 'રતૂમ્' ના વિશેષણ રૂપે છે. સં. असु 'પ્રાણ'+ भिषज् 'શાંત કરનાર-વૈદ' આ સમાસમાં પણ વેરેથ્રૈમ્-જા શબ્દસમાસની જેમ પહેલા શબ્દનો કર્મસૂચક પ્રત્યય ટકી રહ્યો છે. સંસ્કૃતમાં वृत्रंहा નથી પણ वृत्रहा થાય છે.

**રતૂમ્:** દ્વિ/૧ અવસ્તામાં રતુ શબ્દનો વિશિષ્ટ અર્થ છે. સર્જન બે પ્રકારનાં ગણાય છે. આધ્યાત્મિક અને વાસ્તવિક. આધ્યાત્મિક સૃષ્ટિના કર્તા તરીકે અહુરમઝદાને 'અહુ' 'આધ્યાત્મિક સૃષ્ટિના ઇશ' અને વાસ્તવિકસૃષ્ટિના કર્તા તરીકે 'રતુ' અર્થાત્ વાસ્તવિકસૃષ્ટિના અધિપતિ કહેવામાં આવે છે.

અ. રતુ=સં. ऋतु 'ન્યાયવાન' મોટા ધર્મગુરુને પણ રતુ કહેવામાં આવે છે કેમકે એ ન્યાયવાન હોવો જોઇએ.

**સેરઓષો:** 'સ્રઓષ'નું ગાથારૂપ. નૈર્યોસંગે સં. માં श्रोशः કર્યું છે, સ્રુ-સં. श्रु 'સાંભળવું', ધ્યાન દેવું' સ્રઓષ આજ્ઞાંકિતપણાની મૂર્તિ ગણાય છે અને અવેસ્તાના દિવ્ય યજતો (સં. यज्) માંનો શ્રેષ્ઠ ગણાય છે. તે હંમેશ સૃષ્ટિના કલ્યાણપ્રતિ લક્ષ્ય રાખી તેનું રક્ષણ કરે છે.

**જન્તૂ:** ગમ્-સં. गम् 'જવું' આજ્ઞાર્થ ૩/૧ गन्तु (વૈદિક)-गच्छतु.

**વષી:** વસ્-સં. वश् 'પસંદ કરવું, ઇચ્છા હોવી.' વર્તમાનકાળ ૨/૧ પરસ્મૈપદ.

૩.

મૂળ અવેસ્તા.

પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ, મઝદાઓસ્ચ આર્મઇતિસ્ચ સ્પેન્તસ્ચ, નસે દએવી દ્રુક્ષ, નસે દએવો-ચિથ્રે, નસે દએવો-ફ્રકર્તે, નસે દએવો-ફ્રદાઇતે, અપદ્રુક્ષ્ નસે, અપ દ્રુક્ષ્ દ્વાર, અપ દ્રુક્ષ્ વીનસે, અપાખેધ્રે અપનસ્યેહે, મા મેરેન્ચઇનીશ ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

### સંસ્કૃત ભાષાંતર.

पात नो द्विपतः परि मज़्दयाश्च श्वयदरमते च
नश्य देवी द्रुक्, नश्य देव-चित्रे नश्य देवप्रकृष्टे
नश्य देवप्रधिते अप द्रुक् नश्य, अप द्रुक् ह्वर, अप
द्रुक् विनश्य अपनक्षत्रे अप नश्यसे, मा मर्चयः
गयं अस्थिवन्तं ऋतस्य ।

## ગૂજરાતી ભાવાર્થ.

હે મઝદા અને પવિત્ર આરમતિ! શત્રુઓથી અમને બચાવો. હે દાનવી દ્રુજ! તું નાશ પામ. હે દાનવ સમાન! તું નાશ પામ. હે દાનવના સર્જન! તારો નાશ થાઓ. હે દાનવી કાનુનો અનુસરનાર! તારો વિનાશ હો. હે દ્રુજ તારો વિધ્વંસ થાઓ. હે દ્રુજ! તું અદશ્ય થઇ જા. હે દ્રુજ! તારો તદન વિનાશ થાઓ. તું ઉત્તર દિશામાં વિલાઇ જઇ નાશ પામ. સતના વાસ્તવિક સર્જનને તું હાનિ ના કર.

**ટુંક સમજુતી:**

**ત્બિષ્યન્તત્ :** પ./૧ ત્બિષ્‌–સં. द्विष्. વર્તમાન કૃદંત द्विषत्-द्विषतः

**સ્પેન્તા આરમઇતિ:** સં. *श्वयद् अरमति. ઋગ્વેદમાં अरमति શબ્દ 'પૃથ્વી' અર્થમાં મળે છે. અવેસ્તા સ્પ=સં श्व. જેમકે અ. વીસ્પેમ=સં. विश्वम्. અસ્પો-अश्वः સ્પએત-श्वेत. અવસ્તાના સાત અમેષસ્પેન્ત (*archangels*) માં સ્પેન્તારમઇતિ પંચમ ગણાય છે. અને તે પૃથ્વીની અધિષ્ઠાત્રી દેવી મનાય છે. કેટલેક સ્થળે તે અહુરમઝ્દની પુત્રી તરીકે સંબોધાય છે.

**નસે :** નસ્–સં. नश् નું આજ્ઞાર્થ ૨/૧ नश्य.

**દ્રુખ્શ્ :** સં/૧ દ્રુજ્=સં. द्रुह्–ध्रुक्. 'દાનવ સત્તા'

**દએવો ફ્રદાઇતે :** સં/૧ देवप्रधिते. प्र+धा ધાતુ ઉપરથી કર્મણિ ભૂતકૃદંત प्रधित (=हित). અવેસ્તા દાત સં. धात 'નિયમ' 'આદેશ' એ વિશિષ્ટ અર્થમાં વપરાય છે. જેમકે વિ+દએવ+દાત='વેન્દીદાદ' 'દાનવો વિરૂદ્ધના નિયમો.'

**અપદ્વર :** આજ્ઞાર્થ ૨/૧ 'છુપાઈ જા' અપ+હ્વર્=સં ह्वृ ધાતુનો અર્થ ઢાંકવું, સંતાડવું થાય છે. અવેસ્તામાં દાનવો (દએવ–દ્રુજ) વિષે કંઇ કહેવાયું હોય છે ત્યારે ખાસ કેટલાક શબ્દો વપરાયા હોય છે. એવા શબ્દોને 'દએવ શબ્દો' તરીકે ઓળખવામાં આવે છે. હ્વર્ ક્રિયાપદ 'દએવ' સંબંધમાંજ વપરાય છે.

**અપાખેધ્રે :** સં/૧ અપાખેધ્ર=ઉત્તર દિશા. આ શબ્દની વ્યુત્પત્તિ ભિન્ન ભિન્ન રીતે અપાઇ છે. અપ+અખ્તર્ (ફારસી શબ્દ અખ્તર્=તારા, ઉપરથી) અર્થાત્ શશીના

તારાથી દૂર. દુજને આ શબ્દ સંબોધનદ્વારા ઉત્તરમાં અલોપ થઇ જવા કહે છે તેનું કારણ કદાચ અહુરમઝ્દની વિનાશક ઠંડીની ચેતવણી અને આજ્ઞાથી યિમે (સં. यम) સૃષ્ટિનો ક્રમ ચાલુ રહે તે માટે સર્જનકારી ઉત્તમ બીજોને ટકાવી રાખવા દક્ષિણમાં સંસ્થાન (યિમવર) વસાવેલું હતું તે હોય. (જુઓ યિમવરના હેવાલ માટે વંદીદાદ ફર્ગર્દ ૨) તે ઉપરાંત કદાચ ઉત્તર તરફથી પર્વતની જંગલી જાતોના થતા હુમલાઓને લીધે ઉત્તર ઇરાનનો પ્રદેશ વેરાન (अक्षेत्र) રહેતો હોય ત્યાં દૂર–अप+अक्षेत्र દૈત્યને નાસી જવા કહેવાયું હોય. હિંદુઓ દક્ષિણ દિશાને અપશુકનીયાળ ગણે છે તે માન્યતા સરખાવવા જેવી છે.

**મેરેન્ચનીશ્:** ૨/૧ ભૂતકાળ સૂચક પ્રારંભિક 'અ' આ રૂપની જેમ ઘણે સ્થળે લુપ્ત થયેલો હોય છે. મરેક–મહર્ક–સં. मृच्–मर्च ગુજરાતી. 'મચડવું'

**ગએથાઓ:** દ્વિ/૩ ગએથા, ગિ–સં. जि 'જીવવું' સં. गय = સૃષ્ટિ संगय = જે જીતાયું કે મેળવાયું હોય તે. અર્થાત્ ઘર, કુટુંબ, ધન, મિલ્કત વિગેરે. આ શબ્દ 'ગએથા' સ્ત્રીલિંગ છે.

**અસ્ત્વઇતીશ્:** દ્વિ/૩. સ્ત્રીલિંગ. અસ્ત્વન્ત–સં अस्थिवत् કે अस्थन्वत्. સ્ત્રીલિંગ દ્વિ/૩. अस्थिवतीः પણ અત્રે ગએથા–સ્ત્રીલિંગ દ્વિ/૩ નું સંસ્કૃત રૂપાંતર गय શબ્દદ્વારા (સમૂહવાચક હોવાથી) એકવચન અને પુલ્લિંગમાં કર્યું હોવાથી તે શબ્દનું અસ્ત્વઇતીશ્ વિશેષણ હોવાથી અત્રે अस्थिवन्तम् કે अस्थन्वन्तम् રાખવું જોઇએ.

**અષહે:** ૫/૧. અષ. વેદિક. ऋत.

૪.

**મૂળ અવેસ્તા.**

**નેમસ્ચા યા આરમઇતિશ ઇઝા–ચા.**

**સંસ્કૃત ભાષાંતર.**

**नमश्च ये अरमतिः ईहा च.**

**ગુજરાતી ભાવાર્થ.**

જે અરમતિ અને ઇહા છે તે બન્નેને નમસ્કાર.

**ટુંક સમજુતીઃ—**

**ઇઝા:** અવેસ્તા ઝ=સં. ह. જેમકે અઝેમ=સં. अहम्. ઇઝા=ईहा–इच्छा. ईह ધાતુ 'પ્રયત્ન કરવો, આતુર ઇચ્છા હોવી' ઉપરથી. ઇઝા=ખંત, આબાદી. ઇઝા પછીનો અક્ષર ચા ગાથા વાક્યોને અંતે દીર્ઘ સ્વર હોય છે તેના ઉદાહરણ સમો છે.

---

[નોંધ. [સંસ્કૃત ભાષાંતરમાં કેટલેક સ્થળે સ્વર અને વ્યંજનોની સંધિ કરી છે અને કેટલેક સ્થળે નથી કરી. બને ત્યાં સુધી સામાન્ય વાચકને મૂળ અવેસ્તા સાથે તુલના કરવામાં ઓછી અગવડ જણાય તેમ કર્યું છે. સમજુતીમાં વ્યાકરણના ઝીણા મુદ્દાઓ ઝાઝા નથી રાખ્યા.]

# પૂર્વજન્મની પ્રેયસી

રા. "મયૂખ"

"મા નવના મૃત્યુ પછીનો વાસનાદેહ એટલે ભૂત, પ્રેત કે પલીત. ભૂતના અસ્તિત્વ સંબંધમાં જગતમાં આજેય મતભેદ છે.

'મંછા ભૂત ને શંકા ડાકણ' ના આ જમાનામાં ભૂતસૃષ્ટિની વાતો કરવી એ પાગલના પ્રલાપ જેવું યે લાગે. છતાં આ મારી અનુભવ કથા છે–આપવીતી છે.

"ઉત્તર હિન્દનો ઉનાળો એટલે ગરમી. એટલી કે એકાદ સરોવર નજરે પડે તો લાજશરમ છાંડીને–કપડાં ઉતારીને ડૂબકીયાં ખાવાનું જ મન થાય.

ગગનના ગોખમાંથી ચાંદલો ચાંદનીનાં અમૃત વર્ષાવતો હતો. પૂર્ણિમાનાં અમૃત સંજીવની સમાં ચાંદરણાં અંતરમાં અવનવી સૃષ્ટિ સર્જતાં હતાં. સખ્ત ગરમીમાં ખડાઇ મારવા કરતાં મને થયું કે ચાલ જરા ચાંદરણાંમાં ફરી આવું. સામ્રાજ્યોની સ્મશાન-ભૂમિને પારણા સમી પુરાણ પ્રસિદ્ધ દિલ્હી નગરીનાં પૂરાતન સંસ્મરણોની ઝાંખી કરવાને હું નીકળી પડયો. મારી મોટર હું જાતે જ ચલાવતો એટલે મેં શોફરને સાથે ન લીધો. મોટર છેલ્લામાં છેલ્લી સ્પીડે દોડની હતી. જલાલુદ્દીનનો મકબરો ગયો ને ડાબી બાજુએ હૂમાયુન ને નિઝામુદ્દીનના મકબરા મૂકી મોટર આગળ વધી. થોડીવારમાં જ કુતુબમિનાર આવી પહોંચ્યો. હું મોટરમાંથી ઉતર્યો ને મિનાર તરફ વળ્યો. મિનારની બાજુમાં જ અલ્લાઉદ્દીન ખીલજીએ આરંભેલું એવું નિષ્ફળ અનુકરણ જર્જરિત હાલતમાં ઉભું છે ને તેની જોડાજોડ જ શમસુદ્દીન અલ્તમસનો મકબરો છે. ભારતનાં ગૌરવનાં એ ગૌરીશંકરો–ગૌરવસ્મારકો આજે જાણે આંસુ સારતાં ઉભાં છે. એના પત્થરનો એક એક કણ અનાહત નાદે પોકારી રહ્યો છે: ક્યાં છે ભારતનું એ પ્રાચીન ગૌરવ ? ભગવાન કૌટિલ્ય અને ચન્દ્રગુપ્ત નથી; પૃથ્વીરાજ ને પ્રતાપ નથી; શિવાજી ને દુર્ગાદાસ નથી; ને આટઆટલી આંસુની ઇમારતો ઊભી કરનાર મહાન મોગલોય ક્યાં છે ? આ વિચારમાં ને વિચારમાં હું આગળ વધ્યો. મારી પાસેની બેટરી સળગાવીને હું મિનારનાં પગથીયાં ચડવા માંડ્યો. છેક અગાશી પર આવ્યો. જમનાનાં જળસિકરથી શીતળ બની આવતી સમીર લહરીએ હું ઘેરાયો. કઠેરાને અઢેલીને જરાક બેઠો ત્યાં તો પોપચાં મળી ગયાં.

"થોડીવારે મને કોઇ ઢઢોળતું હોય એમ લાગ્યું. એ સ્પર્શ મુલાયમ હતો–રોમાંચકારી હતો. મારી આંખો ખૂલી ગઇ. મારી બાજુમાં જ મેં સ્વર્ગની હૂર બેઠેલી જોઈ.

'તમે કોણ છો સુંદરી ?' મારાથી પૂછી દેવાયું.

"મારો પ્રશ્ન સાંભળી એ જરાય ન ચમકી. એણે તો બરાબર મારી સામે આવી એના સુકોમળ હસ્તથી મારી હડપચી હલાવી. એનાં મુખ પર મરકલડાં વેરાતાં હતાં."

'મને ન ઓળખી નરેન્દ્ર ? હું તો રોજ રાત્રે તારી વાટ જોતી અહિં જ બેસી રહું છું......' મારા જ નામનું સંબોધન થતાં મારા અચંબાનો તો પાર જ ન રહ્યો, અને આમ

મધરાતે મારી રાહ જોતી બેસી રહેનાર આ કોણ હશે? આ વિચાર આવતાં જ મને થયું: સોહિણી અત્યારે અહિં હોય તો મારે માટે શું ધારે?

'તું શું વિચારે છે પ્રિયતમ? મને ન ઓળખી? હું તો તારી ઝરીના – જહાંગીરના દરબારની માનીતી રાધિકાને ભુલી ગયો? તારે કાજે – તારા પ્રત્યેના પવિત્ર પ્રેમને કાજે શહેનશાહની સલ્તનતને પણ ઠોકરે ચઢાવી હતી એય શું તને યાદ નથી? ......ઓ...... ઓ......નરેન્દ્ર! નથી રહેવાતું! નથી રહેવાતું! જિંદગીની જુદાઇનું દુઃખ હવે નથી જીરવાતું!' એના નાજૂક હાથ મારા હાથને વીંટળાઇ વળ્યા. ને એના પરવાળા સમા અધરોના ચુમ્બને એણે મને ગૂંગળાવી મૂક્યો.

'ઓ...ઓ...બાઇ! આમ શું કરો છો? મૂકી દો, મૂકી દો મને. હું તો મુસાફર છું. મારું નામ નરેન્દ્ર તો ખરું પણ તમારો પ્રિયતમ નરેન્દ્ર તો હું નહિજ હોઉં – કહેવા દો કે નથી જ.' મહા પ્રયાસે હું એની બાથમાંથી છૂટયો.

'ત્યારેય તિરસ્કારેલી ને આજેય તિરસ્કારશો મને? ઓ નિષ્ઠુર! હું તો યુગયુગની તારી વાટ જોતી અહિં બેઠી છું.' મને થયું કે લાવને પૂછું તો ખરો કે નરેન્દ્રે એને શાને માટે તિરસ્કારેલી? એકાંતમાં યુવતીને જોઈ કોણુ નહિ ચગ્યું હોય?

'ઝરીનાબીબી! સાચું કહો: તમે તો શહેનશાહ જહાંગીરના કાળનાં છતાં આ યૌવન, આ સૌન્દર્ય?!" 'નરેન્દ્ર! વ્હાલા! હું તો ઝરીનાનો વાસના દેહ છું. અમારી ભૂમિને ય અધિકાર છે અખંડ યૌવન ને અખંડ સૌન્દર્યનો. મારો દેહ તનેજ વાંછી રહ્યો છે–મારા અણુએ અણુ 'નરેન્દ્ર! નરેન્દ્ર!' પોકારી રહ્યા છે. એની આંખમાં મેં પુષ્પધન્વાને પણછ તાણતો જોયો. ભગવાન પારાશર ને બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર જેવા મોહનીનાં મદભર્યા કટાક્ષે ભાન ભૂલ્યા તો હું કોણ માત્ર? મેં એને ખેંચી અંતરના ઉંડેરા વ્હાલથી હૈયા સરસી ચાંપી.

'ઓ નરેન્દ્ર! છોડ છોડ મને. મારો દેહ પીગળે છે.' ઝરીનાના દીલનું દર્દ એની વાણીમાં ઠલવાતું હતું. 'હાય! મારી આત્માની ભૂખ અધૂરી જ રહી......ઓ......ઓ...... હું પીગળી ચાલી...' આટલું બોલતાં બોલતાં તો એણે મારી આંગળી પર કાંઇક સેરવી દીધું.

ઝરીના! ઝરીના! ક્યાં ચાલી વ્હા...!' ઉષાનાં અજવાળાં જગત્ ઉપર ઉતરતાં હતાં ને મારી બાથમાંનો લાવણ્ય દેહ ઓગળતો જતો હતો – હવામાં મળી જતો હતો – મારા હાથ ખાલી હતા.

'નરેન્દ્ર! નરેન્દ્ર! મનની તો મનમાં જ રહી. યુગયુગ પછી મળ્યાં પણ જુદાં જ પડવાને ......ઓ પ્રિયતમ!......પ્રભાતના પ્રકાશમાં હું પીગળી જાઉં છું......મારો દેહ પીગળી ચાલ્યો......ઓ......ઓ......પીગળી ચાલ્યો......' વાતાવરણ ઝરીનાના દર્દભર્યા રણકારથી રણકી રહ્યું હતું. 'હવે તો કાલે – કાલે રાત્રે જ મળી શકીશું......ખૂદા હાફીઝ......'

"મારા ભુજપાશમાંથી મારી એ ભૂતકાળની પ્રિયતમા – **પૂર્વજન્મની પ્રેયસી** સરી ગઇ ને હું બેહોશ થઇ ઢળી પડયો. મારૂં માથું અગાસીના કઠેરા સાથે અથડાયું ને ફૂટી ગયું.

હું બેહોશીમાંથી જાગૃત થયો ત્યારે સોહિણીનો સુકોમળ કરસ્પર્શ ભૂતકાળનાં ભૂલાયલાં સ્મરણાં જાગૃત કરતો હતો અને નસેનસમાં નવચેતન અર્પતો હતો.

**આ તે સ્વપ્ન કે સત્ય?**

# જગત્ ચ્હડે છે, કે પડે છે?

ડૉ. મંજુલાલ જમનારામ દવે
એમ.એ., પી.એચ.ડી., ડી લીટ.

(ગતાંક પૃષ્ઠ ૨૧૨ થી ચાલુ)

આધુનિક જગતનો "સંસાર" હવે તપાસીએ: તેનું સમાજજીવન હવે ન્યાળીએ. પૂર્વના દેશોનાં ઇતિહાસ પહેલાંના અતિવ કીર્તિશાળી પરાક્રમો તથા મહાભારત રામાયણ અને તે પછીનાં કાવ્યોમાં વર્ણવેલી ધનિકતા ને વૈભવી સૌ સમૃદ્ધિઓ આજ આપણે ત્યાં નથી રહ્યાં. જાપાન તથા ચીન શિવાયના એશિયાના ઘણા ઘણા દેશો તો આજ પરતન્ત્રતા ભોગવી રહ્યા છે. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રખ્યાત પ્રેસીડન્ટ વુડ્રો વિલ્સને ગત યુરોપીય યુદ્ધને અંતે જે નાની નાની પ્રજાઓને આત્મશાસન ને સ્વાયત્ત રાજ્યતંત્રની બક્ષિસો નવાજવા ઇચ્છેલું તે કેવળ પશ્ચિમમાં જ અનુસરાયું: પૂર્વના દેશો તો અંધાર સેવતા જ રહ્યા. કલા, ઉદ્યોગ તથા વિજ્ઞાનના વિકાસ પૂર્વને પશ્ચિમમાંથી જ મળ્યા: માનવજાતિને સંરક્ષવાની, તેનું જિષ્ણુપદ પામવાની અણમુલી તક તો આજ પશ્ચિમ જ ભોગવી રહ્યું છે. માનવજાતિનાં આરોગ્ય, તેનાં ઉછેર, તેના ઉદ્ધારણના માર્ગો તો તે જ દિશામાંથી આપણે અહીં ઉતરી આવે છે, અને આપણને આબાદ અને કંઇક અંશે ચિરંજીવ રાખી રહે છે. યુરપ જ રવિબાબુ કહે છે તેમ, આજના જગતના સંસારનું આચાર્યપદ ભોગવી રહેલ સર્વ કોઇને જણાયા વિના નહીં રહે. આ પદ ભોગવવા માટે તેણે ઓછી 'તપસ્યા' નથી આદરી, કષ્ટને પરિતાપ ઓછાં સહન નથી કર્યાં; કુદરતે જગત્ માટે ઓછા નરવીરો નથી જન્માવ્યા, જેમણે એક સારી ય સદીને Century of hope સમું ઉત્કૃષ્ટ ને માનનીય પદ અપનાવ્યું: જેમણે સંસારનાં જહર ઉતારવા અનેકાનેક કોશિષો કરી: અમૃત તેમાં સીંચવા અનેકાનેક પ્રયત્નો કર્યા: અને વિજ્ઞાનદ્વારા અસંખ્ય રચનાત્મક કાર્યો કર્યાં, જે વડે જગતનાં સ્વાસ્થ્ય–શારીરિક માનસિક, આધ્યાત્મિક – જળવાઇ રહે. ભગવાન ઇસુની ઓગણીસમી સદીનો ઇતિહાસ તે સંસારની જીવન્ત અભિલાષાઓને પરિપોષવાનો ઇતિહાસ છે – અલબત્ત પશ્ચિમના જગતને જોઇએ તો જ. આ સંસારમાં સાહિત્યનાં સકળ અંગ ફૂલ્યાં, ફાલ્યાં, ને ફળ્યાં. સોળમા સૈકાનો (Renaissance) સાહિત્યનો પુનરુદ્ધાર જેમ ગ્રીક ને રોમન ભાષાવાઙ્મયવડે ત્યાં વિસ્તરવા પામ્યો, તેમ આ ઓગણીસમી સદીનું Romantic Revival ફ્રેન્ચ રેવોલ્યુશને જગવેલ રાષ્ટ્રીયતા તથા આંતરરાષ્ટ્રીયતાની મંત્રણા વડે સિદ્ધ થતું જણાયું. સમાનતા, સમાનવતા, ને સ્વતન્ત્રતાના સામર્થ્યપર રચાયલી "A Career open to talent"–ની ભાવના ત્યાં સર્વોપરિ થઇ શકી, જે વડે પશ્ચિમના જગત્‌ની સાંસારિક સર્વ કક્ષાઓમાં માનવ માત્ર સવિશેષ ઉચ્ચને ઉમદા દેખાઇ રહ્યો. "*Glory to God and Relief of man's estate*" એ બેકનના જમાનાની ભાવના આ યુગમાં ફળતી જણાઇ. સંસારમાં પુરુષ ને

સ્ત્રી, આધ્યાત્મિક જગત્‌નાં પુરુષ ને પ્રકૃતિની માફક, પૂજાતાં થયાં. જનહિતના પ્રત્યેક કાર્યમાં ઉભય સાથે જ અથવા નોખાં નોખાં પણ ઉર્જસ્વલતાભર્યાં સંગીન ફલ દાખવતાં દીપી રહ્યાં. નારી પ્રતીષ્ઠાનો આ પડઘો પૂર્વના દેશોએ ઝીલ્યો, અને અન્ધાર યુગોનાં પટને ચીરી નવતર પ્રકાશને નોંતર્યો. યાજ્ઞવલ્કય ને મૈત્રેયી સમી ભવ્ય દિવ્ય ઋચાઓનાં રચનારાં અનેક ઋષિ-દમ્પતીઓ સમાં દમ્પતી પશ્ચિમના સંસારમાં પ્રકાશી રહ્યાં, જેમણે જનહિતાર્થનાં અનેકશઃ કર્મો અન્યોન્ય સંગે ઉભીજ આદર્યાં ને પૂરાં કર્યાં– એકમેકને પડખે ઉભી સત્કાર્યાં ને સન્માન્યાં. માનવસેવા ને શુશ્રુષાનાં સર્વકોઇ સંચલનોમાં ઉભય સાથે જ ધપી રહ્યાં. આનું વિરલ દૃષ્ટાન્ત તો ગોવર્ધનરામભાઇની 'સ્નેહમુદ્રા' આપણુને કરાવી રહેતી લાગે છે. ત્યાં પરદેશી એક યુગલ, પાશ્ચાત્ય એક દમ્પતી, "જનહિત", "જનહિતનો શંખધ્વનિ ઉચ્ચારતું, સારીય પૃથ્વીની 'પરકમ્મા' આદરતું કલ્પાય છે. અન્તે તે હિન્દમાં આવે છે, ને ત્યાંની કેટલીક વિષમ ને દુર્ઘટ સાંસારિક રીતિઓ જોઇ તેમને ચિત્તખેદ થયા વિના નથી રહેતો. "સ્નેહનિદાન" નામના એ "સ્નેહમુદ્રા" માંના એજ ગીતનો એક જ પંક્તિનો મંત્ર આપણુને આપણું સંસારજીવન ક્યાં છે તેની સાક્ષી આપતો ઉભો છેઃ—

"પરદેશી સજ્જન! હીન્દુઓ, ગાળે જ જીવન ક્લેશમાં."

આનાં કારણરૂપે એજ કાવ્યની બીજી બે પંક્તિઓ આ રીતે ગવાઇ છેઃ

"નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છંદથી!
પણ નારીને રોવા વિના નહીં કર્મમાં બીજું કંઈ."

મને લાગે છે કે પશ્ચિમ ને પૂર્વનાં સંસારચક્રનો ભેદ તો કદાચ નારીપ્રતિષ્ઠાના તેમ નારીસન્માનના આ ભાવમાંજ રહેલો હોવો જોઇએ. મનુ મહારાજે તો બાકી લખ્યું હતું કે "યત્ર નાર્યસ્તુ પૂજ્યંતે રમન્તે તત્ર દેવતાઃ" પરંતુ એજ મનુના કોઇ પાખંડી વંશજે તેમાં સુધારો કર્યો ને નારીપૂજાને સ્થાને નિરંતરના નારીપારતંત્ર્યને ગાતો મંત્ર ઉચ્ચાર્યો "ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ." ભગવાન મનુના પૂર્વોક્ત મંત્રની અવગણના કરતો આ નવીન સુધારેલો (વા કુધારેલો) મંત્ર જ આપણી પૂર્વની સંસાર સ્થિતિમાં જ્યાં ને ત્યાં આડે વિઘ્નરૂપે આવી રહ્યો એમ કહીશું તો ભાગ્યે જ ખોટું ગણાશે. આથી જ આપણે અહીં માદામ બ્લાવાટસ્કી કે મિસીસ બિસાન્ટ કે સિસ્ટર નિવેદિતા, કે મિસ ફ્લોરેન્સ નાઇટીંગેલ જન્માવી શક્યાં નહીં: આથી જ આપણે જ્ઞાનની વિધવિધ શાખામાં રસ લેતી માદામ ક્યુરી તેમ તેની પુત્રી સમી, મૅરી કોરેલી તેમ મૅરી સ્ટ્રોપ્સ સમી, અસંખ્ય વીરાંગનાઓ વિકસાવી – વિલસાવી શક્યાં નહીં: આથી જ આપણે અકાળે કરમાઇ ગયેલ કુસુમકલિકાઓ સમી તોરૂદત્ત, વિજયાલક્ષ્મી ત્રિવેદી ને સુમતિબ્હેન, ઉર્મિલા ને ઉમંગબ્હેન, – એ સર્વની ખોટ જ માત્ર રડવી રહી. ટૂંકામાં નારીપ્રતિષ્ઠાનો તેમ નારીના સાચા સન્માનનો યુગ ફરીથી અહીં પ્રવર્તતો થાય તો જ આ દેશનાં અંધારાં ઉલેચાય, ને તેને સ્થાને પ્રકાશનાં પુણ્યતમ અમૃત રેલાઇ રહે.

અલબત્ત આપણા આવા ભાવો તો ક્યારનાય જણાઇ ગયા છેઃ "સરસ્વતીચન્દ્ર" દ્વારા એ તો ક્યારનુંય કહેવાઈ ગયું છે કે "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબંધનમાંથી

મુક્ત – સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ ને કલેશોમાંથી છૂટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને. કુટુમ્બના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે: સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. ”

પૂર્વના જગતનો સંસાર આ રીતે એક પાંખાળો છે, ને સારાય જગતની ઉન્નતિ – તેના ઉર્ધ્વગામી ઉડ્ડયનમાં – તે આડે ઉભી રહેલ છે, એની ભાગ્યે જ ના પાડી શકાશે. સાહિત્યમાં રસ ધરાવનારી સન્નારીઓને પૂર્વના સંસારમાંથી બાદ કરતાં અન્ય કોઇ જ્ઞાનની કક્ષાઓમાં સ્ત્રીઓનો ફાળો બલ્કે કંઇ જ નથી એ કહેવું ભાગ્યે જ જરૂરતું ગણાશે.

યુરોપીય ભયંકર યુદ્ધમાં તો સ્ત્રીઓએ ભજવેલ ભાગ કાંઇક ઓર જ ને અનોખો કહેવાઇ શકશે. ત્યાં તો તેઓ બ્રહ્માણિ ને રૂદ્રાણિ સમી જ શોભતી હતી. “ વેદ મુખે ને શસ્ત્રાસ્ત્ર હસ્તમાં ” – એ રીત તેમણે સ્વીકારી હતી. અનેક જાતના વ્યાપારોમાં તેઓ યોજાયેલ અને યુદ્ધ વિરમ્યે આજ તુર્ક ને મીસરી સ્ત્રીઓ, તેમ જ્યાં જ્યાં રાજકીય સ્વાતંત્ર્ય માટે લોકગણ તલસે છે તે તે દેશોની સ્ત્રીઓ, ઓછી ગૌરવાન્વિત ને ઉદ્યમી નથી જણાઈ. આપણે ત્યાં પણ મહાત્મા ગાંધીની બન્ને પાવનકારિણી ચળવળોમાં – સત્યાગ્રહ તથા અસહકારના તેમના તીવ્ર વેગી સંચલનોમાં – સ્ત્રીઓએ ભાગ્યે જ ઓછો ભાગ ભજવ્યો કહેવાશે. વીસથી ત્રીસ હજાર મનુષ્યોની મેદની ભરાય, રાત્રિના અગિઆર વા તેથી વધુ સમય વીતી જાય, અને સ્વદેશભક્તિના મંત્રો તો ફૂંકાયા જ કરે, – તેવે સમયે સ્ત્રીઓની એ સભાની સંખ્યા લગભગ પાંચ-શેથી હજાર સુધીની હોય, એને તેમના પ્રતિ નાનુંસનું વક્ર વર્તન ન થતું હોય, તો એ સંચલનને પતિતપાવન ને પાવનકારી કહેવામાં ભાગ્યે જ અત્યુક્તિ હોઇ શકે. નિર્ભયપણે સ્ત્રીઓ તેમ કુમારિકાઓ મધરાતે પણ એ કાળની દેશની ઉદય – ઊર્મિમાં નિજ નિજ કાર્ય કરી રહેલ આ લેખકની જાણમાં છે.

આપણે ધારીએ તો આપણા સંસારને ઉજ્જ્વલ ને ઉત્કર્ષ બનાવી શકીએ. ગૃહ સમાજ રાજ્ય ને રાષ્ટ્ર હિતનાં કાર્યોમાં સ્ત્રીઓને નિજ નિજ ભાવ ભજવવા શક્તિમતી કરી રહીએ. અને ખોટા Possessionનો – સ્ત્રીકબજાનો – વિચાર ત્યાગી, Co-operation – સ્ત્રીસહકારિતાનો – વિચાર લક્ષમાં રાખીએ, ને તે દ્વારા જીવનની પ્રત્યેક કક્ષામાં, સંસારની પ્રત્યેક પ્રણાલિકામાં સ્ત્રીઓને આપણે આપણી સાથે જ રાખીએ ને તેમના દ્વારા નવું બળ અને ઔદાર્ય ઝીલીયે. આમ થતાં જ આપણા સંસારમાં આપણે પુરાણી આર્યતા લાવી શકશું – ગાર્ગીઓ ને મૈત્રીઓ દીપાવી શકશું: ભારતનાં પુરાણાં સ્ત્રીરત્નોનાં નામો સાથે જ આપણા અર્વાચીન જગતની સ્ત્રીઓનાં સ્થાન સ્થાપી શકશું. આ દિવસ જ જગત્ સમસ્તની સુભગ સંસ્કૃતિનો ગણાશે. આ દિવસે જ પૂર્વ ને પશ્ચિમ એક અભિન્ન આર્યત્વની લ્હાણ લ્હાતાં સ્વીકારાશે: ને શાન્તિ સ્વાસ્થ્ય ને આનંદમાં પ્રોત્સાહક ભાન અનુભવતાં ગણાઇ રહેશે.

આધુનિક સંસારના પૂર્વ – પશ્ચિમના નારીજીવનને તપાસી હવે આપણે પુરુષ – જીવન પ્રત્યે વળીએ. ને ત્યાં જોઇએ કે “ અસ્મિતા ” એ આજના પુરુષોનો – યુવકોનો – અતિ અજબ

ને આકર્ષક ગુણ થઇ પડેલ છે. થોડા વર્ષ પૂર્વે યુરપમાં League of Youths આપણા અહીંના યુવકમંડળ સમું સ્થપાયું-એવા આશયથકી કે વડિલો જગતને હજી ખુનખાર લઢાઇઓ-માંથી દૂર બેસવી શક્યા નથી, તે તેમના મમતીલા સ્વભાવને અંગે છે, તો તેવા સ્વભાવથકી પર યુવકો એવું વાંછી રહે છે કે જગત્ ક્યારે શાન્તિ ભોગવતું થાય, ક્યારે તેનાં શસ્ત્રાસ્ત્રો કેવળ નખસમાં નહિવત્ જ થઇ રહે, ક્યારે જગતમાત્રમાં નિરસ્ત્ર યુગ પ્રવર્તી રહે, અને Pax mankindનાં રણશીંગાં ચોપાસ ફૂંકાય. તેઓ ઇચ્છે છે કે ઘડાતા માનવ ઇતિહાસનો તેમ ભવિષ્યના ઉત્કર્ષક સંચલનનો પ્રેરક ચાલક ને શાસક યુવક છે. ભાવિ માનવનાવનો કપ્તાન તે છે: અને એવું મનોહર ગાતો તે કલ્પાયો છે કે:

"ભલો થઇશ, બહાદુર થઈશ હું, પ્રભુ મારગનો જાણ:
દૂર દૂરના દરિયાઓ ઉપર ઘુમશે મ્હારાં વ્હાણ:
થઈશ હું નાવનો કપ્તાન"

આ ભાવનાને સાર્થક કરતી આપણી સર બેડન પોવેલની સ્વીકારેલી Scoutsની સંસ્થાનો વિચાર કરીએ: ત્યાં પણ તેનો આદિ તેમ અંતિમ શબ્દ એક જ છે: અને તે Social Helpfulness સામાજિક સહાયકતા. યુવકોની સારીય કેળવણી-નો પાયો આ Social Helpfulness પર અવલંબેલ એ સંસ્થાના મહાન સંચાલક સ્વીકારી રહેલ છે, ને તે દ્વારા સારીય સુસંસ્કૃત માનવસમાજમાં બાલ-યમુની :નાનીમોટી અસંખ્ય સંસ્થાઓ આજ આપણે અસ્તિત્વમાં આવી જોઇ શકીએ છીએ. અને New Spiritને, જગત સંસ્કૃતિના most modern idealને, માનવસમાજ સમક્ષ મૂકતી ન્યાળી શકીએ છીએ. આવી જ રીતે કુમારિકાઓની Girls Guides ની સંસ્થા પણ ઉપયોગી તેમ આનંદન ભાવ પ્રકટાવી રહેલ છે. ટૂંકામાં કુમાર તેમ કુમારીકાઓને આજનું જગત્ વીસર્યું નથી જ. બલ્કે ભૂતકાળના કોઇપણ સમય કરતાં આજનો જમાનો બાળકોને વધારે વશવર્તી બન્યો હોય એમ સહસાજ જણાવી શકાશે. બાકી શિશુસપ્તાહોના માનવ ઉદ્ધારણના મહાધ્વનિ ઠામ ઠામ આજ ન ગર્જી રહત: બાળ-સંગોપન તેમ બાળ-ઉછેરના વિરલ નાદ વાતાવરણમાં સ્થળે સ્થળ ન સુણાઈ રહત. ટુંકમાં યુવાનો જેમ બાળકો પ્રત્યે આજના જગત્‌ના જેટલો સમભાવ છે તેટલો કદાચ વેદના કાળને બાદ કરીએ, અથવા વર્ણ તેમ આશ્રમ જે કાળે યથાસ્થિત તેમના ઉંડેરા મર્મને અનુલક્ષી પળાતાં હશે તે સમયને બાદ કરીએ, તો ભાગ્યે જ જગતના કોઇપણ અન્ય દેશમાં આટલો સર્વોપરિ હોઇ શકેલ. જર્મનીની Women's Patrotic Association; જે સંસ્થા સમી એક મહોજ્જવલ સંસ્થા સ્થાપવા આપણે અહીંના એક સન્નારીનું જીવનસ્વપ્ન હતું-તે એસોશીએશનને ને તેના કાર્યને જોઇએ, વા તે સંબંધી "જર્મનીની ઉન્નતિ" એ નામક પુસ્તકમાં તે વાંચીએ, વા તેવી ઇતર પ્રદેશોની સંસ્થાઓ વિષે વિચારીએ, તો જરુર આપણને સમજાયા વિના નહિ રહે કે પૃથ્વીપાટે ફૂટતા એ ચેતન ફૂવારાઓ માટે, ભાવિસંસારના નાવિક તેમ કપ્તાનોને માટે, આ જ જગત્ શું શું અજબ કાર્ય કરી રહેલ છે. માર્વીન તો તેના Living Past નામના ઉચ્ચતમ એક પુસ્તકમાં જણાવે છે કે બાળકની શુશ્રુષા આજ વર્તમાન જગત્ આદરે છે તેટલી તો ભાગ્યે જ ભૂતકાળ-માં આદરાઇ હોય. કારણ વર્તમાન જગતને જાણ છે કે બાળકનો મહિમા મોટો છે.

એ આવતી કાળનો પુરુષ છેઃ એ કદાચ તેના પછીના કાળનો પુરુષોત્તમ (અતિમનુષ્ય–Superman) પણ હોય.

જગતનાં નવજન્મતાં બાળકો માટે જ્યારે આવી આદર્શ ભાવનાઓ આજનું જગત્ રાખી રહેલ છે, તો પછી તે જગતને આપણે જરુર સ્હડતું જ કહી શકીશું–તેના સંસારને આપણે વિકસતો જ જણાવી રહીશું, "પૃથ્વી પર દૈવી શાસન પ્રવર્ત્તમાન કરવું હોય તો તમે સૌ બાળકો સમા નિર્દોષ ને નિખાલસ થઇ રહો– બાળકો પ્રત્યે પ્રેમભાવ ને દયાભાવ દાખવી રહો"–એ ભગવાન ઇસુનો મંત્ર આજની પૃથ્વીની આઠે દિશાઓમાં પળાતો આપણે જોઇ શકીએ છીએ, ને તે વડે જ જણાવી રહીએ છીએ કે જગત્ ઉંચું સ્હડે છેઃ કારણ તેણે બાળકમાં પ્રભુનાં દર્શન કર્યાં છેઃ બાળકમાં પ્રભુભાવને વ્યક્ત કર્યો છેઃ બાળકનાં વૃદ્ધિ તેમ વિકાસ, તેના પ્રભાવ તેમ પ્રતાપ, તેનાં સુન્દરતા તેમ ઓજસ્, ગીતાજી ભાખે છે તેમ, તેનું સર્વ કાંઇ વિભૂતિવન્તુ, સત્ત્વશીલ, શ્રીમદ્ ને ઉન્નતિ–શોભીતું પરાક્રમી ને યશસ્વી–સર્વ કાંઈ આજે જગતને સંરક્ષવું છે, ઉત્તેજવું છે, વિકસાવવું ને વિલસાવવું છે.

ધર્મ ને સંસાર પછી હવે આપણે જગતના રાજ્ય તરફ વળીએ. આજનું જગત્ તેની રાજ્યભાવનામાં પૂર્વ ને પશ્ચિમના બે પ્રખર વિચારકોના વિચારવડે સંભૃત થએલ સર્વ કોઇ તે દિશાના જાણકારને જણાયા વિના નહીં રહે. પૂર્વના મહાનચિંતક બાબુ રવીન્દ્રનાથ ઠાકુર અને પશ્ચિમના અજબ મંત્રદ્રષ્ટા એચ્. જી. વેલ્સ–એ ઉભયે જગતનાં શાસન અને પ્રાણને માટે પોતપોતાના Creed of Internationalism તથા Theory of the World Stateની મહાવાણી ઉચ્ચારી છે–એવા મહદ્ આશય થકી કે તે દ્વારા જગતની પ્રજાઓ અન્યોન્ય સહ સંપૂર્ણતઃ સમભાવ આદરતી થાયઃ તેમનામાં માંહ્ય માંહ્ય સદૈવ સુલેહ તેમ શાન્તિનાં મહારાજ્ય પ્રવર્ત્તી રહે; સદૈવ તેઓ પરમ આનંદવંતા ભ્રાત તેમ ભગિનિભાવ વડે અન્યોન્યસહવર્તી રહેઃ અને માનવએકતાની જીવનલ્હાણ પરસ્પર લ્હાઇ રહે. મહર્ષિ ટાગોરે આ ઉચ્ચતમ સન્દેશ પોતાના એક સર્વોત્કૃષ્ટ પુસ્તક "The Creative Unity" દ્વારા જગતને આપેલ છે, જ્યારે મહાશય વેલ્સે તેવા જ એક ઉત્તમ પુસ્તક The Salvaging of Civilization દ્વારા તેને આપણી સમક્ષ સ્થાપ્યો છે. અને "પૃથ્વીના બે મહાન વિચારકો" એ નામક આ લેખકે આલેખેલ એક નિબંધ, જે પૂનાના "ચિત્રમય જગત્" માં પ્રસિદ્ધ થયેલ છે, તે દ્વારા આપણી ગુજરાતી જનતા સમક્ષ તેને મૂકેલ છે;–એટલે અત્રે તેનું પિષ્ટપેષણ કરવું ઇષ્ટ નથી જ. માત્ર એટલું જ જણાવવું આવશ્યક થઇ પડે છે કે જગતના રાજદ્વારી ચિન્તકો આજ એવું ઇચ્છી રહ્યા છે કે જગત્ નોંખી નોંખી પ્રજાઓમાં ભલે વીખરાયલું રહે, પરંતુ તે તેની ભૌગોલિક જુદાઇને જ દાખવી રહે– રાજદ્વારી બાબતમાં તો તે આંતરપ્રજાત્ત્વને આંતરરાષ્ટ્રીયત્વને જ વધાવતી થઇ રહે. એક યુરપમાં જ એક મનુષ્યને આજ સારાય ખંડની મુસાફરી કરવી હોય તો અનેક રાજ્યના Permits તેમ Visa તેને માગવા પડે છે– તેમ અનેક જાતનાં નાણાંઓની તેને આપલે કરવી પડે છે. આંતરરાષ્ટ્રીયતા વા વિશ્વરાજ્યતંત્ર એવું જણાવે છે કે તે મનુષ્ય મઝેથી સારાય યુરપમાં સર્વ પ્રજાઓના એકજ ચલણી નાણા વડે ફરી શકશે.

તેને વારંવાર પરમીટ બદલવાની જરૂર જ નહીં પડે— અને જે રીતે અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સનો મુસાફર આજ માત્ર ૭ જ દિવસમાં સારાં ય એ સ્વતંત્ર છતાં પરસ્પર સમભાવંતાં રાજ્યોમાં ફરી શકે છે, તેમ તે યુરપના અનેક દેશોમાં ફરી શકશે. આજ રીતે શિક્ષણક્રમની વ્યવસ્થા પણ આંતરરાષ્ટ્રીયપણે રચાવી જોઇએ છે. અહીંની ટાગોરની વિશ્વભારતી જેવી યુનિવર્સીટીઓ, જ્યાં પૂર્વ પશ્ચિમ એકઠાં મળે, ને નિજ નિજ જ્ઞાનને આપે લે. કારણ આજ પૃથ્વીની પ્રજાઓનાં 'કલા સાહિત્ય ને વિજ્ઞાન એક જ પ્રજાનાં નથી ગણાતાં. એક રવિ બાબુનાં નાટકો એકલા બંગાલ માટે આજ નથી, તેમ નથી તે એકલા હિન્દ માટે ય. તે તો સારી ય પૃથ્વીની પ્રજાઓ માટે છે. નહિતર મિલાનવાસીઓ આજ તેમની Post Office નામની નાટિકાને નવીન શિર્ષક King's Letter ને સાર્થ નામે વધાવી ન લેત: તેજ પ્રમાણે પશ્ચિમના સાહિત્યકો, કલાવિદો ને વિજ્ઞાન વિશારદો પણ એકલા પશ્ચિમના પોતપોતાના દેશો માટે કાર્ય નથી કરતાં. ઈંગ્લંડના બર્નાર્ડ શૉનું "સેન્ટ જોન" પ્રથમ ન્યુયોર્કમાં ભજવાયું, ને પછી ઈંગ્લંડે તેને વધાવ્યું. તેમ ઘણા યે રશિયન નવલકથાકારોનાં પુસ્તકોની પ્રથમાવૃત્તિઓ પોતાના દેશમાં ન થતાં અન્ય દેશોમાં થયેલ છે, જ્યાં તેમના ગુણાનુવાદો ગવાયે પોતાના દેશમાં તેઓ સત્કારાયા છે. શેક્સપીઅર આજ જેટલો જર્મનોનો છે તેટલો પોતાની જન્મભૂમિ ઈંગ્લંડનો નથી. તેમ ઇબ્સેન સારીય પશ્ચિમની જનતાનો આજ જેટલો માનીતો થઇ પડેલ છે, તેટલો એકલા નિજ જન્મદેશ નોર્વેનો નથી જ. આજ રીતે સર જગદીશ ને રવિબાબુ, ગાંધીજી ને એન્ડ્રુસ, એક પ્રજાત્વના ભાવ થકી પર આંતર પ્રજાત્વના ભાવપર ઝઝુમતા હોઇ,— **विद्वान् सर्वत्र पूज्यते**— એ ન્યાયે સર્વત્ર પૂજાય છે. કારણ તેમની દષ્ટિ ગોવર્ધનરામભાઇ જણાવે છે તેવી ઋતંભરા પ્રજ્ઞાને વહતી છે: સ્થળકાળ સર્વત્ર માપતી તે પ્રકાશી રહી છે; ને એવા દષ્ટિવન્તાઓ, એવા ક્રાન્તદષ્ટાઓ— સમગ્ર પૃથ્વીની પ્રજાઓના રોગ તપાસે છે, તેની ચિકિત્સા કરે છે, તેમને જોઇતાં ઔષધ આપે છે, ને સાથે પૃથક્ પૃથક્ અનુપાન પણ પાય છે,—જે વડે જગત્ બહુ જ જલદીથી શાન્તિયુગ વા નિરસ્ત્રી-યુગને ભજતું થઇ રહે. આથી જ વુડ્રો વિલ્સને League of Nations ની સ્થાપના કરતાં પુરાણમાં આલેખેલ સમુદ્ર મન્થનમાંના દેવોએ લીધેલ ચૌદ રત્નો સમાં જગદુદ્ધરણના ચૌદ મૌક્તિકમંત્રોનો ઉપદેશ કર્યો: આથી જ લેનિને Communism ની, ઉપનિષદ્કારે જણાવેલ "મા ગૃધ કસ્યસિદ્ ધનમ્" સમી મહાભાવના પ્રચારમાં મૂકી, ને જમીનદાર તથા મૂડીદારોવડે રચાયલી સમાજવ્યવસ્થાને પલટી, તેને સ્થાને Workmen's Republic ની સ્થાપના કરી અને આથી જ અહીં પૂર્વના એક પરતંત્રતા ભોગવતા, પરંતુ ખંડની મહત્તાનું માન પામી સૌ પ્રજાઓમાં નિજ એકત્વને ઓળખાવનાર હિન્દમાં પણ મહાત્મા ગાંધીએ તેમનાં ચેતનવન્તાં બે શસ્ત્રો સત્યાગ્રહ ને અસહકાર ઉંડેરી નિજ બ્રાહ્મક્ષાત્ર બુદ્ધિવડે સારી ય હીન્દની ને તે દ્વારા પૃથ્વીની સમસ્ત જનતાને બક્ષ્યાં. અને સત્ય તથા અહિંસાનાં મંત્રનીર છાંટી તેમને સૌ પ્રજાઓમાં વહતાં કર્યાં.

પણ આ સર્વ શા માટે કરવામાં આવ્યું ? ભિન્ન ભિન્ન દેશોમાં ઇસુની આ વીસમી સદીની પ્હેલી જ પચ્ચીસીમાં રાજ્યવિપ્લવના અને સમાજવિપ્લવના ધ્વનિ શા માટે

આટઆટલા ગર્જી રહ્યા? કિયાં ઉષ્મા, પ્રકાશ ને સંજીવન જગતભરમાં ભરવા તેઓ આટઆટલાં સર્વત્ર પ્રવર્ત્તી રહ્યાં? પૃથ્વી જૂની વેદની એક મહા પ્રાર્થનાને તો આપ સૌ પિછાનો છો જ. જગતની પ્રજાઓ જુદે જુદે રૂપે ને નામે એ મન્ત્રો જપે છે:

"અસતમાંથી સતભણી, તમસૂથી જ્યોતિર્ભણી:
મૃત્યુથી અમૃત પ્રત્યે, દોરો પ્રજ્ઞા નિર્મળિ."

ગાંધીજી જેમ પોતાના જીવનચરિતને *My Experiments with Truth*—સત્યની સાથેના મ્હારા અખતરાઓ—એ નામે ઉદ્દેશે છે, તેવી જ રીતે જગતની ઉપલી રાજદ્વારી સંચલનનો ક્રિયાઓ પણ સત્યના, જ્યોતિના, અમૃતના માર્ગને વહતી, તેને પાળવા ને તેમાં પ્રવેશવાના અખતરા સમી છે. એટલે આપણે તેની ક્ષણિક હારોને નહિ જ જોઇએ. આપણે તો તેમાં વહતા નિત્યના જયના જયકારને જ સૂણીશું. કારણ ઉપનિષદકાર ગાય છે કે "સુવર્ણ પાત્ર વડે સત્યનું મુખ આચ્છાદિત થયેલ છે"—અને સત્ય ઓળખવાની એષ્ટણા રાખનાર મનુષ્યની દૃષ્ટિને માટે તેને અનાચ્છાદિત કરવા પૂષનને આદેશ થયેલ છે. એ પૂષન્—સર્વનો પોષક પિતા,—તેના કરૂણાપ્રસાદ વડે જ્યારે મનુષ્યને સાચું સત્યાન્વેષણ કરાવી રહેશે, ત્યારે જગતના ધર્મમાં, તેના સંસારમાં, તથા તેના રાજ્યમાં અપરિમિત પ્રકાશ અવતરશે ને સમસ્ત પૃથ્વી અનરત જ્યોતિર્વન્તી વિલસી રહેશે.*

---

## કલ્પના

ઉરે સ્ફુરે છ કલ્પના,
વિશાળ વ્યોમ જેવડી,
પ્રચંડ વાયુ શોકનો
ધસે છ કલ્પના પ્રતિ:

વિશાળ કલ્પના અને
અનન્ત જ્યોતિ પ્રેમની
ઉરેજ મુજ આવડા
સમાઇ કેમ રે શકી?

સુમન મોદી

---

* પ્રસ્તુત લેખ ૧૯૨૯ માં લખાયેલ—મુકુરના વાંચક બન્ધુઓ જોઈ શકશે કે એમાં ઉંડેલી વ્યંજનાઓ આજે ય સાચી છે.
મં. દવે

# ચહાદેવીનું મહાત્મ્ય

## રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી બી. એ.

આપણા દેશમાં ચૈત્ર મહિનામાં કડવો લીમડો ખાવાનું મહાત્મ્ય છે. પીપળા તથા વડની પૂજા કરનારને તે વૃક્ષોનું મહાત્મ્ય આપણા વિશાળ શાસ્ત્રસાગરમાંથી જરૂર મળી રહે. પરંતુ આજે આપણી જગતપ્રિય ચહાના છોડનું પણ એવું પુરાણ છે એમ કોઈ કહે તો આપણા પ્રાચીનતાના પૂજકોથી માંડીને ભણેલા સુધારકો પણ કદાચ આશ્ચર્ય પામે. સુધરેલી દુનિયાના લોકોએ આજે અપનાવેલી ચહાનું પાન કરવાનો રિવાજ ચીન અને જાપાનના એક અતિ પ્રાચીન અને ધાર્મિક રિવાજને આભારી છે એ હકીકત ઘણાં થોડા માણસોને ખબર હશે. ચહા પીવાનું ઉત્તમોત્તમ ધોરણ આપણા દેશના લોકોને યુરોપીઅનો આજે પૂરું પાડે છે. ચહા તો અંગ્રેજ પ્રજાની! મુંબાઈવાસીઓ કહે છે ચહા તો ગોખલેની કે મોન્જીનીની કે તાજમહાલ હોટલની! પરંતુ ચહા એ એશિયાનું પીણું છે અને ચીન જાપાનમાં–ખાસ કરીને જાપાનમાં–ચહા પીવાની જે રીત છે તેની સરખામણીમાં યુરોપના લોકોની કે આપણી રીત લગભગ ગ્રામ્ય કહી શકાય. આપણી હોટલોમાં કે "વિલાસો" માં ચહાના રગડા પીનાર લ્યો કે ગઈ પેઢીમાં "નરદમ દૂધની ચહા કરી, ધન ધન ધના પટેલ" –એમ ધનજીશાહ પારસીને બીરદાવનાર કવિ દલપતરામની "નરદમ દૂધની" ચહાની પસંદગીથી માંડીને આપણાં ગામડાઓમાં તામડીઓમાં ભરીને ભરી એલચી સુંઠ ફૂદીનો વગેરે લીલા સકા અને તીખા સુવાસિત મસાલા ભરપૂર પ્રમાણમાં નાંખીને બનાવેલી ચહા પીનારને શી ખબર કે જાપાનમાં તો ચહા એ એક Delicacy–ચહા એ વિશિષ્ટ પીણું છે, ચહા પીવી એ તો એક કલામય–ધાર્મિક વિધિ છે!

ચહાને કપમાં, કોડીયામાં કે તાંસળામાં ભરી સબડકા સાથે રકાબીમાં ભરેલું તળાવ પીનારને કોઈવાર એમ લાગે કે પ્યાલાને નાજુકાઈથી પકડીને ધીમે ધીમે sip કરનાર અંગ્રેજની રીત અત્યંત સફાઈદાર, નાજક અને આદર્શ કલામય છે. પરંતુ જો જાપાનીસ લોકોની ચહા પીવાની વિધિ તેઓ જુવે તો તેમને યુરોપીયનોની પીવાની રીત પણ હસવા જેવી લાગે.

ચહાની ઉત્પત્તિ વિશે એમ કહેવાય છે કે ચીનનો મહાન તત્ત્વચિંતક અને યોગી ધારુમા જ્યારે જ્યારે ધ્યાન કરવા પ્રયત્ન કરતો ત્યારે ત્યારે ખાસ કરીને રાત્રિએ તેના ચિંતનમાં ઉંઘને લીધે હંમેશાં ખલેલ પડતું. આથી નિદ્રા ઉપર ગુસ્સે થઈને એકવાર તેણે પોતાની બન્ને પાંપણો કાપી નાંખી, એનો એ પાંપણો વિનાનો ઉઘાડા ડોળાવાળો બિહામણો લાગતો ચહેરો ઘણાં જાપાનીઝ અને ચીનાઈ ચિત્રોમાં જોવામાં આવે છે. તેણે પોતાની પાંપણો જ્યાં નાંખી ત્યાં આગળ બે સુંદર છોડ (આપણા ભક્ત કબીરે નાંખેલા વડના દાતણની પેઠે) ઉગ્યા. ચહામાં નિદ્રા દૂર કરવાનો જે ગુણ કહેવાય છે તેનું મૂળ વાંચનાર આ કથામાં જોઈ શકશે.

જ્યારે ચીનમાં શુંગવંશનું રાજ્ય હતું ત્યારે લા–ઓત્સ કરીને એક મહાન મીમાંસકે 'તાઓ' નામથી પ્રસિદ્ધ થયેલ એક દર્શન રચ્યું. ચહાને અને આ તાઓઇઝમને ઘણો ગાઢ સંબંધ છે, તે આપણે જોઇશું "તાઓ" એટલે "પંથ,–રસ્તો" –સત્યનો અબાધિત નિયમ, કોઇ નિરપેક્ષતત્ત્વ. "તાઓ" ના બીજા એક મત પ્રમાણે "તાઓ" એટલે રસ્તો નહિ પરંતુ "ગતિ" "યાત્રા" "અવિરત વિકારીતત્ત્વ." કહેવાય છે કે લા–ઓત્સ ઇ. સ. પૂ. ૫ મી સદીમાં થઇ ગયો અને કદાચ બુદ્ધનો સમકાલીન પણ હોય. એના મત પ્રમાણે "તાઓ" તો સર્વેને ધારણ કરનાર આદિ તત્ત્વ છે, સ્વર્ગ અને નરકની પૂર્વે 'તાઓ' હતો. 'તાઓ' ગહન છે, એકાંતમય છે. જગતમાં સઘળું વિકારી છે પરન્તુ 'તાઓ' જ માત્ર અવિકારી છે. સર્વે પરિવર્તનો તેમાં થાય છે, પરંતુ તેને જરાપણુ નુકશાન થતું નથી. જગતનું–વિકારી સૃષ્ટિનું–તે આદિકારણ છે.

**"તાઓ ઇઝમ" અને ચહા**

આ પ્રમાણે વિરાટમાં વિકાર થયા કરે છે તે તત્ત્વને 'તાઓ' કહેવામાં આવે છે. સનાતન વિકાર પાછો પોતા ભણી વળે અને નવીન રૂપો ઉત્પન્ન કરે તેનું નામ 'તાઓ'.

પરંતુ પ્રશ્ન થશે કે આ વિકારના સનાતન સ્વરૂપ 'તાઓ' નો ચહા જોડે શો સંબંધ?

હકીકત એમ બની કે "તાઓ મતના અનુયાયીઓમા "ઝેન" (સંસ્કૃત શબ્દ "ધ્યાન" નુ ચીનાઇ સ્વરૂપ!) નામનો એક પંથ નીકળ્યો. અને એ 'ઝેન' બૌદ્ધોએ "ચહા" ને પોતાની ધાર્મિક વિધિમાં સ્થાન આપ્યું. રાત્રે ધ્યાન કરવા માટે બેસતા પહેલાં દરેક 'ઝેન'–ભિક્ષુ એક કમંડળૂ ભરીને ચહા પીતો હતો. આ પ્રમાણે આપણા દેશમાં શંકરની–"વિજ્યા"–ભાંગ–પેઠે ચહા ચીનમાં ધાર્મિક પ્રતિષ્ઠા પામી.

જ્યારે ચીનમાં થઇને 'ઝેન' ધર્મ જાપાનમાં આવ્યો ત્યારે–૧૫ મી સદીમાં–ચહા જાપાનમાં દાખલ થઇ. પરંતુ જાપાની પ્રજા તો રહી જન્મથી કળાપૂજક, એટલે તેને તો "ચહાની મીમાંસા"–ટી ઇઝમ–જ બનાવી અને ચહા પીવાનો વિધિક્રમ એવો તો કલામય બનાવ્યો કે ઝેન ધર્મમાં ન હતા તે લોકોમાં પણ એક અર્ધ ધાર્મિક અને રસિક કલા તરીકે ચહા પીવાની ક્રિયા દાખલ થઇ આખા જાપાનમાં વ્યાપી ગઇ.

જાપાનમાં ચહા કરવાની ક્રિયા એટલે સૌંદર્યને પ્રથમ છૂપાવી પછી તેની શોધ કરવાની કલાઃ ચહાની આખી વિધિ એટલે જે પ્રગટ ન કરી શકાય તેને ધ્વનિ વડે સૂચવવાની કલા. ધીમે ધીમે 'ચહા' એટલે પવિત્રતાની અને સુકુમાર સંસ્કારિતાની પૂજા એમ મનાવા લાગ્યું: માનવજીવનના નિર્જન અરણ્યમાં, રોજના જીવનની જરૂરિયાતોથી ભરેલી શુષ્કતામાં લીલી વીરડી તે ચહા! જીવનકલહમાં થાક્યા પાક્યા માનવો ચહા પીવાની સાથે સાથે કલારસિકતાનું પણ પાન કરી શકે એવી જાપાની લોકોની ચહા પીવાની વિધિ છે.

"તાઓ" ના સનાતન વિકારીત્વના સિદ્ધાન્ત પ્રમાણે 'ગતિમાન અનંત' એટલે જ વર્તમાનકાળ. સાપેક્ષતા વર્તમાનમાં જ પ્રગટ થઇ શકે. આજુબાજુની પરિસ્થિતિ સાથે મેળમાં બેસી જવું એ કલાનું લક્ષણ છે. ચહાની વિધિમાં એ કલા વ્યક્ત થાય છે.

ચહાની વિધિને ધાર્મિક સ્વરૂપ આપનાર મીમાંસાના ઉત્પાદક લા–ઓત્સનું જીવન પ્રત્યેનું

દૃષ્ટિબિન્દુ નીચેના રૂપક વડે સ્પષ્ટ થાય છે.

એક બરણીમાં સરકો તૈયાર કર્યો હતો. તેના માલિકે ત્રણ પરીક્ષકોને તેની પરીક્ષા કરવા બોલાવ્યા: બુદ્ધ, કોન્ફ્યુશીયસ અને લા-ઓત્સ. ત્રણેએ બરણીનો રસ ચાખીને જુદો જુદો ઉત્તર આપ્યો. બુદ્ધે કહ્યું–' કડવો ', કોન્ફ્યુશીયસ કહે ' ખારો ', લા-ઓત્સ બોલ્યો ' મીઠો '!

સરકા વિષેના એ ત્રણેના અભિપ્રાયમાં એ ત્રણ મહાન ધર્મપ્રવર્તકોનું જીવન પ્રત્યે લાક્ષણિક દૃષ્ટિબિંદુ રજુ થયલું જણાય છે.

જીવનમાં મીઠાશ–મધુરતા જોનાર લા–ઓત્સ માનતો કે શૂન્યાવસ્થામાં–અવકાશ હોવામાં –સાચી વાસ્તવિકતા રહેલી છે. એક ઓરડીની વાસ્તવિકતા શેમાં છે? તેની ભીંતોમાં કે તેના છાપરામાં નહિ, પરંતુ તેની ખાલી જગામાં. ઘડો કે ગાગર શા માટે ઉપયોગી છે? કારણ કે તે ખાલી છે. તે કેટલે અંશે ઉપયોગી હોય છે? જેટલે અંશે તે ખાલી હોય છે! જેટલા પ્રમાણમાં વસ્તુ ખાલી તેટલા પ્રમાણમાં તે ઉપયોગી. શૂન્યાવસ્થા આ પ્રમાણે સર્વશક્તિમાન છે, કારણ કે બધું જ તેમાં સમાઇ જાય છે. અવકાશમાં જ ગતિ શક્ય છે. જે માનવ પોતે એવી શૂન્યાવસ્થા પ્રાપ્ત કરી શકે તે સર્વે અવસ્થાનો સમ્રાટ થઇ શકે.

શૂન્યાકારની એ સ્થિતિ જ્યારે કલામાં વ્યક્ત થાય છે ત્યારે ' ધ્વનિ '–' સૂચના '–રૂપ બની રહે છે. પ્રત્યેક દૃશ્ય કે રસેચ્છુના અંતરમાં તે જૂદું જૂદું વ્યક્તિગત-સ્વતન્ત્ર-સ્વરૂપ ધારણ કરી શકે એવી ખાલી જગો શૂન્યાવસ્થા-" ધ્વનિ " રાખે છે. ચહા પીવાની વિધિમાં આ ' ધ્વનિ ' અને ' સૂચના ' નો ઘણો ઉપયોગ કરવામાં આવે છે. જાપાનમાં ચહા પીવાની વિધિ સાથે ફૂલો અને ચિત્રોનો અવિભાજ્ય સંબંધ થઇ ગએલો છે. વળી તેમાં સુગંધી ધૂપ પણ ખરો.

ચહા પીવાની જાપાનીઝ ઓરડીમાં આપણને જાપાનની સંસ્કૃતિનું શુદ્ધ પ્રતિબિંબ દેખાય છે એટલું જ નહિ પરંતુ જાપાનના કુટુંબજીવન પર અને સામાજિક જીવન પર તેની ઘણી જ અસર જણાય છે. ખાવાનાં વાસણો, ખાવાનું પીરસવાની તેમની પદ્ધતિ, જાપાનીઝ પહેરવેશ વગેરેમાં જે આછા અને હળવા રંગોની પસંદગી અને સાદાઇ સાથે સૌંદર્યનો અસાધારણ મેળ દેખાય છે તેને માટે ચહાની વિધિની અસર મોટે ભાગે જવાબદાર છે. અને છતાં સાદી દેખાતી ચહા પીવાની ઓરડી, જો ચહા પીનાર ખરો ચહાનો રસિયો હોય તો, એક બંગલા કરતાં પણ વધુ ખર્ચાળ હોય છે! એના કારિગરો જૂદા હોય છે એટલું જ નહિ પણ એમાં વપરાતા વાંસ પણ ખાસ ઉત્તમ જાતના જ પસંદ કરવામાં આવેછે.

ચહાની ઓરડીને જાપાનીમાં " સુકીયા " કહે છે. " સુકીયા " એટલે " ઝુંપડી " એનો અર્થ " તરંગનું રહેઠાણ " પણ થાય. સામાન્ય રીતે એનું માપ ૧૦ ફૂટ ચોરસ હોય છે. અને તેમાં પાંચથી વધારે માણસો ભાગ્યે જ બેસે છે. ચહાની ઓરડીથી તે ચહાના વાસણોની પસંદગી અને તેમાં વપરાતાં ફૂલ અને ચિત્રોની વિવિધતા વગેરે વિધિનો ક્રમ રીક્યુ નામના એક ચહાના પરમ ભક્તે નક્કી કર્યો છે. ચહાની ઓરડીમાં સૌંદર્યની પૂજા એ મુખ્ય ઉદ્દેશ ગણાય છે. ચહાની ઓરડીનું વાતાવરણ ( Refined poverty ) " સુસંસ્કૃત ગરીબાઇ " નું હોવું જોઇએ. એવી જાપાનીઝ માન્યતા છે. અને ચહાની ઓરડીમાં પુનરુક્તિને તો સ્થાન

હોય જ નહિ. એની એ ઓરડીને ફરીને એને એ રીતે કદીપણ શણગારવામાં આવે નહિ તો જ તેનો માલિક ચહાનો ખરો ઉસ્તાદ ગણાય. અને ચહાની ઓરડીની એ દેખીતી સાદાઇ પાછળ તેના માલિકની કાળજીભરી અગમચેતી અને રસિકતાનું પુષ્કળ મન્થન હોય છે. પુષ્પોની ગોઠવણ, ચિત્રની પસંદગી અને સ્થાનફેર ઋતુ ઋતુ પ્રમાણે ચહાની ઓરડીના સઘળાં સુશોભનોમાં ફેરફાર એ તેનાં ખાસ લક્ષણો છે. ચહામાં વપરાતાં વાસણો પર ડાઘ ન હોય એટલું જ નહિ પરંતુ ધૂળનો કણ પણ ન જોઇએ. તે દેખાય તો પાનાર ચહાનો ભક્ત નહિ. વળી વાસણોની પસંદગીમાં પણ સરખા આકારનો આખો સેટ ન જ હોય. પ્યાલા અમુક આકારના તો પાણી ઉકાળવાની કિટલી જૂદા જ આકારની હોય. ચહાપોવા આવનાર પરોણાઓ પણ ક્યા અનુક્રમમાં અંદર જવું તે નક્કી કરીને અંદર બોલાવવાની વાટ જોતા બ્હાર ઓસરીમાં બેસે. વખત થાય ત્યારે મૂગા મૂગા પોતે ચહાની ઓરડીમાં દાખલ થાય અને બધા પરોણાઓ બેસે પછી જ યજમાન આવે. ત્યારપછી પરોણાઓ ચહાનાં વાસણો જુવે, અને તેના પર થોડું થોડું બોલે, તેની પ્રશંસા કરે, વિવેચના કરે. પછી પાણી ગરમ થાય તેનું માપ બધા વિચારે અને ચહાનાં પાંદડાં નાંખવામાં આવે. ચહાની ઓરડી પણ સર્વે સમાન નથી હોતી. એમાં પણ દરેક વ્યક્તિ પર તેનો આધાર રહે છે "તાઓ"ની-સનાતન વિકારીત્વની પ્રતિનિધિ હોવાને કારણે ચહાની વિધિ તેમજ ઓરડીમાં પણ નિત્ય નવા નવા ફેરફારો થવા જ જોઇએ. (અપૂર્ણ)

---

## ઉષા

હતી ઝૂકી રાત્રી ક્ષિતિજ ઉપરે પશ્ચિમ મહીં,
અને પૂર્વાકાશે અનુપમ ઉષા સ્નિગ્ધ વિલસી;
અહા! કેવી મીઠી કનકવરણી મૌક્તિક-પ્રભા—
શકે વ્યોમે મારે વહી રહી સુધા-સ્વપ્ન-સરિતા.

દીઠી મેં તેને ત્યાં જગ અખિલની ભક્તિ શુચિશી
દીઠી મેં તેને ત્યાં પરમ પ્રભુની કાન્તિ સરખી,
નમ્યું હૈયું મારું નયન નમણાં ત્યાં હસી ઉઠયાં;
ઝૂક્યો આત્મા મારો જુગ-અમર કે અર્ધ્ય ધરવા.

ઉરે શંકા જાગે: ભ્રમણ કરું છું સ્વપ્ન જગમાં?—
નહીં તો પૂર્વે શેં નીરખી કદી આવી નહિ ઉષા!
ડુબી ભ્રાન્તિમાં હું અવશ બની એ દશ્ય મધુરું
ગણું સ્વપ્નું ખાલી તરત તહીં શું અદ્દભુત થયું—
દીઠી મેં ત્યાં સામે તવ પુનિત છાયા સ્મિતવતી,
ઉષા ન્હોતી એ તો હતી તવ પ્રભા સૌમ્ય ભગિની.

સ્નેહરશ્મિ

# શિક્ષણના પ્રશ્નો

લે. ચન્દુલાલ જટાશંકર ભટ્ટ
(પ્રિન્સિપાલ, અંધેરી હાઇસ્કૂલ)

લેખાંક ચોથો

( ગતાંક પૃષ્ઠ ૨૪૯ થી ચાલુ )



## પુનર્નિર્માણ

શારીરિક અને માનસિક વિકાસ પરસ્પરાવલંબી છે. જો તન્દુરસ્તીના ભોગે બુદ્ધિને ખીલવવા માટે પ્રયત્ન કરવામાં આવે તો બન્ને બગડે એ નિર્વિવાદ છે. આર્યોનો પાંચમો વેદ **આયુર્વેદ** છે. તેનું પ્રથમ સૂત્ર **शरीरमाद्यं खलु धर्मसाधनम** દરેક શિક્ષકે સ્મરણમાં રાખવું જોઇએ. પરંતુ અત્યારે પ્રાથમિક ધોરણોનો અભ્યાસક્રમ તપાસીએ તો માલૂમ પડશે કે નાની ઉંમરનાં બાળકોના મગજ ઉપર એટલો બોજો નાંખવામાં આવે છે કે તેમનાં શરીર નિર્બળ અને નિસ્તેજ બની જાય છે. ગુજરાતી ચોથા ધોરણમાં સરાસરી છ, સાત વર્ષનાં બાળકો હોય છે તેમને ભરતખંડની ભૂગોળ, પ્રાચીન ઇતિહાસ, અપૂર્ણાંક, ત્રિરાશી અને સાદા વ્યાજના દાખલા શીખવવા એ વીસ માણસનું વજન લઇ શકે એટલી હોડીમાં પચાસ માણસો બેસાડવા જેવું છે. પછી એ હોડી ડુબે તો દોષપાત્ર કોણ? ગુજરાતી ત્રીજા અને ચોથા ધોરણનો અભ્યાસક્રમ ઘણો જ ટુંકવી શકાય એમ છે. આ વિષે હવે પછીના લેખોમા બાળવર્ગથી મેટ્રીક સુધીના અભ્યાસક્રમની સમાલોચના તથા પુનર્ઘટનાની લંબાણથી સૂચનાઓ આવશે, જેથી અત્યારે તો આટલો જ ઉલ્લેખ બસ છે કે બાળકોની તન્દુરસ્તી છુંદી નાખે એવા અભ્યાસ ક્રમને તિલાંજલિ જ આપવી જોઇએ. અંગ્રેજ ફિલસુફ બેકનના શબ્દોમાં કહીએ તો " Too much learning is a weariness of the flesh " (અતિ ભણતર શરીરને ક્ષયકર થાય છે)

ભારતદેશના યુવકોને પુરાતન સમયના અર્જુન કે કર્ણ જેવા તેજસ્વી, પ્રતાપી અને બુદ્ધિશાળી બનાવવા હોય તો અત્યારની શિક્ષણસંસ્થાઓનું પુનર્નિર્માણ થવું જોઇએ. જર્જરિત થઇ ગયેલાં મકાનને સ્થળે સ્થળે ગાબડાં દેવાથી એ લાંબો સમય ટકતું નથી, તેને મૂળમાંથી ઉખેડી નાખી ફરીને નવું જ ચણતર કરવું જોઇએ. તેમજ સર્વ શિક્ષણસંસ્થાઓનો અગ્નિદાહ કરી નવી રચના કરવી જોઇએ. જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં ખુલ્લી હવામાં, પ્રશાન્ત સ્થળોમાં અને નૈસર્ગિક સૌન્દર્યથી વિભૂષિત પ્રદેશોમાં શાળાઓ શરુ કરવી જોઇએ. મુંબઇ, મદ્રાસ, કલકત્તા જેવાં મોટાં શહેરોમાં પણ શહેરની મધ્યમાં ટ્રામ, બસ, મોટર વગેરેના

ઘોંઘાટથી શિક્ષણમાં વિઘ્ન આવ્યા કરે તેવાં સ્થળોને બદલે દૂર શાંતિવાળા મકાનોમાં વિદ્યાર્થીઓને વિદ્યાદાન અપાવાં જોઇએ.

સ્થળની પસંદગી પછી શિક્ષણનો હેતુ સ્પષ્ટ સમજાવો જોઇએ. શિક્ષણ કારકુનો, પંતુજીઓ અને દલાલો બનાવવા માટે નહિ, પરંતુ વિશુદ્ધ, ચારિત્ર્યવાન, વીર્યવાન, બુદ્ધિમાન ભારતના વીરો બનાવવા માટે – એ હેતુ શિક્ષકોએ પળે પળે સ્મરણમાં રાખવો જોઇએ. અત્યારે શિક્ષણનો એ હેતુ છે? અત્યારનો વિદ્યાર્થી ચારિત્ર્યમાં વિશુદ્ધ છે? જે નમ્રતા, વિવેક, ગુરુ તરફ સદ્‌ભાવ જોઇએ તે તેનામાં દેખાય છે? અત્યારનો વિદ્યાર્થી સખેદ જાહેર કરવું પડે છે કે નીતિમાં અવનતિ પામેલો છે; બુદ્ધિમાં કાચો છે; અને શરીરે નબળો છે. આ વર્ષમાં જ બનેલાં ઘણા બનાવોમાંથી ફક્ત ત્રણ જ આની સાબીતી માટે બસ થશે.

(૧) ભાવનગરના એક વિદ્યાર્થીને શિક્ષકે વર્ગમાં તોફાન કરતાં અટકાવ્યો, તેથી તેણે રસ્તામાં શિક્ષકને પત્થર માર્યો.

(૨) અમરેલી (કાઠિયાવાડ) માં એક વિદ્યાર્થીને પરીક્ષામાં ચોરી કરતાં અટકાવ્યો, માટે તેણે શિક્ષકને રસ્તા ઉપર પકડી તેને માર માર્યો.

(૩) નાગપૂરમાં એક વિદ્યાર્થીએ પરીક્ષકને પાસ થવા જેટલા માર્ક મૂકવા ધમકી આપી. પરીક્ષકે એ ધમકીને ન ગણકારી તેથી તે વિદ્યાર્થીએ તેને છરીથી ઘાયલ કર્યો.

એ શિવાય પરીક્ષક ઉપર "પક્ષપાત કરી નાપાસ કર્યો" એવું ખોટું તહોમત મૂકી તેને કોર્ટે ઘસડવાના, શિક્ષકને વિના કારણ સતાવવાના, વિદ્યાર્થીના સ્વચ્છંદીપણાને અટકાવનાર શિક્ષક ઘણો જ ઘાતકી માણસ છે, એવાં આળ ચડાવવાનાં અનેક દાખલાઓ મળી આવશે. વળી પરીક્ષામાં નાપાસ થએલાઓ આપઘાત કરીને પોતાની નૈતિક નામર્દાઇ (moral cowardice) ની સાબીતી આપે છે. ખરી રીતે જોઇએ તો નિશાળનું જીવન ગૃહસ્થાશ્રમનો પાયો છે. જીવનવ્યવહારમાં પડયા પછી દરેક કાર્યમાં સફળતા મળતી નથી. વેપારધંધામાં પણ કોઇ વખત નફો, તો કોઇ વખત ખોટ પણ ખમવી પડે છે. જો નાની ઉમરથી જ નિષ્ફળતાને સહન કરતાં શીખાય, તો મોટી ઉમરમાં કડવા અનુભવના ઘુંટડાઓ પીતાં શીખાય. જીવનદોરી – સળંગ સફળતાની જ ગુંથાયલી નથી તેમાં અનેક નિરાશા અને નિષ્ફળતાની ગ્રંથીઓ છે. જો એને માટે પહેલેથી તૈયારી ન હોય, તો નિષ્ફળતાના પ્રસંગો અતિ દુઃસહ્ય થઇ પડે છે.. પરંતુ હાલનો યુવાન સહિષ્ણુતાના સદ્‌ગુણને પીછાણતો જ નથી.

આટલું નિર્વિવાદ છે કે મનુષ્યસ્વભાવનું બીજ બાલ્યાવસ્થામાંથી જ રોપાય છે. તેથી બાળકને પહેલેથી જ સારા સંસ્કાર પડે તેને માટે માતપિતા અને શિક્ષકે ઘણી સાવચેતી રાખવી જોઇએ. કારણ કે બન્ને તેને માટે જવાબદાર છે. જો કે પ્રથમ પાયો માતપિતા જ રોપે છે તેઓ જે બોલશે, જે આચરશે તે બધાનું અનુકરણ આ ઉછરતો છોડ – નાનો બાળક કરશે; પરંતુ કેટલાં માબાપો જાણતાં હશે કે આ બાળકરૂપી હિમ ઉપર પોતાનાં દરેકે દરેક કાર્યનો ફોટો પડતો જાય છે? બગીચામાં કુંડાં સારી રીતે કેમ ગોઠવવા, સારાં પુષ્પો માટે કેટલી કાળજી રાખવી, સારાં ફળ માટે કેવું ખાતર વાપરવું – વગેરેનો અભ્યાસ કરી કુશળતા મેળવનારા ઘણા મળશે. પણ બાળકને ઉછેરીને તેને દેશોદ્ધારનું સુન્દર વૃક્ષ કેમ બનાવવું તેના અભ્યાસી કેટલા? મહાન અંગ્રેજ વિચારક એડમંડ હોમ્સ કહે છે કે "We may be good growers of wheat and barley, sheep and oxen, but we are

bad growers of men. By improving the growth of men we shall solve many problems of life. I think the solution of all difficult problems of life will have to be made in the nursery and the school-room. If we wait for the solution till the child has grown to manhood, we have waited too long."

(આપણે ઘઉં અને જવના, ઘેટાં અને બળદના સારા ઉછેરનાર હોઈશું, પરંતુ મનુષ્યના તો ખરાબ ઉછેરનાર છીએ – મનુષ્યનો ઉછેર સુધારવાથી આપણે જીવનનાં ઘણાં કોકડાં ઉકેલી શકશું. હું ધારું છું કે જીવનનાં ઘણાં ગુંચવાયલાં કોકડાંનો ઉકેલ બાલમંદિર અને શાળામંદિરમાં જ કરવો પડશે. જો બાળક મોટો થાય ત્યાં સુધી રાહ જોઈએ, તો ઘણું મોડું થઈ જશે. *From "Tragegy of Education"*)

એટલું તો સ્પષ્ટ છે કે દરેક વ્યક્તિ પોતાનાથી મોટી ઉમરના પાસેથી સીધી કે આડકતરી રીતે કંઈ ને કંઈ શીખે છે. પશ્ચિમનો ફિલસુફ જોન સ્ટુઅર્ટ મિલ કહે છે કે "સવારથી સાંજ સુધીમાં નાના માણસના પરિચયમાં જેટલી વાર આવીએ તેટલી વાર તેના જ્ઞાનમાં કંઈ ને કંઈ ઉમેરો થાય છે માટે દરેક મનુષ્યે પોતે કેવો છે તે નહિ, પણ કેવો હોવો જોઈએ તેનો ખ્યાલ રાખવો" હરબર્ટ સ્પેન્સર પણ કહે છે કે શિક્ષણનો હેતુ એ જ શબ્દોમાં મૂકી શકાય "સંસ્કાર અને સદાચાર"–લંડન યુનિવર્સિટીનાં પ્રસિદ્ધ શિક્ષણકાર ટી રેમેન્ટના શબ્દોમાં કહીએ તો "Since the child is destined to live out life, not as an abstract individual, but as a member of community, we may consistently define education as the making of good citizens". (બાળક પોતાનું જીવન નિગૂઢ વ્યક્તિ તરીકે નહિ, પરંતુ જનતાના અંગ તરીકે ગાળવાનું હોવાથી શિક્ષણની અવરોધી વ્યાખ્યા એવી જ બાંધવી જોઈએ કે "શિક્ષણ એટલે સારા નાગરિકનું ઘડતર") *(From "The Principles of Education"-ch.-I)* આ પશ્ચિમના વિચારકોની સાથે આપણા ઋષિઓના વિચારો સરખાવશું તો સ્પષ્ટ જણાશે કે શિક્ષણનો ઉદ્દેશ આશ્રમોમાં પૂરેપૂરો સચવાતો હતો હવે જ તે ભૂલાઈ ગયો છે. મનુ ભગવાને સ્મૃતિના પહેલા જ અધ્યાયમાં "સદાચાર" માં સર્વ ધર્મનો સમાવેશ કર્યો છે.

**आचारः परमोधर्मः श्रुत्युक्तः स्मार्त एव च।**
**आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत्॥**

(શ્રુતિ અને સ્મૃતિએ કહેલો આચાર જ પરમ ધર્મ છે આચારવાળો હોય તે જ સંપૂર્ણ ફળ મેળવી શકે છે.) **मनुस्मृति–अध्याय १ श्लो. १०८**

મહાભારતના સભાપર્વમાં પણ વ્યાસમુનિએ "સદાચાર" અને "સદ્વર્તન" શિક્ષણનાં ફળ તરીકે ગણ્યાં છે. સામાન્ય સંસ્કૃત સુભાષિતમાંથી પણ સદ્વિદ્યા વિનય અને પાત્રતા આપે છે. એવું કથન મળે છે. (**विद्या ददाति विनयं विनयाद् याति पात्रताम्।**) આ ધ્યેય ચૂકવાથી શિક્ષણનું ફળ નિરાશાજનક આવે છે પરંતુ આ ધ્યેય લક્ષમાં રાખી શિક્ષણસંસ્થાની પુનર્ઘટના કરવામાં આવે, અને હાલના જમાનાની જરૂરીઆતો ધ્યાનમાં રાખી અભ્યાસક્રમ ગોઠવવામાં આવે તો ફરી અંધકારમાં જ્ઞાનના સૂર્યનો પ્રકાશ ઝળહળે.

(અપૂર્ણ)

# જીવન-પ્રભાતે

રા. સ્નેહરશ્મિ

મીઠાં સ્વપ્નમાંથી જાગેલી ધરતીનું અન્તર આજે આનંદથી ભર્યું ભર્યું ધબકતું હતું. તેની એ પુલકિતતા વનવનનાં પ્રત્યેક વૃક્ષમાં, પ્રત્યેક લતામાં, પ્રત્યેક પર્ણમાં, પુષ્પમાં, સૌમ્ય ગિરિવરોના પ્રશાન્ત મૌનમાં આજ હીલોળા લેતી હતી. આશાની નાજુક પાંખ જેવો, કેસુડાંનાં સ્વપ્નભર્યા ઉરમાં પોઢેલો ઉષાનો સાળુ કળા અને સૌંદર્યની હેલી વર્ષાવી રહ્યો હતો. ધરતીનાં યુગોનાં સોણાંને આજ પાંખ ઊગી હતી! ઇશ્વરની પ્રતિમા જેવાં નિર્દોષ, સરળ, પવિત્ર માનવબાળનો સુખદ સ્પર્શ આજ તે પહેલવહેલો અનુભવી રહી હતી. જનનીનું અન્તર ગાંડું બન્યું હતું.

જીવનની પ્રથમ ઉષાની આ વાત છે. બ્રહ્માએ જગત જ્યારે સર્જ્યું ત્યારે આજના કરતાં તે તદન જૂદું જ હતું. ત્યારના પવન આજના કરતાં વધુ સુખદ, વધુ પ્રફુલ્લ હતા; ત્યારની રાત્રીઓ આજના કરતાં સહસ્રગણી આલ્હાદક હતી. આકાશમાં ત્યારે રોજ તારા ઉગતા, પણ પલકતા નહિ–સ્નેહની અનિમેષ આંખ જેવા તે ધરતી ઉપર એક વહાલભરી અખંડ મીઠી મીટ માંડી રહેતા. આકાશમાં તે રમવા નીકળતા, પણ પોતાની એ અનન્ત આનન્દ-યાત્રામાં કોઇ કોઇનાથી વિખુટો પડી જતો નહિ, કોઇ ભૂલો પડી જતો નહિ– તારા આકાશમાંથી કદી ખરતા નહિ. વૃક્ષોને, લતાઓને ફળફૂલ આવતાં, પણ ન તો કદી તે કચરાતાં, ન કદી ખરતાં – જેને જેને જરૂર પડે તેને પોતાની વહાલભરી અંજલી ભરી ફળફૂલાદિ આપતાં. ત્યારનો જગતનો ક્રમ જ જૂદો હતો.

સૃષ્ટિની એ પ્રથમ ઉષાનું મંજુલ મધુર સંગીત સાંભળતાં સાંભળતાં સ્મિતભરી તે પોતાની ફૂલની શય્યામાંથી જાગી, ગુલાબની નાજુક પાંખડીઓ પર લહેરાતી ચંદનીના જેવી તેની નિર્મળ મુખકાન્તિથી દિશાઓનું મુખ વધુ ઉજ્વલ, વધુ સુન્દર બન્યું. સ્ફટિકમાંથી કોમળ કમલિની સર્જી હોય એવી તેની દેહલતાને કુદરતે હર્ષથી વધાવી. તેટલા જ હર્ષથી, તેવા જ સ્નિગ્ધ સરળ સ્મિતથી તેણે એ સત્કારનો ઉત્તર આપ્યો. જગતે તેનું નામ પાડ્યુ પદ્મિની.

પદ્મિનીએ ઉલ્લાસના ધબકતા ઉર જેવા, આશાના અનેક ઘેરા તરંગ જેવા ગિરિવરો ઉપર મીટ માંડી. જગત કેવું આનંદ ભર્યું, કેવું પ્રેરણાભર્યું લાગતું હતું! ધરતીના સૌન્દર્યથી ઘેલી બનેલી, તેની તુલનામાં પોતાના સ્વર્ગની સૌન્દર્યશ્રીને તુચ્છ લેખતી કોઇ અપ્સરાઓ જાણે રાત્રે ચોરીછૂપીથી ધરતી પર રાસ ખેલવા આવી હોય, અને પ્રભાતની બીકમાં ઉતાવળી ઉતાવળી પાછી જતાં પોતાની વેણીમાંનાં ફૂલ ધરતી પર ભૂલી ગઇ હોય એવાં રૂપાળાં નાજુક પંખીઓએ પદ્મિનીને જોતાં જ મધુર કુજન કરી વ્યોમ ભરી દીધું. પદ્મિનીએ તેમને બધાંને પોતાની સ્નેહભરી નજરે નવાજ્યાં.

ગિરિવરોનાં ઉંચા શિખર પર નજર પડતાં તેની આંખ ચમકી. જાણે કોઇ અગમ્યના– કોઈ ગૂઢ ગહનતાના અન્તરમાંથી કોઈ આતુર સ્પર્શપ્રેરક અને પ્રાણવાન– તેના ઉરની, તેના પ્રાણની રગરગમાં થઇ રહ્યો હોય એમ તેને લાગ્યું. જાણે રૂપરૂપના અંબાર જેવો તેજસ્વી એક યુવાન પર્વતના એક શિખર પરથી બીજા શિખર પર ઠેકડા મારી રહ્યો હતો. તેના ઝળકતા મુખમાં, વિશાળ છાતીમાં, પ્રાણવાન બાહુમાં, સુદૃઢ પગોમાં જાણે સમાઇ જવા પોતાના પ્રાણમાં તૃપા જાગતી હોય એમ પદ્મિનીને લાગ્યું. તેની છાતી ધડકવા લાગી. તે ઉઠી. નવ પ્રભાતના આશાભર્યા અનિલથી સૂર્યનાં બાલકિરણોમાં તેની કાળી સુંવાળી, તેજસ્વી વેણી ફરફરવા લાગી. પેલા યુવાનની એકેએક રેખાને અન્તરમાં ઉતારતા છતાં નેત્રો જાણે ધરાતાં ન હોય તેમ તેણે તેની ઉપર અનિમેષ મીટ માંડી. કોઇકે પદ્મિનીના કાનમાં કહ્યું "એનું નામ માર્તણ્ડ! એ તારો છે– હમેશને માટે તારો છે. તું તેને બોલાવ!" આનંદ અને ગર્વથી પદ્મિનીનું ઉર જાણે ઘેલું બન્યું. હજાર જીભ જે ન બોલી શકે તે વાણી તેના નેત્રમાં ભરી હતી. માર્તણ્ડના પર તે નેત્ર ઠરતાં જાણે પોતાના અંગમાં કોઇ સુખદ વિદ્યુત ઝબકાર થયો હોય તેમ તે થંભી ગયો. આનન્દથી નાચતાં પોતાનાં નેત્રો તેણે ધરતી પ્રતિ માંડયાં. પદ્મિનીને જોતાં તેના હૃદયમાં અગાઉ કદી ન અનુભવેલી ઊર્મિઓ જાગી. ફલંગ ભરતો તે તળેટી તરફ દોડયો.......

બે આત્માઓનું એ પ્રથમ મિલન. જગતના એ પ્રથમ કાન્ત કાન્તા.

* * * * *

રૂપાળી ચંદ્રની રાત. જાહ્નવીનાં ઉજ્જવલ નીર આજ એક સુખદ સ્વપ્ન સૌન્દર્યની કાન્તિ ચારે બાજુએ રેલી રહ્યા હતાં. જાણે કોઇ ઊંડા સાગરના ઉરમાં સૂતેલાં, આશાનાં બિન્દુ જેવાં કોટિ કોટિ તેજસ્વી મોતીઓ એ દશ્ય જોવા ગાંડાં બની આજ જાહ્નવીના ઉર ઉપર ઉત્સાહભર્યાં દોડી આવી મોહક સ્મિત કરી રહ્યાં હતાં– જાહ્નવી એવી શાંત હતી, તેની ઊર્મિઓ એવી નાજુક હતી, શશીલેખા એવી પ્રસન્ન હતી. એક ઉંચી શિલા ઉપર માર્તણ્ડ બેઠો હતો. પદ્મિની તેના ગળાની આસપાસ પોતાનો નાજુક હાથ વીંટાળી તેના ખોળા પર બેસી ઘડીમાં માર્તણ્ડના શાન્ત તેજસ્વી વદન તરફ તો ઘડીમાં પુન્ય સ્રોતસ્વિની, શુચિસ્મિતા જાહ્નવી તરફ જોતી હતી. માર્તણ્ડ બોલ્યો,

"પદ્મિની, ચંદ્રની શી ખીલી છે!"

"પવિત્ર હૃદયના સ્મિત જેવી!" પદ્મિનીએ જાહ્નવીના ઉર પર ઝમેલી ચંદ્રની પ્રતિ ઉમળકા ભરી મીટ માંડતાં કહ્યું.

"અને આજસુધી તું ક્યાં હતી, પદ્મિની! ઉત્તુંગ નગાધિરાજના શતસહસ્ર શિખરો અને કાળની બીડાએલી આંખ જેવી કોટિક ગુહાઓ હું ખુદી વળ્યો હતો, પણ મારા ઉરમાં જાગેલી કોઇ આતુર તૃષા કેમે શમતી નહિ. તને જોઇ અને જુગ જુગથી શૂન્ય એવું મારું ઉર ભર્યું ભર્યું બની ગયું!"

"અને હુંય તે ચંદાની પાંપણે ઝૂલી આવી છું, મન્દાકિનીનાં દૂધ જેવાં ઉજળાં નીરમાં ડૂબકીઓ મારી આવી છું– પણ ક્યાંય તું મળતો નહિ– આજ મને સહસા ધરતી પર

લાધ્યો, મારા પ્રાણના પ્રકાશ જેવો, ઉરના વિરામ જેવો. કહે માર્તણ્ડ તું કોનો હવે?" સ્મિતભર્યાં નેણ માર્તણ્ડ પર માંડતી પદ્મિની બોલી.

પદ્મિનીની ચિબૂક સાથે મીઠા લાડ કરતો, તેની આંખમાં ગાંડો બની જોતો માર્તણ્ડ બોલ્યો, "તું જ કહેને! તારું ઉર શું કહે છે? તારો પ્રાણ શું કહે છે.?"

"તે તો કહે છે તું મારો છે જેમ શતદલ પદ્મમાં સૂતેલો પરિમલ તે પદ્મનો જ છે તેમ".

"સાચું પદ્મિની, હું તારો જ છું. પણ પરિમલ પદ્મના ઉરમાં સૂતો હોવા છતાં જગત ભરતો હોય છે તેવો ખરો ને?"

"હા. જરૂર, તેવો જ. ભરે આખી દુનિયાને પણ તેનો પ્રાણ તો સોંપે પદ્મનેજ- એવો- પદ્મના પરિમલ જેવો".

"અને પદ્મિની, તું કોની?"

"એ પ્રશ્ન જ પૂછ મા માર્તણ્ડ! જો જાહ્નવીના ઉર પર નાચતી આ ચંદની કોની છે? તારી બંસીમાં આજ તેં સુર જગાડ્યા હતા તે કોના? આજ પ્રભાતને આરે શાન્ત બીડએલી મારી પ્રાણ પાંદડીને કોને જગાડી? માર્તણ્ડ! બીજા કોની હું હઉં- કહેને! માર્તણ્ડ તું તપતો રહેજે-પુણ્યના તપના શ્વેત ઉજ્જ્વલ પ્રકાશ જેવો- તારી આ પદ્મિની ખીલતી રહેશે તે પ્રકાશમાં પરિમલ પ્રગટાવતી. પણ માર્તણ્ડ તારાં કિરણોને કદી ચંડ થવા દઈશ મા. તોફાને ચઢેલા સાગરોને ભલે તે સૂકવી નાંખે, જગતની કાદવ કીચડથી ભરેલી કોરિક ગુફાઓને ભલે ને તપાવી કંચન જેવી નિર્મળ બનાવે પણ તેની પદ્મિનીને તો તેના મૃદુ, મીઠાં, સ્વપ્નભર્યાં કિરણે જ તે લાડ લડાવી ખીલવે- ખરું ને મારા માર્તણ્ડ!"

* * * *

ભર્યાં ભર્યાં એક આંબા ઉપર સ્નેહભરી મીટ માંડી પદ્મિની મધુર ગાનની હલકથી દિશાઓ ગજાવી રહી છે. આંબા નીચે એક મોર કલા વિસ્તારી થનગત નાચી રહ્યો છે. પદ્મિનીનું ઉર હર્ષથી ગાંડું બન્યું છે, તેના ભર્યા શબ્દો ચારે બાજુએ હેલતા હતા-

મારો છે મોર, મારો છે મોર
મોતી ચરતો મારો છે મોર!

આ લાડથી ગાંડો બનેલો, ગર્વભર્યો મયૂર પોતાના નૃત્યમાં પોતાની સર્વ કલા વિસ્તારી રહ્યો હતો, અને પદ્મિની જાણે તેથી રીઝી રહી છે એવો ઊંડો સંતોષ પોતાના નેત્રમાં ખીલવી રહ્યો હતો, માર્તણ્ડ ક્યારનો આ સુન્દર દૃશ્ય જોઇ રહ્યો હતો. ક્યારે પદ્મિની પોતા તરફ જુવે અને તેને તે ચમકાવી દે તેના તે મનોરથ ઘડી રહ્યો હતો. મયૂરનું નૃત્ય તો વધતું જ ગયું. પદ્મિનીના 'મારો છે-મારો છે મોર' શબ્દો વધુ ને વધુ વેગ ભર્યા, ઉમળકા ભર્યા, માધુર્ય ભર્યા ગાજવા લાગ્યા. મોરલાને તેણે વહાલથી જાણે પોતાના ઉર સરસો દાબ્યો. સ્નેહનાં અસંખ્ય ચિહ્ન જેવાં મીઠાં ચુંબન જાણે તેણે તેના પર વર્ષાવ્યાં. આંબા પરથી એક કેરી એકાએક ધરતી પર પડી. પદ્મિનીનું ઉર ધ્રુજી ઉઠ્યું. માર્તણ્ડ ચમક્યો. પદ્મિનીની નજર સહસા માર્તણ્ડ પર પડી. "માર્તણ્ડ પ્રાણ તારું મુખ આમ મ્લાન કેમ? અને જો-

જો- આ કેરી કેમ ખરી પડી? જાણે રજનીના સૌભાગ્ય લલાટ પરથી શશીલેખાની ટીલડી ભૂસાઇ ગઇ?...ઓ માર્તણ્ડ!" બોલતાં પદ્મિની મૂર્છા પામી માર્તણ્ડના પગ આગળ ઢળી પડી. ગભરાએલા માર્તણ્ડે તેને પડતાં ઝીલી લીધી. તેની અલક લટને તેણે વહાલથી સમાવી, પુષ્પોના પંખાથી તેના મુખ ઉપર તેણે શીતળ પરિમલભર્યો પવન ઢાળ્યો.

"પદ્મિની! પદ્મિની! જાગ- ઉઠ- જીવન! મને ક્ષમા કર!" તે ગાંડાની જેમ બોલ્યે જતો હતો.

મૂર્છામાંથી પદ્મિની જાગી તેણે તેની બેબાકળી આંખ ઉઘાડી. "માર્તણ્ડ આંબો રોયો!"

"હા, પદ્મિની! મારાં પાસે રોયો. હવે તે રોજ રોશે. હવે લતાઓના પુષ્પ કરમાઇ કરમાઇ ખરી પડશે. તારાઓ સ્નેહનું અખંડ તારામૈત્રક હવે નહિ સાધે. ધરતી પરનાં પાપ જોતાં ઘડી ઘડીમાં તે પોતાનાં નેત્ર બીડશે, આકાશમાંથી તે ખરી પડશે. પદ્મિની આજ જગતનું મેં સત્યાનાશ વાળ્યું."

"એવું મા બોલ મારા પ્રાણ! જો મને કેવી બીક લાગે છે! તારા ઉર સરસી મને લે. માર્તણ્ડ, મારા માર્તણ્ડ–આજ કેમ મારું ઉર અધીરું બન્યું છે! આજ કેમ મને આ બધું શૂન્ય શૂન્ય ભાસે છે?"

"પદ્મિની, તારા મોરની મને ક્ષણ ભર ઇર્ષ્યા આવી. રોજ રોજ તું તેની સાથે સાથે નાચે, તેના પર અપાર હેત વર્ષાવે તેથી કોણ જાણે મારા ઉરમાં શું થયું. અને મારી એ ઇર્ષ્યાના અગ્નિથી બળી ઝળી જો આ કેરી તૂટી પડી."

પદ્મિની ધ્રૂજવા લાગી. "એવું મા બોલ, એવું મા બોલ, માર્તણ્ડ. તું તો શુદ્ધ છે, પવિત્ર છે, ઉજ્જ્વલ છે– પ્રભુના પ્રકાશ જેવો. ચાલ શુષ્ક બનતાં જતાં ધરતીના ઉરને આપણે પશ્ચાત્તાપના નિર્મળ નીરથી સીંચીએ, આંબાને ફરી નવપલ્લવિત કરીએ, આશાની આંખ જેવી ફરી એના ઉપર મંજરી ખીલવીએ– મારા હૃદય, મારા જીવન સર્વસ્વ, માનવ હૃદય જો અંધકાર પાથરી શકે તો તે પ્રકાશ પણ અવશ્ય સર્જી શકે...... ચાલ જો પેલી આનંદગિરિ પર સંધ્યા બોલાવે. તારા ભલે હવે પલકે. પણ માનવીનો પ્રેમ તેમને વધુ તેજભર્યા બનાવશે, પુષ્પો ભલે ખરે પણ દમ્પતીની સ્નેહસુધા તેમાં સદાય મૃદુ સૌરભ ભરશે...... ચાલ ચાલ મારા માર્તણ્ડ! જીવન એટલે તે જ છાયાની રમત......"

તે દિવસથી પુષ્પો કરમાય છે, ફળો તૂટે છે, તારા ખરે છે......

# કાલિદાસ ક્યારે થયો ?

રા. ગૌરીપ્રસાદ ચુનીલાલ ઝાલા, એમ. એ.

(ગતાંક પૃ. ૨૦૭ થી ચાલુ)

ત્યારે, હવે કાલિદાસના સમય ઉપર અજવાળું પાડતાં કે તેનો નિર્દેશ કરતાં શાં શાં પ્રમાણો છે? અને જે પ્રમાણ સામગ્રીનો ઉપન્યાસ કરવામાં આવે છે તેમાં કંઇ એવું છે ખરું કે જેને લીધે કાલિદાસને આ પ્હેલા વિક્રમાદિત્યનો સમકાલીન ગણવામાં હરકત આવે, અને તેને પાછળના વિક્રમાદિત્ય—એટલે બીજા ચન્દ્રગુપ્ત—નો સમકાલીન માનવો પડે? એ તપાસીએ.

અત્યારસુધી ઉપલભ્ય બાહ્ય પ્રમાણો (external evidence) પરથી સિદ્ધ થાય છે કે બાણ, રવિકીર્તિ, અને વત્સભટ્ટિની પૂર્વે સૈકાઓ પ્હેલાં કાલિદાસ થયો હોવો જોઇએ. ઇ. સ. ૬૩૪ માં ઐહોળે શિલાલેખના રચનાર રવિકીર્તિએ "स विजयतां रविकीर्तिः कविताश्रितकालिदास भारविकीर्तिः।" આ ચરણમાં કાલિદાસ અને ભારવિ જેટલી કીર્તિ પામવાની લાલસા બતાવી છે, અને તેટલી કીર્તિ પામી પોતાને આપ્તકામ થયેલો માનતો જણાય છે. એટલે કાલિદાસની કવિ તરીકે નામના પ્રસિદ્ધ અને સ્થિર થઇ શકે તેટલું અંતર તો કાલિદાસના સમય અને ઇ. સ. ૬૩૪ની સાલ વચ્ચે હોવું જ જોઇએ. આ અન્તર કેટલું હોય તે નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. ઈ. સ. ૪૩૭ની સાલના વત્સભટ્ટિના લેખમાં કાલિદાસની છાયા સારી પેઠે છે. પણ કેવળ આ આધારો પરથી કાલિદાસના સમયનો ચોક્કસ નિર્ણય થઈ શકે નહિ. કાલિદાસનો ધર્મસંપ્રદાય અને તેની કૃતિઓમાંની ભાષા તપાસતાં સ્પષ્ટ જણાય છે કે તે ચોથા શતકમાં નહિ, પણ ઇ. સ. પૂર્વે પ્હેલા શતકમાં થયો હોવો જોઇએ. ગુપ્ત સમ્રાટો વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી હતા; જ્યારે, કાલિદાસનું શૈવમતાનુયાયિત્વ અચૂક નજરે પડે છે. કથાસરિત્સાગર કહે છે કે વિક્રમસંવત્નો સ્થાપક વિક્રમાદિત્ય અને તેનો પિતા મહેન્દ્રાદિત્ય બંને શિવના પરમ ભક્ત હતા; એટલું નહિ, પણ ભગવાન શિવે મહેન્દ્રાદિત્ય ઉપર અનુગ્રહ કરી માલ્યવાન નામના પોતાના ગણને તેના પુત્ર તરીકે અવતરવા આજ્ઞા કરી હતી. વળી આપણે ઉપર જોઈ ગયા કે આ સ્વધર્મનિરત રાજાઓની છાયા તળે માળવામાં શૈવ મત પ્રબળ થયેલો જણાય છે. તેથી કાલિદાસને શૈવ સંપ્રદાયના ઓટના સમયમાં વૈષ્ણવ ભૂપાલોનો આશ્રય લઇ રહેલો માનવો તેના કરતાં માલવામાં શૈવસંપ્રદાયની ભરતીના સમયમાં પોતાના સંપ્રદાયને અનુસરતા રાજાના આશ્રિત તરીકે માનવો એ વધારે ઉચિત જણાય છે.

ભાષાની વિશિષ્ટતા પણ આ અનુમાનનું સમર્થન કરે છે. કાલિદાસની ભાષા જુવો, અને ગુપ્તકાળના શિલાલેખોની ભાષા જુવો. બેઉ સરખાવતાં તરતજ જણાશે કે ગુપ્તશિલાલેખો-ની ભાષા કાલિદાસની ભાષાના સમય પછીની છે. એ તો સુવિદિત છે કે ઇ. સ. ના શરુવાત-ના શતકોમાં સંસ્કૃત ભાષામાં દીર્ઘસમાસનો બહુ છૂટથી ઉપયોગ કરવાની રુઢિ પ્રચલિત થઇ

હતી; તે એટલે સુધી કે વખત જતાં ભાષા સમાસપ્રધાન થતી થતી અન્તે બાણની ભાષામાં પરિણમી. ગુપ્ત સમયના શિલાલેખો ઉપર નજર નાખતાં જણાય છે કે ભાષાની આ વિશિષ્ટતા તે સમયમાં પ્રબળ થતી જતી હતી. ભાષાનું આવું કોઇ પણ પ્રધાન વલણ અમુક વ્યક્તિના આધારે નભતું નથી; એ તો તે સમયની કૃતિઓની ભાષામાં સમવેત થઇ સર્વત્ર વ્યક્ત થાય છે. આમ હોવાથી, કાલિદાસને ગુપ્ત સમયમાં થયેલો માનવામાં તેની ભાષાના સ્વરૂપનો વિરોધ આવશે. કાલિદાસની ભાષામાં દીર્ઘસમાસનો ધ્યાન ખેંચે એટલી છૂટથી ઉપયોગ કરાયો નથી. તેની ભાષા સાદી અને વ્હેતી છે. એટલે ભાષામાં આ વલણે કંઇપણ પ્રબળ સ્વરૂપ પકડવા માંડયું તે પ્હેલાના સમયમાં કાલિદાસ થયો હોવો જોઇએ. વળી કાલિદાસની કૃતિયોમાં આર્ષ પ્રયોગો નજરે આવે છે તે પણ સૂચવે છે કે તેના સમયમાં પાણિનિની વ્યાકરણપદ્ધતિ એકચક્રત્વ પામી ન્હોતી. રઘુવંશમાં **तं पातयां प्रथममास पपात पश्चात्** ( સર્ગ ૯, શ્લોક ૬૧ ), **प्रभंशयां यो नहुषं चकार** ( સર્ગ ૧૩, શ્લોક ૬૧ ) આવા અવિભાજ્ય પદના વિભક્ત પ્રયોગો કાલિદાસે કર્યા છે. મલ્લિનાથ આ પ્રયોગોને "અપાણિનીય" કહે છે. આ પ્રયોગો કાલિદાસે પાણિનીય પદ્ધતિથી ઇતર કોઇ પદ્ધતિના આધારે કર્યા હોવા જોઇએ. અને **बभूव** ને સ્થાને **आस**,[1] **कामयमान** ને સ્થાને **कामयान**,[2] **दत्तवान्**'ને બદલે **दाश्वान्**,[3] અને **त्र्यम्बक** ને બદલે **त्रियम्बक**[4]–આ વૈદિક, કે વેદ પછીના સમયના, પ્રયોગો પણ કાલિદાસ ગુપ્તકાળની પૂર્વે કેટલાંક સૈકાઓ પ્હેલાં થયો હોવો જોઇએ એમ નિર્દેશ કરે છે. આ બધું ધ્યાનમાં લેતાં આપણે કાલિદાસને ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકામાં થયેલો માનવો જોઇએ. એ સમયમાં પાણિનિનું વ્યાકરણ કાત્યાયનના વાર્તિક અને પતઞ્જલીના ભાષ્યથી સમર્થન પામી સર્વત્ર પ્રતિષ્ઠા પામતું જતું હતું–પણ સર્વમાન્ય ન્હોતું થઇ ગયું. એ સમયમાં હજી વૈદિક અને બીજાં પ્રાચીન પદો "ભાષા"–તે સમયની સંસ્કૃત ભાષા–માં નજરે આવતા હતાં; અને પાણિનીય પદ્ધતિનાં વધતાં જતાં પ્રાબલ્ય સામે અન્ય પદ્ધતિઓ ટક્કર ઝીલી રહી હતી. કાલિદાસ પછી થયેલા ભારવિ અને અન્ય લેખકો પાણિનીય પદ્ધતિને એવી દૃઢ રીતે અનુસરે છે કે તેની કૃતિયોમાં તે પદ્ધતિની દૃષ્ટિયે દોષ નજરે પડતા નથીઃ આ વાતજ બતાવે છે કે તેઓની અને કાલિદાસની વચ્ચે ઘણું અન્તર હોવું જોઇએ; અને કાલિદાસ ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકામા થયો હોવો જોઇએ એ અનુમાનને સબળ કરે છે. "માલવિકાગ્નિમિત્ર" નું વસ્તુ પણ આ સમયનો નિર્દેશ કરે છે; કારણ કે ઇ. સ. ના ચોથા શતકમાં થયેલો કોઇપણ કવિ પોતાની પ્હેલાં ઓછામાં ઓછાં પાંચસો વરસ પૂર્વે થઇ ગયેલા રાજાના જીવનના ન્હાનાન્હાના પ્રસંગોથી બહુ વાકેફ હોઈ શકે નહિ.

કાલિદાસના ધર્મસંપ્રદાય કે તેની ભાષાની વિશિષ્ટતા કરતાં "મેઘદૂત" ના ૩૦મા શ્લોકમાંની ઇતિહાસને લગતી હકીકત વધારે અગત્યની છે. આ શ્લોકમાંથી સ્પષ્ટ જણાય છે કે કાલિદાસના સમયમાં અવન્તીમાં "ગ્રામવૃદ્ધો" વત્સરાજ ઉદયન સંબંધી આખ્યાયિકાઓથી સુપરિચિત હતા.

---

૧. રઘુ. ૧૧.૮૧, ૧૪.૨૩; કુમાર. ૧.૩૫.
૨. શાકુન્તલ, અંક ૩ જો.
૩. રઘુ. ૧૪.૭૧.
૪. કુમાર. ૩.૪૪.

એટલે કાલિદાસના સમયમાં આ આખ્યાયિકાઓ જીવન્ત દશામાં હતી એમ સૂચન થાય છે. આખ્યાયિકાઓ પોતાના વિષયભૂત નાયકના અવસાન પછી બહુ લાંબા કાળ સુધી જીવન્ત સ્વરૂપમાં રહી શકે નહિ; તેથી કાલિદાસનો સમય ઇ. સ. પૂર્વે પ્હેલો શતક જ માનવો પ્રાપ્ત થાય છે. એ સમયમાં માલવભૂમિ હજી ઉદયનનાં પરાક્રમોના પડઘાથી ગાજતી હશે. જો કાલિદાસને ગુપ્તકાળમાં થયેલો માનીએ તો તેની અને ઉદયનની વચ્ચે નવસેં વરસનું અંતર આવે; આટલા લાંબા ગાળા સુધી ઉદયનની આખ્યાયિકાઓ જીવન્ત દશામાં રહી શકી હોય એ સંભવિત નથી. વધારેમાં વધારે ચારસો કે પાંચસો વરસ સુધી આખ્યાયિકાઓ જીવન્ત રહી શકે એમ માની શકાય. જેમ આજ વીસમી સદીમાં દિલ્હી અને આગ્રાના લોકો મોગલ બાદશાહો સંબંધે કેટલાક પ્રસંગો વર્ણવે છે, તેમ કાલિદાસના સમયમાં અવન્તીના વૃદ્ધપુરુષો ઉદયન વિષે પ્રસંગો વર્ણવતા હતા. વળી, ગુણાઢ્યે "બૃહત્કથા" ઇ. સ. ના પ્હેલા શતકમાં લખી હતી. તેથી તે સમય પછી તો ઉદયન વિશેની આખ્યાયિકાઓ સર્વત્ર સૌ કોઇ જાણી શક્યું હોય. જો કાલિદાસને ઇ. સ. ના ચોથા શતકમાં થયેલો માનીએ તો તે સમયમાં ઉદયનની કથા ઉજ્જયિનીના વૃદ્ધ પુરુષો જ જાણતા હતા એમ કાલિદાસ શી રીતે કહી શકે? ઉદયન મહાવીર અને ગૌતમનો સમકાલીન હતો. લગભગ પાંચસેં વરસ સુધી તે લોકાખ્યાયિકાઓનો નાયક રહ્યો. ઇ. સ. ના પ્હેલા શતકમાં ગુણાઢ્યે ઉદયનની આખ્યાયિકાઓનો "બૃહત્કથા" માં સમાવેશ કર્યો. કાલિદાસના સમયમાં, એટલે કે ઇ. સ. પૂર્વે પ્હેલા સૈકામાં, ઉદયનની "કથાઓ" જીવન્ત દશામાં હતી. "બૃહત્કથા" ના છેલ્લા લમ્બકમાં જે વિક્રમાદિત્યનું વર્ણન છે તે કાલિદાસને આશ્રય આપનાર ઉજ્જયિનીનો સમ્રાટ્ વિક્રમાદિત્ય જ છે. વખત જતાં લોકાખ્યાયિકાઓમાંથી ઉદયનને ખસેડી આ વિક્રમાદિત્યે પોતે તેનું સ્થાન લીધું. કાલિદાસની કૃતિયોમાં જ્યાં જ્યાં પોતાના આશ્રયદાતાની સંભાવના સૂચવતાં વાક્યો છે, અથવા તો સ્વસમકાલીન રાજા અને પોતાનાં કાવ્યોના નાયક વચ્ચે જ્યાં જ્યાં સામ્ય નજરે પડે છે, તેવાં બધે સ્થાને આ વિક્રમાદિત્યનો જ નહિ કે બીજા પાછળથી થયેલા કોઇનો, નિર્દેશ છે. આવાં સૂચનો ઘણાં છે; અને સમગ્ર અવલોકન કરતાં આ સૂચનો પ્રબળ નીવડે છે. કાલિદાસના સમયના પ્રશ્નમાં ગુપ્ત-વાદ ને જરાપણ અવકાશ રહેતો નથી.

"વિક્રમોર્વશીય" નાટકનું નામ અર્થગર્ભ છે એમ સામાન્ય રીતે મનાય છે. નાટકના આ નામમાં પોતાના આશ્રયદાતાનો સબહુમાન ઉલ્લેખ કરી તેનાં નામને અમર કરવાનો કવિનો અભિલાષ સમાયેલો છે. વળી, "કથાસરિત્સાગર" માં વિક્રમાદિત્યના પિતાનું નામ મહેન્દ્રાદિત્ય આપ્યું છે. આ નાટકમાં "ઇન્દ્ર" શબ્દના ઘણા પર્યાયો હોવા છતાં "મહેન્દ્ર" શબ્દનો ઉપયોગ વારંવાર થયેલો દષ્ટિમાં આવે છે. આમાં રહેલો અન્તર્ગત હેતુ હવે સ્પષ્ટ સમજી શકાશે. "મહેન્દ્ર" શબ્દ વારંવાર વાપરવામાં, જેની છાયા નીચે કવિએ પોતાનું યૌવન વીતાવ્યું હતું તે સમ્રાટ્ મહેન્દ્રાદિત્યનાં ગુણગાન કરવાનો કવિનો હેતુ દેખીતો જણાય છે. આ શબ્દ પ્હેલા અંકમાં છ વાર વપરાયો છે; ત્રીજા અંકના આરંભમાંનો વિષ્કમ્ભક જેમાં પચીસેક પંક્તિઓ છે તેમાં પણ ચાર વાર યોજાયો છે; અને છેલ્લા અંકમાં પણ ચાર વાર એનો ઉપયોગ થયો છે. શબ્દ વૈવિધ્ય એ કાલિદાસની કૃતિયોનું એક વિશિષ્ટ લક્ષણ છે; એકજ શબ્દનો પુનઃ પુનઃ પ્રયોગ કૃતિયોમાં થયેલો જોવામાં આવતો નથી. છતાં, તેણે "મહેન્દ્ર"

શબ્દ દુરાગ્રહથી વાપર્યો છેઃ તેમાં કંઇ પ્રયોજન હોવું જોઇએ. "ઇન્દ્ર" ના અન્ય પર્યાયો કાલિદાસે સ્થળે સ્થળે વાપર્યા છે; "શાકુન્તલ" ના સાતમા અંકમાં અને "કુમાર" ના ત્રીજા સર્ગમાં ઇન્દ્રનો ઉલ્લેખ બ્હોળો થયો છે; પણ ઇન્દ્રનાં અનેક નામોમાંથી કોઇપણ એકનો ઉત્તરોત્તર પ્રયોગ કવિયે કર્યો નથી. કેવળ "મહેન્દ્ર" શબ્દ ચૌદવાર "વિક્રમોર્વશીય" માં તેણે વાપર્યો છે; અને તે આ નાટકમાં જ. જો "મહેન્દ્ર" નો પુનઃ પુનઃ પ્રયોગ પદ્ય વિભાગમાં કરવામાં આવ્યો હોત તો કદાચ છન્દોનુસાર એ શબ્દ વપરાયો હશે એમ કલ્પના કરી શકાત પણ એ શબ્દ ગદ્યવાક્યોમાં જ વપરાયો છે; તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે સાભિપ્રાય છે.

આ નાટકમાં કેટલાંક વાક્યો પણ અતિસૂચક છે.

१. **किं प्रभावदर्शिना महेन्द्रेण ।** (અંક ૧.)
२. **दिष्ट्या महेन्द्रोपकारपर्याप्तेन विक्रममहिम्ना वर्धते भवान् ।** (અંક ૧.)
३. **युक्तमेतत् । अनुत्सेकः खलु विक्रमालङ्कारः ।** (અંક ૧.)
४. **सदृशं पुरुषान्तरविदो महेन्द्रस्य ।** (અંક ૩)
५. **प्रथमं पुत्रदर्शनेन विस्मृतास्मि । इदानीं महेन्द्रसंकीर्तनेन स्मारितः समयो मम हृदयमायासयति ।** (અંક ૫.)
६. **रम्भे उपनीयतां स्वयं महेन्द्रेण संभृतः कुमारस्यायुषो यौवराज्याभिषेकः ।** (અંક ૫.)

આ વાક્યોમાંના **ત્રીજા**માં વિક્રમાદિત્યનું સાદરસૂચન છે એમ સામાન્ય રીતે મનાય છે. **પહેલા** અને **ચોથા**માં તે સમયમાં ઉજ્જયિનીની ગાદી ઉપર વિરાજતા મહેન્દ્રાદિત્યનું ગર્ભિત સૂચન છે. **બીજું** વાક્ય તો અતિ મહત્ત્વનું છે, કારણ કે તેમાં પિતાપુત્રનાં નામો સાથે યોજાયાં છે; એટલું જ નહિ, તે યોજના પણ અતિસૂચક છે. પિતા – મહેન્દ્રાદિત્ય – અતિ પ્રભાવશાળી હતોઃ પુત્ર – વિક્રમાદિત્ય – પણ કંઇ ઊતરતો ન્હોતો, એમ આ વાક્યનું સૂચિત તાત્પર્ય છે. આના કરતાંએ પાંચમું વાક્ય વધારે અર્થસૂચક છે. આ વાક્યમાં કવિયે "મહેન્દ્ર" શબ્દ જાણી જોઇને જ વાપર્યો છે. કારણ કે **पौलोमीसंभवेनेव जयन्तेन पुरन्दरः ।** આ શ્લોકાર્ધમાં ઇન્દ્રનો ઉલ્લેખ "પુરન્દર" શબ્દથી થયો છે; તે પછી આ શબ્દના અનુસંધાનમાંજ ઉર્વશી **प्रथमं पुत्र.** ઇત્યાદિ બોલે છે; તેથી ઉર્વશીના મુખમાં "**पुरन्दरसंकीर्तनेन**" એમ મૂક્યું હોત તો વધારે યોગ્યતાવાળું અને સ્વાભાવિક જણાત. પણ આમ નહિ કરતાં કાલિદાસે "મહેન્દ્ર" શબ્દ વાપર્યો, તે જ સૂચવે છે કે એ શબ્દ સાભિપ્રાય યોજાયો છે. આ વાક્યમાં પ્રસ્તુત સંદર્ભને અનુકૂળ અર્થ નીકળવા ઉપરાંત તાત્કાલીન સ્થિતિનો ઉદ્દેશ કરતો ધ્વનિ પણ નીકળે છેઃ વૃદ્ધ થયેલો સમ્રાટ્ મહેન્દ્રાદિત્ય રાજ્યધુરા પોતાના સમર્થ પુત્ર વિક્રમાદિત્યને ખભે નાખી નિવૃત્તિપરાયણ થવાનો હતો, એ કારણથી રાજ્યલક્ષ્મીને થતા વિષાદનું સૂચન કવિયે અહિં કર્યું છે. નાટક જ્યારે ઉજ્જયિનીની રંગભૂમિ ઉપર ભજવાયું હશે ત્યારે આ ધ્વનિ પ્રેક્ષકમંડળ તરત ગ્રહી શક્યું હશે. વસ્તુતઃ આ નાટક મહેન્દ્રાદિત્યની નિવૃત્તિ પછી તરત ઉજવાએલા વિક્રમાદિત્યના રાજ્યારોહણોત્સવના પ્રસંગ માટે લખાયું હોય એમ લાગે છે. કાલિદાસનો આદર્શનૃપતિ પાકી વયે પ્હોંચ્યો પોતાના યુવાન અને શક્તિસંપન્ન યુવરાજને રાજ્યનો

કારભાર સોંપે છે; † મહેન્દ્રાદિત્ય પણ આજ રીતે રાજ્યત્યાગ કર્યો હતો એમ "કથાસરિત્સાગર" માં સ્પષ્ટ કહ્યું છેઃ

ततश्च यौवनस्थं तं विलोक्य प्राज्य विक्रमम्।
अभिषिच्यसुतं राज्ये यथाविधि जनप्रियम्॥
महेन्द्रादित्यनृपतिः सभार्यासचिवोऽपि सः
वृद्धो धाराणसीं गत्वा शरणं शिश्रिये शिवम्॥

–કથાસરિત્સાગર, ૧૮, ૫૯–૬૦.

છઠ્ઠા વાક્યમાં–ખરું જોતાં, નાટકના પાંચમા અંકના આખાય છેલ્લા દૃશ્યમાં–એ સમયમાં બનેલા પ્રસંગોનું સૂચન છે. માત્ર ફેર એટલો કે નાટ્યાચાર્ય ભરતના નિયમો પ્રમાણે નાટકનો અન્ત શોકમય ન હોવો જોઇએ તેથી કાલિદાસને જરૂર જોઇતો ફેરફાર કરવો પડ્યો છે.

આમ "વિક્રમોર્વશીય" માંથી જણાય છે કે મહેન્દ્રાદિત્યના રાજ્યકાળમાં કાલિદાસ સમર્થ કવિ તરીકે જાણીતો થઇ ગયો હતો. "માલવિકાગ્નિમિત્ર" નાટકે તેની કીર્તિનો પાયો નાખ્યો હોવાનું સંભવિત છે. જ્યારે મહેન્દ્રાદિત્ય નિવૃત્ત થયો ત્યારે બેશક કાલિદાસ યુવાવસ્થામાં હશે–લગભગ વિક્રમાદિત્યની વયનો. વખત જતાં આ વિક્રમાદિત્યના આશ્રય હેઠળ તેણે પોતાની કવિત્વશક્તિના પરિપાકરૂપ અણમૂલી કૃતિઓ રચી, અને આ કૃતિયોએ તેને સંસ્કૃત કવિયોમાં કનિષ્ઠિકાધિષ્ઠિત કર્યો.

"રઘુવંશમાં પણ કેટલીક હકીકત ધ્યાન ખેંચે એવી છે. આ મહાકાવ્યમાં દિલીપ રાજાને પ્હેલાં સન્તાન ન્હોતું; પાછળથી વસિષ્ઠ ઋષિની દિવ્યધેનુ નન્દિનીના અનુગ્રહથી રઘુનો જન્મ થયો એમ વર્ણન છે. "કથાસરિત્સાગર" માં પણ મહેન્દ્રાદિત્યની પ્રથમ આવીજ અનપત્યતા અને પાછળથી શિવના અનુગ્રહથી વિક્રમાદિત્યનો જન્મ થયો એવી હકીકત વર્ણવી છે. આ સામ્ય કાંઇ જેવું તેવું કે અર્થહીન નજ ગણાય. આ ઉપરાંત રઘુનું શિક્ષણ,× નોખીનોખી રાજકુંવરીઓ સાથે તેનાં લગ્ન, રાજ્યાધિષ્ઠિત થયા પછીનું તેનું સમર્થ અને ઉદાર પ્રજાપાલન, અને તેનો દિગ્વિજય– આ બધી વિગતો "કથાસરિત્સાગર" માંના વર્ણનને એટલી સમાન છે કે કાલિદાસે પૌરાણિક રઘુના નામથી પોતાના સમકાલિન યુવરાજનું જ વર્ણન કર્યું છે એમ વાચકને લાગ્યા વિના રહે નહિ.

આમ, આ બધાં બાહ્ય અને આન્તર પ્રમાણો પરસ્પર સુસંગત થઇ એકજ અનુમાન સાધે છે–કે કાલિદાસ ઇ. સ. પૂર્વે પ્હેલા શતકમાં પ્રમારવંશના ઉજ્જયિનીના સમ્રાટ્ વિક્રમાદિત્યનો સમકાલીન હતો.

(અપૂર્ણ)

† દાખલા માટે જુઓ રઘુ. ૧.૮; ૩.૭૦; ૭.૭૧, વગેરે.

× કથાસરિત્સાગરના ૧૮મા લમ્બકના ૫૦, ૫૫, ૫૮ અને ૬૧ મા શ્લોકો અનુક્રમે રઘુવંશના ત્રીજા સર્ગના ૧૬, ૨૯, ૩૩ મા, અને ચોથા સર્ગના પ્હેલા શ્લોક સાથે સરખાવો.

—એ મહમદ છેલે ગાડી તો નહિ અટકાવી હોય ? એ લાદી આવે તો ? એને સાહિત્ય પરિષદના પ્રમુખનું સ્થાન કેમ ન આપવું ? દાઢીમાંથી અનેક મહાકાવ્યો કાઢી એ ગરીબડા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ ન કરે ? અનેક નવલકથાઓ પોતાના ખીસામાંથી કાઢી એ મુન્શીને ઝાંખા ન પાડી દે ? રૂપિયાના ચરુ ભરી દઇ તળીયું દેખાતી સાહિત્ય પરિષદ્દની તિજોરીને એ છલકાવી ન મૂકે ?

આ વિચાર પ્રબલ થયો. એની ભરાઉ, ભયંકર મૂર્તિ મ્હારા નેત્ર સ્હામે ખડી થઇ. હજારો સાહિત્યરસિક ગુજરાતીઓની મેદની વચ્ચે મ્હેં એને વ્યાસપીઠ ઉપર ઊભેલો જોયો. એજ ભરાઉ કલપ લગાડેલી, જરીપુરાણી સાવરણી જેવી દાઢી, એજ કાળા ચશ્માંમાંથી ડોકીયાં કરતી – ભયંકર – ખૂની આંખો. એજ મેલોઘેલો લાંબો કોટ અને એજ યુગયુગ જૂનો સુરણની ગાંઠ જેવો ફેંટો અને એજ સ્ટીમ લૉંચ જેવા ચાંચીઆ જોડા. હા. એજ મ્હારો લઘુ શેખચલ્લીનો કાલ્પનિક ગુરુ, મિત્ર અને નેતા. મ્હારું શિર જરા ઝુક્યું.

એણે બે હાથ ધરયા. એક હાથ ઉપર બીજો હાથ મૂકયો., ઉપર પોતાની લાક્ષણિક રીતે ફુંક મારી. બીજી ક્ષણે હસ્તસંપુટ ઉઘડયો અને એમાંથી જોશીઓના ટીપણા જેવું એક પીંડું દેખાયું. સભા તાળીઓના ગડગડાટથી ગાજી ઉઠી. કાગળનો એક છેડો હાથમાં રાખી પીંડાને ઉરાડયો. પીંડાનો બીજો છેડો પરિષદમંડપબ્હાર નીકળી અદૃશ્ય થતો દેખાયો. ઉડતા પીંડામાંથી એવા અનેક પીંડાનો વરસાદ સભામાં વરસ્યો, અને દરેકના હાથમાં એકેકું પીંડું દેખાયું. એક ખૂણામાંથી એક અવાજ આવ્યો. "મ્હને પ્રમુખના ભાષણની નકલ નથી મળી." મનહરરામે આગળ આવી કહ્યું "પ્રમુખ સાહેબના ભાષણની નકલો ખલાસ થઇ છે માટે નહિ મળી શકે. તો શાંતિથી સાંભળશો." છેલે મનહરરામ સ્હામે આંખ કાઢી, પેલા કમનસીબ શ્રોતા તરફ ફરી કહ્યું 'ત્હમારા ગજવામાં હશે.' અને બધાના આશ્ચર્ય સાથે એમણે ગજવામાંથી નકલ કાઢી – છેલ તરફ એક ઉપકાર દર્શાવતું સ્મિત ફેંક્યું.

મ્હને લાગ્યું કે છેલ ભાષણમાં આખાયે ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આલેખશે. જગત કવિઓમાં પ્રેમાનંદનો નંબર કયો તે કહેશે. બાણભટ્ટના કાદમ્બરી સાહિત્યમાં ગોવર્ધનરામનો સરસ્વતીચન્દ્ર કયે પગથીએ છે તે ઉચ્ચારશે. ન્હાનાલાલના રાસના ઢાળનાં મૂળ ગોતી કાઢશે. મુન્શીના પાત્રો અને પ્રસંગોનાં જન્મસ્થાન નક્કી કરશે. નરસિંહ અને મીરાંના કોયડા ઉકેલી નાંખશે. અખો સોની હતો કે ઘાંચી હતો તે અખાને જ પૂછી લાવી સાચી માહિતી આપશે. કરણ ઘેલો નંદશંકરે લખ્યો કે નર્મદાશંકરે, ચન્દ્રકાન્ત ઇચ્છારામે લખ્યો કે ઠાકોરના બ્રાહ્મણે એ ભેદનો છેવટનો નિર્ણય કરશે. પ્રેમાનંદીઆ નાટકોના ગુંચવાએલા કોકડાને ઉકેલી નાંખશે. આ ઉપરાંત ભવિષ્યના સાહિત્યનો ઇતિહાસ પણ કદાચ રજુ કરે.

છેલ તરફથી નજર ફેરવી મ્હેં જોયું પાસે બેઠેલા મુન્શી તરફ. એમણે પોતાના ( પ્રસિદ્ધ થનાર ) 'Gujarat & Its Literature' નાં પ્રુફ પ્રમુખના ભાષણ દરમ્યાન સુધારવા બ્હાર કાઢયાં હતાં તે ગજવામાં પાછાં સરકાવી દીધાં. બીજી તરફ નરસિંહરાવ અને કેશવલાલ એક બીજાની સ્હામે જોઇ મોઢામાં આંગ[illegible] ઇતિહાસ



લખવાની મહેચ્છા સેવનાર, ફુરસદ મળ્યે પ્હેલી તકે સાહિત્યના અનેક કોયડા ઉકેલી નાંખવાની મહત્ત્વાકાંક્ષા રાખનાર અનેક યુવાન સ્વપ્નશીલ્પીઓનાં મુખકમળ મચકોડાયાં.

✠ ✠ ✠ ✠ ✠ ✠

આ મ્હારું સ્વપ્ન હું માણતો હતો ત્યાં કવિનો બેસુરો બુલંદ અવાજ મ્હારા કર્ણે અથડાયો. હું પરિષદમંડપમાં નહિ પણ અટકી ઊભેલી આગગાડીના ખાનામાં હતો ત્હેનો મ્હને ખ્યાલ આવ્યો. અને મ્હારો છેલ!!! પરિષદનો મંડપ સમેટી ઉઠાવી એ ક્યાંક ઊડી ગયો. કવિના એક જ શબ્દ બોમ્બથી મ્હારી સ્વપ્નસૃષ્ટિ કડડડ કરતી તૂટી પડી. હું ગૌરીશંકરના શિખર પરથી ઢસાથી થોડે દૂર ઊભેલી ગાડીના એક ખાનામાં આવી પટકાયો.

કવિને અસામાન્ય એવી કર્કશતાથી કવિએ બાપુને પૂછ્યું, "અહીં ગાડી કેમ આટલો બધો વખત ઊભી રહી?" બાપુએ ધીમેથી જવાબ આપ્યો, "અહીં ભાવનગરની સરહદ પૂરી થઇ અને હવે આપણે ગોંડળવાળા બાપુની સરહદમાં દાખલ થવાના." એટલા માટે ગાડી ઊભી રહે એ મ્હારાથી ના સ્હમજાયું. રાજાઓ વિલાયત જાય કે વિલાયતથી આવે છે ત્યારે તોપનું માન અપાય છે એવી જ આ એક પ્રકારની સલામી હશે કે શું? આ બાપુઓની સરહદોથી પણ તોબા! કવિ અને બાપુની વાતચીત ઉપરથી એટલું તારવી શક્યો કે પ્હેલાં તો એક બાપુની સરહદ પૂરી થાય અને ગાડી બીજા બાપુની સરહદમાં પ્રવેશ કરવાની તૈયારી

કરે ત્યારે ગ્યાસતેલના દીવા પણ લઈ જવામાં આવતા અને બીજા બાપુ તરફથી દીવા આવતા ત્યારે અજવાળું થતું. રાજા વગર અન્ધારું જ હોય ને? પોતાની સત્તાના આત્મજ્ઞાનમાં કે બે ચાર પૈસાના ગ્યાસતેલનો હિસાબ કરતા આ 'બાપુઓ' વ્યવસ્થા અને પ્રજાની સગવડના વિચાર કરતા ક્યારે શીખવાના? બાપદાદાએ વારસામાં ધન આપ્યું, જમીન આપી, જાગીર આપી. ના આપ્યાં માત્ર બુદ્ધિ અને શુરાતન. આ બુદ્ધિના દેવાળાનો વિચાર કરતો હતો ત્યાં ગોંડળવાળાની સત્તાની હાક વગાડતો–અગર હમારા સરહદ પ્રવેશની બાપુને જાણ કરતો વફાદાર સેવકરૂપી પાસવો વાગ્યો અને અગ્નિરથે હમારી સાથે આગે કુચકદમ શરુ કરી.

ગાડીની સાથે બાપુની જીભ પણ ગતિમાન થઇ. પણ હવે એમણે મ્હારો કેડો છોડ્યો હતો. ક્યાં તો મ્હારી તોછડાઇથી ડરીને અગર મ્હારા પરિમિત જ્ઞાનની જાણ થતાં. કોલેજનો વિદ્યાર્થી એમને કાંઇ જવાબ આપે એમ હતું નહિ. એટલે હમારા કવિ તરફ વળ્યા વગર એમનો છૂટકો ન હતો. અર્ધો પોણા કલાકનું મૌન છોડતાં બ્હીતાં બ્હીતાં એમણે પૂછ્યું:

બાપુ : કૃષ્ણલાલ ઝવેરી ઘરડા છે કે જવાન?

કવિ : ભલા માણસ, સાહિત્યપરિષદના પ્રમુખ જવાન હોવાનું કદીય સાંભળ્યું છે? એ પદે તો ઘરડા જ શોભે.

બાપુ : પણ એવો કાંઇ નિયમ છે કે પ્રમુખ ઘરડા જ હોવા જોઇએ?

કવિ : નિયમ નહિ, પણ એથીયે વધુ પ્રબળ ધારો કે શિષ્ટાચાર તો ખરો ને! પ્રમુખ ઠરેલ, પ્રૌઢ, પીઢ, વિદ્વાન અને ગંભીર જોઇએ. તદુપરાંત સાહિત્ય અને સંસારના અનુભવી જોઇએ. સાહિત્યસંગ્રામોમાં અનેકવાર ઉતર્યા હોવા જોઇએ. આજકાલના જવાનીઆમાં શું ત્હમને આવા ગુણો જડશે? 'વનં'માં પ્રવેશ કર્યા શિવાય દેવોને ય દુર્લભ એવું આ પદ ન મળી શકે?

ઉપર પ્રમાણે વાતચીત ચાલતી હતી. લાઠી હવે થોડું જ દૂર હશે એમ માની હું મ્હારો બીસ્ત્રો બાંધતો હતો. કોલેજીઅન પોતાના કેશ સમારતો હતો. હમારા તરફ કવિ અને બાપુનું ધ્યાન પડ્યું અને એમણે પણ ઉતરવાની તૈયારી કરી. બાપુએ ફેંટો છોડી ફરીથી બાંધ્યો. મૂછે વળ દીધો. કોટ ઉપર ચઢેલી ધૂળ ખંખેરી નાંખી અને રજપૂતોની લાક્ષણિક રીતે જંગે મયદાનમાં ઉતરવા પોતે સજ્જ છે એ સૂચવતો એક ખોંખારો ખાધો.

એટલામાં આવ્યું લાઠી. હમે બધા નીચે ઉતર્યા. સત્કારમંડળના સભાસદો અને મન્ત્રીઓએ હમને સત્કાર્યા અને મોટરમાં બેસી હમારે ઉતારે પહોંચ્યા. ત્યાં પણ સદ્દભાગ્યે કે દુર્ભાગ્યે મ્હારા ઉતારાની બાજુના જ ઓરડામાં કવિ અને કોલેજીઅનનો ઉતારો હતો. બીજી બાજુ અમદાવાદનું મંડળ અને ત્રીજા ઓરડામાં યુવાન મંડળનો ઉતારો હતો. સામાન બરાબર ગોઠવાવી હમે થોડા નવા પરિચય કર્યા. અને સાહિત્ય પરિષદમાં જવાથી બીજો કાંઈ લાભ નહિ થતો હોય તોયે અનેક સાહિત્યકારો અને સાહિત્ય રસિકોના સંપર્ક અને દર્શનનો અમૂલ્ય લ્હાવો તો મળે છે જ. એટલી મ્હારી ખાત્રી થઇ. કલાકેક પછી હમે ઊઠ્યા – રસોડે જઈ જમ્યા અને પાછા ઉતારે આવી ટાઢાપ્હોરના ગપ્પાં શરુ કર્યાં. લાઠીમાં પ્રથમ દિવસ હતો, હજી બીજા

પડોશીઓનો માત્ર પરિચય જ થયો હતો એટલે ઝાઝી મંડળી ન હતી. ક્લાકેક ગપ્પાં મારી, હમે ઢોળીઆમાં આવી ઢળ્યા, અને નિદ્રાદેવીએ હમ થાકયા પાકયા ઉપર તરત જ અમીદૃષ્ટિ કરી.

મ્હારી આંખ ઉઘડી ત્યારે આછો પ્રકાશ થયો હતો. છાપરાના મોભ ઉપર નટ્ટ કબુતરોનું ટોળું અવાજ કરી રહ્યું હતું. શિયાળાની સ્હવાર એટલે ટાઢ કહે કે મ્હારું કામ. પણ કાંઇ ઊઠ્યા વગર છૂટકો હતો?

આઠેક વાગ્યા હશે. હમારા ઉતારાના રસ્તા ઉપર ઘોડેસ્વાર, સિપાઇ, મોટરો, સત્કાર-મંડળના સભાસદો વગેરે દોડાદોડ કરી રહ્યા હતા. સમય જતાં જાણ્યું કે પ્રમુખના સ્વાગત માટેની આ બધી તૈયારીઓ હતી. નવેક વાગ્યે એ સરઘસ હમારા ઉતારા પાસેથી પસાર થયું. હમે તૈયાર થઇ કલાપ્રદર્શન ખુલ્લું મૂકાવાનું હતું ત્યાં ગયા. કાઠીઆવાડ સકળ સર્વોત્તમ કલાનું કેન્દ્રસ્થાન છે એવો કંઇક ખ્યાલ આપતું અને "આપકી લાપસી પરાઇ કુશ્કી" એ દૃઢ માન્યતાથી પ્રેરાએલું કલાપ્રદર્શનના પ્રમુખનું ભાષણ ત્યાં સાંભળ્યું. ત્યારપછી જ્ઞાન અને વિનોદથી ભર્યું પટ્ટણી સાહેબનું વ્યાખ્યાન માણ્યું.*

બપોરના બાર વાગી ગયા હતા. દરરોજ મુંબાઇમાં દસ વાગ્યાને ટકોરે ખાવાને ટેવાએલું પેટ પોતાના નિયમિત ભાડા માટે માગણી કરતું હતું: એટલે સભા બરખાસ્ત થતાં જ મ્હેં રસોડાને રસ્તે–મ્હારા પગ લઇ જાય એટલી ઝડપે–ચાલવાનું શરુ કર્યું. લોકોનું ટોળું મ્હારી આગળ હતું, રસોડે જલદી પ્હોંચવાની હરિફાઇ હોય એમ સહુ આગળ જવા તત્પર હતું. રસોડે પ્હોંચી જોઉં છું તો તદ્દન ચીકાર. હવે શું? આ પંગત ઊઠતાં ઓછામાં ઓછો અર્ધો ક્લાક તો થશે જ. રસોઇની સુગંધથી, અગર પીરસેલી થાળી જોઇને ભૂખનું જોર વધવા લાગ્યું, એટલે મ્હારામાં હતો તેટલો સંયમ એકઠો કરી મ્હેં રસોડાના દ્વારની બ્હાર પગલાં માંડયાં. બીજી ક્ષણે હું બજારમાં હતો. એક શેવ–ગાંઠીઆવાળાની દુકાનેથી બાપુ ગાંઠીઆ લેતા હતા. એમની દશા પણ મ્હારા જેવી જ થઇ હોવી જોઇએ એટલે સમભાગી પ્રત્યે જેવી સાહજિક સહાનુભૂતિ ઉત્પન્ન થાય છે એવી મ્હારા હૃદયમાં થઇ. પણ એમનાથી હું ધરાઇ ગયો હતો એટલે બોલાવવાની ઇચ્છા ન થઇ. મ્હેં જોયું ન જોયું કરી આગળ ચાલવા માંડ્યું; ત્યાં તો બાપુની નજર મ્હારા પર પડી અને એમણે મ્હને બોલાવ્યો. ગાંઠીઆનું પડીકું છોડી એમણે મ્હારી સ્હામે ધર્યું મ્હને તરતજ કાલીદાસ અને ભોજની વાત યાદ આવી. એ શ્લોક મ્હોટાભાઇએ કહ્યો હતો, અને રસ્તામાં જે ખાય તે મૂર્ખ સ્હમજવો એવું ક્હેતું તાત્પર્ય છેક બાલપણથી મ્હારા હૃદયમાં ઊંડુ ઠસી ગયું હતું. એટલે એમનો હાથ મ્હારે પાછો ઠેલવો પડ્યો. હું એમની વાત સાંભળતો હતો અને એ ગાંઠીઆ ફાકતા હતા ત્યાં એક બે ઘોડાની ગાડી પસાર થઇ, અમાં એક મુસલમાન બીરાદર બેઠા હતા. ગાડીની પાછળ આવતા હમારા ઉતારાના છુવાનો 'મીયાં સા'બ'–'નવાબ' વગેરે બુમો પાડતા હા હા હી હી કરતા હતા. આ દૃશ્ય જોઇ બાપુની જિજ્ઞાસા ફરી પાછી ઉત્તેજાઇ. ગાડીમાં જનાર મહાપુરુષને નહિ ઓળખે તો એમનું જીવ્યું મિથ્યા જશે એવો ખ્યાલ એમને આવ્યો એમ મ્હને લાગ્યું.

---

* અન્યત્ર સાહિત્ય પરિષદ્‌ના હેવાલ આવી ગયા છે, એટલે અહીં હેવાલ આપવાનો વિચાર હતો તે માંડી વાળવો પડ્યો છે.

બાપુ : આ ગાડીમાં બેસી હમણાં કોણ ગયું ?

પ્રશ્નોનો મારો પાછો શરુ થશે એમ મ્હને લાગ્યું. એટલે સીધો જવાબ આપવો મ્હને ઠીક ન લાગ્યો.

હું : એ તો અક્કલકોટના નવાબ. સૂર્યની સ્હામે ચઢાઇ કરી સૂર્યને હોજમાં કેદ પૂરનાર, મુસ્લીમ સંસ્કૃતિ અને ઇસ્લામીબુદ્ધિના નામચીન પ્રતિનિધિ અક્કલબાજખાંના નવ્વાણુમા વંશજ.

બાપુએ આ સાચું માની લીધું

બાપુ : એમ ? પણ આજની સભામાં એતો સામાન્ય પ્રેક્ષકવર્ગમાં બેઠા હતા.

હું : હા. બીચારા બહુ સાદા છે. એમને માનમરતબાનો મોહ નથી. સાચું પૂછાવો તો મ્હારા શિવાય એ બિરાદર નવાબ છે એ કોઇ જાણતું જ નથી.

બાપુ : (પૂજ્યભાવથી) રાજા હો તો સદા આવા જ હોજો.

બાપુના ગાંડીઆં પૂરા થયા. એમને 'ગુલ્લો આપી' હું આગળ ગયો; ત્યાં એક જગાએ નાગર રસોડાનું પાટિયું વાંચ્યું. આવા બંધુત્વના સંમેલનોમાં પણ આવા જ્ઞાતિભેદ આવી શકતા હશે એનો મને ખ્યાલ ન હતો. ગુજરાતનું સાહિત્ય એટલે નાગરોનું સાહિત્ય એ એક વખતની માન્યતા હજી પ્રાચીન નથી થઇ એ જોઇ મ્હને નવાઇ લાગી. કારણ આ હિસાબે તો સાહિત્ય પરિષદ (પોતાને હાથ નહિ એવા માત્ર) એક જન્મના અકસ્માતે નાગર થએલાને વધુ પડતી મહત્તા આપે છે એમ લાગ્યું. રા. ચન્દ્રશંકર અને બીજા કેટલાક એક નાગર સાહિત્ય પરિષદની યોજના ઘડે છે એમ ભાવનગરમાં સાંભળેલું. પ્રશ્નોરાને અંદર લેવા નહિ એવી અંબાલાલ જાનીની દરખાસ્ત સ્હામે મુનિકુમાર ભટ્ટે સખ્ત ઝુંબેશ ઉઠાવી છે અને એજ કારણે રા. ચન્દ્રશંકર વાઇસરોયને મળવા ગયા હતા અને એરોપ્લેનમાં નડીઆદ પાછા ફર્યા હતા એવી 'સત્તાવાર ખબર' 'સુલેમાની' નામના એક અઠવાડીકમાં વાંચી હતી, તે સત્ય હશે ત્હેની હવે ખાત્રી થઇ.

અંદર કોણ કોણ છે અને શું ચાલે છે એ જાણવાની સ્વાભાવિક વૃત્તિથી પ્રેરાઇ મ્હેં અંદર ડોકિયું કર્યું. એક ન્હાના શા નાટકનું મંગળાચરણ ચાલતું લાગ્યું – એટલે છાનોમાનો અંદર દાખલ થયો, અને દાદર પાછળ ઊભા રહી, વગર ફીએ નાટક જોવાનું મ્હેં પ્રથમ સાહસ કર્યું. 'ફ્રીયા નાટક જોવામાં વિશેષ રસ પડે છે એ ઘણાના અનુભવ પરથી સાંભળેલું તે આજે પ્રથમ અનુભવ્યું.

અસ્પષ્ટ સંભળાતા સંસ્કૃત શ્લોકનું મંગળાચરણ પૂરું થતાં નાટકની શરુવાત થઇ.

### –: દૃશ્ય બીજું :–

સ્થળ : લાઠીની સાહિત્ય પરિષદને અંગે શ્રી લાઠી દરબાર તરફથી અમુક ગૃહસ્થોના ખાસ આગ્રહ અને ઉત્સાહથી ઉભું કરવામાં આવેલું નાગર રસોડું. જેની અભેદ્ય દીવાલો ગાંધીજીના અને સુધારકોના વજ્ર શબ્દપ્રહારોનો સખત સામનો કરી, સનાતનીઓનો વાવટો ફરકાવતી ઉભી છે.

સમય : ૩૧ ડીસેમ્બર ૧૯૩૪, બપોરના લગભગ એકનો સુમાર.

પાત્રો : નાટકના નાયક :—અંબાલાલ બુલાખીરામ જાની બી. એ.

પ્રતિનાયક :—વિજયરાય કલ્યાણરાય કૌમુદીકાર.

સૂત્રધાર :—બન્નેના વિશ્વાસુ – ડૉ. રમણલાલ યાજ્ઞિક.

[ આસરે વીસેક પાટલા માંડયા છે. પાટલાની સ્હામે થાળી અને વાટકો. ડાબી બાજુ પાણી ભરેલા લોટા. કેટલાક અબોટિયાં કે મુગટા પ્હેરેલા ગૃહસ્થો અન્નદેવ પર કૃપા કરી રહ્યા છે. એક બાજુ ડૉ. યાજ્ઞિક – ગણગણ કરતા સ્નાન કરે છે. બીજા ખૂણામાં અંબાલાલ જાની મુગટો પ્હેરે છે. પાટલાની હાર આગળ વિજયરાય જમવા બેસવાની તૈયારી કરે છે ત્હેમના તરફ અંબાલાલની નજર પડે છે. ત્યાં એકાએક મ્હોટો અવાજ આવે છે. ]

અંબાલાલ : વિજયરાય !

(વિજયરાય ચમકે છે. ગભરાએલી આંખે પાછળ ફરી અવાજની દિશામાં જુવે છે. અંબાલાલ એમના તરફ આંખો કાઢતા દેખાય છે. અંબાલાલ ઘણું ઘણું એકસામટું બોલી નાંખવા પ્રયત્ન કરતા લાગે છે. શબ્દોના અસ્ખલિત પ્રવાહથી એમનું મોઢું ભરાઇ જાય છે. ગુસ્સાને લીધે, કે સનાતન ધર્મનું થએલું અપમાન અસહ્ય થઇ પડવાથી એ તરત બોલી શક્યા નહિ.)

અંબાલાલ : (ઘણા પ્રયત્નથી – શબ્દો ગોઠવી) વિજયરાય ! ત્યાં ત્હમારા સુતરાઉ કપડાભેર નહિ બેસાય !!!

વિજયરાય : કેમ ? (આ પ્રશ્નાર્થમાં પ્રશ્ન કરતાં ક્ષમા કે વિનંતિનો ભાવ વધારે આગળ પડતો હતો.)

અંબાલાલ : આ નાગર રસોડું છે એ તો ત્હમે જાણતા હશો.

વિજયરાય : (ધીમેથી) પણ હું નાગર છું.

અંબાલાલ : (દૃઢતાથી) નાગર હોય તે અબોટિયા વગર પાટલે ના બેસે.

વિજયરાય : હું વર્ષો થયાં આમ કરતો આવ્યો છું.

અંબાલાલ : તેથી જ હું કહું છું કે ત્હમે નાગર નથી.

વિજયરાય : (ગુસ્સાથી છતાં ધીમેથી) મુગટા પ્હેરે નાગર થવાતું નથી. મ્હારૂં હૃદય શુદ્ધ નાગરનું છે. હું નાગર કુટુમ્બમાં જન્મ્યો છું –ઉછર્યો છું.

અંબાલાલ : પણ આજીવન ત્હમે ક્યાંય નાગરપણું બતાવ્યું નથી. નથી એ ત્હમારા આચારમાં કે વિચારમાં. ત્હમારા પહેરવેશમાં કે લખાણમાં. ત્હમે તો સદાય મ્હને અનાગર જ લાગ્યા છો,

(વિજયરાયને જવાબ આપવો ભારે લાગ્યો. નાગરો જ સાહિત્યકાર હોઇ શકે એવો આગ્રહ એમણે ન્હોતો રાખ્યો, કે વારસાર દાયકાથી ઉતરી આવતી એ નાગરસામાન્ય માન્યતાને એમણે માન ન્હોતું આપ્યું કે એ પ્રત્યે સહાનુભૂતિ એમણે ન્હોતી બતાવી એ એમને સાલવા

માંડયું. અસ્પૃશ્યતા દૂર કરવાની ગાંધીજીની ચળવળ માટે સહાનુભૂતિભર્યાં અનેક વિધાનો એમણે જાહેર રીતે કરેલા એ સર્વ આંખ આગળ આવી એમને સતાવવા લાગ્યા પોતે નાગરોના જ્ઞાતિ સમારંભોમાં રસપૂર્વક ભાગ નથી લીધો, સક્રિય ફાળો નથી આપ્યો એ એમને યાદ આવ્યું. જાહેરમાં અસ્પૃષ્ટ અનાગર ખાદ્ય પદાર્થો ખાવાની ધૃષ્ટતા એમણે એકથી વધારે વાર કરેલી એનું એમને સ્મરણ થયું. આ સર્વ સામટું યાદ આવતાં એમની વાચા બંધ થઇ ગઇ. આંખે ફેર આવવા લાગ્યા. બે હાથે એમણે સાલ પકડી, એ હતા તો અવાક્ પણ 'અહીં જ બેસવાનો છું, ત્હમારાથી થાય તે કરજો' એ હિંમતભર્યો ભાવ એમના મોઢા ઉપર ફેલાઈ રહ્યો હતો. એટલામાં યાજ્ઞિક એમની વ્હારે ધાયા.)

યાજ્ઞિક : અંબાલાલભાઇ! હવે અહીં લાકીમાં આવી જીદ હોય?

અંબાલાલ : રમણલાલ! ધર્મના સવાલ ત્હમે ન સ્હમજો. જ્યાં જ્યાં એક પણ નાગર હોય ત્યાં સદાકાળ અબોટિયાં હોય જ.

યાજ્ઞિક : (નમ્રતાથી) પણ એમાં એમનો ધર્મ ડૂબશે. ત્હમે ત્હમારે બેસોને!

અંબાલાલ : (મક્કમતાથી) ના. હું અહીં નહિ જ બેસી શકું. ત્હમે વિલાયત જઇ આવ્યા તે અબોટિયું પ્હેરી બેસો અને આ વિજયરાય! જેમણે વિલાયત જવાના સ્વપ્નાંએ નથી સેવ્યાં તે આવું અધર્મ કરે?

(ડૉ. યાજ્ઞિકને પોતે વિલાયતમાં અબોટિયું લઇ ગયા હતા છતાં પ્હેરી શક્યા ન હતા તે યાદ આવ્યું, એના પ્રાયશ્ચિત રૂપે અબોટિયાના મહાત્મ્ય ઉપર એમણે એક thesis લખવા વિચાર પણ કર્યો હતો, પણ સમયને અભાવે નહિ કરી શકેલા, તે કાર્ય પરિષદ પછી તરતજ હાથ ધરવાનો મનસુબો ત્હેમણે તત્કાળ કરી નાંખ્યો. યાજ્ઞિકની સહાનુભુતિથી વિજયરાયનો પક્ષ સબળ થતો લાગ્યો. વિજયરાયના મુખ ઉપર વિજયનું આછું સ્મિત ફરક્યું. એ પાટલા ઉપર બેસી ગયા. બાજુમાં ડૉ. યાજ્ઞિક બેઠા. એ એનો ઓળો પણ ન પડે એટલે દૂર પાટલો ખેંચી અંબાલાલ ત્યાં વિરાજ્યા.

મ્હને લાગ્યું કે હવે મ્હારું અનાગરનું અહીં કામ નહિ. હું બારણા તરફ ફરતો હતો ત્યાં બારણાની બાજુમાંથી એક હાથ આગળ આવતો દેખાયો. બીજી ક્ષણે નાગર રસોડાનું પાટિયું તૂટયું, અને એ ઉચકી તે હાથ અદશ્ય થઈ ગયો. હું બ્હાર નીકળ્યો. જોયું તો દસેક કદમ આગળ ચન્દ્રવદન મ્હેતા મસ્તીભર્યું સ્મિત કરતા ધીમે ધીમે જતા હતા. એમના મોઢા ઉપર વેરવસુલાતનું સ્મિત હતું-વિજયનો પ્રકાશ હતો. આમ નાગર રસોડું છોડી જતાંજ દરય ઉપર પડદો પડયો.)

ભૂખની વેદના હવે તો અસહ્ય થઇ પડી હતી. મ્હારાથી કદી ભૂખ સહન ન થતી. ન્હાનો હતો ત્યારે હું માત્ર ભૂખ લાગે ત્યારે જ રડતો એમ મ્હારી બા કહેતાં. મ્હોટપણે એ વેદના તો એટલી જ રહેતી પણ સહનશીલતા વધતા-અને પુરુષત્વનો ખ્યાલ આવતાં કાંઇ રડાય પણ ખરું?

બાળક બાળક મટતાં પોતાનો સહજ સ્વભાવ છોડી દે છે, અને વાણી અને વર્તનમાં કૃત્રિમ થાય છે એનો જ આ એક પુરાવો. રડવું એ સાહજિક છે. જે ન રડે તે ક્યાં તો આડમ્બરી હોય કે અમાનવી હોય. અસ્તુ: નાગર રસોડાનું નાટક જોતાં ભૂખની વેદના વીસરાઇ ગઇ હતી તે હવે પાછી સતેજ થઇ. ઉતાવળે હું રસોડે ગયો, જમ્યો અને ઉતારે આવી સૂઇ ગયો.

બપોરની બેઠકમાં પ્રમુખનું ભાષણ હતું, એટલે મ્હેં બીજા ઘણાની જેમ જવાનો વિચાર માંડી વાળ્યો. છપાએલું ભાષણ સ્હાંજે મળશે એની ખાત્રી હતી. અને પ્રમુખનું ભાષણ બે કલાક સુધી તો ચાલશે જ એ પણ થોડી પરિષદોના અનુભવે જાણેલું એટલે એ માટે મ્હારી મીઠી ઉંઘનો ભોગ આપવો મ્હને ઠીક ન લાગ્યો.

ઉઠયો ત્યારે છએક વાગ્યા હશે. એટલે આવી મોઢું ધોતો હતો ત્યાં હમારા કવિની સ્વારી સ્હામેથી આવતી દેખાઇ; એમને ટાળવા માટે હું ઝપઝપ મોઢું ધોઈ ઓરડીમાં ભરાઇ ગયો.

રાત્રે લોકગીત, ગરબા અને ભજનનો કાર્યક્રમ હતો, એટલે કાંઇ ગયા નગર ચાલે. વ્હેલા જમી હમે મંડપમાં પ્હોંચી ગયા. ધક્કામુક્કી સહી મઝા માણી. એક કાઠીઆવાડી બાઇના તલવાર સાથેના પ્રયોગો દરમ્યાન એક અનીચ્છનીય બનાવ બની ગયો. લોકોની ગીરદી ખૂબ, પ્રયોગ થતા નીચે જમીન ઉપર એટલે બધા ઉભા થઈ ગયા. ફુલછાબ મંડળે વિરોધના સૂર ઉચ્ચાર્યા, ડૉ. યાજ્ઞિક અવ્યવસ્થાથી ગભરાઇ ગયા, પ્રયોગ બંધ કરાવવા–અગર બધાથી દેખાય તે રીતે ગોઠવવા સતત માગણી થઇ. પરિણામે સભામાં કોલાહલ અને ધક્કા મુક્કી વધી પડયાં અને વ્યવસ્થાના સંરક્ષક રૂપ સ્ટેટના પોલીસો સભામંડપમાં ધસી આવ્યા. ધરાસણા વગેરેના કરુણ અને તિરસ્કારપાત્ર બનાવોથી પોલીસે જાતે પ્રજાનાં સન્માન અને સત્કાર ગુમાવ્યા હતાં, એટલે લોકો વધુ ઉશ્કેરાયા. આ ધમાલ ઠેઠ સુધી ચાલી દરમ્યાન એક સાક્ષરના ચંપલ ખોવાઇ ગયા અને સભા બરખાસ્ત થઇ ત્યાં સુધી એ ચંપલ મેળવવા એમને ચોભવું પડયું. ત્યાર પછી પણ ચંપલ મળ્યા કે નહિ એની ખબર નથી. લગભગ બાર વાગ્યે ઉતારે આવ્યા. બીજા બધા સૂઈ ગયા હતા. માત્ર જાગતાઓમાં હું અને મોભ ઉપર બેઠેલાં કબુતર. બપોરે નિરાંતે ઉંઘી લીધેલું એટલે અત્યારે ઉંઘ શાની આવે ? પથારીમાં પડયા પડયા એક મિત્ર પાસેથી મેળવી લીધેલું પ્રમુખનું ભાષણ વાંચવા શરુ કર્યું. ક્યારે આંખો મીંચાઇ ગઈ તે ખબર ન પડી. સ્હવારે ઉઠયો ત્યારે ઢોળીઆની નીચે પ્રમુખનું ભાષણ પડયું હતું. દીવો ઝગઝગતો હતો.

સ્હવાર અને બપોરની બેઠકમાં નિબન્ધ વંચાવાના હતા. છપાએલા પાછળથી મેળવી વાંચી શકાત. નહિ છપાએલા પણ વાર્ષિક હેવાલ બ્હાર પડતાં વાંચી શકાત. અને કદાચ સાંભળી કે વાંચી શકાયા ના હોત તો પણ બહુ નુકશાન જાય એવું ન હતું. છતાં સમય પસાર કરવા ખાતર મંડપમાં તો ગયો. નિબન્ધમાળા શરુ થઇ. દરેક લેખકને દસ દસ મિનીટ આપવામાં આવી હતી એટલે પોતાની દ્રષ્ટિએ જે અગત્યના ફકરા હોય તેજ ત્યાં વંચાતા. આમાં સ્હમજણ ન પડે અને આનન્દ ન આવે એ દેખીતું જ હતું. આ બેઠક દરમ્યાન બે ચાર વખત નિબન્ધ પ્રત્યેના અસંતોષના સૂર સંભળાયા. નિબન્ધ સમિતિના સભ્યોની લાયકાત અલાયકાત પર પણ ક્યાંક ક્યાંકથી વિવેચન થતાં. એ સર્વમાં અસત્ય કરતાં સત્ય મ્હને

પોતાને તો વિશેષ લાગ્યું. એક ખૂણામાંથી ધીમો છતાં સ્પષ્ટ અવાજ એવો પણ સાંભળ્યો કે આવતી પરિષદને અમદાવાદનું નિમન્ત્રણ છે, અને ત્યાં આવા નિબન્ધો નહિ જ હોય. એ ભાઇ પોતે જ અમદાવાદી હતા એ કહેવાનું ના હોય. મ્હારી ધીરજ ખૂટી ગઈ હતી. બુદ્ધિ ગુંગળાઇ જતી હતી એટલે મંડપ છોડી હું ગયો.

સ્હાંજે સાંભળ્યું કે મુન્શી અને કકલભાઈ કોઠારીને વિષયવિચારિણી સભા માટે અગર બીજા કોઇ કારણે ગરમાગરમ ચર્ચા થઇ. કોઇક તો એમ પણ વાત લાવ્યું કે મુન્શીએ કકલભાઇને તમાચો માર્યો. મ્હને આ અસંભવિત લાગ્યું. મુન્શી જેવા નબળા માણસ આટલી બધી હિંમત કાઠીઆવાડમાં તો ન જ કરે. હા. એમની જીભ સબળા છે, કદાચ શબ્દનો તમાચો માર્યો હોય અને તપાસ કરતાં ખરી વાત નીકળી પણ એમજ. સ્હાંજે હમે કકલભાઇ અને મુન્શીને સાથે જોયા ત્યારે મુન્શી કકલભાઇને પંપાળતા હતા.

રાત્રે ફરીથી ગરબા, રાસડા અને લોકગીતોનો કાર્યક્રમ હતો. આજે મંડળી મંડપ બ્હાર ગોઠવાઇ હતી એટલે બધું શાન્તિથી પતી ગયું.

ત્રીજે દિવસે કલાપી મન્દિરનો પાયો નંખાયો. ગુજરાતે વીરપૂજામાં એક પગલું આગળ ભર્યું. સાહિત્ય પરિષદે લાઠીમાં ભરેલું સંમેલન સફળ થયું.

આજે કાર્યક્રમ થોડો હતો. જમીને હમે નિરાંતે આડા પડયા હતા, ત્યાં બે ભાઇઓ જેમને અંગ્રેજીમાં autograph hunters કહે છે તેવા હમારે ઉતારે આવ્યા. લોકોના હસ્તાક્ષર મેળવવાની ઘેલછાથી પ્રેરાઈ એ દૂર દૂરથી આવ્યા હતા. એમની ચોપડીઓ જોઇ. એમાં ઘણા વિદ્વાનોના સન્દેશા હતા, પણ બેમાંથી એકેય એ વાંચી કાંઇ શીખ્યા ન હતા. એ ઉપર વિચાર તો શાનો જ કર્યો હોય? નહિ તો આ કાર્ય બંધ જ કર્યું હોત. કારણ એક યુવાન વિનોદી લેખકે એકના ચોપડામાં તો લખ્યું હતું કે "જે બીજાના સન્દેશા શોધે છે તે મૂર્ખ છે." આટલેથી અટક્યા હોત તો સારું થાત. બન્નેએ એક કલાક મ્હારો જીવ ખાધો. મ્હેં એ લોકોને ઘણું કહ્યું કે "સન્દેશો આપી શકવાની મ્હારી લાયકાત નથી." એકે કહ્યું "હમે સાહિત્ય પરિષદમાં આવ્યા છો,......નું પુસ્તક લખ્યું છે, એટલી તમારી વિદ્વત્તા વિષે શંકા ન હોય." મ્હેં બીજીવાર ના કહેતાં કહ્યું કે સન્દેશ આપવા માટે જીવનભરના અનુભવ જોઇએ. હું તો હજી જીવનની શરુવાત કરુ છું." એમાંથી કોઇ છોડે એવા ન હતા. આ જાતના લોકોમાં બગાઇ કે ચામ જૂ જેવા ચ્હોંટી રહેવાના ગુણ હોય છે. અપમાન તિરસ્કાર સહી લેવાના ગુણ એ સારા પ્રમાણમાં કેળવી રાખે છે. બીજાએ તરત જ જવાબ વાળ્યો. 'સન્દેશ ન હોય તો આપનો સિદ્ધાન્ત લખી આપો.'

હું : જુવો, સિદ્ધાન્તોમાં હું માનતો નથી. કોઇ પણ જાતનો સિદ્ધાન્ત ન રાખવો એ મ્હારો સિદ્ધાન્ત છે. અને એ સિદ્ધાન્ત આમ તમે કહો ને તરત તૈયાર કરાય નહિ ને લખાય નહિ."

પણ છૂટકો ન થયો. એકે વિનતિ કરતાં હાથ જોડયા. બીજો કરગરી પડયો, હું પીગળી ગયો અને કાંઇક લખી આપ્યું. શું? તે અત્યારે યાદ નથી.

એક લપ ગઇ ત્યાં બીજો ફારસ શરુ થયો. યુવાનમંડળના ઉતારે એક ન્હાનું શું નાટક

મજવાવવાની તૈયારી ચાલતી હતી. ત્યાંથી કહેણ આવ્યું એટલે ત્યાં ગયો. ઢોળીઆ ઉપર પાંચેક સુવાનો બેઠા હતા. સ્હામે એક રાજવંશી દેખાતા યુવાન ગંભીર મ્હેરે બેઠા હતા. એક યુવાને મ્હને નીચે પ્રમાણે પ્રસ્તાવના કહી.

"આ ભાઇને આજે ઠરાવ મૂકવાનો છે. તે ફલાણા ભાઈ લખી આપે છે. પણ ત્હેમાં શું લખવું એ બાબતનો વિચાર કરવાનો છે."

હું વસ્તુસ્થિતિ સ્હમજી ગયો. જે ઠરાવ મૂકવાના હતા તે મુંબાઇમાં સામાન્ય રીતે વપરાતા છતાં સાહિત્યમાં નહિ ઉતરેલા એવા શબ્દમાં કહું તો 'ખોરાક' જેવા જ લાગતા હતા.

ઠરાવ લખાયો. બધાએ માન્ય રાખ્યો. ત્યાં બીજી મુશ્કેલી ઉભી થઈ.

એ ભાઇને શરદી થઈ હતી; એટલે ઠરાવ પર વિવેચન કરતાં કદાચ એમનું ગળું બેસી જશે એવી એમને ધાસ્તી લાગતી હતી. આનો તોડ પણ એક યુવાને જલદી કાઢયો. એમણે તરત જ કહ્યું:—

"મ્હારી પાસે Michael Throat Pills છે." એમ કહી એમણે પોતાની બેગમાંથી જુલાબની ગોળીઓની શીશી કાઢી. બીજા બધા સ્હમજી ગયા. ઠાવકા થઇ એમણે બીજા યુવાનને પૂછયું "એક આપું કે બે?"

બીજો યુવાન: "બે આપોને કે તરત જ શરદી મટી જશે."

પેલા ટીખળી યુવાને બે ગોળી કાઢી પેલા ભાઇને આપી. એમનો વિચાર સભામાં જતાં પ્હેલાં લેવાનો હતો. પણ કદાચ ભૂલી જવાય એ બ્હીકે એક યુવાને તે ત્યાં ને ત્યાં જ લેવા સલાહ આપી. એક ભાઇ પાણીનું ગ્લાસ લાવ્યા. અને ગોળીઓ ગળાઇ ગઇ.

હમે બધા હસતા હસતા છૂટા પડયા.

રાતના નવેક વાગ્યા હશે. સાહિત્યપરિષદની પૂર્ણાહુતિ થઇ ગઈ હતી. થોડા સાહિત્યરસિકો અને સાહિત્યકારો લાઠી છોડી ગયા હતા. હમારો ઉતારો પણ અર્ધોક ખાલી થઈ ગયો હતો. જે રહ્યા હતા તે પણ બીજે દિવસે સ્હવારે નીકળવાના હતા. મળવાની આ છેલ્લી તક માની હમે નિરાંતે બેઠા હતા. અને સાહિત્ય પરિષદની અને સાહિત્યકારોની વાતો કે નિંદા કરતા હતા. નિંદા શબ્દ વાંચી વાચક ત્હારી આંખો ચઢાવીશ નહિ. જગતમાં નિંદા કોણ નથી કરતું? વિશાળ દૃષ્ટિએ જોતાં સાહિત્ય એ પણ પ્રભુ, માનવ અને કુદરતની નિન્દા નથી? અસ્તુ.

એક ભાઇએ સ્હાંજનો અનુભવ કહ્યો. ના. ઠાકોરસાહેબે આપેલી ગાર્ડન પાર્ટી પછીનું એ દૃશ્ય હતું. કમનસીબે હું રંગભૂમિ સમક્ષ ન હતો. પણ સાહિત્ય પરિષદના સાહિત્યેતર પ્રસંગો અને કીસ્સાઓ જાણવાનું ઘણાને મન થાય છે, અને એમાં સાહિત્ય પરિષદના લુખ્ખા કાર્યક્રમ કરતાં ઘણે અંશે વિશેષ રસ પણ હોય છે, એટલે પ્રસ્તુત પ્રસંગનો ઉલ્લેખ ,માત્ર અનાવકારદાયક નહિ નીવડે એમ માની લઉં છું. માન્યતા એ સર્વ સામાન્ય અને કુદરતી રોગ છે, એથી પર મ્હારા જેવો ક્ષુલ્લક માનવી ક્યાંથી હોય?

બે ચાર સાક્ષરો તે જ સ્હાંજે લાઠી છોડી પોતાને ઠામ જવાના હતા. એટલે ઝટપટ ગાર્ડન પાર્ટીનો પ્રોગ્રામ અધૂરો મૂકી "અસ્થિરથ સ્થાપક સ્થાન" પ્રતિ એમણે પ્રસ્થાન કર્યું.

વાટમાં એક સાક્ષરને એમના કોઈ સંબંધી મળ્યા અને એ થોડીવાર રોકાઇ ગયા. ઘડીઆળ પાસે નહિ હોય અગર હશે તો બંધ થઇ ગયું હશે, એટલે વાતચીતમાં સમયનું ભાન ના રહ્યું. થોડી વારે પોતાને ગાડી પકડવાની છે એ વાતનું અચાનક સ્મરણ થયું, અને પેલા ભાઇને સાહેબજી કરી એમણે સ્ટેશન તરફ કૂચ કરી. સામાન આગળથી સ્ટેશન ઉપર મોકલવાનો પ્રબંધ થઇ ગયો હતો. ટીકીટ પણ રીટર્ન હતી; અને બીજા મિત્રો હતા એટલે સામાન ગુમાવવાની ચિંતા તો ન હતી. એમણે ઉતાવળે ચાલવા માંડયું. સ્ટેશનની લગભગ નજદીક આવ્યા અને ટ્રેઇનનો પીસવો વાગ્યો. સાક્ષર શું કરે? નાજુક શરીર, પગમાં ચંપલ અને કોઇને માટે ન રોકાવાનો મનસુબો કરીને ઉપડવાની તૈયારી કરતી આગગાડી! ગાડી ચૂકી જવાય તો? પોતાનાં પ્રિયજનોથી છૂટા પડયે ચારચાર દિનનાં વ્હાણાં તો વાયાં હતાં. ચારચાર દહાડા જેમને આંખે કદી ન નીરખેલા, આત્માએ ન ઓળખેલા, એવા મનુષ્યો વચ્ચે તો જેમ તેમ પસાર કર્યા હતા. સ્વજનોનો વિરહ અસહ્ય થઇ પડયો હતો, ચાર દિવસમાં અનેક વિરહ કાવ્યો લખવા સ્ફુર્ણા થઇ આવેલી; પણ પરિષદના ઘોંઘાટભર્યા વાતાવરણમાં, બપોરે કવિતાદેવીએ આવવા ના પાડેલી. સ્હવારે કવિતાદેવીને ઠંડી લાગતી. સ્હાંજે અનેક ઓળખીતા સ્વજન સાથે એ સાક્ષર સમય પસાર કરતા હોય ત્યારે કવિતાદેવીને આવતા શરમ લાગતી; રાત્રે કવિતાદેવીને સાક્ષર મહાશય બોલાવે–કાલાવાલા કરી આગ્રહભર્યે, રૂદનભર્યે અવાજે કવિતાદેવીને પધારવા વિનવે; કવિતાદેવી નિમન્ત્રણ સ્વીકારે અને આવવાની તૈયારી કરે. પણ કવિતાદેવીના નૂપુરનો ઝંકાર સંભળાય ને સાક્ષરશ્રી ઉંઘી જાય. આમ એ વિરહકાવ્ય લખવાનો સુયોગ ચારચાર દહાડે પણ ના સાંપડયો. વ્હેલા ઘર અને ગામ ભેગા થઇ કવિતાદેવીને બોલાવવા વિચાર કરેલો ત્યારે આગગાડીને કવિતાની અદેખાઈ આવી. અને સાક્ષરશ્રીને નથી લઇ જવા એમ પીસવા મારફતે જાહેર કર્યું.

સાક્ષર મહાશય એક પત્રના તન્ત્રી હતા. અનેક સાહિત્યસેનાની સાથે કલમ લઇ એ યુદ્ધમાં ઉતર્યા હતા. અનેક આધેડ યોદ્ધાઓને શબ્દ પ્રહારે એમણે મ્હાત કર્યા હતા. અનેક તરુણોને એક જ ઝપાટે એમણે રણક્ષેત્રમાંથી નસાડયા હતા. તે એક આગગાડીથી હારે? મેરુ પર્વત ચળી જાય...વગેરે થાય છતાં ગાડી પકડવી એવો એમણે પળવિપળમાં નિશ્ચય કર્યો. *ચંપલ કાઢી હાથમાં લીધા; અને મૂકી દોટ. મીનીટ બે મીનીટમાં એ સ્ટેશનને દ્વારે આવી ઉભા. રેલ્વેના દ્વારપાળે ટીકીટ માગી. ટીકીટ કાઢવા જેટલો સમય ન હતો, એટલે એને ગણકાર્યા વગર એ આગળ વધ્યા. સ્ટેશનનો દ્વારપાળ મુખ વિકાસી ઉભો જ રહ્યો. બીજી ક્ષણે તન્ત્રી મહાશય રેલ્વેના એક ડબ્બાના દ્વાર નીચે આવી ઉભા. હાથમાંના ચંપલ બારીમાંથી અંદર નાંખ્યા. એક હાથે સળીઓ ઝાલી બીજે હાથે બારણું ઉઘાડયું, અને કૂદી ચઢી ગયા. એમના પ્રસ્વેદ છાયા મુખ ઉપર વિજયનું સ્મિત ફરકયું. એક મહા પ્રતિસ્પર્ધાને કલમના એકજ ધડાકે હરાવ્યાનો સંતોષ એમણે અનુભવ્યો. સ્વસ્થ ચિત્ત થયું ને એમણે અચંબા સાથે જોયું કે ગાડી તો સ્થિર ઉભેલી જ હતી. બીજા ઉતારૂને પૂછયું તો જવાબ મળ્યો કે ગાડી ઉપડવાને હજી અર્ધા કલાકની વાર હતી. પોતાના નિરર્થક ગએલા શ્રમનો શોક‡

* પગની ગતિને અવરોધી રહેલા ત્હેમના ચરણ રક્ષક.
‡ પ્રસ્વેદરૂપે એમના અંગેઅંગથી ઝરવા લાગ્યો.

તન્ત્રીશ્રીની થયેલી આ કફોડી સ્થિતિથી હમારા હૃદયમાં ઊંડે ઊંડે સહાનુભૂતિનો ભાવ જાગૃત થયો પણ હસવું ખાળી શકાયું નહિ. અનેક પ્રકારની આ દાયરામાં ચર્ચા થઇ. આખરે અમદાવાદમાં ભરાનારી ૧૨ મી સાહિત્ય પરિષદના પ્રમુખ કોણ થશે–અને કોણ થવા જોઇએ એ પ્રશ્ન ઉપર હમે ઉતર્યા. આખરે એક ભાઇ બોલી ઉઠ્યા "અગીઆર અગીઆર સાહિત્ય પરિષદ ભરાઇ છતાં પરિષદનું પ્રમુખસ્થાન કોઇ પારસી કે મુસલમાનને આપવાનું પરિષદીઆઓને ક્યાં સુઝે છે?" મ્હેં નમ્રતાપૂર્વક કહ્યું, "સરકારનો કોમીય પક્ષપાત સાહિત્યપરિષદમાં દાખલ ન થવો જોઇએ. કોમીય ધોરણ–અને ઉત્તેજન ઉપર કોઇપણ સાર્વજનિક સંસ્થાનું બંધારણ થયું હોય તો તે દિન પ્રતિદિન ઢીલું પડવાનું."

પેલાભાઇએ સ્હામો જવાબ આપ્યો–"મારો એકલાનો મત નથી. કવિ ન્હાનાલાલ પણ એજ મતના છે, અને મુંબાઇમાં ગોવર્ધન મહોત્સવ પ્રસંગે સ્પષ્ટ શબ્દોમાં આ વિચાર એ રજૂ કરવાના છે એમ મ્હને કહેતા હતા."

*બીજા એક ખાદીધારી ભાઇએ કોઇ હરિજનની પસંદગી કરવા સૂચવ્યું; અને એમ થાય* તો મ. ગાંધીજી પણ પરિષદમાં પધારે એની ખાત્રી આપી.

લોકરાજ્યની વાતોના આ દિવસોમાં મ્હને આ બન્ને સૂચનાઓમાં અર્વાચીનતા લાગી અને સાહિત્ય પરિષદે અર્વાચીનતા જાળવવી હોય, લોકપ્રિયતા મેળવવી હોય, તો પ્રજાવ્હેણમાં ઘસડાવું રહ્યું.

કોઇપિણ જાતનો નિર્ણય હમે ન કરી શક્યા. મ્હારી આંખમાં ઉંઘ ભરાઈ હતી, બીજા બે ચાર જણ ઝોકાં ખાતાં હતાં એટલે હમે ઉઠી પોતપોતાની ઓરડોમાં ગયા.

### —: દૃશ્ય ત્રીજું :—

[ સાહિત્ય પરિષદની બેઠકમાં હજારો માણસની મેદની મળી છે. પ્રમુખનું સ્થાન ખાલી છે. એક ખૂણામાંથી સાદીક અને બીજા ખૂણામાંથી શયદા ઉઠે છે. અને પ્રમુખની જગા તરફ જવા માંડે છે. બન્ને વ્યાસપીઠના પગથીઆ આગળ ભેગા થાય છે. એકએકની સ્હામે ઘૂરકે છે અને ઉપર બ્હેલા ચઢવા માટે હરિફાઇ કરે છે. એટલામાં બીજા ખૂણામાંથી પેસ્તનજી અને શાપુરજી દોડતા આગળ આવે છે. ચાર જણ પ્રમુખનો તકીઓ લેવા ધક્કામૂકી કરે છે. એટલામાં બીજા ખૂણામાંથી એક પ્રચંડ અવાજ સંભળાય છે. સભાની આંખો એ દિશા તરફ વળે છે. શયદા, સાદીક, પેસ્તનજી અને શાપુરજીને સબુર રાખવા કહેતાં તે એક હાથ ઉંચો કરે છે. ધીમો, શાન્ત, પણ મક્કમ અવાજ આવે છે.]

"આ દિવસો નથી મુસલમાનોના કે પારસીના. આ દિવસો છે હમારા હરિજનના. હમને હરિજનોને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત સાહિત્ય પરિષદે પણ કરવાનું છે અને તે કોઈ હરિજનને પરિષદનું પ્રમુખસ્થાન આપીનેજ થઇ શકે, હું હરિજન છું. આદ્યકવિ નરસિંહ અને અર્વાચીન ગદ્યસમ્રાટ્ મ. ગાંધીજીનો માનીતો ને વ્હાલો. આ સ્થાને બેસવાનો પ્રથમ હક્ક મ્હારો છે. કોઇ પૂછશે એ હક્ક આપ્યો કોણે? તો હું કહીશ કે હતો એ મ્હારો જન્મ સિદ્ધ હક્કઃ હમે ઝુંટવી લીધો. સરકાર માબાપે અને બાપુજીએ એ હક્ક મ્હને પાછો મેળવી આપ્યો છે."

સભાના એક ખૂણામાંથી તાળીઓનો ગડગડાટ થયો. એ વ્યક્તિએ આગળ ચાલવા માંડ્યું. પેસ્તનજી અને શાપુરજી બેસી ગયા. શયદા અને સાદીક ભોંઠા પડ્યા–ગુસ્સામાં શયદાએ પગ ઠોક્યો. સાદીકે મુઠ્ઠી વાળી, અને બન્ને હતા ત્યાં જ બેસી પડ્યા. પેલી વ્યક્તિ આગળ આવી. વ્યાસપીઠનું પ્રથમ પગથીયું ચઢે છે ત્યાં એક તીણો સૂર સંભળાયો.

"આ દિવસો પ્રથમે છે સ્ત્રી સન્માન અને સ્ત્રી સમાનતાના. આવતી કાલે સ્થપાશે સ્ત્રીઓનું વિશ્વવ્યાપી સામ્રાજ્ય. અત્યાર સુધી સ્ત્રી–પ્રમુખ ન નીમી સાહિત્ય પરિષદે હમારું હડહડતું અપમાન કર્યું છે. સ્ત્રીઓની કુશળતા, વિદ્વતા અને અખૂટ પ્રેરણાશક્તિની છડેચોક અવગણના કરી છે. શુદ્ધ સનાતન સાહિત્યનું સર્જન સદાયે આભારી છે હમારી દીધેલી પ્રેરણાને: તો આ સભાનું પ્રમુખસ્થાન હમારામાંથી કોઇને આપવું એ સાહિત્ય પરિષદની ફરજ છે."

સ્ત્રી મંડળમાંથી તાળીઓનો ગડગડાટ થયો. વિદ્યાબ્હેન અને શારદાબ્હેન સળવાયાં. બન્ને ઉઠવા જતાં હતાં ત્યાં લીલાબ્હેન અને હંસાબ્હેને એમના ખભા ઝાલી બેસાડી દીધા. અને પોતે આગળ આવ્યાં. સભામાં પક્ષ પડી ગયા. ધાંધાટ શરૂ થયો. સભાના એક ખૂણામાંથી કોઇ ઉઠતું જણાયું. બે વ્યક્તિઓ આગળ ધપી, માનવ દીવાલો ભેદી સભામાંથી બ્હાર જવા પ્રયત્ન કરતી હતી. એ તો એ જ. આગળ પ્રોફેસર દૂરકાળ અને પાછળ અંબાલાલ જાની. બન્નેએ એકમેકના સ્હામે જોયું. એકેકનો હાથ પકડયો. બીજે હાથ મૂક્યો પાઘડી ઉપર. એકની આંખે અન્ધારા આવતા હતા, બીજાને સભા મંડપસહિત પૃથ્વીમાં સમાઈ જતી દેખાતી હતી, બન્નેને આમાં સનાતન ધર્મ અને પુરુષત્વનું અપમાન થતું દેખાયું. એમણે તિરસ્કાર ભરી દૃષ્ટિ નાંખી. એક સભા તરફ, બીજી પ્રમુખપદાભિલાષી હરિજન તરફ, ત્રીજી પારસી મુસ્લીમ ગૃહસ્થો તરફ અને ચોથી બળવાખોર સ્ત્રી–સંઘ તરફ. ક્ષણ બે ક્ષણમાં તેઓ મંડપની બ્હાર નીકળી ગયા.

મંડપમાં હોહા વધી ગઇ. કોઇએ જોડો ઉછાળ્યો. કોઇકની પાઘડીઓ જમીનને ભેટવા ગબડી અને ક્ષણ બે ક્ષણમાં આખોયે મંડપ નીચે પડ્યો–હજારો માનવો સાથે હું દટાઇ જાઉં છું એવો મ્હને ભાસ થયો અને મ્હારાથી બુમ પડાઇ ગઇ, ઓ......

* * * * * * *

ગભરાએલો હું પથારીમાંથી ઉઠ્યો. અજવાળું થઇ ગયું હતું. નવ વાગ્યે ગાડી પકડવાની હતી એટલે ઝડપથી સર્વકામ આટોપી સ્ટેશન પ્રતિ બીજા બીરાદરો સાથે પ્રયાણ કર્યું. વાંચક, હું લખવા બેઠો હતો સાહિત્ય પરિષદનો હેવાલ અને લખાઇ ગયું કાંઇ તૃતીયમ્. એને જે કહે તે, આ છે. માત્ર એક જ ચેતવણી આપી લઉં. વાંચી બધું મનમાં રાખજે. કારણ આ છે માત્ર મ્હારે અને ત્હારે ખાતર. કોઇ ત્રીજા માટે નહિ.

# ગ્રામ પુનર્ઘટના

શ્રી. જયશ્રી રાયજી

આજની પરિષદ હિન્દુસ્થાનના ગ્રામજીવનની હાલની પરિસ્થિતિ પરત્વે મુખ્યત્વે તેની કેળવણી, આરોગ્ય અને એકંદર તેના લોકોની સ્થિતિ વિષે વિચાર કરતાં દીલગીરીની લાગણી પ્રદર્શીત કરે છે, અને હિન્દુસ્થાનની દરેક સ્ત્રી સંસ્થાઓને સ્થાનીક મંડળીઓ સ્થાપી ગ્રામપુનર્ઘટનાનો પ્રશ્ન ઉપાડી લેવા આગ્રહ કરે છે.

ગ્રામ્ય પુનર્ઘટના બાબત જે ઠરાવ મૂકાયો છે તેને ટેકો આપતાં મને આનંદ થાય છે. આ વિષે ખરું જોતાં મને બોલવાનો અધિકાર નથી. ત્યાંના જીવનનો અભ્યાસ કર્યા શિવાય તે જીવનમાં રહેલી અનેક મુશ્કેલીઓનો ખ્યાલ ભાગ્યેજ આવી શકે છે. આજે હું કાંઇક બોલવાની હિંમત કરું છું તે માત્ર પુસ્તકોની મદદથીજ તેઓના જીવન વિષે હકીગત મેળવી તે ઉપરથીજ. ગામડાંની અવદશાનો પ્રશ્ન અત્યારે સરકારનું પણ ધ્યાન ખેંચે છે એ સંતોષની વાત છે. થોડા દિવસ પહેલાંજ નામદાર ગવર્નર સાહેબે ગ્રામપુનર્ઘટના બાબત યોજનાઓ બ્હાર પાડી છે. ગ્રામપુનર્ઘટનાનું કામ પ્રજા અને સરકાર બન્નેના સહકારથીજ થઇ શકે. પ્રજા તો ઘણુંએ પોતાના હિત ખાતર કરવા ધારે પણ જ્યાં સુધી સરકારની મદદ નહિ હોય ત્યાં સુધી તેમની મહેનત નિષ્ફળ જશે. કારણ કે અત્યારે રાજ્યવહીવટનું કેન્દ્રસ્થાન શહેરો રહ્યાં. એક વખત એવો હતો કે ગામડાંઓ પોતપોતે પોતાના પ્રશ્નનો ઉકેલ કરી શકતાં. ગ્રામપંચાયત ગામડાંના લોકોના સુખાકારી તેમજ ગામના કાજી તેમના કજીયા ચુકવી દરેક પ્રશ્નનો ઉકેલ કરી નાખતા. અત્યારે આ બધા માટે મ્હોટા ખર્ચો આપી ગામડાંઓને શહેરના પરાધિન રહેવાનું છે. જે હાથમાં પારણાની દોરી છે તે જગ ઉપર શાસન કરે છે. The hand that rocks the cradle rules the world. આ પ્રમાણે ગામડાં એ માતાની ગરજ સારે છે. શહેરને પોષણ આપનાર ગામડાં છે. હિન્દુસ્થાનમાં આશરે ૭૫૦,૦૦૦ ગામડાંઓ છે ને તેમાં દેશની ૯૦ ટકા વસ્તી છે. દેશની જાહોજલાલી શહેરમાં રહેતા ૧૦ ટકા કરતાં ગામડામાં જે ૯૦ ટકા લોકો છે તેના ઉપર વધારે આધાર રાખે છે; અને આ ૯૦ ટકામાં કરજદાર ખેડુત, બેકાર મજુરો અને નિસ્તેજ સ્ત્રી તથા બાળકોની વધારે પ્રમાણમાં વસ્તી છે. એક દેશનો ઇતિહાસ એટલે તે દેશના લોકોની હુન્નર ઉદ્યોગ ખેતી તથા આર્થિક સ્થિતિનો ઇતિહાસ. દેશની આબાદી આ લોકોની સ્થિતિના ઉપર અવલંબીને રહેલી છે. અત્યારે હિન્દની ગરીબાઇ કોઇપણ સુધરેલા દેશના ઇતિહાસને લજ્જારૂપ છે. હિન્દમાં ઉપરાછાપરી દુષ્કાળને લીધે લોકો બહુ બેકાર ને કંગાલ થઈ ગયા છે. એમ કહેવામાં આવે છે કે હિન્દના ખેડુતો બેદરકાર અને ખર્ચાળ છે, અને સારા વખતમાં ભવિષ્યને માટે સાચવીને રાખતાં નથી. પણ તેમના જેવા કરકસરથી તથા સમજને ખર્ચ કરનારા ખેડુતો દુનિયામાં બીજા ભાગ્યેજ મળી શકશે. એમ પણ વળી કહેવાય છે કે ખેડુતોની ગરીબાઇ વધવાનું કારણ તેઓના દેવાં – પણ આ

દેવામાં ધકેલનાર મહેસુલનો બોજો શું દુનિયામાં બીજા ખેડુતોના કરતાં અહીંના ખેડુતો ઉપર વધારે નથી? ત્યારે દોષ કોનો? અત્યારે એમ કહેવામાં આવે છે કે હિન્દ એક ખેતીપ્રધાન દેશ છે ને ખેતીમાં જોઇતી આવકત ન હોવાથી અને ઉપરાછાપરી દુષ્કાળ પડવાથી ગામડાંના લોકોની ગરીબાઇ વધે છે. હિન્દ દેશનો ઉદ્યોગ ૧૮ મા સૈકામાં તેની ખેતીવાડીના જેટલોજ ઉચ્ચ કક્ષાએ પ્હોંચેલો હતો. તે વખતે હિન્દમાં એટલું સુન્દર વણાટકામ થતું કે અહીંનું કાપડ એશીઆ તથા યુરોપના માર્કેટમાં જતું. હિન્દની લક્ષ્મીથી મોહીનેજ પરદેશી લોકોએ અહીં વેપાર કરવા કમ્પનીઓ સ્થાપી—અફગાન તથા મોગલ બાદશાહના વખતમાં આ દેશના કારીગરો પાસે સુન્દર કારીગરીના નમૂના કરાવી આ દેશના ઉદ્યોગને સારું ઉત્તેજન અપાતું અને તેથી દેશનો પૈસો દેશમાંજ રહ્યો. પણ છેલ્લા ૧૫૦ વર્ષથી આ દેશમાંનું દ્રવ્ય પરદેશી કારીગરોના પોષણ ખાતર ખેંચાઇ ગયું.

શાન્તિનિકેતનમાં જે ગ્રામસુધારાનું કામ થાય છે તે બાબત પ્રેમચંદલાલના Shriniketan+ પુસ્તકમા નીચે પ્રમાણે એક ઠેકાણે લખાણ છે:

Shriniketan is situated in the district of Birbhum, about a mile and a half from Shantiniketan, and about three miles from Bolpur, the railway station. During the time of the East India Company, on this very spot, and about a quarter of a mile away, were the residence and indigo factories of the Company. The last of the Company's residents was one Mr. Cheap, whose palatial buildings, although now in utter ruin, are still to be seen. The elephants' stables and the strong masonary work are signs of the magnificence in which Mr. Cheap and other Company's servants lived. Report has it that during his time Mr. Cheap used to export from this locality alone goods ( lacquer, sugar, cotton and indigo ) worth about £ 75000/- every year to England. To-day, not only this locality but the whole district produces next to nothing worthy of export, except a little rice, which is the only crop in the district.

હિન્દના ગામડાને આબાદ કરવાં હોય તો એકજ રસ્તો છે ને તે આ તેમના દ્રવ્ય મેળવવાના માર્ગોને પાછાં મોકળાં કરવાં.

ગ્રામપુનર્ઘટનાનું કામ ચાર વિભાગમાં વ્હેંચી શકીએ.

(1) Increase production both of the Soil and of Village industries. જમીનનો કસ સુધારી તેમાંથી વધારે પાક ઉત્પન્ન કરાવવો એટલે ખેતી અને ગ્રામ ઉદ્યોગોને વધારે સમૃદ્ધ કરવાં.

+ Shriniketan the Institute of Rural Reconstruction.

(2) Reduce waste – ખોટા ખર્ચ દૂર કરાવવા.
(3) Improve Health – આરોગ્ય વધારવું.
(4) Education – કેળવણી.

ખેતીને સુધારવા માટે ગ્યગ્ય તપાસ કરાવી જમીનમાં વધારે પેદાશ થાય તેવાં બી અપાવવાં. હથીયાર તથા હળમાં પણ વધારે સુધારા થઇ શકે ત્યાં તે કરાવી તે રીતે ખેતીની પદ્ધતિ સુધારી આપવામાં મદદ કરવી. ખેતીના કામ માટે ખેડુતો પાસે પૈસા ના હોય તેવાને સહકારી ધોરણે નાણાં ધીરવાં. ખેડુતો કરજમાં હોય છે તેને લેણદારના પંજામાંથી છોડાવવા. આ માટે સહકારી મંડળીઓ સ્થાપવી.

ખેતી ઉપરાંત કંઇક Cottage Industry એટલે ગ્રામ ઉદ્યોગને માટે સવડ કરી આપવી. ખેડુતને વર્ષમાં ચાર માસ નિરુદ્યમિ બેસી રહેવું ના પડે તે માટે તેના હાથમાં કંઇ ઉદ્યોગ આપવાની જરૂર છે. Cottage Industry તરીકે કાંતવાનું, વણવાનું, ઉનીનું કામ હાલ ઘણે ઠેકાણે થાય છે. દરેક ઘરમાં પ્હોંચી શકે તેવા ઉદ્યોગની તપાસ કરતાં સાબીત થયું છે કે રેંટીયા શિવાય એવો બીજો ઉદ્યોગ નથી કે જે સર્વને માટે ઉપયોગી થઇ શકે. રેંટીયાથી સુતર કાંતી પોતાના જ કપાસનો ઉપયોગ થઇ શકે અને પોતાના પુરતાં કપડાં વણી શકાય. તેમજ અનેક વણકરોને સુતર આપી કાપડ વણાટ કરાવવાથી તેઓને પણ રોજી આપી શકાય. હિન્દુસ્તાનમાં હજી પણ હાથવણાટનું કામ કરી હજારો વણકરો પોતાનું ગુજરાન કરી રહ્યાં છે. આ કારણથીજ મહાત્મા ગાંધીજીએ રેંટીયાને તથા ખાદીને આટલું મહત્ત્વ આપ્યું છે. ખેડુતને માટે રેંટીયો ખરેખર આશીર્વાદરૂપ છે. ઉદ્યોગને માટે પણ ગામોમાં જે અનેક પ્રકારના હુન્નર ઉદ્યોગ થાય છે તેને ઉત્તેજન આપવાની જરૂર છે. જે સુંદર કારીગરીના નમૂના અસલ થતા તેને સજીવન કરવા પ્રયત્ન કરવો જોઇએ. આપણે શહેરના લોકો સ્વદેશી વાપરીશું તો આ ગરીબ કારીગરોને રોજી આપી શકાય. દેશની પડતીનું મુખ્ય કારણ તો આપણાં લોકોની પરદેશી ચીજોની મોહની છે. ઘરનાં છોકરાં ભૂખે મરે ને ઉપાધ્યાયને આટા તેમ આપણે પરદેશના કારીગરોને ખટાવી આપણા લોકોને ભૂખે મરતા કર્યા છે. સ્વદેશીથી જ દેશનું ધન દેશમાં રહેશે.

પણ ચારણીમાં પાણી રેડવાથી પાણી ભેગું થાય નહીં તેમ આ ધનનો ખોટો ઉપયોગ થાય તેને અટકાવવાની જરૂર છે. ન્યાતવરા, મરણ, અને લગ્ન પ્રસંગે લોકો સાચવેલો પૈસો વેડફી નાખે છે. ઘણી વાર ખોટા ખર્ચથી પાયમાલ થાય છે. (Litigation) કોર્ટના કજીઆ કરીને લોકો કરજમાં ડુબે છે. આ રીતે ધન વેડફાઇ જાય છે. વળી ઘણી વખત મંદવાડને લીધે કમાવાની શક્તિ ઓછી થાય છે. ધનથીજ કંઇ શરીરનું સુખ સંપૂર્ણ નથી. પ્હેલું સુખ તે જાતે નર્યા. જ્યાં ગંદકી ગંદવારો છે ત્યાં રોગ ફાટી નીકળે છે. ગામડાની અવદશાનું કારણ લોકોની આરોગ્યતા બાબત બેદરકારીને આભારી છે. સાદાઇ સાથે સ્વચ્છતાના પાઠ શીખવવાની જરૂર છે. ગામડાના ઉકરડા સાફ કરી દૂર ખાડા ખોદાવી તેમાં મળ નાખવાથી ગામની સફાઇ વધશે. વળી પીવાના પાણી સ્વચ્છ રાખવા માટે કુવા તળાવ આગળ સાફસુફ રાખવું જોઇએ. ઘણી વખત કુવા વર્ષો સુધી ગળાવ્યા ન હોવાથી ગામમાં ઉપદ્રવ ફાટી નીકળે છે. આરોગ્યને

લગતા ભાષણો દ્વારા તથા શીલ્મ અને મેજીક્લેન્ટર્ન દેખાડી આ માટે પ્રચાર કરવાની જરૂર છે. સ્વચ્છતા અને આરોગ્યતાના કાર્યની શરૂવાતથી જ ગ્રામપુનર્ઘટનાનું કામ શરુ થઇ શકે છે. ગામડામાં સ્ત્રીઓ તથા બાળમરણનું પ્રમાણ વધારે છે તેનું મુખ્ય કારણ સ્ત્રીઓની સુવાવડ પ્રસંગે તેમની પુરતી માવજત થતી નથી ને માતા તથા બાળકને એક અનઘડ દાઇના હાથમાં સોંપવામાં આવે છે તે જ છે. વળી બાળલગ્ન જેવા કુરિવાજથી પણ બાળવયમાં માતા થવાથી સ્ત્રીઓ પોતાની તેમજ બાળકની સંભાળ લઇ શકતી નથી, ને આ તરફ પણ સમાજસેવાનું કામ કરનારને ઘણા પ્રયત્ન કરવાની જરૂર છે. Welfare problems માં Maternity and Infant Mortality "પ્રસુતિ અને બાળમરણ" વિષય ઘણો જ અગત્યનો છે. આ માટે શહેરમાંથી સારી દાઇઓ તૈયાર કરાવી ત્યાં કામ માટે મોકલવાં જોઇએ. હજી 'Registration of Dias' આ કાયદો અમલમાં મૂકાયો નથી. તેને માટે ચળવળ કરવી જોઇએ.

ગામડાની સુધારણાનો મુખ્ય પાયો કેળવણી છે. જ્યાં કેળવણીના જ સાંસાં ત્યાં લોકોમાં દુષ્ટ રૂઢિઓ ઘર કરીને બેઠી છે. પણ આ રિવાજો જો લોકોને યોગ્ય કેળવણી આપવામાં આવે તો આપોઆપ નાબુદ થાય. સરકાર પોતાની ફરજ અદા કરતી હોય તો અત્યારે હિંદુસ્તાનમાં આટલા અજ્ઞાન લોક ન હોય. એક અમેરીકન બાઇ મીસીસ ગરટ્રુડ વીલીયમ્સ પોતાના એક પુસ્તક Understanding India માં એક ઠેકાણે હિંદુસ્તાનની દુર્દશા દૂર કરવા કેટલાક ઉપાય સૂચવે છે.

"It is education; it is schools; it is popular intelligence. All these superstitions and evils which we see in India have their root in the illiteracy, the want of education of the masses of the people. Wipe out the illiteracy, give the people schools, and these jungle growths will be swept away. An educated India will not tolerate purdah, child marriage, the disabilities of widows and the rest. It is appalling to compare the influence of a body of 30 crores illiterate men and women with the potential power that education would give them for progress and advancement. Education would bring a new atmosphere of common sense and wholesome interest into Indian Life, a release to the women and a stimulus to the men. Education would form an entering wedge for the emancipation of millions of untouchables. It would be a levelling influence between the castes, laying bare the artificialities of the system. It would weaken the superstitious credulity which makes the masses the easy prey of thousands of beggar priests. It would undermine the Indian's blind fatalism and make him begin to take account of economics and bacteria. It is the want of schools and

education that makes the Indian people ignorant of the rudiments of sanitation and hygiene, a prey to superstitious fears of gods and evils. India's only hope for the future lies in free compulsory education for the masses."

પ્રાથમિક કેળવણી માટે દરેક ગામડામાં શાળા થવી જોઇએ. તથા આ શાળાઓને માટે યોગ્ય શિક્ષકોને તાલીમ આપવી જોઇએ. ફરજીઆત કેળવણી થાય પણ જ્યાં સારા શિક્ષક જ ના મોકલવામાં આવે ત્યાં શિક્ષણ બધું અધકચરું અને નકામું જાય છે. મોટી ઉમ્મરનાને અક્ષરજ્ઞાન આપવા માટે પણ પ્રયત્ન થવો જોઇએ. (Co-operative Society) સહકારી મંડળ સ્થાપી ગ્રામસુધારણાના અનેક કામો હાથ ધરી શકાય.

ગ્રામ પુનર્ઘટનાની યોજનાને અમલમાં મૂકવા માટે સરકારી અમલદારો ભેગા સેવાભાવી ભાઇબ્હેનોની બહુ અગત્ય છે. રૈયતને શ્રદ્ધા આવે માટે તેઓમાં વસી તેઓનો વિશ્વાસ મેળવી કામ કરવામાં આવશે તો તે સફળ થશે આજે અહીં ભેગાં મળેલાં બ્હેનોમાંથી દરેક તો ગામમાં જઇ કામ ના કરી શકે પણ અહીં રહીને પણ આપણે રૈયત માટે કાંઇક સેવા કરી શકીએ. આપણે તેમના માટે ભાષણોદ્વારા, પુસ્તકોદ્વારા તથા મેજીકલેન્ટર્ન ફીલ્મ વગેરે બતાવીને તેમના અજ્ઞાન અને વ્હેમ દૂર કરી શકીએ તેમના બાળકો તથા માતા માટે સારી દાઇઓ ત્યાં મોકલી શકીએ. ખેતી સુધારવા સારાં હથીયારની શોધખોળ કરી પૂરાં પાડી શકીએ. તેમની કારીગરીને ઉત્તેજન આપી તેમનો બનાવેલો માલ ખરીદ કરી શકીએ. આ રીતે અહીં હાજર રહેલા બ્હેનો ધારે તો ગ્રામસુધારણામાં કંઇક ફાળો આપ્યાનો સંતોષ મેળવી શકે.



# સૂર્યમંડળ

રા. વિ. ય. આવસત્થી

આ પણી પૃથ્વી કાંઇ દુનિયાની વચ્ચોવચ નથી, પણ તે તો સૂર્યની આસપાસ ફરનારી છે, અને પૃથ્વીની જેમ આકાશનાં બીજાં કેટલાંક ચળકતાં ચગદાં પણ સૂર્યની આસપાસ ફરે છે. આ ચગદાં કાંઇ તારાઓ નથી, કેમકે તે ચગદાં આકાશમાં એક સ્થાનેથી બીજે સ્થાને ખસતાં દેખાય છે. અને જે ખરેખર તારા છે તે કેટલાય જમાનાથી સ્થિર દેખાય છે. એ ખસતાં કે ભમતાં ચગદાંને ગ્રીક ભાષામાં ભટકનારા "પ્લેનેટસ" કહેવાય છે, અને આપણે તેમને ગ્રહો કહીએ છીએ.

ગ્રહોનું એ ભમવું કાંઇ અનિયમિત ભટકવા જેવું નથી, પણ જેમ આપણી પૃથ્વી સૂર્ય ફરતી નિયમિત ફરે છે તેમ એ બધા ગ્રહો પણ સૂર્યની ફરતા નિયમિત ફર્યા કરે છે અને અખિલ વિશ્વના આપણા તરફના ભાગમાં મધ્યબિન્દુમાં ગંજાવર પ્રકાશરૂપે સૂર્યનારાયણ બિરાજે છે. આપણી પૃથ્વી તેમજ તેના જેવા બીજા બધાય ગ્રહો સૂર્ય ફરતા એકજ દિશામાં ફર્યા કરે છે, અને તે બધાં એકસરખા અંતરે નથી, પણ ઓછા વધુ અંતરે ફરે છે. આપણી પૃથ્વી સૂર્ય ફરતી આશરે ૩૬૫ દિવસમાં એક ફેરો ફરી રહે છે, જ્યારે છેટેના બીજા ગ્રહોમાંનો કોઇ ગ્રહ તો સૂર્ય ફરતી પોતાની એક પ્રદક્ષિણા પૂરી કરે એટલા વખતમાં આપણી પૃથ્વીએ તો તેની પ્રદક્ષિણાઓ એકસો કરતાં વધારે કરી નાંખી હોય!

સૂર્ય અને સૂર્ય ફરતા ફરનારા ગ્રહો વગેરે બધા કુટુમ્બની મંડળીને સૂર્ય-મંડળ કહેવામાં આવ છે. પણ મૂળ જ્યારે આ પૃથ્વી કે સૂર્ય કાંઇ નહતું એ જૂના પુરાણા કાળમાં કાંઇક પદાર્થોનું એક અદ્ભુત અને ગંજાવર વાદળું માત્ર હતું, અને સૂર્ય, પૃથ્વી, ગ્રહો અને આપણે બધા જે પદાર્થોના બન્યા છીએ તે પદાર્થો એ મહાન વાદળામાં હતા. એવા આદિ વાદળાને ઇંગ્રેજીમાં "નેબ્યુલા" કહે છે. એ નેબ્યુલા-વાદળાના બધા પદાર્થો પ્રથમ કંઇક આડીઅવળી રીતે ધસતા હશે, પણ જેમ જેમ યુગો વીતતા ગયા તેમ તેમ તેના બધા ભાગો વધારે નિયમિત રીતે ફરવા લાગેલા અને લાંબે વખતે તેની ફરવાની ફુદડીની ગતિ બહુ નિયમિત થઇ ગઇ. આ હકીકતને આપણાં શાસ્ત્રોમાં વિરાટ પુરુષનો ઘુમરડી ફરતો તાંડવ નાચ કહ્યો છે.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એ ઘુમરડી ફરતું વાદળું સંકોચાતું ગયું. આખા જગતમાં દરેક પદાર્થનો જથ્થો બીજા જથ્થાને આકર્ષણથી ખેંચવા પ્રયત્ન કરે છે, અને એ નિયમે આ ગંજાવર વાદળાના બધા ન્હાના ન્હાના ભાગો એક બીજાને ખેંચવાથી સંકોચાઇ ગયા. કેમકે તેના બહારના બધા ભાગોને અંદરના ભાગોનું ખેંચાણ ચાલુ થયા કરતું, પણ તેમને તેની બ્હાર બીજું કાંઇ ખેંચનારું ન હતું.

એ નેબ્યુલા-વાદળું ફરતાં ફરતાં સંકોચાયા પછી તેમાંથી કેટલાક ભાગો છૂટા પડતાં તેના ગ્રહો વગેરે બની ગયાં અને મધ્યભાગનો ગંજાવર તેજસ્વી ગોળો રહ્યો તે તેનો

સૂર્યનારાયણ બન્યો. આ રીતે આપણી પૃથ્વી અને તેના ભાઈભાંડુરૂપ બીજા ગ્રહો વગેરે બધાં જન્મ્યાં છે, અને તે બધાં સૂર્ય ઉપર આધાર રાખનારાં છે. સૂર્યમંડળ એક આખું સંપૂર્ણ કુટુમ્બ છે, અને બાકીના આખાય વિશ્વથી અલગ અને સ્વતંત્ર છે. જગતમાં એવાં અનેક સૂર્યમંડળો છે અને તે બધાં અસંખ્ય મંડળોના સૂર્યો બધા અચળ તારાઓ તરીકે ઓળખાય છે.

દાખલા તરીકે સાત તારાનું ઝુમખું જેને આપણા લોકો સાંતીડું કહે છે, અને જોશીઓ સુધરેલી ભાષામાં સપ્તર્ષિના તારા કહે છે તે બધા વરસોવરસ તેની તે જગ્યાએ દેખાય છે. જો કે તેઓ પણ પોતાના સ્થાનમાં ફરે છે અને થોડા થોડા ખસે છે, પરંતુ તે એટલા બધા દૂર છે કે નરી આંખે જોતાં તેમાં કાંઈ ફેર માલમ પડતો નથી.

પણ આપણી પૃથ્વી જેવી ભમતી કે ભટકતી મૂર્તિઓ તો એક સ્થાનેથી બીજે સ્થાને ખસતી હોવાનું સહેલાઈથી જોઈ શકાય છે. આ ભટકતી મૂર્તિઓને ગ્રીક લોકોએ "પ્લેનેટ" નામ આપ્યું છે, અને આપણા જોશી લોકો તેને ગ્રહો કહે છે. દાખલા તરીકે સ્હવારમાં ઉગનારો શુક્રનો ગ્રહ બધા અચળ તારાઓને પણ પોતાના તેજમાં ઝાંખા પાડી દે છે, તોપણ તે અચળ તારો નથી પરંતુ એક ગ્રહ છે. બીજો બ્રહસ્પતિનો ગ્રહ છે, ત્રીજો રાતા રંગનો હોવાથી તેનું નામ ક્રોધી દેવ મંગળ પાડયું છે. આ અને બીજા પાંચ છ ગ્રહો અનેક યુગોથી પૃથ્વીની માફક સૂર્યની આસપાસ ગોળ ફર્યા કરે છે અને તે ગ્રહો તારાઓ કરતાં વધારે ચળકતા લાગવાનું કારણ તો એ છે કે તે બધા આપણી નજદીક છે.

એ બધા ગ્રહો તેમના પંડના પ્રકાશથી ઉજળા દેખાતા નથી, પણ સૂર્યનું અજવાળું તેમની ઉપર પડીને ત્યાંથી પાછું આપણા તરફ આવે છે તેથી એ ગ્રહો ઉજળા દેખાય છે. આપણે તેમાંના એકાદ ઉપર હોઈએ તો આ પૃથ્વીને પણ ત્યાંથી આપણે ઘણી ચળકતી અને ગ્રહની જેમ ફરતી દેખીએ. પૃથ્વી પણ એક ગ્રહ છે અને બીજા ગ્રહોની માફક તે પણ તેનાથી જ પ્રકાશે છે.

અચળ તારાઓમાંનો નજીકમાં નજીક તારો પણ આપણાથી એટલો બધો છેટો છે કે જે અજવાળાથી આપણે તેને દેખીએ છીએ તે અજવાળું કે પ્રકાશ તેની ઉપરથી નીકળીને આપણને પ્હોંચતાં ખરેખર ત્રણ વરસ લાગેલાં છે. પ્રકાશ તો એટલો ઝડપથી ચાલનાર છે કે તે એક સેકન્ડમાં આખી પૃથ્વી ફરતા આઠ આંટા લઈ શકે. તો પછી જે પ્રકાશને અહીં સુધી આવતાં ત્રણ વરસ લાગે તે પ્રકાશવાળો તારો કેટલો બધો દૂર હોવો જોઈએ!

આપણી પૃથ્વી કરતાં સૂર્યની વધુ નજીકમાં ફરનારા બીજા બે ગ્રહો છે, અને બાકીના બધાય પૃથ્વી કરતાં વધારે મોટે અંતરે સૂરજ ફરતા ફરે છે. જેમ પૃથ્વી સૂર્ય ફરતી ફરે છે તેમ આપણો ચાંદો પૃથ્વીની આસપાસ ફરે છે. બીજા કેટલાક ગ્રહોને પણ ચાંદા છે. એવા ચાંદાઓ મહાન ઇટાલીવાસી "ગેલીલીયો" એ પ્રથમ જોયેલા. તેણે એક દૂરબીન બનાવીને બ્રહસ્પતિ ગ્રહની આસપાસ ફરનારા ચાર ચાંદા ગોતી કાઢ્યા હતા. એ બધા ચાંદા બ્રહસ્પતિથી જુદે જુદે અંતરે રહીને તેની આસપાસ ફરે છે, અને એ બધા એક જ દિશાએ ગોળ ફર્યા કરે છે.

પછી બીજા ઘણા ગ્રહોની આસપાસ ફરનારા ચાંદાઓ ગોતી કાઢવામાં આવ્યા છે અને એ બધા ચાંદાને પણ સૂર્યમંડળના કુટુમ્બમાં આપણે ગણવા જોઈએ. જે બે ગ્રહો સૂર્યની

થડમાં છે તેને ચાંદા નથી, આપણી પૃથ્વીને એક ચાંદો છે, ગેલીલીયોના વખત પછી બ્રહસ્પતિની આસપાસ ફરનારા બીજા ત્રણ ચાંદા માલમ પડયા છે, એટલે તેને સાત ચાંદા છે, અને તેથી પણ વધુ હોવાનો સંભવ છે. શનિ નામના અજબ ગ્રહની ફરતા ફરનારા નવ ચાંદા માલમ પડયા છે.

આ પ્રમાણે આખું સૂર્યમંડળ બનાવનારા ગ્રહોની તેના ચાંદાઓ સહિત આપણે નોંધ કરીએ, અને તે સૂર્યથી છેટે હોવાના ક્રમ પ્રમાણે તેના અંતરના આંકડા માઇલોમાં લખીએ, તો નીચે પ્રમાણે કોષ્ટક બને છેઃ—

| ગ્રહનું નામ. | સૂર્યથી કેટલા માઇલ દૂર. | દરેકના વર્ષની લંબાઇ. | ચાંદાની સંખ્યા. |
|---|---|---|---|
| ૧ બુધ | ૩૫૦૦૦૦૦૦ | ૮૮ દિવસ | ૦ |
| ૨ શુક્ર | ૬૬૦૦૦૦૦૦ | ૨૨૪ દિવસ | ૦ |
| ૩ પૃથ્વી | ૯૩૦૦૦૦૦૦ | ૩૬૫¼ દિવસ | ૧ |
| ૪ મંગળ | ૧૪૦૦૦૦૦૦૦ | ૬૮૬ દિવસ | ૨ |
| ૫ બ્રહસ્પતિ | ૪૮૩૦૦૦૦૦૦ | ૧૨ વરસ | ૭ |
| ૬ શનિ | ૮૭૦૦૦૦૦૦૦ | ૨૯½ વરસ | ૯ |
| ૭ યુરેનસ | ૧૭૫૪૦૦૦૦૦૦ | ૮૩ વરસ | ૪ |
| ૮ નેપચ્યુન | ૨૭૫૦૦૦૦૦૦૦ | ૧૬૫ વરસ | ૧ |

આમાં દરેકના વરસની લંબાઈ આપણા દિવસોમાં કે વર્ષોમાં આપી છે એટલે જ્યારે આપણે કહીએ કે નેપચ્યુનના એક વરસની લંબાઇ ૧૬૫ વરસની થાય છે, ત્યારે તેનો અર્થ એમ સમજવો જોઇએ કે–જેટલા વખતમાં નેપચ્યુન સૂર્ય ફરતો પોતાનો એક ફેરો પૂરો કરે છે તેટલા વખતમાં પૃથ્વી સૂર્ય ફરતી ૧૬૫ ફેરા ખાઇ રહે છે.

હજી સૂર્યના કુટુમ્બમાં તે ઉપરાંત સંખ્યાબંધ અજાણી અને અજબ જેવી મૂર્તિઓ છે, અને ઉપર ગણાવી તે કરતાં તે જુદા પ્રકારની છે. મંગળ અને બ્રહસ્પતિના સૂર્યની આસપાસ ફરવાના માર્ગો વચ્ચે કેટલાક અસંખ્ય ન્હાના ન્હાના ગ્રહો ફર્યા કરતા માલમ પડયા છે, અને કોઇ એક મોટો ગ્રહ ભાંગી જવાથી એ નીપજેલા હોવાનું મનાય છે. તે શિવાય કેટલાક ધગ્નગરા જેવી ચળકતી અને ફરકતી પૂંછડીવાળી મૂર્તિઓ પણ સૂર્યની આસપાસ ગ્રહો કરતાં કંઇક જુદી રીતે ફરનારી છે. એ મૂર્તિઓને પૂંછડીઆ તારા કે ધૂમકેતુ કહેવામાં આવે છે, અને તેઓ પણ સૂર્યના કુટુમ્બી છે.

કોઇપણ ગ્રહ સૂર્યની ફરતો બરાબર ગોળ કુંડાળામાં ફરતો નથી, પણ તેમનો ફરવાનો માર્ગ એક દિશામાં જરા સંકોડાયલા કુંડાળાવાળો છે અને ધૂમકેતુની ફરવાની ગતિનું કુંડાળું ઘણું વધારે સાંકડું હોય છે. ધૂમકેતુ પોતાની ફરવાની ગતિ દરમ્યાન એક વખત છેક સૂર્યની થડમાં આવી જાય છે, અને બીજી વખત તેને વળોટી એટલે દૂર સફર કરવા ઉપડી જાય છે તે–છેક કરોડો માઇલ છેટેના નેપચ્યુનના માર્ગને પણ વીંધીને તે બહાર નીકળી જાય છે, અને પછી પાછો પોતાને રસ્તે વળીને છેક સૂર્યની થડમાં ફરીવાર આવે છે.

સિવાય કેટલાક ખરતા તારા જે આપણે લગભગ કાર્તિક માસમાં મોટે ભાગે દેખીએ છીએ તે પણ સૂર્યમંડળના કુટુમ્બીઓ છે. એ કાંઇ તારા નથી, પણ છેક ન્હાની ચીજો છે. આપણી પૃથ્વી ખુલ્લી જગામાં ફરતાં ફરતાં તેને પકડતી જાય છે, અને તે પકડાતા પ્હાણકા કે ખડક જેવડા પદાર્થો હવામાં થઇને ઘસે છે ત્યારે ઘસારાથી ઘણા ગરમ અને ચળકતા થાય છે. તેનો જે કંઇ ભાગ બળતો બાકી રહી જાય છે તે પૃથ્વી સુધી પહોંચે છે. એવા બળેલા ભાગો ઘણા સંગ્રહસ્થાનોમાં રાખવામાં આવેલા છે. આ ટુકડાઓ કોઈ ભાંગી ગયેલા ધૂમકેતુના ભાગો હોવાનું મનાય છે.

હવે આપણા સૂર્યમંડળના કુટુમ્બીઓની ગણત્રી પૂરી થાય છે. સૂર્યનારાયણ સૌની મધ્યમાં બિરાજે છે, ગ્રહો બધા તેની ફરતી પ્રદક્ષિણા કરે છે, ગ્રહોના ચાંદાઓ તેમના ગ્રહોની ફરતા ફરે છે, મંગળ અને બ્રહસ્પતિની વચ્ચે દેખાતા ઘણા ઝીણા ગ્રહો, તથા ધૂમકેતુઓ અને પ્હાણકા જેવડી ઝીણી મૂર્તિઓ–એ બધું ટોળું પણ સૂર્યનારાયણ ફરતા ફેરા કરે છે. અને તે બધાં એકજ દિશામાં ફરે છે તથા પૃથ્વી જેમ ફુદડી ફરતી જાય છે તેમ એ બધાં પણ તેજ દિશામાં પોતાની મેળે ફુદડી ફરતાં જાય છે. તેમના ચાંદા પણ તેજ દિશામાં તેમની ફરતા ફરે છે, અને સૂર્યદેવ પોતે પણ એજ દિશામાં ફુદડી ફર્યા કરે છે.

આખુંય સૂર્યમંડળ જો કે અખિલ જગતના અમુક એક ભાગમાં છે, તોપણ તે આખું મંડળ કાંઇ એકની એક જગાએ સ્થિર થઇને રહેતું નથી. સૂર્યનારાયણ તેના બધાય ગ્રહો તથા ચાંદા સહિત એક સેકન્ડમાં આશરે બાર માઇલને વેગે ખાલી જગામાં ફર્યા કરે છે, અને જે ખાલી ભાગમાં સૂર્યમંડળ હાલ એકલું અને નોખું છે તેમનું તેમ તે સદાય નોખું જ રહેશે–એમ માનવાનું કાંઇ કારણ નથી.*

---

* ઈ. સ. ૧૯૩૦ માં એક નવો નવમો ગ્રહ શોધાયો છે. તેનું નામ (Pluto) પ્લુટો પાડવામાં આવ્યું છે પણ ત્હેના કદ; અન્તર વગેરે હજી ચોકકસ જાણવામાં આવ્યા નથી.

# માયા મંજરી

રા. વરજીવન કલાર્ક બી. એ.

માયા એટલે શું? આવરણશક્તિ ને વિક્ષેપ શક્તિનો સરવાળો, તે માયા. જ્યાં બે શક્તિ હોય ત્યાં નૈસર્ગિક રીતે એક પ્રધાન ને બીજી ગૌણપદે રહે છે. અહિં આવરણશક્તિ પ્રધાનપદે અને વિક્ષેપશક્તિ ગૌણપદે છે. દૃષ્ટાંતની સહાયતાથી આ બાબત તરત ધ્યાનમાં ઉતરી શકે

અંધકારમાં એક રજ્જુ (દોરડી) પડેલી છે. રજ્જુને રજ્જુ તરીકે નહિ જોવી તેનું નામ 'આવરણ' આવરણ એટલે ઢાંકણ અથવા આચ્છાદન. રજ્જુમાં રહેલું રજ્જુપણું આચ્છાદિત થવાથી તે ધ્યાનમાં નથી આવતું. આ પહેલો દોષ છે. બીજો દોષ એ કે 'રજ્જુ' પર આક્ષેપ મુકી તેને 'સાપ' સમજવો રજ્જુને સાપ સમજી વ્યવહાર કરવો તેનું નામ માયા. તેવીજ રીતે છીપોણીમાં રૂપાની ભ્રાંતિ થવી તે પણ માયા. રજ્જુપણા પર આવરણ આવવાથીજ સાપનો વિક્ષેપ થયો. રજ્જુને રજ્જુ તરીકે ધ્યાનમાં લેત તો તેમાં સાપની ભ્રાન્તિ ન થાત. કહેવાની મતલબ કે આવરણશક્તિ આવી કે વિક્ષેપશક્તિને નોતરું દેવું નહિ પડે. જ્યાં આવરણશક્તિ હાજર રહે ત્યાં વિક્ષેપશક્તિ અણુવર માફક હાજર રહેવાનીજ.

ઉપર કહેલી બે શક્તિઓ નષ્ટ થતાંજ સત્ વસ્તુનું જ્ઞાન પ્રદિપ્ત થાય છે. જાગૃત અવસ્થામાં બન્ને શક્તિઓ પૂર જોસથી કામ કરે છે ને તેથીજ શાંતિ પ્રાપ્ત થતી નથી. જ્યાં શાંતિ છે ત્યાંજ આનંદ છે. સુષુપ્ત અવસ્થામાં રાગ, દ્વેષ હોતા નથી. તે અવસ્થામાં પરમાત્માના સાન્નિધ્યમાં આવવાથી વિક્ષેપ દૂર થાય છે, ને શાંતિપદ પ્રાપ્ત થાય છે. પરમાત્માના સાન્નિધ્યમાં સમજણથી અથવા અણસમજણથી જવાથી શાંતિ પ્રાપ્ત થાયજ કારણ કે પરમાત્મા પોતેજ સત્ ચિત્ આનંદરૂપ છે. સત્ એટલે જેના વિષે "હતો," "થશે" – એવા શબ્દ-પ્રયોગ નજ વપરાય. સત્ ત્રિકાળાબાધિત છે – અવિનાશી છે. ચિત્ ને ચિદ્ એકજ. ચિત્ અથવા ચિદ્ એટલે જ્ઞાન, અગ્નિમાં સમજણપૂર્વક કે અણસમજણથી પગ મુકવાથી તે દઝાવવાનોજ, કારણ કે દઝાડવું એ અગ્નિનો નૈસર્ગિક નિયમ છે. તેવીજ રીતે પરમાત્માના સાન્નિધ્યમાં શાંતિજ પ્રાપ્ત થાય. સુષુપ્ત અવસ્થામાં વિક્ષેપ નષ્ટ થવાથી જે આનંદ અનુભવમાં આવે છે, તેમાં સમજણ નથી. જ્યારે આવરણ પણ નષ્ટ પામે ત્યારેજ જ્ઞાનમય આનંદનો ઉપભોગ મળી શકે. જીવનમુક્ત પુરુષો જન્મજન્માન્તરના પુરુષાર્થથી આ જ્ઞાનમય આનંદના ભોક્તા થયા. સંસારિક લોકોનો સુષુપ્તિનો આનંદ ને જીવનમુક્ત પુરુષોનો જાગૃત અવસ્થાનો આનંદ એકજ, પણ તેમાં એક મહાન તફાવત છે. ઉપર કહ્યા મુજબ સંસારિક લોકોના સુષુપ્ત અવસ્થાના આનંદમાં સમજણ નથી જ્યારે જીવનમુક્ત પુરુષોના જાગૃતાવસ્થાના આનં-દમાં પૂર્ણ સમજણ હોય છે, કારણ કે તે સમજણપૂર્વકજ પરમાત્માના સાન્નિધ્યમાં જાય છે.

શ્રુતિમાતા કહે છે કે **पुरुष एक हंसः** મનુષ્ય પ્રાણી બધાજ હંસ છે. બધાનું અસલનું સામાન્ય નામ 'હંસ.' વ્યક્તિગત નામો તે વિશેષ નામો. હંસ દૂધપાણીના મિશ્રણ-

માંથી ફક્ત દૂધ જ ગ્રહણ કરે છે, તેમજ મનુષ્યપ્રાણીમાં પણ હંસવૃત્તિ છે. જગત એટલે જડ ચેતનનું મિશ્રણ – સત્ અસતનું મિશ્રણ વગેરે. "મનુષ્યપ્રાણીના બધા જ વ્યવહાર અવિદ્યાગ્રસ્ત છે" એમ શ્રી શંકરાચાર્ય ભગવાન કહે છે, કારણ કે "હું બ્રાહ્મણ છું" એ વાક્ય પણ અસત્ છે. "હું" છું તે "બ્રાહ્મણ" નથી, ને "બ્રાહ્મણ" છે તે "હું" નથી. *एक* શબ્દ સંખ્યાવાચક નથી. *एक* નો અર્થ અહીંઆ 'મૂખ્ય' લેવાનો છે. હંસોમાં પણ જે મોટા તે 'પરમહંસ' તેથી જ શ્રીરામકૃષ્ણ 'પરમહંસ' નામે પ્રસિદ્ધિ પામ્યા. મનુષ્યપ્રાણી અસલ હંસરૂપ, પણ માયા બજારમાં બગલારૂપ થઇ બેઠા. બગલામાં દૂધપાણીના મિશ્રણમાંથી ફક્ત દૂધ જ ગ્રહણ કરવાની શક્તિ નથી. મનુષ્યપ્રાણીમાં પણ આ સાર અસાર સમજવાની શક્તિ છે પણ તે આચ્છાદિત થઇ છે. તે શક્તિનો પ્રાદુર્ભાવ કરવાને માટે પુરૂષાર્થની જરૂર છે. પોતે સ્વયંપ્રકાશ, સતરૂપ, ચિદરૂપ, આનંદરૂપ, નારાયણ સ્વરૂપ હોવા છતાં તે બળતું જ સ્વરૂપ ઓઢી બેઠો, એનું નામ જ માયા. શ્રી ભગવાન શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૫ મા અધ્યાયમાં અફસોસ બતાવી કહે છે કે **ममैवांशो** છતાં **जीवभूतः** જીવાત્મા મારો જ અંશ છતાં તે પોતાની કૃતિને લીધે જીવનો જીવડો થઈ ગયો. શ્રુતિ પણ તેવો જ અફસોસ બતાવે છે. **आराममस्य पश्यन्ति न तं पश्यति कश्चनेति.** સુષુપ્ત અવસ્થાનો આનંદ જ ફક્ત મનુષ્યપ્રાણી અનુભવમાં લે છે પણ તે આનંદ શો, કેવો, કોનો, ક્યાંનો વગેરે સમજવાની દરકાર પણ રાખતો નથી. સ્વામી વિવેકાનંદે પણ ગાજી વગાડીને કહ્યું છે કે "The modern civilization is based on the recognition of the animal in man and ignoring the divine in him." મનુષ્ય પ્રાણીઓના પુરુષાર્થ જ એવા છે કે પરમાત્મા, જીવનમુક્ત અને બ્રહ્મનિષ્ઠ પુરુષોને પણ અફસોસ કરવો પડે. માયાના પડળ સત્ય જ્ઞાનથી દૂર થતા સમજાશે કે **ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम् ॥** हरि ॐ तत्सत्.

## ઘૃણા

જીગરમાં જુદાઇનો જ્વાળામુખી ધીકતો હોય—
નયનેથી અવિશ્રાંત શ્રાવણભાદરવો નીતરતો હોય—
ચારે બાજુથી સ્મૃતિજ્વાળા ફુંકાતી હોય—
દૂર દૂરથી નિરાશાના કાળા પહાડો ડરાવતા હોય—
અમૃત ઝેર થાય – જળ મૃગજળ બને
એવે સમયે તું જ કહે—
મારા પ્રભુ !
આ ભયંકર – પ્રલયકારી – અટ્ટહાસ્ય નહીં તો હું શું કરું?
પછી ભલે સંસાર બેશરમ કહે.
તું જ કહે — મારા પ્રભુ !
એવી વખતે હું શું કરું?

-નીલમચંદ્ર

# સાક્ષરનું નિદિધ્યાસન

## રા. મુનિકુમાર મ. ભટ્ટ

[ લાઠીનું સાહિત્ય સંમેલન, કલાપી સ્મારકની યોજના વડે અથવા બૃહદ્ ગુજરાતમાં વિખરાયેલા ગુજરાતીઓને એક ઠરાવને તાંતણે બાંધી લેવાના પ્રયાસ વડે જેટલું યાદગાર રહેશે તેટલું બલ્કે તેથી વધારે યાદગાર તે મજકુર પ્રસંગે બનેલા નીચેના બનાવથી પણ રહેશે; નહિ રહે તો રહેવું જોઇએ.

બનાવ ટૂંકામાં આટલો જ હતો. કાઠિયાવાડનાં એક જંકશને બે સાક્ષરો વાતોમાં મશગૂલ હતા તેવામાં તેમાંના એકે પોતાની ગાડી વિશે કોઇકને પ્રશ્ન પૂછયો અને રેલ્વેવાળાએ ભૂલથી તેનો ખોટો ઉત્તર આપ્યો તેને પરિણામે સાક્ષરે શું કર્યું તે કવિતામાં દર્શાવ્યું છે.

સાક્ષરોનાં લક્ષણો સામાન્યતઃ વિદ્વત્તા, ગંભીરતા, ધીરતા, શાંતિ, પીઢતા, પ્રૌઢતા, વગેરે સુવિદિત અને માન્ય છે; પરન્તુ તે સર્વ અવગણી દોડવાનું નૈપુણ્ય પણ તેઓ દાખવે છે એ અનુભવ આ વખતે નવો જ હતો અને તે વખતે ત્યાં હાજર રહેલામાંથી એક કવિને અંતઃક્ષોભ થવાથી નીચેનું કાવ્ય સ્વયંસ્ફુર્તિથી ઉદ્ભૂત થયું છે. તન્ત્રી : મુકુર ]

ભુજંગી છંદ

સમી સાંજના એકદા સાત વાગે, બની રોશની જ્યાંહિ કિટ્સન્ ચિરાગે;
ત્યહાં જંકશન સ્ટેશને ટ્રેન વ્હેલી, જવા બેઉ જૂદે સ્થળે થાય ભેળી.

ઠભા બે મહિંથી ત્યહાં સાક્ષરો બે, નીચે ઉતરી અન્યને દેખી શોભે;
'અહોહો' 'અહોહો' થી બન્ને નવાજે, પછી ચાલતા સાથમાં વાત કાજે.

લીધો જોડણી પ્રશ્નને હાથ પ્હેલો, ગિરા ગુર્જરીનોય પ્રશ્ને છણેલો;
અને કોષ સાહિત્યની વાત કાઢી, થતી'તી ત્યહાં રાત અત્યંત તાઢી.

પછી વીર નર્મદ, કવિ અન્ય, લીધા, ઘણું કોકડાં વાંકડાં કીધ સીધાં;
છતાં નાવતો પાર સંવાદ કેરો, સુણાતો રહ્યો સાક્ષરી સાદ ઘેરો.

પછી ગાર્ડને પૂછિયો પ્રશ્ન એકે, "કહો ગાડી પૂરવ તણી ઊભી છે કે"?
કહે ગાર્ડ, "ના ગાડી એ ઉપડે છે," "સુણો સીટી" ને નાદ કર્ણે પડે છે.

પછી સાક્ષરે હાથમાં બૂટ લીધાં, અને નાક ચશ્માં જરા ઠીક કીધાં;
અને મુઠ્ઠીઓ વાળીને દોટ મૂકી, રખે ગાડી એ ભૂલમાં જાય ચૂકી.

હતા પશ્ચિમે ત્યાંથી એ પૂર્વ માંહિ, વધે, ગાડીશા, પૂજ્ય વિદ્વાન ત્યાંહિ;
ઉડંતાં શિરે વાળના ઝુલ્ફ ખાસાં, વિમાસે વટેમાર્ગુ વિદ્વાન આ શા!

પછી નીકળી યાર્ડથી બ્હાર આવે, પરન્તુ દગે ટ્રેન એન્જીન નાવે,
હતી બાલીકા બે રમન્તી જ છબ્બા, અને રેલ્વેના જ નિક્ષેપ ડબ્બા.

પછી રોશમ આવીને ગર્જ્યા તે, "અરે રેલ્વેની કહો રીત આ તે"?
પછી રેલવેનો કહે ભૃત્ય એક, "ન થાઓ મહાશય અહિં ક્રોધી છેક.

હજુ ના ડબા કેરું કપ્લીંગ કીધું, છતાં કાં ડીપાર્ચર તમે માની લીધું"?
"અમો હોઈ સાક્ષર બીજું કૈં ન જાણું, પછી શે કહો રૂલ–રેલ્વે પ્રમાણું"?

પછી બેસીને ગાડીમાં સ્વસ્થતાથી, કરે વાત ત્યાં પેખીને નિજ સાથી,
"કહો કેવી આ ક્રૂરતા લોકની છે, નહિ સાક્ષરી માનને તેહ પ્રીછે.

અધુરા રહે પ્રશ્ન સાહિત્ય કેરા, પછી પામશો ગ્રંથ ક્યાંથી અનેરા"?
"નકી પ્રશ્ન ચર્ચું પહોંચી જ લાઠી, બધા લોકની છે દશા આવી માઠી."

દોહરા.

અટપટીયા સંસારમાં, ખટપટિયા સહુ લોક;
તેમાં સાક્ષર દોડતા, વિરલા ભાળે કોક.



मनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




## અર્વાચીન ગુજરાતી કવિતા સાહિત્ય:

લે. રામનારાયણ વિ. પાઠક
પ્ર. ગુ. વ. સોસાઇટી, અમદાવાદ. ૦–૬–૦

આ ન્હાના પુસ્તકમાં શ્રી. રામનારાયણભાઇના ત્રણ ભાષણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ ભાષણોમાં કાવ્ય સાહિત્યના દેહની – પદ્ય રચનાની વિવેચના વ્યાખ્યાતાએ કરી છે.

શરૂઆતમાં ઐતિહાસિક બળો અને તેને લીધે પદ્યરચનામાં જે ફેરફારો થયાં છે તેની ચર્ચા કરવામાં આવી છે. તેમાં Longer narrative Poemsના પ્રાદુર્ભાવમાં પ્રાચીન ઢાળોના પુનરૂદ્ધારનો સંભવ લેખકે જણાવ્યો છે. પરંતુ આ બધા ઢાળો આપણાં પ્રાચીન કાવ્યોમાં કેમ દર્શન દે છે તે વિચારતાં ખરું કારણ તો એ જ જણાય છે કે એ બધાં જનસમાજમાં ગવાતાં અને કાવ્યના સર્જકનું લક્ષ્ય પણ એ જ રહેતું; એટલે ભવિષ્યનાં આખ્યાન કાવ્યોને આ ઢાળોની જરૂર રહેશે એમ કહેવું ઉચિત નથી. બીજું પ્રાચીન અને અર્વાચીન રાસ કે ગરબાના તાત્ત્વિક ભેદ માટે શ્રી. પાઠકે માત્ર નિર્દેશ જ કર્યો છે. આ બાબત વધારે સ્પષ્ટ અને સંપૂર્ણ વિવેચનાની જરૂર રહે છે, અને તે માટે ગરબા કે રાસમાં સંગીત, નૃત્ય અને અભિનયના પરસ્પર સંબંધના સૂક્ષ્મ દર્શનની આવશ્યકતા છે. કવિ ન્હાનાલાલે પણ આ વિષયનું સ્પષ્ટીકરણ કર્યું નથી.

બંગાળી સાહિત્યના પરિચયથી ઊતરી આવેલી પદ્ય રચનાઓ પરત્વેનું શ્રી. પાઠકનું વિધાન કોઈક અર્ધસત્ય જેવું લાગે છે. રા. ઝીણાભાઇ દેસાઇનો (સ્નેહરશ્મિ) જે પ્રયોગ એમણે દૃષ્ટાન્તરૂપે લીધો છે તે ઉપરાન્ત બીજા પ્રયોગો પણ મળી આવત, જેમાં બંગાળી ભાષાના બળવાન પ્રયત્નથી વર્ણો ચગદાઈ જતા ન જણાય, અને એ પદ્ય રચનાનો જે ભય છે તેને શબ્દોના ઉચ્ચારણ જોડે તાત્ત્વિક સંબંધ કેટલો છે એ પણ વિચારવું ઘટે છે. વર્ણોનું

એ પદમાં આવતું ઉચ્ચારણ બંગાળી ભાષાનું જ તત્ત્વ હોય તો પદનો લય એવા ઉચ્ચારણથી સ્વતંત્ર ગણાવો જોઈએ તેથી એ પદ રચનાઓનું સંગીત માત્રા અને તાલનું પ્રમાણ સાચવીને પણ ગુજરાતીમાં ન ઊતારી શકાય એવું વિધાન કરવા જેટલા પ્રયોગો હજુ ગુજરાતીમાં થયા નથી.

બીજા વ્યાખ્યાનમાં વૃત્તોના વિસ્તાર અને મિશ્રણની ચર્ચા છે. વિષય હરિગીત વિષેના એમના કથનનો ખુલાસો શ્રી. નરસિંહરાવભાઈના ચર્ચાપત્રથી પ્રસ્થાનમાં થઈ ગયો છે તે વિષે અહીં ઉલ્લેખ માત્ર બસ છે. એટલે એમણે આપેલાં દૃષ્ટાન્તો પરથી જણાય છે કે કેટલાક છંદોમાં એકાદ ખંડ વધારવાથી કે એકાદ ખંડ ઓછો કરવાથી ઘણી વૈચિત્ર્યમય રચનાઓ થઈ શકે છે. આ ઉપરથી નવી પદ્ધતિ સ્વીકારીને આપણે છન્દોનું જ્ઞાન પણ ગણને બદલે ખંડદ્વારા આપીએ તો ચાલે કે નહિ એ પ્રશ્ન નિરાળો છતાં વિચારવા જેવો છે. બીજું 'ખંડ' કે 'અભ્યસ્ત' પૂર્વપદ છન્દને ક્યારે લગાડી શકાય તેનો પણ નિર્ણય કરવાની જરૂર છે; એટલે જેમ ખંડ શિખરિણીનું બંધારણ નિયત થયું છે તેમ બીજા છન્દો, જેમના પ્રયોગો પ્રચારમાં છે તેમના માટે પણ થાય એ ઇષ્ટ છે અને છન્દની એક પંક્તિને બે કે ત્રણ ખંડોમાં છાપીએ તો તે નવો છન્દ પ્રયોગ કહેવાય ખરો? અથવા તો બે પંક્તિઓને એક પંક્તિ તરીકે સળંગ છાપવામાં આવે તો તેને આપણે છન્દના નવા અખતરામાં ગણીશું? આ પ્રશ્નોનો સ્પષ્ટ ખુલાસો થવાની જરૂર છે. આવા પ્રયોગોથી વૈચિત્ર્ય આવે તો ભલે પણ છન્દના તાત્ત્વિક સ્વરૂપમાં કાંઈફેર થતો નથી.

રા. સુન્દરમના જટિલ (?) પ્રયોગની ચર્ચા કરતાં એક વસ્તુ શ્રી. પાઠકના લક્ષ બહાર રહી ગઈ હોય એમ જણાય છે. **ગા ગા** લ ગા ગા **લ લ** ગા લ ગા ગા ઇન્દ્રવજ્રાના બે ખંડ (લેખીએ તો) ઉપર પ્રમાણે છે. પહેલા અને બીજા ખંડનો ભેદ સ્પષ્ટ જ છે એટલે રા. સુન્દરમના પ્રયોગમાં અક્ષરમેળ પંક્તિ માત્રા મેળ બની જાય છે એમ કહેવું એ સાચું નથી. વસ્તુતઃ એક આખું ચરણ બે ખંડમાં છપાયું છે અથવા પ્રથમ ખંડની પુનરુક્તિ કરવામાં આવી છે. અનુષ્ટુપ્ જોડેનાં બીજા છન્દોના મિશ્રણો વિષે એમણે જે કહ્યું છે તેમાં રુચિભેદ અને મતભેદને અવકાશ છે. એ મિશ્રણ વેદોમાં હોય તો તેમાં વેદનું સંગીત એક સબળ કારણ છે અને વેદકાળનું સંગીત એ છન્દોમાં લુપ્ત થયું છે. છન્દોમાં કોઈ કોઈ પ્રયોગોની છૂટ ચલાવી લેવાની ઉદારતા શ્રી. પાઠક બતાવે છે. પણ તેવી છૂટને મર્યાદા દોરી ન શકાય અને અન્તે તો અવ્યવસ્થા જ વ્હોરી લેવી પડે એ વિચારવા જેવું છે. એટલે આવી છૂટ અપવાદરૂપે રહે એજ ઇષ્ટ છે. સમર્થ જનો એવી છૂટ લે એટલે તેને અપનાવી લેવાનો કે નિયમબદ્ધ કરવાનો પ્રયાસ કરવો એ ઇષ્ટ નથી.

ત્રીજા વ્યાખ્યાનમાં બ્લેંકવર્સ સંબંધે ગુજરાતીમાં થયેલા પ્રયોગોનો ઇતિહાસ અને સમાલોચના છે. આમાં સૌથી વધારે ભાગ કવિ ન્હાનાલાલની 'ડોલન શૈલી' એ રોક્યો છે. અને એ શૈલી પરત્વે શ્રી. પાઠકે જે વિધાન સચોટ રીતે કર્યાં છે તે માટે તેમને અભિનન્દન ઘટે છે. એક જ બીજના આ વર્તનથી થતા છન્દોમાં બ્લેંકવર્સનું તત્ત્વ સર્વાંશે નહિ આવી શકે એ એમણે સ્પષ્ટતાથી દર્શાવ્યું છે; જોકે 'વનવેલી' માં વૈવિધ્ય માટે અવકાશ છે ખરો પણ પૃથ્વીછન્દ માટે એમણે જે આશા દર્શાવી છે તે સાર્થક લાગે છે. પરન્તુ તેમાં છાન્દસ

અને આર્ય યતિની ચર્ચા જરા વધારે વિસ્તારથી થવી ઘટે છે. પ્રો. ઠાકોરે પણ પૃથ્વીને દહોરાવતાં છાન્દસ યતિનો (કદાચ અજાણતાંજ) સ્વીકાર કર્યો છે એ ભૂલાવાતું નથી

સ્વીકારી કંઇ નાચતી
સખી જયન રાચતી
વિયોગ ન કળાવતી થઇ અલોપ એ ઘોડલી

આ દૃષ્ટાન્તમાં ખંડોમાં તો યતિ છે એટલુંજ નહિ પણ કદાચ તેની અસરને લીધે પછીની પંક્તિમાં પણ યતિ આવી ગયો છે. આ પરથી એટલું સમજી શકાય કે છાન્દસ યતિ નિરર્થક તો નથી.

પણ અહિં મૂલગત પ્રશ્નની જ ચર્ચાની જરૂર નથી? Accentનું તત્ત્વ તો આપણી ભાષામાં કદી આવી શકે તેમ નથી. ત્યારે કોઇ નવા છન્દની આપણને ખરેખર જરૂર છે ખરી? કાવ્ય રચના માટે વિવિધ છન્દો અને નાટકો માટે ભાવના આન્દોલનોનું પ્રતિબિમ્બ ઝીલતું ગદ્ય પર્યાપ્ત નથી? નર્મદાશંકરે આવી જાતના છન્દના સ્વીકારની જરૂર જણાવી માટે જ આપણે ઉત્તરોત્તર તે સ્વીકારતા જઇએ અને અખતરા કરતા જઇએ એ ઉચિત ન કહેવાય. એટલે આ મૂળ પ્રશ્નની પણ સવિસ્તર ચર્ચા શ્રી. પાઠકે કરી હોત તો અસ્થાને ન ગણાત.

શ્રી. પાઠકના આ ભાષણો સાહિત્યના અભ્યાસીને ઉપયોગી થઇ પડે તેવાં બેશક છે અને આપણે બીજા ભાષણોની પણ આતુરતાથી રાહ જોઇશું.

મા.........સ.

## પ્રાથમિક શાળામાં શિક્ષક:

લેખક: ગિજુભાઇ
કિંમત ૧૦ આના

શ્રી ગિજુભાઇનાં પ્રાસંગિક પ્રવચનો અને લેખોનો આ સંગ્રહ છે. બાળકેળવણીની અનન્ય ઉપાસનાના અનુભવનું એ ફળ હોઇ, શિક્ષણમાં રસ લેનાર એને સહર્ષ વધાવી લેશે એમ આશા છે.

પુસ્તકનું નામ સૂચવે છે તેમ એમાં પ્રાથમિક શાળાના શિક્ષકના ધર્મોનો અને એની સ્થિતિનો જ વિચાર કરેલો છે. છૂટક લેખો અને પ્રવચનોનો સંગ્રહ હોઇ, એમાં શાસ્ત્રીય નિરૂપણની સુબદ્ધતા નથી, છતાં શિક્ષકના જીવનને લગતા લગભગ દરેક વિષયને સ્પર્શ કરેલો છે. પુસ્તકને પાને પાને શિક્ષકની કંગાલિયતનું તીવ્ર દર્દ અંકાયેલું છે, અને પ્રકરણે પ્રકરણે શિક્ષકના કર્તવ્યની મહત્તાનું ભાન અને તે સિદ્ધ કરવા શિક્ષકને પ્રેરવાની તાલાવેલી અનુભવાય છે. શિક્ષક હોઇએ કે ન હોઇએ, આખું પુસ્તક રસથી વાંચવું ગમે એવું છે.

કેળવણીના કાર્ય ઉપરજ દેશની સંસ્કૃતિ અને આબાદી અવલંબે છે. જીવનનું અંતિમ લક્ષ્ય શું છે, વ્યક્તિગત તેમજ સામાજિક જીવન કેવી પ્રવૃત્તિઓદ્વારા ખીલવવું છે એનો જે નિર્ણય અને સ્વતંત્રપણે વિચાર ન કરી શકે, અને વિચાર કર્યા પછી જે તેને કેળવણી દ્વારા સમાજમાં ઉતારવા સ્વતંત્ર ન હોય તે કેળવણી આપવાના કાર્યમાં નિષ્ફળ જ જવાનો. આપણામાં આ બેમાંથી એકેય નહોતું. સદ્ભાગ્યે આપણા કર્તવ્યનું આપણને ભાન થવા

માંડ્યું છે.—એને આચરવા માટે પૂરતું સ્વાતંત્ર્ય નથી જ, અને ત્યાં સુધી કર્તવ્યનું ભાન હોવા છતાં આપણે અપંગ જ છીએ. છતાં કર્તવ્યનું ભાન અને તે પાર પાડવાની પ્રતિજ્ઞા જો તીવ્ર હશે તો અર્ધું કાર્ય થઇ જશે. આ પુસ્તક ઉંઘતા શિક્ષકસમાજને જગાડવા માટે છે; તૃણવત્, શ્વાનવૃત્તિથી જીવી રહેલા ગામડાં-તેમજ શહેરના મહેતાજીજગતને ઘડીભર થોભી જઇ પોતાના ઉપર વિચાર કરવા પ્રેરવા માટે છે. યોગ્ય બનો, સ્વાધીન રહો, સંગઠ્ઠન સાધો એ એના ઉપદેશનો સાર છે. એમાંનાં 'શિક્ષક કેવો હોવો જોઇએ?', 'આપણી શાળામાં નહિ ચાલે' 'શિક્ષકોએ શાળા ક્યારે છોડવી?', 'શિક્ષકની કબૂલાત', 'શિક્ષકનો ધારો', 'નીચલા ધોરણનો શિક્ષક'—એ પ્રકરણો શિક્ષણમાં રસ લેનાર સૌ કોઇ વાંચે અને તેનો પ્રચાર કરે એટલી નમ્ર ભલામણ છે.

પુરુષોત્તમ શાહ